# કબીર વચનાવલી


અનુવાદક
પિનાકિન્ ત્રિવેદી

સહ–અનુવાદક
રણધીર ઉપાધ્યાય






સાહિત્ય અકાદેમી
નવી દિલ્હી.

*Kabir Vachanavali* Gujarati translation, along with transliteration of the select poems of the Hindi poet Kabir by Pinakin Trivedi, Co-translator . Randhir Upadhyaya, Sahitya Akademi, New Delhi 1979 Rs 30 00



પ્રથમ આવૃત્તિ. ૧૯૭૨
દ્વિતીય આવૃત્તિ. ૧૯૭૯

પ્રાપ્તિ સ્થાન :
સાહિત્ય અકાદેમી
રવીન્દ્ર ભવન
૩૫, ફીરોઝશાહ રોડ
નવી દિલ્હી–૧.

બ્લોક V–બી
રવીન્દ્ર સરોવર સ્ટેડિયમ
કલકત્તા–૨૯

૨૯, એલ્ડેમ્સ રોડ, તેનામપેટસ, મદ્રાસ ૧૮

મુંબઈ મરાઠી ગ્રંથ-સંગ્રહાલય બિલ્ડિંગ
૧૭૨ નાયગામ ક્રોસ રોડ, દાદર
મુંબઈ–૧૪

મુદ્રક :
બલદેવ પરમાર
પેકવેલ પ્રિન્ટર્સ
૧૦૬, બજાર વોર્ડ, ખેતાણી એસ્ટેટ
કુર્લા–મુંબઈ ૪૦૦ ૦૭૦.

# કબીર

## (પ્રસ્તાવના)

આપણા દેશના જે સંતોએ જાતિ અને સંપ્રદાયથી પર એવા પરમ સત્યનો સાક્ષાત્કાર કર્યો છે અને પોતાની અનુભવસિદ્ધ વાણી દ્વારા જનતાને એનું પ્રત્યક્ષ ભાન થાય એવો પ્રયત્ન કરેલો છે, તેવા સંતોમાં કબીરજીનું સ્થાન ઘણું જ મહત્ત્વ પૂર્ણ છે. પ્રચલિત માન્યતાઓ પ્રમાણે તો કબીરદાસ સિકંદર લોદીના જમાનામાં થઈ ગયા અને એમણે સ્વામી રામાનંદ પાસેથી બાળપણમાં જ દીક્ષા લીધી હતી. અંતકાળ આવી પહોંચતાં તે કાશી છોડીને મગહર ગયા હતા. એમના જીવનનો ઘણોખરો સમય કાશીમાં જ વીત્યો હતો. સાંપ્રદાયિક માન્યતાની પ્રણાલિકા પ્રમાણે એ કોઈ બ્રાહ્મણ વિધવાના પુત્ર હતા. સામાજિક મુશ્કેલીઓને લીધે જનેતાએ આ બાળકનો જન્મ થતાં જ તેને લહરતારા તળાવને કાંઠે તજી દીધું હતું. સંજોગવશાત્ નીરુ નામનો એક વણકર એ જ રસ્તેથી જતો હતો. તાજા જ જન્મેલા લાગતા એ નિરાધાર બાળકને આવી દશામાં પડેલું જોઈને એના દયાળુ હૃદયમાં કરુણા પ્રગટી. પરિણામે એણે એ બાળકને ઘેર લાવીને એનું પાલનપોષણ કર્યું. કાશીમાં મરનારને અવશ્ય જ મુક્તિ મળે છે એવી લોકોમાં દૃઢ માન્યતા પ્રચલિત છે, પણ કબીરદાસ આવી માન્યતાના ચક્કરમાં ફસાય તેવા ન હતા. એટલે જ મૃત્યુ વખતે એ મગહર ચાલ્યા ગયા હતા, એમના દેહવિલયનો સમય સંવત ૧૫૭૫ની માગશર સુદી એકાદશીનો ગણાય છે એમણે દીર્ઘ આયુષ્ય ભોગવ્યું હતું એવી માન્યતા છે. એમના સંપ્રદાયની માન્યતા પ્રમાણે ઘણુંખરું એમનો જન્મ સંવત ૧૪૫૫ એટલે કે ઈ. સ. ૧૩૯૮માં જ થયો હતો. આ રીતે ઈસ્વી સનની પૂરી પંદરમી સદી અને તે પછી પણ થોડો સમય તે વિદ્યમાન હતા. આ સમય ભારતીય ઈતિહાસમાં ધાર્મિક ઊથલપાથલ અને આપ-લેનો ગણાયો છે. એના લગભગ સો વર્ષ પહેલાં ભારતવર્ષમાં ઈસ્લામ જેવા સુસંગઠિત ધર્મસંપ્રદાયનું આગમન થયું હતું. ભારતવર્ષમાં લાંબા સમયથી ચાલતી આવેલી અને અફર મનાતી ન્યાતજાતવાળી વ્યવસ્થાને માટે ઈસ્લામના સામાજિક સમાવેશની ઘટના ભારે કસોટીરૂપ હતી. ભારતવર્ષને પહેલી જ વાર પોતાના કરતાં સાવ જુદી હોય એવી આ નવી

ધર્મવ્યવસ્થા અને સમાજવ્યવસ્થાનો સામનો કરવો પડ્યો હતો. એમ નથી કે એ લોકોની પહેલાં બીજી જાતિઓ અહીં આવી જ ન હતી. વસ્તુતઃ તો કવિવર રવીન્દ્રનાથ ઠાકુરે કહ્યું છે તેમ ભારતવર્ષ તો અનેક માનવજાતોનો મહા-સાગર છે. અહીં જે ધર્મવ્યવસ્થા પ્રચલિત હતી તેમાં જુદીજુદી જાતિઓનું સંમિશ્રણ હતું. એક જાતિની ગણાતી વ્યક્તિનું બીજી જાતિમાં પરિવર્તન કરી શકાતુ નહીં, પરંતુ જે નવી સમાજવ્યવસ્થા આવી તે તો આનાથી તદ્દન ઊલટી જ હતી. ભારતીય ધર્મસાધનામાં એક જાતિના જુદાજુદા માણસો જુદાજુદા ધર્મ સંપ્રદાયને પગલે ચાલવા છતાં એ જાતિના અંગરૂપે રહી શકતા. એ વ્યક્તિની જુદી હસ્તી હોવા છતાંયે એ માનવી, જાતિથી જુદો થઈ શકતો નહીં; પરંતુ નવી સમાજ-વ્યવસ્થામાં એ જુદો પડી શકતો પણ પોતાની જુદી સત્તા રાખી શકતો નહીં. પહેલી સમાજ-વ્યવસ્થામાં જાતિગત વિશેષતા જાળવી રાખીને પણ વ્યક્તિગત ધર્મસાધના કરી શકાતી હતી; પણ નવી વ્યવસ્થામાં જાતિગત સર્વ વિશેષતા ખલાસ થઈ જતી હતી અને સામુદાયિક ધર્મસાધના થઈ શકતી હતી. સ્વાભાવિક રીતે જ આના આરંભકાળના સમયમાં સમાજ અને ધર્મના ક્ષેત્રમાં એક પ્રકારની ગડમથલ અને અસ્વસ્થતાની તીવ્ર લાગણી ફેલાઈ હતી. થોડા સમય માટે તો એવું જ લાગતું હતું કે ભારતવર્ષ જે ચારિત્ર્ય–શુદ્ધિને અને જાતિ તેમજ સંપ્રદાયથી પર એવા પરમ સત્યને અનાદિ-કાળથી મહત્ત્વનું સ્થાન દેતો આવ્યો છે, સત્યસાધનાને ઝાંખપ લાગી જશે. એવા મંથનકાળમાં જ કબીરદાસ પ્રગટ થયા. એમણે સમાજના ઉપરના થરોમાં વ્યાપેલો આ ક્ષોભ જોઈ લીધો અને એને બરાબર સમજી લઈને બન્ને સમાજવ્યવસ્થામાં માનનારા લોકોએ સ્વીકારેલાં હોય તેવાં મૂળ તત્ત્વો તરફ જનતાનું ધ્યાન ખાસ કરીને દોર્યું; જો કે બાહ્ય આચરણ ઉપર જ વધારે નજર રહેતી હોવાથી આ-તત્ત્વની સમજણની બાબતમાં લોકોની દૃષ્ટિ જરા અસ્પષ્ટ થઈ ગયેલી હતી. એમણે તો મુક્ત કંઠે લલકાર કર્યો કે—

અરે, ઈન દોઉન રાહ ન પાઈ. (જુઓ પદ ૧૯૬)

અને એમ પણ સમજાવ્યું કે

હમરે રામ રહીમ કરીમા કેસો અલહ રામ સતિ સોઈ,
બિસ્મિલ મેટ બિસભર એકૈ ઔર ન દૂજા કોઈ.

કબીરદાસ જે વણકર કુટુંબમાં ઊછર્યા હતા, તેમાં એક બાજુ નાથપંથી યોગીઓના સંસ્કારો હતા અને બીજી બાજુ એના પર ઈસ્લામનો પ્રભાવ પણ પડેલો હતો. મેં 'કબીર' નામના મારા ગ્રંથમાં આ વણકરોની જાતિના સામાજિક

સ્થિતિનું વિસ્તારપૂર્વક બયાન રજૂ કરેલું છે; એટલે એ વિશે અહીં વિસ્તાર કરવાની જરૂર નથી. ટૂંકમાં આટલું તો સ્પષ્ટ જણાયું છે કે ભારતવર્ષમાં વણકરનો ધંધો કરનારી જાતિઓ પર ઇસ્લામના આગમન પહેલાં નિર્ગુણવાદી નાથપંથીઓનો ઘણો પ્રભાવ હતો. ઈસ્લામના પરિચયથી એમને એક નવા, સંગઠિત ધર્મસમ્પ્રદાયનો સહારો મળ્યો; એટલે ધીમેધીમે એ જાતિઓ મુસલમાન થતી ગઈ અને પાછળથી પણ કેટલીક નાથસમ્પ્રદાયના પ્રભાવવાળી રહી હતી. કાશીના જે વણકર કુટુંબમાં કબીરદાસ ઊછર્યા હતા, તે લોકો મુસલમાન થયેલા હતા જ, પણ હજીયે તેમની ઉપર નાથપંથી યોગીઓનો પ્રભાવ ચાલુ હતો. આને લીધે બાલ્યકાળથી જ કબીરદાસને નિર્ગુણમાર્ગી યોગ–સાધનાઓનો પ્રત્યક્ષ પરિચય મળી ચૂકેલો હતો. ઈસ્લામ જેવા સંગઠિત અને વિસ્તાર પામતા ધર્મનો પણ એમના પર પ્રભાવ પડ્યો, જેને લીધે એમના વ્યક્તિત્વમાં અપૂર્વ હિંમત અને આત્મવિશ્વાસની વૃદ્ધિ થઈ. આચાર્ય રામાનંદના સંપર્ક પછી એમને યોગમાર્ગની નીરસતા અને ભક્તિમાર્ગના વિશિષ્ટ રસનો અનુભવ થયો.

કબીરજીની વાણી તો જાણે યોગના ક્ષેત્રમા ભક્તિનું બીજ પડવાથી ખીલી ઊઠેલી લતા જ હોય એવું લાગે છે. એ દિવસોમાં ઉત્તરભારતના હઠયોગીઓ અને દક્ષિણના ભક્તોમાં મૌલિક તફાવત હતો. એક ભાંગી પડે પણ નમે નહીં તો બીજો નમી પડે પણ ભાંગે નહીં; એકને મન સમાજની ઊંચ-નીચની ભાવના મજાક અને આક્રમણનો વિષય બની રહેતી, તો વળી બીજાને મન એ મર્યાદા અને સ્ફૂર્તિની પ્રેરણા દેનાર લાગતી. તેમ છતાંયે એ બન્નેમાં એવો વિરોધાભાસ રહેતો કે એક જ્યારે સામાજિક વિષમતાઓને અન્યાય ગણવા છતાંયે વ્યક્તિનો સૌથી ઉપરનું સ્થાન આપતો ત્યારે બીજો પણ સામાજિક ઉચ્ચતાનો પોતે અધિકારી ગણવા છતાંયે પોતાની જાતને तृणादपि सुनीचेन અર્થાત્ તણખલાથી પણ હલકી કહેવામાં ગૌરવ માનતો. યોગીઓ ખૂબ કડક રીતે જાતિભેદની ટીકા કરતા, બાહ્ય આચાર અને તેને લીધે મનાતી શ્રેષ્ઠતાનો તિરસ્કાર કરતા; પણ યોગમાર્ગનો દરેક અનુયાયી બહારથી અને મનથી પણ સમાજના બીજા હલકા જીવો કરતાં પોતાને શ્રેષ્ઠ ગણતો, બીજાની બહિર્મુખી વૃત્તિ પર દયા ખાતો અને જાતજાતની કટાક્ષભરી રીતે એમની હાંસી કર્યા કરતો. તેમ જ પોતાના ચમત્કારિક યોગના પ્રયોગોમાંથી લોકો નવાઈ પામી જશે એવી આશા પણ મનમાં રાખતો. ત્યારે ભક્ત જાતિભેદ, વર્ણાશ્રમ વ્યવસ્થા અને ઊંચ-નીચની મર્યાદાને માથું નમાવીને સ્વીકારી લેતો અને પોતાને ભવસાગરમાં ડૂબી પડેલો જીવ માનતો. એ પોતાની જૂની પાપવૃત્તિ માટે વારંવાર પશ્ચાત્તાપ કરતો

અને અંતરમાં આશા રાખતો કે સર્વાંતર્યામી ભગવાન એના હાર્દિક પશ્ચાત્તાપનું કકળાણ જરૂર સાંભળશે અને એને સંસારનાં બંધનથી અવશ્ય મુક્ત કરી દેશે. એકને પોતાના જ્ઞાનનું ઘમંડ હતું તો બીજાને પોતાના અજ્ઞાનને લીધે શ્રદ્ધા, એકને મન પિંડ એ જ બ્રહ્માંડ તો બીજાને મન આખું બ્રહ્માંડ એ જ વિરાટ પિંડ, એકનો વિશ્વાસ હતો પોતાની ઉપર, જ્યારે બીજાનો રામ પર એક પ્રેમને દુર્બલ માનતો હતો, તો બીજો જ્ઞાનને કઠોર; એક યોગી હતો તો બીજો ભક્ત.

આ બન્નેને લીધે સામાન્ય જનતા પર બે પ્રકારની અસર પડી છે. એકે શ્રદ્ધાળુ ગૃહસ્થના મનમાં શંકાઓ પેદા કરી. એને એમ થવા લાગ્યું કે આ માયા તો ભયંકર છે; એનાથી છૂટવું ખૂબ મુશ્કેલ છે. સિદ્ધિનો માર્ગ તો સંકટોથી ભરપૂર છે. યોગક્રિયા વગરના માણસની કોણ જાણે કેવીયે દુર્ગતિ થતી હશે ! એણે કોણ જાણે ક્યાંયે સુધી આ ચોર્યાસી લાખ યોનિઓમાં ભટકતા ફરવું પડશે ! આ ભવજાળ વિકટ છે, માયાચક્ર અનંત છે. સાધનાનો માર્ગ તો અત્યંત મુશ્કેલ છે. સંકટોની સરિતાઓ એ માર્ગ રોકીને ઘૂઘવ્યાં કરે છે. આ બધાથી ગભરાતો ગૃહસ્થ–જીવ બિચારો લાચાર ખડો છે. બીજાએ (ભક્તે) એને બેદરકાર બનાવી મૂક્યો. ભૂલમાં પણ જેણે એક વાર હરિનું નામ લઈ લીધું તેણે બીજું કશું જ કરવાની જરૂર નથી. જેને લલાટે ગમે તેમ કરીને પણ એક વખત વિષ્ણુનું તિલક ચડી ચૂક્યું તેને માટે વૈકુંઠના દરવાજા સદા ખુલ્લા જ છે. તુલસીની કંઠી મળી ગઈ તો ગોલોકવાસ નક્કી જ થઈ ગયો. આ કળિયુગ સર્વ યુગોમાં સારો છે કારણ કે એમાં માનસ પાપનું કંઈ જ વિપરીત ફળ ભોગવવાનું હોતું નથી, પણ માનસ પુણ્યનું પૂરું ફળ પ્રાપ્ત થાય છે. રામનામ તો રામથી પણ ચડિયાતું છે એટલે ચિંતા કરવાનું કંઈ જ કારણ નથી. આમ, યોગને લીધે ગૃહસ્થ–જીવ શંકાશીલ અને ભક્તિને લીધે પૂરો આશાવાદી થઈ ગયો. એકે મુક્તિના સોદાને ખૂબ મોંઘો કરી મૂક્યો તો બીજાએ ખૂબ સસ્તો. યોગમાર્ગમાં આંસુ રેલાવતી ભાવુકતાને કોઈ સ્થાન નથી. જે ભક્તિ પગલે પગલે ભક્તને કંપ, મૂર્છા અને રોમાંચની અવસ્થામાં નાખી દે છે, તે આ યોગક્ષેત્રમાં અપરિચિત હતી જો ખરેખર આ ભાગ–વિભાગ કલ્પિત હોય, કલ્પવિકલ્પ નકામા હોય, સંસાર મૃગજળ હોય, પરમતત્ત્વ વિભાગ અને અવિભાગથી પર અને સ્થૂલ–સૂક્ષ્મથી-અતીત હોય, જો તે એક રસ હોય, સમરસ હોય, તો પછી એમ રોવાથી શું વળે ? અખંડ ચૈતન્ય સ્વરૂપ, અમાયિક પરમ પુરુષની સામે આવો વિલાપ શાને ? એ ગુણહીન, વિકારહીન, દયા-માયાહીનની વળી પૂજા અને સ્તુતિ શી હોય ? (અવધૂતગીતા)

યોગની પહેલી જ શરત છે—નિર્મમત્વ અને અમાયિકતા. એટલે જ યોગ માર્ગ એના અનુયાયીને અક્કડ–ફક્કડ બનાવી મૂકે છે. યોગીઓ પાસેથી જ આવા ફક્કડપણાનો વારસો કબીરજીને મળેલો હતો. સંસારમાં ભટકતા જીવોને જોઈને એ કરુણાનાં આંસુ રેલાવી અકળાઈ ઊઠતા નહિ, પણ ઊલટા વધારે કઠોર થઈને એ મૂઢ જીવોને કટાક્ષથી ફટકારતા. પણ આવી કઠોરતા જ કંઈ કબીરજીનો મુખ્ય ગુણ નથી. જ્યારે એ અવધૂત કે યોગીને સંબોધન કરતા હોય છે ત્યારે પણ એ કઠોરતા એટલી જ મસ્ત થઈ ખીલી ઊઠે છે. યોગનાં વિકટ રૂપકોનું એ આલેખન કરે છે, ગગન અને પવનના કોયડા ઉકેલી આપતા જાય છે, શૂન્ય અને સહજનું રહસ્ય પૂછતા રહે છે, દ્વૈત અને અદ્વૈતના તત્ત્વની ચર્ચા કરે છે અને અવધૂતના આ બધા વિષયના અજ્ઞાન પર વ્યંગભર્યું સ્મિત કર્યા કરે છે.

પરંતુ એ સ્વભાવથી જ ફક્કડ હતા. સારું હોય કે ખરાબ, ખરું હોય કે ખોટું પણ જેની સાથે એક વાર જોડાઈ ગયા તેની સાથે જિંદગીભર બંધાઈ રહેવાનો સિદ્ધાંત એમને સ્વીકાર્ય ન હતો. એ તો હતા સત્યના જિજ્ઞાસુ અને કોઈ પણ પ્રકારનાં મોહ-મમતા એમને પોતાને એ સત્ય શોધનના માર્ગથી ચલિત કરી શકતાં નહિ. એ તો પોતાનું ઘર જલાવી દઈને બળતા લાકડાની મશાલ લઈને નીકળી પડયા હતા અને જે એમની માફક નિજનું ઘર નિજને હાથે જ બાળી દેવા તૈયાર હોય તેવાને જ સાથે લેવા કબૂલ થતા.

હમ ઘર જારા આપના લિયા મુરાડા હાથ,
અબ ઘર જારોં તાસુકા જો ચલૈ હમારે સાથ.

એ તો નખશિખ અલમસ્ત મનમોજી હતા. એવા મસ્તરામ કે જૂનાં કર્મોનો હિસાબ જ ન રાખે, વર્તમાન કર્મોને સર્વસ્વ ન માને અને એવું બધું વાળી ઝૂડીને ભવિષ્યમાં આગળ ચાલ્યા જાય. જે દુન્યવી જીવ કર્યા-કારવ્યાનાં જમા-ઉધારનાં પાસાંનો મેળ બેસાડવા જાય છે તે કદીયે આવો મસ્ત રહી જ ના શકે. જે ભૂતકાળની ખાતાવહી ખોલીને તેમાં જ જોયાં કરે છે, તે કદી પણ ભવિષ્યનું ક્રાન્તદર્શન નહીં કરી શકે. જે પ્રેમનો મતવાલો છે, તે દુનિયાનાં કાટલાંથી પોતાની સફળતાની ગણતરી કરતો જ નથી. કબીર જેવાં ફક્કડને દુનિયાનાં એવાં શાણપણથી શું લાગેવળગે?

હમન હૈ ઈશ્ક મસ્તાના હમન કો હોશિયારી કયા?
રહે આઝાદ યા જગ સે હમન્ દુનિયા સે યારી કયા?

કબીરદાસ ભક્ત અને પતિવ્રતાને સરખાં જ માનતા. બન્નેનો ધર્મ કઠોર

હોય છે; બન્નેની અંતરંગ વૃત્તિ કોમલ હોય છે; બન્નેની સામે પ્રલોભનોની દુસ્તર જાળ હોય છે અને બન્ને જણ સુવર્ણ-પદ્મધર્મી અર્થાત્ બહારથી મૃદુ અને અંદરથી કઠોર અને બહારથી કોમલ અને અંદરથી કડક હોય છે. જે બંધાયની સેવામાં મગ્ન હોય પણ હૃદયથી તો એકનું જ આરાધન કરે તેવી પતિવ્રતાની સાથે જ ભક્તની તુલના થઈ શકે. સતીની સેંથીના કુંકમની જગાએ કંઈ કાજળ ન પુરાય, તેમ કબીરનાં નેત્રોમાં એક રામ જ છલકાઈ રહ્યો છે. એટલે તેમાં બીજા કશાયનું સ્થાન જ કયાંથી હોય?

કબીર રેખ સિન્દુર કી કાજલ દિયા ન જાઈ,
નૈનુ રમૈયા રમિ રહા દુજા કહાં સમાઈ?

ભક્તની આ પ્રાર્થના કેવળ સતીને જ શોભે તેવી છે—

નૈનાં અંતર આબ તૂ જ્યોં હી નયન ઝંપેઉં,
ના હૌં દેખું ઔર કૂ ના તુમ દેખન દેઉં.
મેરા મુઝમેં કુછ નહીં જો કુછ હૈ સો તેરા,
તેરા તુઝકો સોંપના કયા લાગે હૈ મેરા.

કબીરજીમાં પોતાની તેમજ પ્રિયતમ પરમાત્માની પ્રતિ જે અખંડ અચલ શ્રદ્ધાનાં દર્શન થાય છે, એણે જ એમની કાવ્યધારામાં અસાધારણ શક્તિ ભરેલી છે. એમના ભાવોનો ઉદ્ભવ સીધો હૃદયમાંથી જ થતો હોય છે અને તેથી જ એમની વાણી સીધી શ્રોતાના હૃદયમાં ઊતરી જતી હોય છે

બીજાની અંધશ્રદ્ધાની કડક ટીકા કરનારા કબીરજી પ્રેમભક્તિના પ્રસંગમાં વ્યાકૂળ થઈ જતા દેખાય છે. પ્રિયતમની ઉપર નિષ્ઠા તો છે, પણ મનને વિશ્વાસ નથી બેસતો કે આ પ્રેમરસ પરિપૂર્ણ છે? પ્રિયતમને મારો કેવો ઢંગ, કેવી રીતભાત વગેરે પસંદ હશે? હાય, એ અદ્ભુત પ્રેમમસ્ત પિયુનું મિલન કેવું હશે?

મન પરતીતિ ન પ્રેમરસ, ના ઈસ તન મેં ઢંગ,
કયા જાણૌં ઉસ પીવ સૂં કૈસી રહસી રંગ
(કબીર ગ્રંથાવલી, પૃ ૨૦)

આ શક્તિને પોતાના પ્રત્યેની અશ્રદ્ધા ગણવી એ ભૂલ છે. એમાં તો કેવળ પ્રેમની અતિશયતા અને તીવ્ર ઉત્સુકતા જ પ્રગટ થયેલી છે. ભક્તને પોતાનામાં પૂર્ણ શ્રદ્ધા છે, પણ પ્રિયતમની ઉચ્ચતા અને મહિમા પ્રત્યે એના અંતરમાં અધિક શ્રદ્ધા ભરેલી હોય છે. અચલ પ્રેમી એમ વિચારે છે કે મારા

પ્રિયતમ રખેને અતૃપ્ત રહીને પાછા ફરી જાય! એની પોતાની અપૂર્ણતા દેખાય છે, તેનું કારણ એની આ ઉત્સુકતા જ હોય છે, નહીં કે પોતાના પ્રત્યેની અવજ્ઞા.

કબીરજી એક બાજુ જ્યારે અવધૂત કે સિદ્ધ યોગી ઉપર કસીને હુમલો કરે છે અને એના શુષ્ક જ્ઞાનને હાસ્યાસ્પદ કહે છે ત્યારે બીજી જ બાજુએ પંડિત, શેખ અને કાજીને પણ એ કટાક્ષના ચાબખા મારે છે પણ જ્યારે એ શેખ કે પંડિત પર આમ હુમલો કરે છે ત્યારે યોગી કે અવધૂત પરના આક્રમણ વખતે હોય છે તેટલા તેઓ સાવધાન જણાતા નથી. આનું કારણ એ છે કે અવધૂતની સાધનાને એમણે જેટલી ઝીણવટથી જોઈ જાણી હતી, તેટલી સૂક્ષ્મતાથી પંડિતો અને શેખના જ્ઞાનભંડારને એમણે જોયો જાણ્યો ન હતો. એટલે જ યોગી અવધૂત પરના એમના હુમલા એટલા ઉગ્ર લાગતા નથી. પંડિત અને શેખ તો જાણે તુચ્છ જીવ હોય તે રીતે તેમને એ ઊધડા જ લે છે. એ બધા જાણે માત્ર બાહ્ય આચારોનાં ગાંસડાં જેવા કેવળ કુસંસ્કારોના જ પિંડા હોયને! સાધારણ હિંદુ ગૃહસ્થ પર આક્રમણ કરતી વખતે એ જરા બેપરવા દેખાય છે. કારણ કે એવ. ભાવનું. મંદ સ્મિત તો એમના હોઠ પર મલકતું જ હોય છે; જાણે-એમ જ સૂચવતા હોય કે આ લોકો તો આને માટે પણ લાયક નથી; પછી એના પર ટીકા પણ શી થઈ શકે? પરંતુ એમની આ કરુણામૂલક બેપરવાઈને લીધે, આ આક્રમણમાં પણ એક પ્રકારની સહજ સ્વાભાવિકતા અને જીવંત કાવ્ય મૂર્તિમંત થતાં લાગે છે. આ જ બેપરવાઈ કબીરજીની વ્યંગવાણીના પ્રાણ જેવી છે. સાચું પૂછો તો આજ સુધી હિંદીમાં આવો વ્યંગલેખક પાક્યો જ નથી. એમની સુસ્પષ્ટ ચોટદાર ભાષા, વગર કહે બધું જ કહી નાખવાની શૈલી અને અત્યંત સાદી છતાંયે ખૂબ વેગીલી વ્યંજનાશક્તિ અજોડ છે. બાહ્યાચાર ઉપર કટાક્ષમય આક્રમણ કરનારા જૂના જમાનાના સંતો અને જોગીઓની આ દેશમાં ખોટ નથી; પણ આ રીતે સહજ અને સરળ રીતે ભુક્કા-ભુક્કા ઉડાવી દે તેવી લક્ષ્યવેધી ભાષાનાં દર્શન કબીરજીની પહેલાંના જમાનમાં તો વિરલ જ છે. વ્યંગ તો એ જ કહેવાય કે જેમાં એનો કહેનારો મલકી રહ્યો હોય પણ સાંભળનારો અકળાઈ ઊઠે અને વ્યંગનો જવાબ વાળવા જતાં પોતાની જ જાતને વધારે હાંસીપાત્ર બનાવી બેસે. કબીરજી આવા જ વિરલ વ્યંગસ્વામી હતા—

ન જાને તેરા સાહબ કૈસા હૈ?
મસજિદ ભીતર મુલ્લા પુકારે ક્યા સાહબ તેરા બહિરા હૈ?
(પૂરું પદ જુઓ: ક્રમાંક ૧૪૩, કબીર વચનાવલી)

આ ભાષા કેવી કિલ્લોળ ભરી? છતાંયે જેવી સાદી તેવી જ ચોટદાર છે. વાંચતાં એમ લાગ્યા વિના રહે જ નહીં કે આ વેણ કહેનારો અંતરથી તદ્દન નિશ્ચિંત ને મસ્ત છે. પોતાના હૃદયથી તે આમ નિશ્ચિંત ના હોય તો આવાં તીક્ષ્ણ વ્યંગબાણ મારી જ ના શકે.

કબીરદાસને મન તો ભગતપ્રેમ જ સર્વસ્વ છે; વેદ નહીં, શાસ્ત્ર નહીં, પુરાણ નહીં, જપ નહીં, માલા નહીં, તસ્બી નહીં, મંદિર નહીં, મસ્જિદ નહીં, અવતાર નહીં, નબી નહીં, પીર નહીં અને પેગંબરે નહીં. આવો પ્રેમ બધાય બાહ્યાચારો પહોંચી શકે તેથીયે ઉપરની વસ્તુ છે અને બધાય સંસ્કારોના પ્રતિપાદરૂપ કોઈ પણ આદર્શ ભાવથીયે એ શ્રેષ્ઠ તત્ત્વ છે. એના પંથમાં જે કંઈ આડે આવતું હોય તે સર્વથા ત્યાજ્ય છે.

એમણે એકી સાથે બધાં વ્રત, ઉપવાસ અને તીર્થોનો અસ્વીકાર કરેલો છે. એના પર સંમતિની મહોર મારીને તેમજ વેદ તથા તેમના અધિકારીની અને એમનાં માટે પાછાં દુનિયામાં માન સન્માનની વ્યવસ્થા કરવાનું એમને વ્યર્થ જણાયું. એમણે તો એક નિરંજન, નિર્લેપ અલ્લા પ્રત્યેની લગનીને જ પોતાનું જીવનલક્ષ્ય હોવાની ગીત-ઘોષણા કરેલી છે. આ લગની કે પ્રેમનું સાધન પણ એ પ્રેમ જ છે. બીજા કોઈ વચલાં સાધનનો એમણે સ્વીકાર કર્યો નથી. કેવળ પ્રેમ જ સાધ્ય અને પ્રેમ જ સાધન. વ્રત પણ નહીં અને મોહરમ પણ નહીં; પૂજાયે નહીં, હજ પણ નહીં અને તીર્થ પણ નહીં.

એક નિરંજન અલખ મેરા હિંદુ તુરકનહૂં નહિં મેરા,
રાખું વ્રતના મહેરમ જાના, તિસહી સુમિરું જો રહે નિદાના.
પૂજા કરું ન નિમાજ ગુજારું, એક નિરાકાર દિરદે નામ સકારું
ના હજ જાઉં ન તીરથ પૂજા, એક પિછાણ્યાં તો કયા દૂજા?
કહે કબીર ભરમ સબ ભાગા એક નિરંજન સું મન લાગા,

(કબીર ગ્રંથાવલી, પદ ૩૩૮)

એમની આગળ આ બધા પીર, પેગંબર, કાજી, મુલ્લા, રોજા, નમાજ અને પશ્ચિમ દિશામાં મુખ રાખીને પ્રભુ-ભક્તિ કરનારાના સૌ બાહ્યાચાર મિથ્યા છે. તેમજ જે દેવ-બ્રાહ્મણ, એકાદશી, દિવાળી વગેરેના કરનારાની પૂર્વમુખી ભક્તિ છે તે પણ મિથ્યા છે. હિન્દુઓના ભગવાન તો મંદિરમાં રહે છે અને મુસલમાનોના ખુદા મસ્જિદમાં, પણ જ્યાં મંદિરે નથી અને મસ્જિદે નથી ત્યાં કોની સત્તા ચાલી રહી છે? ભલા! આટલા માટે જ કબીરજીએ એ બધાયનો તેમજ જરી આંખે પાટા બાંધીને અંધ બનીને ચાલવા

આગતા હોય તેવા બધાનો પણ અસ્વીકાર કરેલો છે. એ તો કેવળ પોતાના આત્મારામનો જ સથવારો કરીને નીકળી પડયા. એ કહે છે, અરે ફકીર! તું પોતાને રસ્તે ચાલ્યો જ જા. તુ મંદિરમાં પણ ના જઈશ અને મસ્જિદ તરફ મીટ ન માંડીશ શા માટે તું એ ઝઘડામાં પડે છે? તારા રામ અને રહીમ તેમજ કેશવ અને કરીમ વચ્ચે કંઈ જ ભેદ નથી. તારે માટે તો એ બન્ને એક જ છે. **एकमेवाद्वितीयम्** ..

હમરે રામ રહીમ કરીમા કેસો–અલહ–રામ સતિ સોઈ,
બિસ્મલ મેટિ બિસંભર એક ઔર ન દૂજા કોઈ.

ઈનકે કાજી મુલ્લા પીર પેગંબર રોજા પછિમ નિવાજા,
ઈનકે પૂરબ દિસા દેવ દ્વિજ પૂજા, ગ્યારસી ગંગ દિવાજા.

તુરક મસીદિ દેહુરે હિન્દુ દુહુંઠા રામ ખુદાઈ,
જહાં મસીદિ દેહુરા નાહિં તહાં કાકી ઠકુરાઈ?

હિન્દુ તુરક દોઉ રહ ટૂટી ફૂટી અરુ કતરાઈ,
અરધ ઉરધ દસહું દિસ જિત તિત પૂરિ રહ્યા રામરાજા.

કહૈ કબીર દાસ ફકીરા અપનિ રાહિ ચલિ ભાઈ!
હિન્દુ તુરક કા કર્તા એકૈ તા મતિ લખી ના જાઈ.

(કબીર ગ્રંથાવલી, પૃષ્ઠ ૫૮)

પરન્તુ કબીરજી આટલેથી જ અટકયા નથી. જો અલ્લા શબ્દ ઇસ્લામ ધર્મનું પ્રતિનિધિત્વ કરતો હોય અને રામ શબ્દ હિન્દુ સંસ્કૃતિનો સૂચક હોય, તો એ આ બન્નેને તિલાંજલિ દઈ દેવા તૈયાર છે. અંતે કોઈ ને કોઈ શબ્દનો ઉપયોગ તો કરવો જ પડશે. પણ અરબી ફારસી શબ્દનો પ્રયોગ મુસ્લિમ સંસ્કૃતિની અને સંસ્કૃત કે હીન્દી ભાષાના શબ્દો હિન્દુ સંસ્કૃતિની યાદ અપાવે તેમ હોય, તો કબીરજી આવા બુદ્ધિભેદને પણ જરાયે ટકવા દેતા નથી. એ તો વેદ અને પુરાણોથી પણ આગળ વધી કહે છે—

ગગન ગરજે તહાં સદા પાવસ ઝરે
હોત ઝનકાર નિત બજત તૂરા,
વેદ કતેબ કી ગમ્મ નાહીં તહાં
કહૈ કબ્બીર કોઈ રમે સૂરા.

(શબ્દાવલી, પૃષ્ઠ ૧૦૪)

આ રીતે બધાંય બાહ્ય ધર્માચરણોનો અસ્વીકાર કરવાની ભારે હિંમત લઈને જ કબીરજી સાધન ક્ષેત્રમાં આવ્યા. એ બધી ચીજોનો માત્ર અસ્વીકાર જ કરવો એ કંઈ મોટી વાત નથી. એમ તો કોઈ પણ માણસ બીજા ગમે તેનો અસ્વીકાર કરી શકે; પણ કોઈ મહાન લક્ષ્યની સાધનાને પંથે અનિવાર્ય રીતે આવતાં સંકટોનો અસ્વીકાર કરવામાં ખરેખર, હિંમતનું જ કામ છે. મહાન ઉદ્દેશ વિનાનો વિરોધ વિનાશ નોંતરે છે, પણ આ તો શૂરવીરના ધર્મ સમો પવિત્ર ઉદ્દેશની પ્રેરણાથી થયેલો વિદ્રોહ છે. એમણે અડગ શ્રદ્ધા સાથે પોતાના પ્રેમમાર્ગનું પ્રતિપાદન કર્યું. રૂઢિ, રિવાજો અને કુસંસ્કારોના પ્રચંડ દ્વેષ સામે એ જીવનભર ઝૂઝતા રહ્યા. પ્રલોભન અને આફત તેમજ કામ અને ક્રોધ પણ એમના સાધન-માર્ગમાં આડે આવ્યાં જ હશે. પણ એમણે અસીમ શક્તિ દાખવીને એ એ બધાયને જીતી લીધા. જ્ઞાનની તલવાર એમનું એક માત્ર સાધન હતું. આ અદ્ભુત સમશેરને એમણે ઘડીભર પણ સૂની મૂકી નથી. એ તો એકધારી પોતાનું કાર્ય કરતી જ રહી, પણ તેની સાથે એમણે શીલના સ્નેહનો પણ ત્યાગ નથી કર્યો. એ તો એમનું કવચ હતો. એ કુસંસ્કારો, રૂઢિ રિવાજો અને બાહ્યાચારની અટપટી જંજાળોને એમણે નિર્દય રીતે કાપી નાખી હતી. એ તો હથેળીમાં જ મસ્તક લઈને નસીબનો સામનો કરવા મરજીવા થઈ નીકળી પડ્યા હતા. ઘડીને માટે પણ એમનાં ભવાં કદી ચડ્યાં ન હતાં કે એમને માથે ભાર પણ લાગ્યો ન હતો. એ તો સાચા શૂરવીરની જેમ સદાયે ઝૂઝતા જ રહ્યા.

એક સમશેર ઇકસાર બજતી રહે
  ખેલ કોઈ સૂરમા સંત ઝેલે,
કામદલ જીતિ કરિ ક્રોધ પૈમાલ કરિ
  પરમ સુખ ધામ તહાં સુરતિ મેલે.
શીલ ને નેહ કરિ જ્ઞાન કા ખડગ લે
  જાય ચૌગાન મેં ખેલ ખેલે,
કહૈ કબ્બીર સોઈ સંતજન સૂરમા
  સીસ કા સોંપ કરિ કરમ ઠેલે.

(શબ્દાવલી, પૃષ્ઠ ૧૦૬).

આવા હતા એ કબીર નખશિખ મસ્તરામ, સ્વભાવે ફક્કડ, આદતે અક્કડ, ભક્તની આગળ શાંત ને નમ્ર, વેષધારી આગળ ઉગ્ર, દિલના સાફ ને દિમાગથી સ્વસ્થ, અંદરથી કોમળ પણ બહારથી કઠોર, જન્મથી અસ્પૃશ્ય પણ

કર્મથી વંદનીય. એ કહેતા તે બધું જ નિજ અનુભવના દૃઢ આધારે કહેતા. એટલે જ એમનાં વચનો વીંધી નાખે તેવાં અને કટાક્ષો ચોટદાર લાગે છે. એમની પૂર્વે થઇ ગયેલા બાહ્યાચારનો વિરોધ કરનારો ખુદ પોતાને જ માટે એક પ્રકારનો ઠાઠમાઠ રાખતા. એને લીધે તેવા લોકોનાં લખાણોમાં કબીરજીના જેવી મસ્તીભરી આકર્ષક બેપરવાઈ જણાતી નથી; પછી ભલેને એમની પૂર્વે થયેલા સહજપંથી બૌદ્ધ અને યોગી લોકો પોથીની ગમે તેટલી નિંદા કર્યા કરે પણ એ જ પોથી વાંચીને એ મોટા થયેલા. એટલે અંદરથી તો એ બધાએ પોથીના મહિમા આગળ નમી પડનાર જ હતા. કબીરજીની જેમ નિર્ભય આત્મવિશ્વાસપૂર્વક એ લોકો કદી પણ એમ નહીં કહી શકતા કે—

મેરા તેરા મનુઆ કૈસે એક હોઈ રે!
મૈં કહતા હૂં આંખિન દેખી
તૂ કહતા કાગદ કી લેખી
મૈં કહતા સુરઝાવનહારી
તૂ રાખ્યો અરુઝાઈ રે!

(જુઓ, પૂરું પદ, કબીર ગ્રંથાવલી, ક્રમાંક ૧૪૮)

અખંડ આત્મવિશ્વાસ અને અહૈતુક ભક્તિ વિના આટલી સ્પષ્ટતાથી કોઈ કહી જ ના શકે કે 'તૂ રાખ્યો અરુઝાઈ રે!' સહજ ને સ્વાભાવિક વાતને સહજ રીતે જ ન કહેતાં એને નકામા તર્ક-વિતર્કના ગૂંચવાડાથી અટપટી બનાવી દેવી એ જ મોટાં ભાગનાં-કાગદની લેખી રૂપ-શાસ્ત્રોનું કામ હોય તેમ નથી લાગતું શું?

ભક્તિના અતિરેકમાં એમણે કદીયે પોતાને પતિત નથી કહ્યા. કારણ કે એ દૈન્યભાવમાં પણ એમનો આત્મવિશ્વાસ એમનો અખંડ સાથી જ રહ્યો છે. એમનુ મન જે પ્રેમરૂપી મદિરાથી મસ્ત થયેલું હતુ, તે મદિરા જ્ઞાન શેલડીના રસમાંથી તૈયાર થયેલી હતી; એટલે અંધશ્રધ્ધા, ભાવુકતા અને 'હીસ્ટીરીક' પ્રેમોન્માદનો એમનામાં અભાવ દેખાય છે. યુગાવતારની શક્તિ અને શ્રધ્ધા લઈને જ એ જન્મ્યા હતા. એમનામાં યુગપ્રવર્તકની દઢતા જીવંત હતી. એને લીધે જ એ યુગપ્રવર્તન કરી શક્યા હતા. એક વાક્યમાં જ એમનું વ્યક્તિત્વ વર્ણવવું હોય તો કહી શકાય કે એ નખશિખ મસ્તરામ હતા-બેપરવા, દઢ અને ઉગ્ર આ અદ્‌ભુત ગુણોને કારણે એ મધ્યકાલીન ભારતીય ચિત્તને જીતી લેવામાં સફળ થયા. પછીના સમયમાં એમણે પ્રવર્તાવેલી નિર્ગુણ સાધનાનો સારો એવો પ્રભાવ ભક્તિમાર્ગ પર પડયો છે.

કબીરજીની રચનાઓ અનેક રૂપે પ્રાપ્ત થયેલી છે. એ પોતે તો ભણેલા ન હતા, એટલે એમની રચનાઓ બહુધા ભકતજનોને કંઠે જ રહેતી. કાળાન્તરે એ વાણીમાં થોડું ઘણું પરિવર્તન પણ થવા પામ્યું હશે જ. એમના નામે ચઢેલા ગ્રંથોની સંખ્યા તો કેટલાક ડઝન ઉપરાંતની કહેવાય છે; પણ એ બધી જ રચનાઓ કંઈ પ્રમાણભૂત નથી. જ્યારથી આધુનિક પ્રકારના સંશોધનકાર્યનો આરંભ થયો છે ત્યારથી કબીરદાસનાં મૂળ વચનોની અસલ વાણીને શોધી કાઢવાના ખૂબ પ્રયત્નો થયેલા છે. સ્વ. ડૉ. શ્યામસુંદરદાસજીને એક એવી હસ્તલિખિત પ્રત મળી હતી જેમાં લેખનકાળ સંવત ૧૫૬૧ (ઈ. સ. ૧૫૦૪) નો લખેલો હતો. જો આ લેખનકાળ બરાબર હોત, તો એ ગ્રંથ કબીરજીના જીવનકાળમાં જ લખાયેલો માની શકાત; પરંતુ આ વિષયના અભ્યાસી વિદ્વાનોએ આ લેખનકાળને બનાવટી માનેલો છે. એ પોથીના આધારે સ્વ. ડૉ. શ્યામ સુંદરદાસજી પાસેથી 'કબીર ગ્રંથાવલી' નામનું પુસ્તક નાગરી પ્રચારિણી સભાએ પ્રસિદ્ધ કરાવ્યું હતું.

જો કે હવે એવી માન્યતા દૃઢ થતી જાય છે કે આ પોથી લોકો ધારતા હતા તેટલી પ્રાચીન નથી, તેમ છતાંયે એને આજથી બસો અઢીસો વર્ષ પહેલાંનો સંગ્રહ તો ગણી જ શકાય તેમ છે.શીખ સંપ્રદાયના 'ગુરુગ્રંથ સાહેબ'માં પણ કબીરવાણીનો સારો સંગ્રહ સમાયેલો છે, પરંતુ તે પણ કબીરજીના દેહવિલય પછી ઘણે વખતે થયેલો સંગ્રહ છે. અલ્હાબાદ વિશ્વવિદ્યાલયના ડૉ. રામકુમાર વર્માએ એ કબીરવાણીનું જુદું જ સંપાદન 'સંત કબીર' નામના ગ્રંથમાં કરેલું છે. કબીર સંપ્રદાયમાં 'બીજક' નામનો ગ્રંથ ખૂબ આદરણીય છે. એની ઉપર તો કેટલીય ટીકાઓ અને વિવેચન ગ્રંથો લખાયા છે.આ બીજક ગ્રંથમાં સંગૃહીત થયેલી કૃતિઓ અને ગુરુગ્રંથ સાહેબમાં સમાવિષ્ટ થયેલી કબીર વાણીમાં ઘણું અંતર જણાય છે. 'કબીર ગ્રંથાવલી'માં સંઘરેલી કબીરજીની રચનાઓ પણ એનાથી બહુ જુદી પડે છે. પણ ત્રણ પ્રસિદ્ધ સંગ્રહો ઉપરાંત કબીરદાસને નામે ચાલતાં પદો અને સાખીઓની સંખ્યા તો ઘણી મોટી છે. પંડિત અયોધ્યાસિંહ ઉપાધ્યાયે (હરિઔધ) બધી જ જાતની કબીરવાણીમાંથી દોહન કરીને 'કબીર વચનાવલી' નામે સંગ્રહ પ્રગટ કરેલો છે. જો કે વિદ્યા વ્યસની અને સંશોધનપ્રેમી વિદ્વાનો આ સંગ્રહની પ્રત્યેક કૃતિને પ્રામાણિક નહીં માને, તો પણ એ વિશે તો સંદેહ છે જ નહીં કે અનેક સંપ્રદાયો અને ગ્રંથોમાં વિખરાયેલી પડેલી કબીરવાણીનો આ સૌથી ઉત્તમ લોકભોગ્ય સંગ્રહ છે. એના દ્વારા કબીરજીની ભાષા સમજવામાં કદાચ પૂરતી મદદ ના મળે, પણ એમના

સિદ્ધાંતો, માન્યતાઓ વિશેષતાઓને સમજવા માટે તો આ ગ્રંથ ઘણો ઉપયોગી થઈ પડે તેમ છે, કબીરજીનાં ભજનોએ સમગ્ર સંસારના મહાપુરુષોનું ધ્યાન આકર્ષેલું છે. એમની જાતિ અને સંપ્રદાયથી પર એવી સત્યમય વાણીએ સંસારમાં અદ્‌ભુત પ્રકાશ ફેલાવેલો છે. પ્રસ્તુત સંગ્રહની કબીરજીની રચનાઓ માનવ સાચા ધર્મની શોધ કરનારા સહૃદય સજ્જનોના અંતરની પ્રીતિને પાત્ર અવશ્ય બનશે જ એવી શ્રદ્ધા છે.

હજારીપ્રસાદ દ્વિવેદી
કાશી હિન્દૂ વિશ્વવિદ્યાલય, કાશી.

# અનુક્રમણિકા

विषय | पृष्ठ

## કર્તા-નિર્ણય

(દોહા)

અછે પુરુષ ઈક પેડ હૈ નિરંજન વાકો ડાર,
તિરદેવા સાખા ભયે પાત ભયા સંસાર. ૧

સાહેબ મેરા એક હૈ દૂજા કહા ન જાય,
દૂજા સાહેબ જો કહૂં સાહેબ ખરા રિસાય. ૨

જાકે મુંહ માથા નહીં નાહીં રૂપ કુરૂપ,
પુહુપ બાસ તેં પાતરા ઐસા તત્ત્વ અનૂપ. ૩

દેહી માહિ વિદેહ હૈ સાહેબ સુરતિ સરૂપ,
અનંત લોક મેં રમિ રહા જાકે રંગ ન રૂપ. ૪

ચાર ભુજા કે ભજન મેં ભૂલિ પરે સબ સંત,
કબિરા સુમરે તાસુકો જાકે ભુજા અનંત રે. ૫

જનમ મરન સે રહિત હૈ મેરા સાહેબ સોય,
બલિહારી વહિ પીવકી જિન સિરજા સબ કોય. ૬

એક કહોં તો હૈ નહીં દોય કહોં તો ગારિ,
હૈ જૈસા તૈસા રહૈ કહૈ કબીર વિચારી. ૭

રેખ રૂપ જેહિ હૈ નહીં અધર ધરો નહીં દેહ,
ગગનમંડલ કે મધ્ય મેં રહતા પુરુષ વિદેહ. ૮

સોઈ મેરા એક તૂ ઔર ન દૂજા કોય,
જો સાહબ દૂજા કહૈ દુજા કુલ કો હોય, ૯

સગુંણ કી સેવા કરો નિર્ગુંણ કા કરુ જ્ઞાન,
નિર્ગુંણ સગુંણ કે પરે તહૈ હમારા ધ્યાન. ૧૦

# કર્તા-નિર્ણય

## ( દોહરા )

૧. અક્ષય પુરુષ (પરમાત્મા) વિરાટ વૃક્ષ રૂપ છે. નિરંજન (નિર્ગુણરૂપ) એની જ મોટી ડાળ છે. ત્રણે (સગુણ) દેવતા (બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ) એની જ શાખાઓ થઈ છે અને સમગ્ર સંસાર એનાં પાંદડાં છે.

૨. મારો સાહેબ (પરમાત્મા) તો એક જ છે. એ અદ્વિતીય વિશે દ્વૈતભાવે કંઈ પણ કહેવાય જ કેમ ? જો એવું કશુંયે કહું તો મારો સાચો સાહેબ રિસાઈ જાય.

૩. જેને મુખ નથી કે મસ્તક નથી, જેને વિશે રૂપવાન કે કુરૂપ એવા કોઈ ભેદ નથી. ફૂલની ફોરમથી પણ સૂક્ષ્મ એવું એ અનુપમ તત્ત્વ- છે.

૪. એ સાહેબ આ દેહમાં વિદેહી આત્મા સ્વરૂપે રહ્યો છે. એ આત્મતત્ત્વ, પ્રેમતત્ત્વ રૂપ જ છે અને અનંત બ્રહ્માંડમાં પણ એ જ રમી રહ્યો છે; નથી એને રંગ કે નથી એને રૂપ.

૫. ચાર ભુજાની (સગુણ, સાકારની) ભક્તિમાં બધા સંતો ભરમાયા છે; પણ કબીર તો એનું જ અખંડ સ્મરણ કરે છે જેને અનંત ભુજા છે.

૬. જે જન્મ-મરણથી રહિત છે, તે જ મારો સાહેબ છે. જેણે આ સકળ સૃષ્ટિનું સર્જન કર્યું છે એ મારા પિયુજીની બલિહારી છે!

૭. એને વિશે 'એક છે' એમ કહું તો એ (શૂન્યરૂપ પણ હોવાથી) 'છે જ નહીં', એટલે તે યોગ્ય નથી. (દ્વૈતભાવે) 'બે' કહું તો એ (અદ્વૈતને) ગાળ દીધી ગણાય. એટલે જ સમજી-વિચારીને કબીર કહે છે કે એ જેવો છે તેવો જ ભલે રહ્યો.

૮. એને (આકારની) રેખા નથી કે રૂપ નથી. એણે નિરાલબે દેહ પણ ધારણ કર્યો નથી. એ વિદેહ પરમપુરુષનો વાસ તો ગગનમંડલ(શૂન્યના ઊર્ધ્વ પ્રદેશ)ની વચ્ચોવચ છે.

૯. એ જ મારો તું (સર્વત્ર ને સર્વમય) એક જ છે. બીજું કોઈ કે કંઈ ક્યાંયે છે જ નહીં. (તારા સિવાય) અન્યને જે સાહેબ (પ્રભુ) ગણે તે (અજ્ઞાની જીવ) ઊતરતી કોટિનો હશે.

૧૦. (સગુણ-નિર્ગુણ ઉપાસનાનો આવશ્યક સમન્વય કરતાં કબીરજી કહે છે–) સગુણ (દેવ, જીવ, સર્વ)ની સેવા કરો અને (સાથે જ) પ્રભુના નિર્ગુણ તત્ત્વ સ્વરૂપનું જ્ઞાન મેળવો. આપણું ધ્યાન તો નિર્ગુણ-સગુણથી પારના પરમ તત્ત્વમાં લાગેલું છે.

## 'શક્તિમત્તા

સાહેબ સોં સબ હોત હૈ બંદે તે કછુ નાહિ
રાઈ તે પર્વત કરે પર્વત રાઇ માહિ. ૧૧

બહન બહંતા થલ કરૈ, થલ કર બહન બહોય,
સાહેબ હાથ બડાઈયા જસ ભાવૈ તસ હોય. ૧૨

સાહેબ સા સમરથ નહીં ગરુઆ, ગહિર ગંભીર,
ઔગુન છોડે ગુન ગહૈ છિનક ઉતારે તીર. ૧૩

જો કછુ કિયા સો તુમ કિયા મૈ કુછ કીયા નાહિ.
કહો કહી જો મૈં કિયા તુમ હી થે મુઝ માહિં. ૧૪

જાકો રાખે સાંઈયાં મારિ ન સકકે કોય,
બાલ ન બાંકા કરિ સકૈ જો જગ બૈરી હોય. ૧૫

સાંઈ મેરા બાનિયા સહજ કરે બ્યોપાર,
બિન ડાંડી બિન પાલ રે તૌલે સબ સંસાર. ૧૬

સાંઈ તુઝસો બાહિરા કૌડી નાહિં બિકાંય,
જાકે સિર પર તૂ ધની લાખોં મોલ કરાય. ૧૭

## સર્વઘટ વ્યાપકતા

તેરા સાંઈ તુજમેં જ્યોં પુહુપનમેં બાસ,
કસ્તૂરી કા મિરગ જ્યોં ફિર ફિર ઢૂઢે ઘાસ ૧૮

જા કારન જગ ઢૂઢિંયા સો તો ઘટ હી માહિં,
પરદા દીયાં ભરમ કા તાતે સૂઝે નાહિં. ૧૯

## શક્તિમત્તા

૧૧. સાહેબની શક્તિથી જ સઘળું સરજાય છે, આ સેવકથી તો કશુંય બનતું નથી એ પ્રભુ તો રાઈમાંથી પર્વત ને પર્વતમાંથી રાઈ કરી દેવાને સમર્થ છે.

૧૨. એ તો જળ વહેતાં હોય ત્યાં સ્થળ કરી દે અને સ્થળ હોય ત્યાં વહેતાં જળ કરી મૂકે. મારો સાહેબ જ્યાં હાથ ચલાવે કે તરત એની ઇચ્છા પ્રમાણે જ બધું થઈ જાય.

૧૩. સાહેબ જેવું સમર્થ, મહાન તથા ગહન ગંભીર કોઈ નથી. અવગુણને (ક્ષમા કરીને) પડતા મૂકીને ગુણને જ એ ગ્રહણ કરે છે અને ઘડીકમાં (જીવનો) બેડો પાર કરી દે છે.

૧૪. (હે પ્રભુ!) જે કંઈ કર્મ કર્યું છે તેના કરનારા તો તમે જ છો, મેં કશુંય કર્યું નથી. કદીક હું 'મેં કર્યું' એમ કહી બેસું, તો પણ મારામાં એ કરાવનાર કર્તા તો તમે જ હતા!

૧૫. જેને રામ રાખે તેને કોઈ મારી શકનાર નથી. જો આખી દુનિયા એની દુશ્મન થઈ બેસે તોયે એનો વાળ પણ કોઈ વાંકો નહીં કરી શકે

૧૬. મારો સાહેબ તો સહજ (નૈસર્ગિક ચૈતન્ય શક્તિ)નો વેપાર કરતો વાણિયો શેઠ છે. એના ત્રાજવાની નથી ડાંડી કે નથી પલ્લાં. તેમ છતાં એ આખા સંસારને તોલી રહ્યો છે.

૧૭. હે સ્વામી! તારા વિના તો કોડીનીય કિંમત ઊપજતી નથી; પણ જેને માથે તારા જેવો સમર્થ ધણી હોય છે તેનું મૂલ્ય તો લાખોથી અંકાય છે.

## સર્વઘટ-વ્યાપકતા

૧૮. તારો સાંઈ (સ્વામી, પરમાત્મા) તો પુષ્પમાં રહેલી સુંગધની જેમ તારામાં જ વસેલો છે; પણ (અજ્ઞાનથી) કસ્તુરી મૃગની જેમ તું (નિજમાં રહેલી તત્ત્વરૂપ વસ્તુને) સુગંધને ઘાસમાં શોધતો બહાર ભટકે છે!

૧૯. જેને માટે આખું જગત શોધી વળ્યા તે (પરમાત્મા) તો આપણા પોતાના શરીરમાં જ છે; પણ એની આડે ભ્રમનો એવો પડદો નાખેલો છે કે એ દેખાય જ નહીં.

સમઝૈ તો ઘરમેં રહે પરદા પલક લગાય,
તેરા સાહેબ તુજ્ઝમેં અનત કહૂં મત જાય. ૨૦

જેતા ઘટ તેતા મતા બહુ બાની બહુ ભેખ,
સબ ઘટ વ્યાપક હ્વૈ રહા સોઈ આપ અલેખ. ૨૧

ભૂલા ભૂલા ક્યા ફિરે સિર પર બંધિ ગઇ બેલ,
તેરા સાંઈ તુજ્ઝમેં જ્યોં તિલ માહીં તેલ. ૨૨

જ્યોં તિલ માહીં તેલ હૈ જ્યોં ચકમકમેં આગિ,
તેરા સાંઈ તુજ્ઝમેં જાગિ સકૈ તો જાગિ. ૨૩

જ્યોં નૈનન મેં પૂતરી યોં ખાલિક ઘટ માહિં,
મૂરખ લોગ ન જાનહીં બાહર ઢૂંઢન જાહિં. ૨૪

પાવક રૂપી સાંઇયાં સબ ઘટ રહા સમાય,
ચિત ચકમક લાગૈ નહીં તાતેં બુઝિ બુઝિ જાય. ૨૫

## શબ્દ

કબિરા શબ્દ શરીર મેં બિન ગુન બાજે તાંત,
બાહર ભીતર રમિ રહા તાતેં છૂટી ભ્રાંત. ૨૬

સબ્દ સબ્દ બહુ અંતરા સાર સબ્દ ચિત દેય,
જા સબ્દૈ સાહેબ મિલૈ સોઇ સબ્દ ગહિ લેય. ૨૭

એક સબ્દ સુખરાસ હૈ એક સબ્દ દુખરાસ,
એક સબ્દ બંધન કટૈ એક સબ્દ ગલફાંસ. ૨૮

સબ્દ સબ્દ સબ કોઈ કહૈ સબ્દ કે હાથ ન પાંવ,
એક સબ્દ ઔષધિ કરૈ એક સબ્દ કર ઘાવ. ૨૯

૨૦. આ (સ્વરૂપ દર્શનનું) સત્ય જેને સમજાઈ જાય છે તો તો (ભટકવું છોડીને) પાંપણના પલકારાના પડદા બંધ કરી દઈને પોતાનામાં જ (અંતર્મુખ બની) મસ્ત રહે છે. હે ભાઈ ! તારો સાહેબ તારામાં જ છે. તું બીજે ક્યાય જઈશ નહિ.

૨૧. આ સંસારમાં જેટલા દેહ તેટલા ધર્મને મતમતાંતર છે. ભાષાઓ અને વેશ પણ અનેક છે; પણ ઘટઘટમાં સર્વત્ર વ્યાપી રહેનાર એ પરમાત્મા તો અલખ, અગોચર જ રહ્યા.

૨૨. ભ્રમમાં ભૂલેલો તું આમ શું ભટક્યાં કરે છે? આમ તો તારે માથે (જંજાળની) વેલ વીંટાઈ વળી છે. તારો પ્રભુ તો તલમાં રહેલા તેલની જેમ તારામાં જ છે.

૨૩. જેમ તલમાં જ તેલ રહેલું છે અને ચકમકમાં જ અગ્નિ સમાયેલો છે, તેવી જ રીતે તારો પરમાત્મા પણ તારામાં જ છે. માટે તું ભ્રમ ભાંગીને જાગી શકે તો જાગી જા.

૨૪. જેમ આંખમાં કીકી છે તેમ દેહમાં જ જગતનો નાથ વસેલો છે. મૂર્ખ લોકોને તેનું જ્ઞાન નથી એટલે એ બધા એને શોધવા માટે બહાર જ ભટક્યાં કરે છે.

૨૫. પાવક (ચૈતન્ય અગ્નિ) રૂપ પરમાત્મા તો ઘટઘટમાં સમાઈ રહેલો છે, પણ એને (પ્રકટ કરવા માટે) ચિત્તરૂપી ચકમક લાગતો નથી એટલે એ જાણે બુઝાઈ જતો હોય એમ લાગે છે.

## શબ્દ

૨૬. કબીર કહે છે કે શરીરમાં શબ્દ–બ્રહ્મ વ્યાપેલો હોવાથી આ ગુણહીન (જડ દેહ રૂપ) વાદ્ય તાર વિના પણ વાગી રહ્યું છે, તે (અખંડ એકરૂપ) શબ્દ બ્રહ્મ જ એની બહાર ને અંદર નિરંતર વ્યાપેલો છે. તેને લીધે જ અજ્ઞાનનો ભ્રમ ભાંગી ગયો છે.

૨૭. શબ્દ શબ્દમાંયે બહુ ફેર હોય છે. જે શબ્દ સાર રૂપ (સત્ય) છે, તેમાં જ તું ચિત્ત પરોવ. જે (બ્રહ્મજ્ઞાન રૂપી) શબ્દથી પરમાત્માનું મિલન થાય તે જ શબ્દને તું પકડી લે.

૨૮. એક શબ્દ સુખનો ઢગલો છે તો વળી એક શબ્દ દુઃખનો પણ ઢગલો છે; એક શબ્દ બંધન છેદનાર છે, તો વળી એક શબ્દ ગળે ફાંસો દેનાર પણ છે.

૨૯. શબ્દ–શબ્દની વાતો તો બધાયે કરે છે; પણ શબ્દને કંઈ હાથ–પગ નથી. એક શબ્દ રોગ મટાડનાર ઔષધિ રૂપ છે, તો વળી એક શબ્દ ઘા કરનાર પણ હોય છે.

સબ્દ બરાબર ધન નહીં જો કોઈ જાનૈ બોલ,
હીરા તો દામોં મિલૈ સબ્દ હિં મોલ ન તોલ. ૩૦

મતા હમારા મંત્ર હૈ હમ સા હોય સો લેય,
સબ્દ હમારા કલ્પતરુ જો ચાહૈ સો દેય. ૩૧

સીતલ સબ્દ ઉચ્ચારિએ અહમ્ આનિએ નાહિં,
તેરા પ્રીતમ તુજ્ઝમેં સત્રૂ ભી તુઝ માહિં. ૩૨

વહ મોતી મત જાનિયો પુહૈ પોત કે સાથ,
યહ તો મોતી સબ્ધકા બેધિ રહા સબ ગાત. ૩૩

જંત્ર મંત્ર સબ ઝૂઠ હૈ મત ભરમો જગ કોય,
સાર સબ્દ જાને બિના કાગા હંસ ન હોય. ૩૪

## નામ

આદિ નામ પારસ અહૈ મન હૈ મૈલા લોહ,
પરસત હી કંચન ભયા છૂટા બંધન મોહ. ૩૫

આદિ નામ નિજ સાર હૈ બૂઝિ લેહુ સો હંસ,
જિન જાન્યો નિજ નામ કો અમર ભયો સો બંસ. ૩૬

આદિ નામ નિજ મૂલ હૈ ઔર મંત્ર સબ ડાર,
કહ કબીર નિજ નામ બિનુ બૂડી મુઆ સંસાર. ૩૭

નામ રતન ધન પાઈ કૈ ગાંઠી બાંધ ન ખોલ,
નાહીં પન નહીં પારખૂ નહિ ગાંહક નહિં મોલ. ૩૮

સભી રસાયમ હમ કરી નહીં નામ સમ કોય,
રંચક ઘટમેં સંચરે સબ તન કંચન હોય. ૩૯

જબહિં નામ હિરદે ધરા ભયા પાપકા નાસ,
માનો ચિનગી આગકી પરી પુરાની ઘાસ. ૪૦

૩૦. જાણનારા તો કહે છે કે શબ્દ (બ્રહ્મ જ્ઞાન) બરાબર બીજી કોઈ સંપત્તિ નથી. હીરો તો મૂલ્ય આપવાથી વેચાતો પણ મળી શકે છે પણ આ શબ્દનાં તો મૂલ્ય કે વજન આંકી જ નહીં શકાય.

૩૧ (આત્મજ્ઞાનનો) મંત્ર જ અમારો ધર્મ છે અને અમારા જેવો હોય તે જ એ ગ્રહણ કરે છે. શબ્દ (બ્રહ્મ) તો અમારું કલ્પવૃક્ષ છે જે જે માગો તે દે છે.

૩૨. (હે જીવ !) તું શીતળ શબ્દ બોલ ને અહંભાવ મનમાં ન લાવ. (યાદ રાખ કે) તારો પ્રીતમ તારામાં જ છે અને દુશ્મન પણ તારી અંદર જ છે.

૩૩. જે (સાડીના) પોતમા ટાંકવામાં આવે છે તે આ મોતી નથી. આ તો શબ્દ રૂપી મોતી છે, જે અંગે અંગમાં વીંધાઈને તેને સુંદર બનાવે છે.

૩૪. જંતરમંતર બધું મિથ્યા છે, માટે દુનિયામાં કોઈ એમાં ભરમાશો નહીં. સાર રૂપ શબ્દ (બ્રહ્મ તત્ત્વ)ના જ્ઞાન વિના કાગડામાંથી હંસ જીવમાંથી શિવ) થઈ શકાતું નથી.

## નામ

૩૫. પ્રભુનું આદિનામ તો પારસમણિ છે અને મન મલિન લોખંડ જેવું છે. આ મનને પ્રભુનામનો સ્પર્શ થતાં જ એ શુદ્ધ કાંચન (તત્ત્વ સ્વરૂપ) બની ગયું ને એનાં મોહનાં બંધન છૂટી ગયાં.

૩૬. આ આદિનામ તો સ્વરૂપનો સાર છે. આનું રહસ્ય જે સમજી જાય તે જ (જ્ઞાની) હંસલો છે. જેણે નિજ નામ (આત્મા)નું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તેનો વંશ જ અમર થઈ ગયો જાણવો.

૩૭. કબીર કહે છે કે આદિનામ એ જ પોતાના સ્વરૂપનું મૂળ છે. બીજા બધા મંત્રો તો ડાળખાં છે. આ નિજ નામ (આત્મતત્ત્વ)નું રહસ્ય નહીં સમજ્યાથી જ આ સંસાર ડૂબી મરે છે.

૩૮. નામ રત્નનું ધન મેળવીને તુ એને (અંતરમાં જ) ગાંઠે બાંધી રાખ. એને બહાર કાઢીશ નહીં. અહીં એની કીમત નથી, કે પારખનાર નથી, કોઈ ઘરાક નથી કે ભાવતાલ નથી.

૩૯. મેં બધાંયે રસાયણ અજમાવી જોયાં પણ પ્રભુનામની તોલે કોઈ આવે તેમ નથી. આ નામ રસાયણ તો જરાક જેટલું પણ દેહની અંદર ઊતરે, તો આખીયે કાયા કંચનની (શુદ્ધ સ્વરૂપ) બની જાય.

૪૦. જેવું આ હૃદયે હરિનુ નામ વસ્યું કે તરત જ જૂની ઘાસની ગંજીમાં આગનો તણખો પડે ને ભડકો થાય તેમ પાપના ઢગલાનો નાશ થઈ ગયો.

જ્ઞાનદીપ પરકાસ કરિ ભીતર ભવન જરાય.
તહાં સુમિર સતનામ કો સમજ સમાધિ લગાય. ૪૧

સુપન હું મેં બરાંઇ કે ધોખે હું નિકરૈ નામ,
વાકે પગકી પૈતરી મેરે તનકો ચામ. ૪૨

જૈસે માયા મન રમ્યો તૈસો નાંમ રમાય,
તારા મંડલ બેધિ કૈ તબ અમરાપુર જાય. ૪૩

પાવક રૂપી નામ હૈ સબ ઘટ રહા સમાય,
ચિત ચકમક લાગે નહીં ધૂંઆ હ્વૈ હ્વૈ જાય. ૪૪

નામ બિના બેકામ હૈ છપ્પન કોટિ બિલાસ,
કા ઇન્દ્રાસન બૈઠિબો કા બૈકુંઠ-નિવાસ. ૪૫

લૂટિ સકૈ તો લૂટિ લૈ સત્ત નામ કી લૂટિ,
પાછે ફિરિ પછિતાહુગે પ્રાન જાહિં જબ છૂટી. ૪૬

શૂન્ય મરૈ અજપા મરૈ અનહદ હૂ મરિ જાય,
રામ સનેહી ના મરૈ કહ કબીર સમુઝાય. ૪૭

## પરિચય

લાલી મેરે લાલકી જિત દેખોં તિત લાલ,
લાલી દેખન મૈં ગઇ મૈં ભી હો ગઇ લાલ ૪૮

જિન પાવન ભુઇં બહુ ફિરે ઘૂમે દેસ બિદેસ,
પિયા મિલન જબ હોઇયા આંગન ભયા બિદેસ. ૪૯

ઉલટિ સમાના આપ મેં પ્રગટી જોતિ અનંત,
સાહેબ સેવક એક સંગ ખેલૈં સદા બસંત. ૫૦
જોગી હુઆ ઝલક લગી મિટિ ગયા એંચાતાન,
ઉલટિ સમાના આપ મેં હૂઆ બ્રહ્મ સમાન. ૫૧

૪૧. જ્ઞાનરૂપી દીવડો પ્રકટાવી લઇ અંતરના ઓરડાને અજવાળી લે; પછી ત્યાં જ સતનામનું અખંડ સ્મરણ કરતા રહીને સહજ સમાધિમાં લીન થઈ જા.
૪૨. સ્વપ્નમાં પણ બબડાટ કરતાં કે ભૂલમાંયે જેના મુખમાંથી રામનામ જ નીકળી પડે, તે પુણ્યાત્માના પગનું પગરખું તો હું મારી ચામડીનું બનાવી દઉં!
૪૩. આ મન જેવું રસપૂર્વક માયામાં રમ્યું તેવું જ પ્રભુનામમાં રમતું થાય તો જ તારા મંડળને (સાધનાની જ્યોતિર્મય ભૂમિકાઓને) પણ પાર કરીને અમરાપુરી પહોંચાય.
૪૪. નામ તો ઘટઘટમા સમાઈ રહેલો (ચૈતન્ય જ્યોત રૂપી) પાવક, અગ્નિ છે. ચિત્તરૂપી ચકમક બરાબર ઘસાતું નથી. એટલે એ અગ્નિ ધુમાડાના રૂપે અંદર જ શમી જાય છે, (જ્ઞાનનો અગ્નિ પ્રગટતો નથી)
૪૫. પ્રભુનામ વિના છપ્પન કોટિ વૈભવ નકામા છે. એના વગર ઇન્દ્રાસન પર બેસવાનો કે વૈકુંઠમાં વસવાનો પણ શો અર્થ છે?
૪૬. આ જો, સતનામની લૂંટ ચાલી રહી છે. તું પણ લૂંટી શકે તો લૂંટવા મંડી જા; નહીં તો પછી અંતકાળ આવી પહોંચતાં તારે પસ્તાવું પડશે.
૪૭. કબીર સમજાવીને કહે છે કે શૂન્યસમાધિવાળા, અજપા જાપ જપનારા તે અનહદનાદનો અનુભવ કરનારા એ બધાયેનો અંત તો આવવાનો જ; પણ રામનો પ્રેમી ભક્ત અમરપદ પામે છે. (પ્રભુ પ્રત્યે પ્રેમભક્તિ સૌ સિદ્ધિ કરતા શ્રેષ્ઠ, મહત્ત્વપૂર્ણ અને શાશ્વત છે.)

## પરિચય

૪૮. એ મારા લાલ (પ્રભુ)ની લાલી (લીલા, પ્રેમ) મને જ્યાં જોઉં ત્યાં લાલ જ દેખાય છે, ને મારા લાલની એ લાલી જોવા જતાં હું પણ લાલ થઈ ગઈ.
૪૯. જેને પામવાને માટે આ ધરતી પર ખૂબ ફર્યા ને દેશ-વિદેશ ઘૂમી વળ્યાં, એ પ્રિયતમનુ જ્યારે મિલન થયું ત્યારે તો આ ઘર-આંગણું પણ પરદેશ જેવું લાગવા માંડયું.
૫૦. (બહાર ભટકતો) હું ઊલટો ફરીને, અંતર્મુખ થઈને સ્વ-રૂપમાં સમાઈ ગયો એટલે અનંતની દિવ્ય જ્યોતિ પ્રગટ થઈ પછી તો સ્વામીને સેવક (ભગવાન ને ભક્ત) સાથે જ સદાયે વસંત ખેલતા થઈ ગયા.
૫૧ જોગી થયો ને પ્રભુની ઝાંખી થઈ ગઈ એટલે બધીયે ખેંચતાણ ટળી ગઈ. (બહિર્મુખ) અહમ્ (અંતર્મુખ થઈને) સ્વ-રૂપમાં સમાઈ ગયું એટલે આ અહમ્ પણ બ્રહ્મરૂપ જ થઈ ગયું.

નૈન ગલા પાની પિયા અજહુરે ન બુઝિ હૈ તૌન,
સુરત શબ્દ મેલા ભયા કાલ રહા ગહિ મૌન. ૫૨

કહના થા સો કહ દિયા અબ કછુ કહા ન જાય,
એક રહા દૂજા ગયા દરિયા લહર સમાય. ૫૩

ઉનમુનિ સોં મન લાગિયા ગગનહિં પહુંચા જાય,
ચાંદ બિહૂના ચાંદના અલખ નિરંજન રાય. ૫૪

મેરી મિટી મુક્તા ભયા પાયા બ્રહ્મનિવાસ,
અબ મેરે દૂજા નહીં એક તુમ્હારી આસ. ૫૫

સુરતિ સમાની નિરતિ મેં અજપા માંહીં જાપ,
લેખ સમાના અલખમેં આપા માંહીં આપ. ૫૬

પાર બ્રહ્મ કે તેજ કા કૈસા હૈ ઉનમાન,
કહિબે કી શોભા નહીં દેખે હી પરમાન. ૫૭

પિંજર પ્રેમ પ્રકાશિયા અંતર ભયા ઉજાસ,
મુખ કરિ સૂતી મહલ મેં બાની ફૂટી બાસ. ૫૮

આયા થા સંસાર મેં દેખન કો બહુ રૂપ,
કહૈ કબીરા સંત હો પરિ ગયા નજર અનૂપ. ૫૯

પાયા થા સો ગહિ રહા રસના લાગી સ્વાદ,
રતન નિરાલા પાઇયા જગત ટટોલા બાદ. ૬૦

૫૨. પાણી મળ્યું એટલે એમાં જ ઓગળી જઈને મીઠું એકરૂપ થઈ ગયું. (જુદું અસ્તિત્વ જ ન રહેવાથી)એના ફેરા ટળી ગયા તે જ રીતે સુરત (જીવાત્મા) અને શબ્દનું પરમાત્માનુ ) અભેદ મિલન થઈ ગયુ એટલે (જીવને લઈ જતો) કાળ તો ચૂપ થઈ ગયો ! (જીવનું આવાગમન ટળી ગયું.)

૫૩. કહેવું હતું તે બધુંય કહી દીધું. હવે કશુંયે કહેવાય એમ નથી. સાગરમાં તરંગ સમાઈ જાય તેમ દ્વૈતભાવનો લય થઈ જતાં હવે તો કેવળ એક (પરમાત્મા) જ રહ્યો છે.

૫૪. આ દિલ તો સમાધિમાં (ઉન્મનાવસ્થામાં) લીન થઈ ગયુ છે, એટલે એ છેક ગગન (શૂન્યના ઊર્ધ્વ પ્રદેશ)માં જઈ પહોંચ્યુ છે. ત્યાં તો ચંદ્ર વિનાની ચાંદની (અખંડ જ્યોતિ) ચમકે છે અને સ્વયં અલખ નિરંજન ત્યાં રાજા છે.

૫૫. આ અગમ પ્રદેશમાં નિવાસ મળ્યો એટલે મારું મમત્વ મટી ગયું ને 'હુ 'માંથી મુક્ત બની ગયો. હવે મારે અન્ય કોઇ જ નથી. અનન્ય ભાવે એક તમારી જ આશા છે.

૫૬ સુરતિ (આત્મા) નિરતિમાં (પ્રેમના આનંદમાં, પ્રેમની તલ્લીનતામાં, પરમાત્મામાં) સમાઇ ગઈ,બાહ્ય જાપ (અંતરમાં અખંડ ચાલ્યા કરતા)અજપાજાપમાં વિલીન થઈ ગયા, લક્ષ્યમાં આવતું દૃશ્ય સર્વસ્વ અલખ (અદૃશ્ય ચૈતન્ય) માં સમાઈ ગયું અને 'હુ પણું" પણ સ્વરૂપમાં જ શમી ગયુ. (દ્વૈતમાંથી પરમ અદ્વૈત સિદ્ધ થઈ ગયું.)

૫૭. પરબ્રહ્મના તેજની તે વળી કલ્પના થઈ શકે? એ કહેવામાં કંઈ જ શોભા નથી. એ તો જાત અનુભવે જોઈને જ પ્રમાણિત થઈ શકે.

૫૮. આ (દેહરૂપી) પિંજરમાં પ્રેમ (ભક્તિભાવ) પ્રકટ્યો એટલે અંતરમાં અજવાળાં થઈ ગયાં. હું તો નિરાંતે આંતરપ્રદેશના અંતઃપુરમાં પોઢી ગઈ અને મારા આ (નીરવ) ભવનમાં દિવ્ય વાણી અને કાંતિ ફેલાઈ ગયાં.

૫૯. કબીર કહે છે કે સંસારમાં હુ તો ભાતભાતનાં રૂપ નીરખવા આવેલો. પણ હે સંતો ! એ અનુપમ (અદ્વિતીય પરમાત્મા) જ સર્વત્ર મારી નજરે ચઢી ગયા.

૬૦. જે પ્રાપ્ત જ હતું (આત્મતત્ત્વ) તેને જ પકડી રાખ્યુ એટલે રસનાને પણ એનો રસ લાગ્યો. આખું જગત શોધી વળ્યા પછી જ આ અનેરું રત્ન (આત્મજ્ઞાન) લાધ્યુ છે.

કબિરા દેખા એક અંગ મહિમા કહી ન જાય,
તેજપુંજ પરસા ધની નૈનોં રહા સમાય. ૬૧

ગગન ગરજિ બરસૈ અમિ બાદલ ગહિર ગંભીર,
ચહું દિસિ દમકે દામિની ભીંજૈ દાસ કબીર. ૬૨

દીપક જોયા જ્ઞાન કા દેખા અપરં દેવ,
ચાર વેદ કી ગમ નહીં જહાં કબીરા સેવ. ૬૩

અબ ગુરુ દિલ મેં દેખિયા ગાવન કો કછુ નાહિં,
કબિરા જબ હમ ગાવને તબ જાના ગુરુ નાહિં. ૬૪

માન સરોવર સુગમ જબ હંસી કેલિ કરાય,
મુક્તાહલ મોતી ચુગૈ અબ ઉડિ અંત ન જાય. ૬૫

·સુન્ન મંડલ મેં ઘર કિયા બાજે શબ્દ રસાલ,
રોમરોમ દીપક ભયા પ્રગટે દીનદયાલ. ૬૬

સુરત ઉડાની ગગન કો ચરન વિલંબી જાય,
સુખ પાયા સાહેબ મિલા આનંદ ઉર ન સમાય. ૬૭

પાની હી તે હિમ ભયા હિમ હી ગયા બિલાય,
કબિરા જો થા સોઈ ભયા અબ કછુ કહા ન જાય. ૬૮

સુન્ન સરોવર મીન મન નીર તીર સબ દેવ.
સુધા સિંધુ સુખ બિલસહી બિરલા જાને ભેવ. ૬૯

૬૧. કબીર કહે છે કે આ તો હજી પ્રભુનો એક અંશ જ જોયો છે. પણ એનોય મહિમા કહેવાય એમ નથી. એ તેજના અંબાર સમા પરમાત્માનો સહેજ સ્પર્શ જ થાય કે એ આ નેત્રોમાં વસી જાય છે (પરમાત્મ દર્શનથી દૃષ્ટિ જ દિવ્ય બની જાય છે) અને નેત્ર ધન્ય બની જાય છે.

૬૨. (સમાધિદશા પ્રાપ્ત થતાં મળતા જુદા જુદા દિવ્ય અનુભવોનું વર્ણન કરતાં કબીરજી કહે છે.) ઘગન ગાજી રહ્યાં છે, ઘનઘોર ગંભીર વાદળ ઘેરાયાં છે, ચારે દિશાએ વીજળીના ચમકારા થઈ રહ્યાં છે, અમૃત (બ્રહ્માનંદ)ની ધાર વરસી રહી છે ને કબીરદાસ એમાં તરબોળ થઈ રહ્યો છે.

૬૩. મેં જ્ઞાનનો દીવડો દીઠો અને મને પરમ દેવ પરમાત્માનાં દર્શન થયાં. જ્યાં કબીર પ્રભુની સેવા કરવા પહોંચે છે ત્યાં ચાર વેદનું જ્ઞાન પહોંચી શકે તેમ નથી.

૬૪. કબીર કહે છે કે હવે તો દિલમાં જ ગુરુદેવનાં દર્શન થયાં છે. એટલે બહાર કંઈ જ ગાવાનું રહેતું નથી, જ્યારે હું (હું-હું કરતા) ગાતો હતો ત્યારે મેં ગુરુ વિશેનું સાચું જ્ઞાન મેળવ્યું જ નહતું.

૬૫. જ્યારે માનસરોવર (બ્રહ્મરંધ્રનો અમૃતકુંડ) સુગમ થઈ જાય છે ત્યારે આત્મા રૂપી હંસી બ્રહ્મ રૂપી હંસ સાથે ક્રીડા કરે છે. એ મોતી જ ચણે છે (વિવેકથી શ્રેષ્ઠતત્ત્વ જ ગ્રહણ કરે છે.) અને એ હવે ઊડીને અન્યત્ર જતી જ નથી.

૬૬. શૂન્ય મંડળમાં જ્યોતિર્મય બ્રહ્મના અનાહતનાદવાળા પ્રદેશમાં) વાસો કર્યો છે. ત્યાં રસભર 'શબ્દ'નું અખંડ સંગીત ચાલે છે અને દીનદયાળુ પરમાત્મા પ્રગટ થયા છે એટલે તો રોમે રોમ દીવડા (બ્રહ્મજ્યોતિ ઝગમગી ઊઠ્યા છે

૬૭. હવે તો આ સુરતિ (આતમ રૂપી હંસલી) ગગન મંડળમાં ઊડી ગઈ છે. ચાલનારા પગ થંભી ગયા છે. ત્યાં સ્વામીનું મિલન થયું તેથી (હંસલી) સુખ પામી. પરિણામે એના હૈયામાં હરખ માતો નથી।

૬૮. કબીર કહે છે કે આ તો પાણીમાંથી જ બરફ થયેલો અને એ બરફ જ પાછો ઓગળીને પાણી થઈ ગયો! આ રીતે જે અસલ (આત્મસ્વરૂપ) હતું તે જ પાછું અસલ થઈ ગયું. હવે એનું વર્ણન થાય નહીં (નામ રૂપના ભેદોનો લય થઈ જતાં અહંનું અનિર્વચનીય સ્વરૂપમાં જ શમન થાય છે.)

૬૯. શૂન્ય સરોવરમાં મનરૂપી મીન અમૃતના મહાસાગરમાં મહાલવાનું પરમ સુખ માણી રહી છે. એનાં નીરને તીરે બધા જ દેવો છે. આનું રહસ્ય કોઈ વિરલા જ જાણે છે.

મૈં લાગા ઉસ એક સે એક ભયા સબ માહિં,
સબ મેરા મૈં સબન કા તહાં દૂસરા નાહિં. ૭૦

ગુન ઇન્દ્રી સહજે ગએ સતગુરુ કરી સહાય.
ઘટમેં નાન પ્રગટ ભયા બકિ બકિ મરૈ બલાય. ૭૧

કબિરા ભરમ ન ભાજિયા બહુ વિધિ ધરિયા ભેખ,
સાંઈ કે પરિચય બિના અંતર રહિયો રેખ. ૭૨

## અનુભવ

આતમ અનુભવ જ્ઞાન કી જો કોઈ પૂછે બાત,
સો ગૂંગા ગુડ ખાઈ કે કહે કૌન મુખ સ્વાદ. ૭૩

જ્યોં ગૂંગે કે સૈન કો ગૂંગા હી પહિચાન,
ત્યોં જ્ઞાની કે સુક્ખ કો જ્ઞાની હોય સો જાન. ૭૪

કાગદ લિખે સો કાગદી કી વ્યોહારી જીવ,
આતમ દ્દષ્ટિ કહાં લિખૈ જિત દેખૈ તિત પીવ. ૭૫

લિખા લિખી કી હૈ નહીં દેખાદેખી બાત,
દુલહા દુલહિન મિલ ગએ ફીકી પડી બરાત. ૭૬

ભરો હોય સો રીતઈ રીતો હોય ભરાય,
રીતો ભરો ન પાઇએ અનુભવ સોઈ કહાય. ૭૭

૭૦. હું તો એ એકની જ (પરમાત્માની જ) સાથે સંલગ્ન છું, પણ એ એક તો બધાયમાં વ્યાપેલો છે (એટલે હું યે એની સાથે જ અનેકમાં એકરૂપ છું તેવું અનુભવું છું.) હવે તો બધા જ મારા ને હું પણ બધાની એવી અભિન્ન સ્થિતિ થઈ છે. હવે અન્ય કોઈ નથી.

૭૧. સદ્‌ગુરુનો સહારો મળ્યો એટલે ઈન્દ્રિયોનું ગુણ–આરોહણનું કામ સહજ રીતે જ ટળી ગયું અને આ દેહમાં જ પરમાત્મા નામસ્મરણ રૂપે પ્રગટ થયા. હવે કોણ બકબક કર્યા કરે?

૭૨. કબીર કહે છે કે જાતજાતના વેશ ધારણ કર્યા તો યે અજ્ઞાનનો ભ્રમ ભાંગ્યો નહીં. ખરેખર પરમાત્માની સાચી ઓળખ પામ્યા વિના (ભક્ત ને ભગવાન વચ્ચે) અંતર (દૂરત્વ)ની ભેદરેખા રહી જ જાય છે. અથવા અંતર એટલે હૃદયમાં વાસનાનાં ચિહ્નો રહી જ જાય છે (જે સાંઈના સમાગમથી જ દૂર થઈ શકે.

## અનુભવ

૭૩. આત્માના અનુભવજ્ઞાન વિશે જો કોઈ પ્રશ્ન પૂછે તો એને કહી દેવું કે એ તો મૂંગા માણસે ગોળ ખાધા જેવી વાત છે. ગોળના મધુર સ્વાદનું વર્ણન એ કયે મોઢે કરી શકશે?

૭૪. મૂંગાની સાનને જેમ મૂંગો જ સમજી શકે તેમ આત્મજ્ઞાનીના દિવ્ય સુખાનુભવને પણ જે આત્મજ્ઞાની હોય તે જ સમજી શકશે.

૭૫. કાગળ લખે તે કાગળવાળો કે વહેવારુ લખાપટી કરનારો જીવ ગણાય (જે સ્થૂલ દૃષ્ટિએ જુએ ને તે જ રીતે વર્ણવે); પણ જેને આત્મદષ્ટિ હોય તે તો જ્યાં ત્યાં જુએ ત્યાં પ્રિયતમનાં જ દર્શન કરે, પછી એ કયાં લખે અને કોને લખે?

૭૬. અરે ભાઈ! લખાપટીની આ વાત જ નથી. આ તો છે નજરોનજર નિહાળ્યાની વાત. વર (પરમાત્મા)ને વધૂ (આત્મા)નું આપોઆપ મિલન થઈ ગયું એટલે (સંસારરૂપી) આખી જાનનો કશો અર્થ રહ્યો નહિ.

૭૭. (આ સાધનામાં તો) જે (જીવનરૂપી) ઘડો (ત્રિગુણમયી માયાથી) ભરેલો હોય તે ખાલી (નિર્વિકાર) થાય છે અને ખાલી થયેલો હોય તેમાં(દિવ્ય ગુણો) ભરાય છે. પણ ખાલી (નિર્ગુણ) કે ભરેલા (સગુણ)ના ભેદ જ ના રહે (તેવી ગુણાતીત બ્રાહ્મીસ્થિતિ) તેને જ સાચો અનુભવ કહેવાય.

## સારગ્રાહિતા

સાધૂ ઐસા ચાહિએ જૈસા સૂપ સુભાય,
સાર સાર કો ગહિ રહૈ થોથા દેઈ ઉડાય. ૭૮

ઔગુન કો તો ના ગહૈ ગુનહી કો લે બીન,
ઘટ ઘટ મંહકે મધુપ જ્યોં પરમાતમ લે ચીન, ૭૯

હંસા પય કો કાઢિ લે છીર નીર નિરવાર,
ઐસે ગહૈ જો સાર કો સો જન ઉતરૈ પાર. ૮૦

છીર રૂપ સતનામ હૈ, નીર રૂપ વ્યવહાર,
હંસરૂપ કોઈ સાધ હૈ તતકા છાનનહાર ૮૧

## સમદર્શિતા

સમદૃષ્ટિ સતગુરુ કિયા દીયા અવિચલ જ્ઞાન,
જહં દેખોં તહં એક હી દૂજા નાહીં આન. ૮૨

સમદૃષ્ટિ સતગુરુ કિયા મેટા જરત બિકાર,
જહં દેખા તહં એક હી સાહેબ કા દીદાર. ૮૩

સમદૃષ્ટિ તબ જાનિએ સીતલ સમતા હોય,
સબ જીવનકી આતમા લખૈ એક સી સોય. ૮૪

## ભક્તિ

જબ લગ નાતા જગતકા તબલગ ભક્તિ ન હોય,
નાતા તોડૈ હરિ ભજૈ ભક્ત કહાવૈ સોય. ૮૫

ભક્તિ ભેષ બહુ અંતરા જૈસે ધરનિ અકાસ,
ભક્તિ લીન ગુરુ ચરન મેં ભેષ જગતકી આસ. ૮૬

## સારગ્રાહિતા

૭૮. સાધુ તો સૂપડા જેવા સ્વભાવના હોવા જોઈએ. એ સારરૂપ પદાર્થ ગ્રહણ કરે છે અને બાકીનાં સાર વિનાનાં છોતરાંને ઉડાડી મૂકે છે.

૭૯. અવગુણને નહીં લેતાં એ તો માત્ર ગુણને જ વીણી લે છે. (ફૂલના શ્રેષ્ઠ તત્ત્વ જેવો) રસ પીનારા ભ્રમરની જેમ સાધુપુરુષ તો ઘટઘટમાં મહેકતા (સમાયેલા) પરમાત્માને (શ્રેષ્ઠ તત્ત્વને) જ ઓળખી લે છે.

૮૦. જેવી રીતે હંસ (પોતાની વિવેકદષ્ટિથી) દૂધમાંથી દૂધનો સાર તારવી લઈને પાણીને ત્યજી દે છે, તેવી જ રીતે (આત્મદષ્ટિથી) સંસારમાં સાર રૂપ વસ્તુને જ જે જીવ ગ્રહણ કરે છે એ જ ભવસાગર તરી શકે છે.

૮૧. સતનામ તો દૂધ રૂપ છે અને સંસારવ્યવહાર (એની સાથે ભળી ગયેલા) અસાર પાણી જેવો છે. એમાંથી તત્ત્વને જ તારવી કાઢનાર હંસલા જેવા સાધુ તો કોઈક જ હોય છે.

## સમદર્શિતા

૮૨. સદ્‌ગુરુએ સમદૃષ્ટિ દીધી અને અવિચળ (બ્રહ્મ) જ્ઞાન આપ્યું. એટલે હવે તો જ્યાં જોઉં ત્યાં મને એકનાં જ દર્શન થાય છે, બીજું કોઈ નથી. સર્વત્ર અદ્વૈત ભાવ અનુભવાય છે.

૮૩. સદ્‌ગુરુએ સમદષ્ટિ દીધી એટલે બધા જૂના વિકાર શમી ગયા હવે તો જ્યાં જોઉં ત્યાં એક મારા પ્રભુજીનાં જ મને દર્શન થાય છે.

૮૪. જ્યારે શીતળતા પ્રેરક સમભાવ પ્રકટે ત્યારે જ સમદષ્ટિ પ્રાપ્ત થઈ એમ સમજવું. સમદષ્ટિ પ્રાપ્ત કરનાર બધાય જીવોના આત્માને એક રૂપ માને છે.

## ભક્તિ

૮૫. જ્યાં સુધી જગતનો નાતો હોય ત્યાં સુધી ભક્તિ થતી નથી. એ નાતો તોડીને જે હરિનું ભજન કરે તે જ ખરો ભક્ત કહેવાય.

૮૬. ભક્તિ અને ભક્તિના વેશ વચ્ચે તો ધરતી ને આકાશ જેટલું અંતર છે. ભક્ત તો સદાયે ગુરુનાં ચરણમાં તલ્લીન હોય છે, પણ વેશધારીને તો જગતની આશા હોય છે.

દેખાદેખી ભક્તિકા કબહૂઁ ન ચઢસી રંગ,
બિપતિ પડે યોં છાંડસી જ્યોં કેં ચુલી ભુજંગ. ૮૭

જ્ઞાન સંપૂરન ના ભિદા હિરદા નાહિં જુડાય,
દેખાદેખી ભક્તિકા રંગ નહીં ઠહેરાય. ૮૮

ખેત બિગાર્યો ખરતુઆ સભા બિગારી કૂર,
ભક્તિ બિગારી લાલચી જ્યોં કેસરમેં ધૂર. ૮૯

કામી ક્રોધી લાલચી ઈનતેં ભક્તિ ન હોય,
ભક્તિ કરૈ કોઇ સૂરમાં જાતિ બરન કુલ ખોય. ૯૦

જલ જ્યોં પ્યારા માછરી લોભી પ્યારા દામ,
માતા પ્યારા બાલકા ભક્ત પિયારા નામ. ૯૧

જબ લગિ ભક્તિ સકામ હૈ તબ લગ નિસ્ફલ સેવ,
કહે કબીર વહ ક્યોં મિલૈ નિઃકામી નિજ દેવ. ૯૨

ભક્તિ ગેંદ ચૌગાનકી ભાવ કોઈ લૈ જાય.
કહે કબીર કછુ ભેદ નહીં કહા રંક કહા રાય. ૯૩

લવ લાગી તબ જાનિએ છૂટિ કબહું ન જાય,
જીવત લવ લાગી રહૈ મૂએ તહં હિં સમાય. ૯૪

લગી લગન છૂટૈ નહીં જીભ ચોંચ જરિ જાય,
મીઠા કહા અંગાર મેં જાહિ ચકોર ચબાય, ૯૫

સોઓં તો સુપને મિલે જાગૌં તો મનમાંહિં,
લોચન રાતા સુધિ હરી બિછૂરત કબહૂં નાહિં ૯૬

તૂં તૂં કરતા તૂં ભયા તુઝમેં રહા સમાય,
તુઝ માંહી મન મિલિ રહા અબ કહું અનત ન જાય. ૯૭

૮૭. દેખાદેખીથી થતી ભક્તિનો રંગ જીવનમાં કદીયે ઊંડો લાગતો નથી. જેવી રીતે સાપ કાંચળી ઉતારી નાખે છે તેવી જ રીતે સંકટ આવી પડતાં એવી નકલી ભક્તિ છૂટી જશે.

૮૮. જ્યાં સુધી (સ્થૂલને ભેદીને) આત્મજ્ઞાન સંપૂર્ણ રીતે ભીતર પ્રવેશ્યું નથી ત્યાં સુધી હૃદયને શાંતિ મળતી નથી. દેખાદેખીથી થતી ભક્તિનો રંગ ટકતો જ નથી.

૮૯. જેમ નકામું ઘાસ ખેતરની ખરાબી કરે છે, જેમ મૂર્ખ માણસ સભાના રંગમાં ભંગ પાડે છે તેમ કેસરમાં ભળેલી -ધૂળની જેમ લોભલાલચ ભક્તિને બગાડી મૂકે છે.

૯૦. કામી, ક્રોધી અને લોભીથી ભક્તિ થઈ શકતી નથી. ન્યાત, જાત અને કુળના ભેદોને ફગાવી દઈને ભક્તિ કરનાર વીર તો વિરલ જ હોય છે. (હરિનો મારગ છે શૂરાનો.)

૯૧. જેમ માછલીને પાણી પ્રિય હોય, લોભિયાને ધન પ્રિય હોય અને માતાને બાળક પ્રિય હોય તેમ ભક્તને ભગવાનનું નામ પ્રિય છે.

૯૨. કબીર કહે છે કે જ્યાં સુધી ભક્તિનું સ્વરૂપ સકામ રહે છે ત્યાં સુધી સેવા-સાધના નિષ્ફળ જાણવી. પોતાના દેવરૂપ પરમાત્મા તો નિષ્કામ છે; એટલે એ સકામને શું કરવા મળે ?

૯૩. કબીર કહે છે કે ભક્તિ તો જાહેર ચોગાનમાં પડેલા દડા જેવી છે. જેને પસંદ પડે તે એને લઈ જાય. ભક્તિને પ્રાપ્ત કરવા માટે રાય-રંકના કોઈ જ ભેદ નથી. તે સર્જનને સુલભ છે.

૯૪. લગની તો એ જ કહેવાય જે કદી પણ છૂટે નહીં અને જીવનભર એવી તો લાગેલી જ રહે કે છેક મૃત્યુ આવે ત્યારે જ શમે.

૯૫. લગની તો (ચંદ્રપ્રેમી) ચકોરની. (માન્યતા છે કે) એ અંગારા ખાય છે. એમાં શી મિઠાશ બળી હોય છે ? તેમાં તો એની જીભ ને ચાંચ દાઝી જાય છે, તોયે એની લગની છૂટતી નથી.

૯૬. સૂઈ જાઉં ત્યારે સ્વપ્નામાં મળે અને જાગું ત્યારે તો મનમાં જ હોય. આ લોચનિયાં પણ એની લગનીમાં લાલ લાલ થઈ ગયાં છે. એમાં ને એમાં મારી સુધબુધ રહી નથી. આ (લગની) તો કદીયે મને છોડતી જ નથી; મારાથી અલગ થતી નથી.

૯૭. તું જ તું જ કરતાં હું પોતે જ તુંમય થઈ ગયો અને તુંમાં જ સમાઈ ગયો. (અહંભાવનો નિઃશેષ લય થઈ જતાં) મન પણ તારામાં જ વિલીન થઈ ગયું છે. હવે એ બીજે ક્યાંયે જતું જ નથી.

અર્બ ખર્બ લૌં દર્બ હૈ ઉદય અસ્ત લૌં રાજ,
ભક્તિ મહાતમના તુલ યે સબ કૌને કાજ. ૯૮

અંધ ભયા સબ ડોલઈ યહ નહિં કરૈ બિચાર,
હરિભક્તિ જાને બિના બૂડિ મુઆ સંસાર. ૯૯

ઔર કર્મ સબ કર્મ હૈ ભક્તિ કર્મ નિષ્કર્મ,
કહૈ કબીર પુકારિ કૈ ભક્તિ કરૌ તજિ ધર્મ. ૧૦૦

## પ્રેમ

યહ તો ઘર હૈ પ્રેમકા ખાલાકા ઘર નાહિં,
સીસ ઉતારૈ ભુઇ ધરૈ તબ પૈઠૈ ઘર માંહિં. ૧૦૧

સીસ ઉતારૈ ભુઇ ધરૈ તાપર રાખૈ પાંવ,
દાસ કબીરા યોં કહૈ ઐસા હોય તો આવ. ૧૦૨

પ્રેમ ન બાડી ઊપજૈ પ્રેમ ન હાટ બિકાય,
રાજા પરજા જેહિ રુચૈ સીસ દેહ લેઈ જાય. ૧૦૩

પ્રેમ પિયાલા જો પિયૈ સીસ દચ્છિના દેય,
લોભી સીસ ન દે સકે નામ પ્રેમ કા લેય. ૧૦૪

છિનહિં ચઢૈ છિન ઉતરૈ સો તો પ્રેમ ન હોય,
અઘટ પ્રેમ પિંજર બસૈ પ્રેમ કહાવૈ સોય. ૧૦૫

જબ મૈં થા તબ ગુરુ નહીં અબ ગુરુ હૈં હમ નાહિં,
પ્રેમ ગલી અતિ સાંકરી તામેં દો ન સમાહિં. ૧૦૬

જા ઘટ પ્રેમ ન સંચરે સો ઘટ જાન મસાન,
જૈસે ખાલ લોહારકી સાંસ લેત બિનુ પ્રાન. ૧૦૭

૯૮. અબજોની અગણિત સંપત્તિ હોય, ઉદયાચળથી અસ્તાચળ સુધીનું રાજપાટ હોય તો પણ એ બધું ભક્તિના તોલે આવે એમ નથી. ભક્તિ વિના એ બધુ શા કામનું ?

૯૯ આંધળાં બનીને બધાં જ નાચે કૂદે છે, પણ આટલોયે વિચાર કરતાં નથી કે પ્રભુભક્તિની સાચી સમજણ વિના જ આ આખોયે સંસાર ડૂબી મર્યો છે!

૧૦૦. બીજાં બધાં જ કર્મોને ભલે કર્મ કહીએ પણ તે બધાં સકામ હોઈ બાધક થાય છે, પરંતુ ભક્તિરૂપી કર્મ નિષ્કામ હોઈ એ તારક થાય છે. તેથી જ કબીર પોકારીને કહે છે કે ધર્મનાં સકામ અને બાહ્ય કર્મોને છોડીને ભક્તિમાં જ લાગી જાઓ.

## પ્રેમ

૧૦૧. આ તો પ્રેમનું ઘર છે, માશીનું ઘર નથી. અહીં તો માથું ઉતારીને ભોંય પર ધરી દે ત્યારે જ અંદર પ્રવેશ મળે.

૧૦૨. કબીરદાસ કહે છે કે માથું ઉતારીને ભોંય પર ધરી દે અને પાછો એના પર પગ દાબી દે (અહભાવનું સંપૂર્ણ વિસર્જન કરી દે) તો જ પ્રેમના ઘરમાં પ્રવેશી શકે.

૧૦૩. પ્રેમ કંઈ વાડીમાં ઊગતો નથી, કે બજારમાં વેચાતો નથી. રાજા કે રૈયત જે કોઈને એ પસંદ પડે તે શિરને સાટે એને લઈ જાય.

૧૦૪ પ્રેમનો પ્યાલો પીનારો તો મસ્તકની દક્ષિણા ચૂકવે છે. લોભી તો પ્રેમનું નામ જ લીધા કરે છે. એનાથી માથું આપી શકાતું નથી.

૧૦૫. ઘડીમાં ચડે ને ઘડીમાં ઊતરી જાય, એ કંઈ પ્રેમ ન કહેવાય. પ્રેમ તો એ જ કહેવાય જે દેહ પિંજરમાં વસવા છતાંયે સ્થૂલના આધાર વિનાનો હોય.

૧૦૬. જ્યાં સુધી 'હું' (અહકાર) હતો ત્યાં સુધી ગુરુ (પરમાત્મા) ન હતા અને હવે ગુરુ જ છે, 'હું' નથી. આ પ્રેમની ગલી તો અત્યંત સાંકડી છે, એમા બે તો સમાય જ નહીં.

૧૦૭ જે જીવનમાં પ્રેમનો સંચાર થયો નથી તેને સ્મશાન જ સમજી લેવું. શ્વાસ તો લુહારની ધમણ પણ લે છે. પરંતુ એમાં પ્રાણ ક્યાં છે? (પ્રેમ જ પ્રાણરૂપ છે. પ્રેમ વિનાનું શરીર લુહારની ધમણ જેવું નિષ્પ્રાણ છે.)

ઉઠા બગૂલા પ્રેમકા તિનકા ઉડા અકાસ,
તિનકા તિનકાસે મિલા તિનકા તિન કે પાસ. ૧૦૮

સૌ જોજન સાજન બસે માનો હૃદય મંઝાર,
કપટ સનેહી આંગને જાનુ સમુંદર પાર. ૧૦૯

યહ તત વહ તત એક હૈ એક પ્રાન દુઇ ગાત,
અપને જિયસે જાનિયે મેરે જિયકી બાત. ૧૧૦

હમ તુમ્હારો સુમરિન કરૈં તુમ મોહિ ચિતવૌ નાહિં,
સુમરિન મનકી પ્રીત હૈ સો મન તુમહિ માહિં ૧૧૧

પ્રીતિ જો લાગિ ઘુલ ગઈ પૈઠિ ગઈ મનમાહિં,
રોમ રોમ પિઉ-પિઉ કરૈ સુખકી સરધા નાહિં. ૧૧૨

જો જાગત સો સ્વપ્નમેં જ્યોં ઘટ ભીતર સ્વાસ,
જો જન જાકો ભાવતા સો જન તાકે પાસ. ૧૧૩

પીયા ચાહે પ્રેમરસ રાખા ચાહે માન,
એક મ્યાનમેં દો ખડગ દેખા સુના ન કાન. ૧૧૪

કબિરા પ્યાલા પ્રેમકા અંતર લિયા લગાય,
રોમ રોમ મેં રમિ રહા ઔર અમલ ક્યા ખાય. ૧૧૫

કબિરા હમ ગુરુ રસ પિયા બાકી રહી ન છાક,
પાકા કલશ કુમ્હારકા બહુરિ ન ચઢસી ચાક. ૧૧૬

સબૈ રસાયન મૈં કિયા પ્રેમ સમાન ન કોય.
રતિ એક તન મેં સંચર સબ તન કંચન હોય. ૧૧૭

રાતા માતા નામ કા પીયા પ્રેમ અઘાય,
મતવાલા દીદારકા માંગે મુક્તિ બલાય. ૧૧૮

૧૦૮. પ્રેમનો વંટોળ જાગ્યો. માનવ પ્રેમી રૂપી તરણું ઊંચે આકાશમાં (બ્રહ્માંડમાં) ઊડ્યું. તે પ્રભુ પ્રેમ રૂપી તરણાને મળ્યું. આમ પ્રભુનો પ્રેમ (જે માનવમાં પણ છે જ) પ્રભુ પાસે પહોંચ્યો. (પ્રેમનું પ્રેમ સાથે મિલન થયું. આત્માનું પરમાત્મા સાથે પ્રેમમય મિલન થયું.)

૧૦૯. પ્રિયતમ સેંકડો ગાઉ દૂર હોય તોયે જાણે હૃદયમાં જ હોય તેવું લાગે છે, પણ કપટી સ્નેહી આંગણામાં હોય તોયે જાણે દરિયાપાર હોય તેવું દૂરત્વ લાગે છે.

૧૧૦. મારા શરીરમાં આ તત્ત્વ ને તમારા શરીરમાં એ તત્ત્વ બન્ને એક જ છે. આપણા બેનાં શરીરમાં એક જ પ્રાણ છે. માટે મારા હૃદયની આ વાતને પોતાના હૃદયથી જ તમે જાણી લો ને!

૧૧૧. હું તમારું સ્મરણ કરું છું પણ તમે મારી તરફ જોતા નથી. આ સ્મરણ તો મનની પ્રીત છે, એ મન અખંડ તમારામાં જ લાગેલું છે. (એટલે વાંધો નથી.)

૧૧૨. આ પ્રેમ તો લાગતાંની સાથે જ મનમાં એકરસ થઈને એવો તો ઊતરી ગયો છે કે રોમ રોમ હવે 'પિયુ પિયુ' પોકારે છે. હવે મોઢાનો વિશ્વાસ રહ્યો નથી.

૧૧૩. જેવી રીતે શ્વાસ આ શરીરમાં છે તેવી રીતે એ મારામાં જાગ્રત અવસ્થામાં હોય છે અને સ્વપ્નાવસ્થામાં પણ હોય છે; જેને જેના પર પ્રેમ હોય તે સદાય તેની પાસે જ હોય છે.

૧૧૪. પ્રેમ રસનું પાન કરવું ને અભિમાન પણ રાખવું એ બે વાત સાથે ન બને. એક મ્યાનમાં બે તલવાર કદી જોઈ કે સાંભળી છે?

૧૧૫. કબીરાએ તો હૈયાથી પ્રેમનો પ્યાલો ગટગટાવ્યો છે. એ અફીણનો નશો રોમ રોમમાં વ્યાપી રહ્યો છે. પછી હવે બીજા કોઈ નશાની જરૂર શી?

૧૧૬. કબીર કહે છે કે આપણે તો ગુરુએ પાયેલો બ્રહ્મરસ પીધો છે. હવે (આત્મ મસ્તીની) તૃપ્તિમાં કોઈ નશો બાકી નથી. કુંભારનો ઘડો પાકો થઈ ચૂક્યો હોય તો એને ફરી ફરીને ચાકડે ચડવાનું હોય નહીં.

૧૧૭. મેં બધાયે રસાયણ (કાયાકલ્પની ઔષધિ) અજમાવી જોયાં, પણ પ્રેમની તોલે તો કોઈ જ નથી. જો રતિભાર પ્રેમ પણ દેહમાં ઊતરે તો આખીયે કાયા કંચનની થઈ જાય.

૧૧૮. જેણે ધરાઈને પ્રેમરસ પીધો છે, જે અખંડ રામનામમાં રાતોમાતો છે અને જે હરિદર્શન પામીને મસ્ત છે, તેને મુક્તિની કંઈ જ પડી નથી.

મિલના જગમેં કઠિન હૈ મિલિ બિછૂડો જનિ કોય,
બિછુડા સજ્જન તેહિ મિલે જિન માથે મનિ હોય. ૧૧૯

જોઈ મિલે સો પ્રીતમેં ઔર મિલૈ સબ કોય,
મન સો મનસા ના મિલે દેહ મિલે કા હોય. ૧૨૦

નૈનોંકી કરિ કોઠરી પુતલી પલંગ બિછાય,
પલકોંકી ચિક ડારિ કે પિય કો લિયા રિઝાય. ૧૨૧

જબ લગિ મરને સે ડરૈ તબ લગિ પ્રેમી નાહિં,
બડી દૂર હૈ પ્રેમઘર સમઝ લેહુ મનમાંહિં. ૧૨૨

હરિ સે તૂ જનિ હેત કર કર હરિજન સે હેત,
માલ મુલુક હરિ દેત હૈં હરિજન હરિ હીં દેત. ૧૨૩

કહા ભયો તન બીછુરે દૂરિ બસે જે બાસ,
નૈના હી અંતર પરા પ્રાણ તુમ્હારે પાસ. ૧૨૪

જલ મેં બસે કમોદિની ચંદા બસૈ અકાસ,
જો હૈ જાકો ભાવતા સો તાહી કે પાસ. ૧૨૫

પ્રિતમ કો પતિયાં લિખૂં જો કહું હોય બિદેસ,
તન મેં મન મેં નૈન મેં તાકો કહા સંદેસ. ૧૨૬

અગિની આંચ સહના સુગમ સુગમ ખડગકી ધાર,
નેહિ નિભાવન એકરસ મહા કઠિન બ્યોહાર. ૧૨૭

નેહ નિભાએ હી બને સોચે બને ન આન,
તન દે મન દે સીસ દે નેહ ન દીજૈ જાન. ૧૨૮

કાંચ કથીર અધીર નર તાહિ ન ઉપજે પ્રેમ,
કહ કબીર કસની રહૈ કે હીરા કૈ હેમ. ૧૨૯

કસત કસૌટી જો ટિકૈ તાકો શબ્દ સુનાય,
સોઈ હમરા બંસ હૈ કહ કબીર સમઝાય. ૧૩૦

૧૧૯. જગતમાં આવું મિલન થવું મુશ્કેલ છે, એટલે એવું મિલન થયા પછી રખે કોઈ વિખૂટા પડતા! વિખૂટા પડી ગયેલા પ્રિયતમ (પ્રભુ)નું મિલન તો જેને માથે મણિ (આત્મજ્ઞાનરૂપી) હોય તેને જ થાય છે.

૧૨૦. પ્રેમથી થતું આવું પ્રિયતમનું મિલન એ જ સાચું મિલન છે, બાકી તો બધાય દુનિયામાં મળતા જ હોય છે. મનથી જો મન મળીને એકરૂપ ના થઈ જાય તો માત્ર દેહના મળ્યાથી શું વળવાનું છે?

૧૨૧. મેં તો આંખોની ઓરડી બનાવીને એમાં કીકીરૂપી પલંગ બિછાવીને પાંપણનો પડદો નાખી દઈને મારા પ્રિયતમને રિઝાવી લીધા છે.

૧૨૨. જ્યાં સુધી મરવાની બીક રહે ત્યાં સુધી એ પ્રેમી નથી એમ જાણવું. એવા જીવે આટલું તો મનથી સમજી જ રાખવું કે એમને માટે પ્રેમનું ધામ હજી ઘણે દૂર છે,

૧૨૩. રખે તું હરિથી હેત કરતો. એના કરતાં તો હરિજન (સાચા ભક્ત) પર પ્રેમ રાખ, કારણ કે હરિ તો પ્રસન્ન થઈને માલમિલ્કત જ આપે પણ હરિના જન તો ખુદ હરિ જ આપી દે છે. (ભક્ત જ ભગવાનનો ભેટો કરાવે છે.)

૧૨૪. શરીર છૂટું પડે તેથી શું થઈ ગયું? દૂર જે નિવાસમાં રહેવાનું થાય તેમાં તો માત્ર આ સ્થૂલ આંખોનું જ અંતર પડયું હોય છે. બાકી પ્રાણ તો અખંડ તમારી પાસે જ છે.

૧૨૫. કુમુદિનીનો વાસ જળમાં હોય છે ને ચંદ્રમા તો છેક ઊંચે આકાશમાં વસે છે. અરે, જેનું દિલ જેમાં લાગેલું હોય તે અખંડ તેની પાસે જ હોય છે.

૧૨૬. પ્રિયતમ પરદેશ ગયા હોય તો જ મારે પત્ર લખવો પડે ને? એ તો મારાં તનમાં, મનમાં ને નયનમાં હાજરહાજૂર જ છે; એને વળી સંદેશો શાનો?

૧૨૭. અગ્નિની ઝાળ સહેવાનું અને ખાંડાની ધારે ચાલવાનું સહેલું છે, પણ એકધારો અખંડ પ્રેમ નિભાવવો એ અત્યંત મુશ્કેલ વ્યવહાર છે.

૧૨૮. પ્રેમ તો નિભાવ્યાથી જ નભે છે. બીજા વિચારો કર્યાથી એમાં કશું થઈ શકતું નથી. પ્રેમી તો તન દઈ દે, મન દઈ દે, અરે મસ્તક પણ દઈ દે; પરંતુ તે કદી પ્રાણ રહેતાં પ્રેમ છોડતો નથી.

૧૨૯. કબીર કહે છે કે કાચ ને કથીર જેવા અધીરા માણસમાં પ્રેમ ક્યાંથી પ્રકટે? હીરો કે હેમ હોય તે જ આકરી કસોટી ખમી શકે (કાચ કે કથીર નહીં.) તેવી રીતે હીરા કે હેમ જેવા ધીર માણસો જ પ્રેમની કસોટી સહી શકે.

૧૩૦. કસોટીમાં કસાતાં જે ટકી રહે તેનો જ શબ્દ (બ્રહ્મનાદ) સંભળાય છે. કબીર આ સત્ય સમજાવતાં કહે છે કે આ પ્રેમ જ આપણું ગોત્ર છે

## સ્મરણ

દુખમેં સુમિરન સબ કરૈ સુખમેં કરૈ ન કોય,
જો સુખમેં સુમિરન કરૈ તો દુખ કાહે હોય. ૧૩૧

સુખમેં સુમિરર્ન ના કિયા દુખમેં કીયા યાદ,
કહ કબીર તા દાસકી કૌન સુનૈ ફરિયાદ. ૧૩૨

સુમિરનકી સુધિ યોં કરૌ જૈસે કામી કામ,
એક પલક બિસરૈ નહીં નિસદિન આઠો જામ. ૧૩૩

સુમિરન સોં મન લાઇયે જૈસે નાદ કુરંગ,
કહ કબીર બિસરૈ નહીં પ્રાન તજૈ તેહિ સંગ. ૧૩૪

સુમિરન સુરત લગાઇકે મુખ તેં કછુ ન બોલ,
બાહર કે પટ દેઈ કે અંતર કે પટ ખોલ. ૧૩૫

માલા ફેરત જુગ ભયા ફિરા ન મન કા ફેર,
કર કા મનકા ડારિ દે મન કા મનકા ફેર. ૧૩૬

કબિરા માલા મનહિં કી ઔર સંસારી ભેખ,
માલા ફેરે હરિ મિલૈ ગલે રહંટ કે દેખ. ૧૩૭

કબિરા માલા કાઠકી બહુત જતનકા ફેર,
માલા સ્વાંસ ઉસાસકી જામેં ગાંઠ ન મેર. ૧૩૮

સહજે હી ધુન હોત હૈ હરદમ ઘટકે માંહિ,
સુરત શબ્દ મેલા ભયા મુખકી હાજત નાહિં. ૧૩૯

માલા તો કર મેં ફિરૈ જીભ ફિરૈ મુખમાહિં,
મનુવાં તો દહું દિસિ ફિરૈ યહ તો સુમિરન નાહિં, ૧૪૦

તન થિર મન થિર બચન થિર સુરતનિરત થિર હોય,
કહ કબીર ઇસ પલક કો કલપ ન પાવે કોય. ૧૪૧

## સ્મરણ

૧૩૧. દુઃખમાં તો બધા જ હરિસ્મરણ કરે છે પણ સુખમાં કોઈ કરતું નથી. જો સુખમાંયે પ્રભુસ્મરણ કરે તો પછી દુઃખ આવે જ શા માટે?

૧૩૨. કબીર કહે છે કે સુખમાં પ્રભુસ્મરણ કર્યું નહીં ને દુઃખમાં જ પ્રભુને યાદ કરવા બેસે, તો પછી એવા (સગવડિયા) દાસની ફરિયાદ કોણ સાંભળે?

૧૩૩. જે રીતે વિષયાસક્ત કામી જીવ રાતદિવસ ને આઠે પહોર એક ક્ષણ પણ કામભોગને ભૂલતો નથી, તેવી જ રીતે જીવાત્માએ પ્રભુસ્મરણનું અખંડ ધ્યાન રાખવું જોઈએ.

૧૩૪. કબીર કહે છે કે જેવી રીતે હરણ સંગીતના નાદમાં તલ્લીન થઈ જાય છે અને તેને તે વિસ્મરણ કદી કરતું નથી અને તેની સાથે જ પ્રાણ પણ આપી દે છે, તેવી જ રીતે તું પણ પ્રભુસ્મરણમાં મનને લીન કરી દે.

૧૩૫. પ્રભુસ્મરણમાં ધ્યાનથી તલ્લીન થઈને મોઢેથી કંઈ જ બોલવું નહીં. બહારના બધા જ પડદા બંધ કરી દઈને અંદરના (હૃદયમંદિરના) પડદા ખોલી નાખ.

૧૩૬. માળા ફેરવતાં તો કૈંક યુગ વીતી ગયા તોયે હજી મનની ચંચળતા મટી નથી. હવે તો હાથના મણકા (બાહ્ય રટણ) મૂકીને મનના મણકા (માનસ સ્મરણ) ફેરવવા માંડ.

૧૩૭. કબીર કહે છે કે માળા તો મનથી જ ફેરવવાની હોય; બાકીના તો બધા સંસારી વેશ છે. માળા ફેરવવાથી જ જો પ્રભુ મળતા હોય તો રેંટના કંઠમાં તો કેટલીયે માળા ફરે છે!

૧૩૮. કબીર કહે છે કે એ માળા તો જડ કાષ્ઠની છે; એનું જતન કરવાની પંચાત ભારે છે. પણ સાચી માળા તો આ (અખંડ ચાલતા) શ્વાસ-ઉચ્છ્વાસની જ છે; કેમ કે એમાં ક્યાંયે ગાંઠ કે મેર છે જ નહીં. (હરિસ્મરણ એની સાથે જ થવું જોઈએ.

૧૩૯. શ્વાસે શ્વાસે આ દેહમાં સહજ રીતે જ અખંડ ધૂન ચાલી રહી છે. આત્મતત્ત્વ અને શબ્દનો એવો તો અંદર મેળ જામી ગયો છે કે હવે મોઢાની જરૂર જ નથી રહી.

૧૪૦. માળા તો હાથમાં જ ફરે ને જીભ મોંમાં જ ફરે, પણ આ ચંચળ મનડું તો દશે દિશામાં ફર્યા જ કરતું હોય છે. આને તે કંઈ હરિસ્મરણ કહેવાય?

૧૪૧. કબીર કહે છે કે તન સ્થિર, મન સ્થિર ને સુરત-નિરત આત્મા-પરમાત્માનું ધ્યાન) પણ સ્થિર હોય એવી ધન્ય ક્ષણ તો જુગજુગમાં પણ કોઈને પ્રાપ્ત થતી નથી.

જાપ મરૈ અજપા મરૈ અનહદ ભી મર જાય,
સુરત સમાની શબ્દ મેં તાહિ કાલ નહિં ખાય. ૧૪૨

કબિર ક્ષુધા હૈ કૂકરી કરત ભજન મેં ભંગ,
યાકો ટુકડા ડારિ કૈ સુમરિન કરો નિસંક. ૧૪૩

તૂં તૂં કરતા તૂં ભયા મુઝમેં રહી ન હૂં
વારી તેરે નામ પર જિત દેખૂં તિત તૂં. ૧૪૪

## વિશ્વાસ

કબિરા ક્યા મૈં ચિંતહું મમ ચિંતે ક્યા હોય.
મેરી ચિંતા હરિ કરૈં ચિંતા મોહિં ન કોય. ૧૪૫

સાધૂ ગાંઠિ ન બાંધઈ ઉદર સમાતા લેય,
આગે પાછે હરિ ખડે જબ માંગે તબ દેય. ૧૪૬

પૌ ફાટી પગરા ભયા જાગે જીવા જૂન,
સબ કાહૂ કો દેત હૈ ચોંચ સમાતા ચૂન. ૧૪૭

કરમ કરીમા લિખિ રહા અબ કછુ લિખા ન હોય,
માસા ઘટૈ ન તિલ બઢૈ જો સિર ફોડ હોય. ૧૪૮

સાંઈ ઇતના દીજિયે જામેં કુટુંબ સમાય.
મૈં ભી ભૂખા ના રહૂં સાધુ ન ભૂખા જાય. ૧૪૯

પાંડર પિંજર મન ભંવર અરથ અનૂપમ બાસ,
એક નામ સીંચા અમી ફલ લાગા વિસ્વાસ. ૧૫૦

ગયા જિન પાયા નહીં અનગાયે તેં દૂરિ,
જિન ગાયા બિસ્વાસ ગહિ તાકે સદા હજૂરિ. ૧૫૧

૧૪૨. મુખના (વૈખરી) જાપનો, અજંપા જાપનો અને અનહદ નાદનો પણ અંત આવે છે; પણ શબ્દબ્રહ્મમાં લીન થઈ સમાઈ જનાર આત્માને કાળ કશું જ કરી શકતો નથી. (એવા લયમા અમરત્વની સિદ્ધિ સમાઈ છે.)

૧૪૩. કબીર કહે છે કે ભૂખ તો કૂતરી જેવી છે. ભજનમાં એ ભંગ પડાવે છે, માટે એને ટુકડો નાખીને પછી નિરાંતે હરિસ્મરણ કરવુ.

૧૪૪. તુજ તુજ રટતાં રટતાં તુંમય થઈ જવાથી હવે મારામાં હું (અહં વૃત્તિ) રહ્યું નથી. હે પ્રભુ ! તારા નામ પર તો હું વારી જઉં છું કેમ કે (નામ રટણના પ્રભાવથી) હવે તો જ્યાં જોઉં ત્યાં તું જ છે.

## વિશ્વાસ

૧૪૫. કબીર કહે છે કે હું શી ચિંતા કરું ? હું ચિંતા કરું તેથી શું વળે ? મારી ચિંતા તો પ્રભુ પોતે જ કરે છે એટલે મારે તો કોઈ ચિંતા જ નથી.

૧૪૬. સાધુ પુરુષ સંગ્રહ નહીં કરે. એ તો પેટ પૂરતું જ લેશે; કારણ કે જ્યારે જોઈએ ત્યારે માંગ્યું દેનારો ભગવાન એની આગળ ને પાછળ ખડો જ છે એવી એને શ્રદ્ધા હોય છે. (અનન્ય ભક્તનું યોગક્ષેમ પ્રભુ જ વહન કરે છે.

૧૪૭. પ્હો ફાટતાં જ પ્રભાત થાય છે ને બધાંય જીવજંતુ સમયસર જાગી ઊઠે છે. ભગવાન એ સર્વને ચાંચ પ્રમાણે ચણ (કીડીને કણ ને હાથીને મણ) આપી રહે છે.

૧૪૮. પ્રભુએ (કર્મ પ્રમાણે) લલાટના લેખ લખેલા જ છે. હવે એમાં કંઈ નવું લખવાનું નથી. કોઈ માથું ફૂટીને મરી જાય તોયે એમાં તલભાર પણ વધઘટ થઈ શકે એમ નથી.

૧૪૯. હે માલિક ! તું એટલુ આપજે કે જેમાં આ કુટુંબનો ખર્ચો નભે. આંગણેથી સાધુ ભૂખ્યો ન જાય. અને હું ય ભૂખ્યો ના રહું.

૧૫૦. આ શ્વેત (પવિત્ર) પંજર (શરીર) મનરૂપીભમરાને (રહેવા) માટે અનુપમ સ્થાન છે. ત્યાં તો પ્રભુનામનુ અમૃત સીંચ્યું કે શ્રદ્ધાનું ફળ લાગ્યું જ છે.

૧૫૧. જેણે ગુણ ગાયા છે તેને પ્રભુ મળ્યા નથી અને નથી ગાયા તેવાથી તો એ દૂર જ છે. પણ જે શ્રદ્ધાપૂર્વક હરિગુણ ગાય છે તેને તો પ્રભુ હંમેશ હાજરાહજૂર જ છે.

## બિરહિન

બિરહિન દેય સંદેસરા, સુનો હમારે પીવ,
જલ બિન મચ્છી ક્યોં જિયે પાની મેં કા જીવ. ૧૫૨

અંખિયાં તો ઝાંઈ પરી પંથ નિહાર નિહાર,
જીહડિયા છાલા પરા નામ પુકાર પુકાર. ૧૫૩

નનન તો ઝરિ લાઇયા રહટ બહેં નિસુ બાસ,
પપિહા જ્યોં પિઉ પિઉ રટૈ પિયા મિલનકી આસ. ૧૫૪

બહુત દિનનકી જોવતી રટત તુમ્હારો નામ,
જિવ તરસૈ તુવ મિલનકો મન નાહિં વિશ્રામ. ૧૫૫

બિરહ ભુવંગમ તન ડસા મંત્ર ન લાગૈ કોય.
નામ બિયોગી ના જિયે, જિયે તો બાઉર હોય. ૧૫૬

બિરહ ભુવંગમ પૈઠિ કે કિયો કલેજે ઘાવ,
બિરહી અંગ ન મોડિ હૈ જ્યોં ભાવૈ ત્યોં ખાવ. ૧૫૭

કૈ બિરહિન કો મીચ દે કૈ આપા દિખલાય,
આઠ પહર કા દાઝના મોપૈ સહા ન જાય. ૧૫૮

બિરહ કમંડલ કર લિયે બૈરાગી દો નૈન,
માંગ દરસ મધૂકરી છકે રહે દિન રૈન. ૧૫૯

યેહિ તનકા દિવલા કરોં બાતી મેલૈં જીવ,
લોહૂ સીંચોં તેલ જ્યોં કબ મુખ દેખોં પીવ. ૧૬૦

બિરહા આયા દરસ કો કડુવા લાગા કામ,
કાયા લાગી કાલ હોય મીઠા લાગા નામ. ૧૬૧

હઁસ હઁસ કંત ન પાઈયા જિન પાયા તિન રોય,
હાંસી ખેલે પિય મિલૈં કૌન દુહાગિન હોય. ૧૬૨

# વિરહિણી

૧૫૨. વિરહિણી સંદેશો પાઠવે છે કે હે મારા પિયુજી ! સાંભળો તો ખરા ! માછલી તો પાણીનો જીવ તે પાણી વિના કેમ જીવી શકે ? (આ જીવનનો આધાર તો તમે જ છો)

૧૫૩. વાટ જોઈ જોઈને આંખે ઝાંખ વળી ગઈ છે ને-તમારા નામનો પોકાર કરતાં કરતાં તો આ જીભે ફોલ્લા પડી ગયા છે.

૧૫૪. આ આંખો તો રાતદિવસ રેંટની જેમ આંસુની ઝડી વરસાવી રહી છે. પ્રિયતમના મિલનની આશામાં ને આશામાં બપૈયાની જેમ પિયુ પિયુનું રટણ ચાલી રહ્યું છે.

૧૫૫. ઘણાયે દિવસની પ્રતીક્ષા કરતી તમારું નામ રટયા કરું છું, તમને મળવા માટે આ જીવ તલસી રહ્યો છે ને મનને તો જરાયે જંપ જ નથી.

૧૫૬. આ તનને વિરહરૂપી નાગ કરડયો છે. કોઈ પણ મંત્ર કામે લાગતો નથી. પ્રભુનો વિયોગી તો હવે જીવે જ નહીં; જો જીવે તો બાવરો જ બની જાય.

૧૫૭. આ વિરહરૂપી નાગે તો છેક અંદર ઘૂસી જઈને કાળજામાં દંશ દીધો છે. અરે ! વિરહીને તો જેમ બટકા ભરવા હોય તેમ ભરને ! એનું એકે અંગ નહીં હાલે !

૧૫૮. કાં તો આ વિરહિણીને મોત આપો કે કાં તો તમે દર્શન આપો, પણ આમ આઠે પહોર વિરહમાં સળગ્યાં જ કરવાનું હવે મારાથી સહન થતું નથી.

૧૫૯. વિરહરૂપી કમંડલ હાથમાં લઈને આ બે વૈરાગી-નેત્રો હરિદર્શનની ભિક્ષા માગ્યા કરતાં દિનરાત રસમસ્ત રહે છે.

૧૬૦. આ દેહનો દીવડો બનાવી તેમાં જીવરૂપી વાટ મૂકું છું. અને રુધિરની તેલધાર સીંચું છું. પુણ (આવી આ જીવન જ્યોતિથી) પ્રિયતમના મુખડાનું દર્શન ક્યારે થશે ?

૧૬૧. વિરહી જીવ હરિદર્શને આવ્યો છે. એને કામભોગમાં (હવે) કડવાશ લાગી છે, એટલે સ્થૂલ કાયા પણ કાળ જેવી અકારી થઈ પડી છે. એને તો હવે હરિનામ જ મીઠું લાગે છે.

૧૬૨. હસી હસીને કોઈ પ્રીતમને માણ્યું નથી જેને એ મળ્યા છે તેને આંસુ ધારે જ મળ્યા છે. એમ હસતાં ખેલતાં (મોજ ભોગવતા) જો પ્રીતમ મળતા હોત તો કોઈ દુખિયારી રહેત જ નહીં !

માંસ ગયા પિંજર રહા તાકન લાગે કાગ,
સાહેબ અજહું ન આઈયા મંદ હમારે ભાગ. ૧૬૩

અંખિયા પ્રેમ બસાઈયા જન જાને દુઃખદાય,
નામ સનેહી કારને રો રો રાત બિતાય. ૧૬૪

હુવસ કરૈ પિય મિલનકી ઔ સુખ ચાહે અંગ
પીર સહે બિનુ પદમિની પૂત ન લેત ઉછંગ. ૧૬૫

બિરહીન ઓદી લાકડી સપચે ઔર ધુંધુઆય,
છૂટ પડો યા બિરહસે જો સિગરો જરિ જાય. ૧૬૬

પરબત પરબત મૈં ફિરિ નૈન ગંવાયો રોય,
સો બૂટિ પાયો નહીં જાતે જીવન હોય. ૧૬૭

હિરદૈ ભીતર દવ બલે ધુંઆ ન પરગટ હોય,
જાકે લાગી સો લખૈ કી જિન લાઈ સોય. ૧૬૮

સબહી તરુ તર જાઇ કે સબ ફલ લીન્હો ચીખ,
ફિરિ ફિરિ માંગત કબિર હૈ દરસન હી કી ભીખ. ૧૬૯

પિયબિન જિય તરસત રહૈ પલપલ બિરહે સતાય,
રૈન દિવસ મોહે કલ નહીં સિસક સિસક જિય જાય. ૧૭૦

સાંઈ સેવત જલ ગઇ માંસ ન રહિયા દેહ,
સાંઇ જબ લગ સેઈ હોં યહ તન હોય ન ખેહ. ૧૭૧

બિરહા બિરહા મત કહો બિરહા હૈ સુલ્તાન,
જા ઘટ બિરહે ન સંચરે સો ઘટ જાન મસાન. ૧૭૨

દેખત દેખત દિન ગયા નિસ ભી દેખત જાય,
બિરહિન પિય પાવૈ નહીં કેવલ જિય ઘબરાય. ૧૭૩

૧૬૩ આ દેહ સુકાઈ જઈને હવે તો હાડપિંજર જ રહ્યું છે. કાગડા પણ તાકી જ રહ્યા છે. અરેરે! હજીયે મારા સ્વામી ન આવ્યા! મારું નસીબ જ ખરાબ છે!

૧૬૪. આ આંખોએ પોતાનામાં જે પ્રેમ વરસાવ્યો છે એને રખે દુઃખ દેનારો માનતા. એ તો પ્રભુના (નામના) પ્રેમને લીધે જ રાત રડી રડીને વીતાવે છે.

૧૬૫. પ્રિયતમના મિલનની ઝંખના સેવે અને સાથે સાથે અંગે અંગ ભોગ-સુખ માણવાની તૃષ્ણા રાખે? બન્ને સાથે શી રીતે બને? પણ (પ્રસૂતિની) પીડા સહન કર્યા વિના પદમણીને ખોળાનો ખૂંદનાર પ્રાપ્ત થતો નથી. (બ્રહ્માનંદની પ્રાપ્તિ માટે જીવે પ્રસૂતાની વેદના જેવાં કષ્ટ વેઠવાં પડે છે.)

૧૬૬. આ વિરહિણી તો ભીના કાષ્ઠ જેવી છે. એ સળગે છે તોયે પાછી ધુમાડો કર્યા કરે છે. જો એ પૂરી સળગી જાય તો આ વસમી વિયોગ વેદનાથી તો છૂટે!

૧૬૭. હું તો ડુંગરે ડુંગરા ખૂંદી વળી ને રડીરડીને આ આંખો પણ ખોઈ; તો પણ આ જીવન ટકાવી રાખે એવી (અમરત્વ દેનારી) જડીબુટ્ટી તો મને ના જ મળી!

૧૬૮. હૈયામાં (વિરહરૂપી) આગ લાગી છે, પણ બહાર તો ધુમાડોય દેખાતો નથી. એ તો જેનામાં લાગી છે તે જ જાણે અથવા તો જેણે એ આગ લગાડી છે તે જ (પ્રભુ) સમજે.

૧૬૯. ઝાડે ઝાડ રખડીને બધાંયનાં ફળ ચાખી જોયાં (સર્વ સાધન સાધી જોયાં) પણ કબીર તો ફરીફરીને પ્રભુના દર્શનની જ ભીખ માગી રહ્યો છે.

૧૭૦. પ્રિયતમ વિના આ જીવ તરફડયા કરે છે. ક્ષણેક્ષણ મને વિયોગ સતાવી રહ્યો છે. રાત ને દિવસ કંઈ જ ચેન પડતુ નથી. હવે તો વિરહમાં રડી રડીને આ જીવ પણ જઈ રહ્યો છે!

૧૭૧. સ્વામીની સેવા કરતાં તો હું સળગી રહી છું. એમાં જ આ દેહનું હાડપિંજર થઈ ગયું છે. પણ જ્યાં સુધી સ્વામીની સેવા થતી રહેશે, ત્યાં સુધી આ દેહનો નાશ નહીં થાય.

૧૭૨. 'વિરહ', 'વિરહ'ની બૂમો ન પાડો. આ વિરહ તો મોટો સમ્રાટ છે. જે શરીરમાં એની સત્તા ફરી વળી નથી તેને સ્મશાન જ સમજી લેવું.

૧૭૩. (વાટ) જોતાં જોતાં તો દિવસ વીતી ગયો અને રાત પણ એવી જ રીતે વહી ગઈ. તોયે વિજોગણને તો પ્રીતમ મળતા નથી, એનો જીવ મૂંઝાયાં કરે છે.

સો દિન કૈસા હોયગા ગુરુ ગહેંગે બાંહિ,
અપના કર બૈઠાવહીં ચરનકંવલ કી છાંહિ. ૧૭૪

જો જન બિરહી નામ કે સદા મગન મનમાંહિં,
જ્યોં દરપન કી સુંદરી કિનહૂં પકડી નાહિં. ૧૭૫

ચકઇ બિછુરી રૈનકી આય મિલી પરભાત,
સતગુરુસે જો બીછુરે મિલે દિવસ નહિં રાત. ૧૭૬

બિરહિન ઉઠિ ઉઠિ ભૂંઈ પર દરસન કારન રામ,
મૂએ પીછે દેહુગે સો દરસન કેહિ કામ. ૧૭૭

મૂએ પીછે મત મિલૌ કહૈ કબીરા રામ,
લોહા માટી મિલ ગયા તબ પારસ કેહિં કામ? ૧૭૮

સબ રગ તાંત રબાબ તન બિરહ બજાવે નિત્ત,
ઔર ન કોઈ સુનિ સકૈ કૈ સાંઈ કે ચિત્ત. ૧૭૯

તૂં મતિ જાનૈ બીસરું પ્રીતિ ઘટૈ મમ ચિત્ત,
મરું તો તુમ સુમિરત મરું જિઉં તો સુમિરું નિત્ત. ૧૮૦

બિરહ અગિન તન મન જલા લાગિ રહા તત જીવ.
કૈ વા જાને બિરહિની કૈ જિન ભેંટા પીવ. ૧૮૧

બિરહ કુલ્હારી તન બહૈ ઘાવ ન બાંધૈ રોહ,
મરને કા સંસય નહીં છૂટિ ગયા ભ્રમ મોહ. ૧૮૨

કબીરા બૈદ બુલાઈયા પકરિ કે દેખી બાંહિ,
બૈદ ન બેદન જાનઈ કરક કરેજે માંહિ. ૧૮૩

બિરહબાન જેહિ લાગિયા ઔષધ લગત ન તાહિ,
સુસુકિ સુસુકિ મરિ મરિ જિયૈ ઉઠૈ કરાહિ સરાહિ. ૧૮૪

૧૭૪. સદ્‌ગુરુ મને હાથ પકડીને પ્રેમથી અપનાવી લઈને પોતાનાં ચરણ-કમલને આશ્રયે બેસાડશે એવા (ધન્ય મિલનના) દિવસનું શું થઈ ગયું ? એ ક્યારે આવશે ?

૧૭૫ જે લોકો નામ (પ્રભુ)નાં વિયોગી છે તેઓ તો સદાયે અંતર્મુખ થઈ મનમાં જ તલ્લીન રહે છો દર્પણમાં દેખાતી સુંદરીને જેમ કોઈ પકડી શકતુ નથી તેમ આવા વિરહીને કોઈ પામી શકતું નથી.

૧૭૬. રાતની વિજોગણ ચકવી પ્રભાત થતાં જ પોતાના પ્રિયતમને આવીને મળી, પણ સદગુરુ (પરમાત્મા)થી જે (સંસારમાં) વિખૂટા પડી ગયા છે, તેમનો તો દહાડે કે રાતે પ્રભુથી ભેટો થતો જ નથી. શું કરવુ ?

૧૭૭. પ્રભુદર્શનને માટે તરફડતી વિજોગણ ઊભી થઈથઈને પાછી ધરતી પર ઢળી પડે છે ને પોકારે છે કે હે નાથ ! મર્યા પછી દર્શન દેશો તો તે શા કામનું ?

૧૭૮. કબીર કહે છે કે હે ભગવાન ! મર્યા પછી મળશો નહીં. લોખંડની માટી થઈ જાય પછી પારસમણિનું શું કામ ?

૧૭૯. આ વિરહ તો મારી નસેનસના તાર બનાવીને શરીરરૂપી સારંગીને નિત્ય બજાવ્યા કરે છે. મારુ ચિત્ત કે મારા સ્વામી સિવાય બીજું કોઈ જ એ સાંભળી શકતું નથી

૧૮૦. તું એમ ન સમજીશ કે હું તને વિસરી જઈશ કે મારા ચિત્તમાંથી પ્રીતિ ઓછી થઈ જશે. હવે તો મરણ પણ તારું સ્મરણ કરતાં કરતાં જ થશે અને જીવતાં પણ તારું નિત્ય અખંડ સ્મરણ રહેશે.

૧૮૧. વિરહની આગમાં આ તન ને મન સળગી ગયાં છે ને આ જીવ તો એનામાં જ ચોંટી રહ્યો છે. આ દશા કાં તો વિરહિણી સમજી શકે અથવા તો જેને પ્રિયતમ મળી ગયા છે તે સમજી શકે.

૧૮૨. વિરહરૂપી કુહાડીથી તો આ અંગે અંગ ઘાયલ થઈને તેમાંથી રુધિર વહી રહ્યું છે. એને કોઈ રોકતું નથી. હવે ભ્રમ ને મોહ છૂટી ગયા છે અને મરવાની ચિંતાયે નથી રહી.

૧૮૩. કબીર કહે છે કે વૈદને બોલાવ્યા. એમણે હાથ પકડીને નાડી તો જોઈ પણ વૈદને મારી વેદનાને કશી જ ગતાગમ નથી. દર્દ તો દિલમાં પડયું છે.

૧૮૪. જેને વિરહનુ તીર વાગ્યું હોય તેને કોઈ જ દવા લાગુ પડતી નથી. એ તો આહ પોકારતાં, પ્રીતમની પ્રશંસા કરતાં, ડૂસકા ભરતાં; ચીસો પાડતાં ને મરતાં મરતાં જ જીવે છે.

## વિનય

સુરતિ કરી મેરે સાંઈયા હમ હૈં ભવ જલ માહિં,
આપે હી બહિ જાયँગે જો નહિ પકરૌ બાંહિં. ૧૮૫

ક્યા મુખ લૈ બિનતી કરૌં લાજ આવત હૈ મોહિ,
તુમ દેખત ઔગુન કરૌ કૈસે ભાવોં તોહિ. ૧૮૬

મૈં અપરાધી જનમકા નખસિખ ભરા બિકાર,
તુમ દાતા દુખભંજના મેરી કરો સમ્હાર. ૧૮૭

અવગુન મેરે બાપ જી બકસ ગરીબનિવાજ,
જો મૈં પૂત કપૂત હોં તઉ પિતાકો લાજ. ૧૮૮

ઔગુન કિએ તો બહુ કિએ કરત ન માની હાર,
ભાવૈં બંદા બકસિયે ભાવૈં ગરદન માર. ૧૮૯

સાહેબ તુમ જનિ બીસરો લાખ લોગ લગિ જાહિં,
હમસે તુમરે બહુત હૈ તુમ સમ હમરે નાહિં. ૧૯૦

અંતરજામી એક તુમ આતમ કે આધાર,
જો તુમ છોડૌ હાથ તો કૌન ઉતારે પાર. ૧૯૧

મેરા મન જો તોહિં સોં તેરા મન કહિં ઔર,
કહ કબીર કૈસે નિભૈ એક ચિત્ત દુઇ ઠૌર. ૧૯૨

મન પરતીત ન પ્રેમરસ ના કછુ તન મૈં ઢંગ,
ના જાનૌ ઉસ પીવસે ક્યોંકર રહસી સંગ. ૧૯૩

મેરા મુઝમેં કુછ નહીં જો કુછ હૈ સો તોર,
તેરા તુઝકો સોંપતે ક્યા લાગત હૈ મોર. ૧૯૪

તુમ તો સમરથ સાંઈયા દૃઢ કરિ પકરો બાંહિ,
ધુર હી લૈ પહુંચાઇયો જનિ છાંડો મગ માંહિ. ૧૯૫

# વિનય

૧૮૫. અરે, મારા સ્વામી! ધ્યાન તો રાખો. અમે તો ભવસાગરમાં ખેંચાઈ રહ્યાં છીએ. જો તમે હાથ નહીં પકડો અને અમને બચાવી નહીં લો તો અમે તો આ પ્રવાહમાં તણાઈ મરવાનાં!

૧૮૬. મને તો શરમ લાગે છે કે હું કયે મોઢે તમને પ્રાર્થના કરું? તમારા દેખતાં હું પાપ કર્યે જઉં છું. તો પછી તમને હું ગમું જ કેવી રીતે?

૧૮૭. હે પ્રભુ! હું તો જન્મોજન્મથી અપરાધી છું. મારામાં નખશિખ વિકારો ભરેલા છે. પણ તમે દયાળુ ને દુઃખભંજન છો. પ્રભુ! મારી સંભાળ લો.

૧૮૮ હે બાપજી! હે દયાળુ! મારા અવગુણોને તમે માફ કરી દો. હું, તમારો પુત્ર જો કપૂત છું તોયે લાજ તો પિતારૂપ તમને જ લાગશે ને?

૧૮૯. પાપ તો મેં પાછું વાળીને જોયા વિના જ ઘણુંયે કરી નાખ્યાં છે. હવે તો ચાહે તો તમે આ સેવકને માફ કરો કે ચાહે તો ગરદન મારો— જેવી પ્રભુની ઇચ્છા!

૧૯૦. લાખો લોકો પાસે ભલે તમે જતા પણ મારા નાથ! તમે મને રખે વિસારી મૂકતા. મારા જેવા તો તમારે અનેક છે, પણ મારે તમારા સરખું બીજું કોઈ જ નથી

૧૯૧. હે અંતરયામી! આ આત્માના આધાર તો એક તમે જ છો. તમે મારો હાથ છોડી દો, તો પછી મને પાર કોણ ઉતારશે?

૧૯૨. કબીર કહે છે કે મારું મન તો તારામાં જ લાગેલું છે; પણ તારું મન જો બીજે ક્યાંય હોય તો પછી એક ચિત્ત બે સ્થાને કેવી રીતે નભે?

૧૯૩. મનમાં પ્રેમ રસ નથી, પ્રતીતિ નથી ને શરીરમાયે કંઈ ઢંગધડો નથી. (પ્રિયતમના મિલનની માનસિક કે શારીરિક કશી જ યોગ્યતા નથી.) તેથી મને તો સમજાતું જ નથી કે એ પ્રિયતમની સાથે કેવી રીતે આનંદથી રહી શકીશ?

૧૯૪. મારામાં કંઈ જ મારું નથી, જે કંઈ છે તે તારું જ છે. તારું તને જ સોંપવામાં મારે શું ખાવાનું છે?

૧૯૫. તમે તો મારા સમર્થ સ્વામી છો. મારો હાથ મજબૂત રીતે પકડી રાખજો અને છેક ધામ સુધી પહોંચાડજો; રખે મને રસ્તા વચ્ચે જ છોડી દેતા.

## સૂક્ષ્મ માર્ગ

ઉતતેં કોઈ ન બાહુરા જાસે બૂઝૂં ધાય,
ઈતતેં સબ હી જાત હૈ ભાર લદાય લદાય. ૧૯૬

ચાર બુલાવૈ ભાવ સોં મો પૈ ગયા ન જાય,
ધન મૈલી પિઉ ઊજલા લાગિ ન સકૌં પાય. ૧૯૭

નાંવ ન જાને ગાંવકા બિન જાને કિત જાંવ,
ચલતા ચલતા જુગ ભયા પાવ કોસ પર ગાંવ. ૧૯૮

ચલન ચલન સબ કોઈ કહે મોહિ અંદેસા ઔર,
સાહેબ સોં પરિચય નહીં પહુંચેંગે કેહિ ઠોર. ૧૯૯

જહાં ન ચીંટી ચઢિ સકૈ રાઈ ના ઠહરાય,
મનુવાં તહં લૈ રાખિયે તહંઇ પહુંચે જાય. ૨૦૦

બાટ બિચારી કયા કરે પથી ન ચલૈ સુધાર,
રાહ આપની છાંડિકૈ ચલૈ ઉજાર ઉજાર. ૨૦૧

મરિયે તો મરિ જાઇએ છૂટિ પરૈ જંજાર,
ઐસા મરના કો મરે દિન મેં સૌ સૌ બાર. ૨૦૨

## પરીક્ષક (પારખી)

હીરા તહાં ન ખોલીએ જહાં ખોટી હૈ હાટ,
કસ કરી બાંધો ગાંઠરી ઉઠ કર ચાલો બાટ. ૨૦૩

હીરા પાયા પરખિ કે ધન મેં દીયા આન,
ચોટ સહી ફૂટા નહીં તબ પાઈ પહિચાન. ૨૦૪

જો હંસા મોતી ચુગ કાંકર કયોં પતિયાય,
કાંકર માથા ના નવૈ મોતી મિલે તો ખાય. ૨૦૫

## સૂક્ષ્મ માર્ગ

૧૯૬. ત્યાંથી (પ્રભુ પાસેથી) પાછો આવનારો એવો કોઈ (મુસાફર) મળતો નથી જેને દોડીને (એ પંથ વિશે) પૂછી લઉં. અહીંથી (સંસારમાંથી જનારા બધા તો ભાર (કર્મનો) લાદીને જ જઈ રહ્યા છે.

૧૯૭. પ્રીતમ તો પ્રેમથી તેડાવે છે. પણ મારાથી જ જવાતું નથી. મારામાં મલિનતા ભરેલી છે ને મારા પ્રિયતમ તો ઊજળા (નિર્મળ સ્વરૂપ) છે. એટલે એમને તો હું પગે પણ લાગી શકતી નથી

૧૯૮. એમના ગામનું નામ તો ખબર નથી, એટલે એ જાણ્યા વિના હું ક્યાં જઉં ? આમ અજ્ઞાનમાં ચાલતાં ચાલતાં તો યુગ વહી ગયો, ને નામ તો ગામ (પ્રભુનું ધામ) પા ગાઉ પણ દૂર નથી.

૧૯૯. 'ચાલો, ચાલો' એમ બધાયે કહે છે, પણ મારા મનમાં તો એ જ અંદેશો રહે છે કે માલિકનો પરિચય તો છે નહીં, તો પછી કયા ધામે પહોંચી શકાશે ?

૨૦૦. અને મનવા ! જ્યાં કીડી ના ચડી શકે ને રાઈનો દાણો પણ રહી ન શકે તેવા ધામની (શૂન્ય શિખરની) લગની રાખ. ત્યાં જ જઈ પહોંચવાનું છે.

૨૦૧. વટેમાર્ગું જ સમજપૂર્વક સુધરીને સરખો ચાલે નહીં અને પોતાનો રસ્તો છોડીને આડો આડો વેરાનમાં ચાલ્યા કરે, તેમાં વાટ બિચારી શું કરે ?

૨૦૨. મોત આવે તો મરી જઉં કે જેથી આ બધી જંજાળથી તો મુક્ત થઈ જવાય ! આમ દિવસમાં સેંકડો વાર મરવા જેવું જીવન જીવવું અને કષ્ટ ભોગવવું કોને ગમે ?

## પરીક્ષક

૨૦૩. જ્યાં જૂઠાનું બજાર હોય ત્યાં(અનુભવ જ્ઞાનરૂપી)ગાંઠના હીરાને ખોલવો નહીં. ત્યાં તો હીરાની ગાંઠડીને કચકચાવીને બાંધી દો અને ઊભા થઈને રસ્તો જ પકડો.

૨૦૪. પારખીને હીરો (બ્રહ્મજ્ઞાન) મેળવ્યો છે. તેને ઘણના પ્રહાર કરવા માટે (કસોટી કરનારની દુકાને) આવીને આપી દીધો. કેટકેટલા ઘણના ઘા લાગ્યા, તોયે એ હીરો તૂટ્યો નહીં, ત્યારે જ એની ખરી પિછાન થઈ.

૨૦૫. જે હંસ (જ્ઞાની) મોતીનો ચારો (શ્રેષ્ઠ તત્ત્વ) ચરનાર છે તેના મનમાં કાંકરા પરત્વે (નિઃસાર વસ્તુ માટે) એવો વિશ્વાસ શા માટે હોય કે તે સંતોષ આપશે. કાંકરો જોઈને (ખાવા માટે) તે માથું નમાવતો નથી. એ તો મોતી મળે તો જ ખાય છે.

હંસા બગુલા એકસા માનસરોવર માંહિ,
બગા ઢંઢોરે માછરી હંસા મોતી ખાહિ. ૨૦૬

ચંદન ગયા બિદેસડે સબ કોઈ કહે પલાસ,
જ્યોં જ્યોં ચૂલ્હે ઝોંકિયા ત્યોં ત્યોં અધકી બાસ. ૨૦૭

એક અચંભા દેખિયા હીરા હાટ બિકાય,
પરખનહારા બાહિરી કૌડી બદલે જાય. ૨૦૮

રામ રતન ધન પાઈ કૈ ગાંઠિ બાંધિ ના ખોલ,
નાહિ પટન નહિં પારખી નહિ ગાહક નહિં મોલ. ૨૦૯

પારસ રૂપી જીવ હૈ લોહ રૂપ સંસાર,
પારસ તે પારસ ભયા પરખ ભયા ટકસાર. ૨૧૦

અમૃત કેરી પૂરિયા બહુ વિધિ લીન્હે છોરિ,
આપ સરીખા જો મિલૈ તાહિ પિઆઉં ઘોરિ. ૨૧૧

કાજર હી કી કોઠરી કાજર હી કા કોટ,
તૌ કબી કારી ના ભઈ રહી જો ઓટ હી ઓટ. ૨૧૨

જ્ઞાન રતન કી કોઠરી ચુપ કરિ દીન્હોં તાલ,
પારખિ આગે ખોલિએ કુંજી બચન રસાલ. ૨૧૩

ના પખાન જગ સકલ હૈ લખિ આવૈ સબ કોઇ,
નગ તે ઉત્તમ પારખિ જગમેં બિરલા કોઈ. ૨૧૪

૨૦૬. માનસરોવરમાં હંસ અને બગલા સરખા જ દેખાતા હોય છે, પરંતુ (ગુણ ધર્મે એ પરખાઈ જાય છે કેમ કે) બગલો માછલી શોધતો હોય છે જ્યારે હંસલો તો મોતી જ ચરે છે.

૨૦૭. ચંદન કાષ્ઠ અજાણ્યા દેશમાં જઈ ચડયું તો ત્યાં બધા (અજ્ઞાની) લોકો કહેવા લાગ્યા કે આ તો ખાખરો છે; પણ જેમ જેમ એને (કસોટીના) ચૂલામાં ખોસતા ગયા તેમ તેમ તેની સુગંધ (સાચું સ્વરૂપ) વધુ ને વધુ મહેકી ઊઠી.

૨૦૮. એક એવું અચરજ દીઠું કે (અજ્ઞાનીના) હાટમાં હીરો વેચાય છે. એને જોનારા ઉપર ઉપરથી જ જુએ છે એટલે એ કોડીની કીમતે ચાલ્યો જાય છે. (સાચા જ્ઞાનીને અજ્ઞાની સંસારી જનો ઓળખ્યા વિના જ ગુમાવે છે.)

૨૦૯. રામરતન રૂપી સંપત્તિ પામીને બાંધેલી તારી(આધ્યાત્મિક) અનુભવ ગાંઠડી તું કદી ખોલ નહીં. એને યોગ્ય આ નગર નથી. કે અહીં કોઈ પારખનાર નથી. અહી કોઈ યોગ્ય ઘરાક નથી અને ખરો ભાવ આપનાર નથી.

૨૧૦. જીવાત્મા પારસમણિ જેવો છે અને આ સંસાર લોખંડ જેવો છે. પારસના સંગથી તે પણ પારસરૂપ બની ગયો છે. હવે તો પરમાત્માનો પરિચય પામવાથી એ જ સંસાર ટંકશાળ* (બ્રહ્મરૂપ) બની ગયો છે.

૨૧૧. અમૃતની (અનુભવ જ્ઞાનની) પડીકી મેં તો અનેક યુક્તિઓ (સાધના) કરીને મેળવી લીધી છે. હવે તો મારા જેવું જ કોઈ મળી આવે તો આ અમૃતરસ ઘોળીને પીવડાવું.

૨૧૨. કાજળની કોટડી અને કાજળનો કિલ્લો (તમોગુણનો ઘેરો) ચોમેર હોવા છતાંયે હું (મૂળ ચેતન) તો કાળી ના થઈ. હું તો પડદા પાછળ એવી ને એવી (નિર્લેપ) જ રહી !

૨૧૩. મેં તો જ્ઞાનરત્નની કોટડીને મૌનપૂર્વક તાળું જ દીધું છે. એના કદરદાન પરખ દા આગળ જ મધુર વેણની ચાવીથી એ જ્ઞાન કોટડીને ખોલવી જોઈએ.

૨૧૪. આખું જગત પહાડના પથ્થર જેવું છે જેને બધા જ જોઈ શકે છે. એ પહાડમાંથી કોઈ ઉત્તમ (જ્ઞાની રૂપી) રત્ન જવલ્લે જ મળી આવે છે.

---

*ટકસાર–વેદોનું સૂક્ષ્મ રહસ્ય પ્રકટ કરતી કબીરજીના ચાર પ્રકારની વાણી ગણાય છે–કૂટ ટકસાર, મૂલજ્ઞાન તથા બીજક. કબીર પૃ. ૫૬ (હ. દ્વિવેદી).

બલિહારી તિહિ પુરુષકી પરિચિત પરખનહાર,
સાંઈ દીન્હોં ખાંડ કો ખારી બૂઝ ગઁવાર. ૨૧૫

હીરા વહી સરાહિએ સહે ઘનનકી ચોટ,
કપટ કુરંગી માનવા પરખત નિકસા ખોટ. ૨૧૬

હરિ હીરા જન જૌહરી સબન પસારી હાટ,
જબ આવૈ જન જોહરી તબ હીરૌ કી સાંટ. ૨૧૭

હીરા પરા બજારમેં રહા છાર લપટાય,
બહુતક મૂરખ ચલિ ગએ, પારખિ લિયા ઉઠાય. ૨૧૮

કલિ ખોટા જગ આંધરા શબ્દ ન માનૈ કોઈ,
જાહિ કહૌં હિત આપના સાં ઉઠિ બૈરી હોઈ. ૨૧૯

## જિજ્ઞાસુ

ઐસા કોઊ ના મિલા હમકો દે ઉપદેસ,
ભવસાગર મેં ડૂબતા કર ગહિ કાઢૈ કેસ. ૨૨૦

ઐસા કોઈ ના મિલા જાસે રહિયે લાગ,
સબ જગ જલતા દેખિયા અપની અપની આગ. ૨૨૧

જૈસા ઢૂંઢત મૈં ફિરૌં તૈસા મિલા ન કોય,
તત્વેતા તિરગુન રહિત, નિરગુન સે રત હોય. ૨૨૨

સર્પહિ દૂધ પિલાઇએ સોઈ વિષ હવ જાય,
ઐસા કોઇ ના મિલા આપે હી વિષ ખાય. ૨૨૩

જિન ઢૂંઢા તિન પાઈયાં ગહરે પાની પૈઠિ,
મૈં બપુરા બૂડન ડરા રહા કિનાર બૈઠિ. ૨૨૪

૨૧૫. પારકાના હૃદયને (ચૈતન્યને) પારખી લેનાર પુરુષની તો બલિહારી છે. પ્રભુએ તો (મીઠી) સાકાર આપી છે પણ જે ગમાર છે તે તેને ખારી સમજે છે. (અજ્ઞાનીને જ બ્રહ્મરૂપ સંસાર દુઃખરૂપ લાગે છે.)

૨૧૬. ઘણના ઘા સહન કરે એને જ હીરો જાણીને વખાણજો. કપટ વેષ-ધારી ખરાબ, ખોટા રંગવાળા માણસો તો કસોટીનાં પારખાં લેતાં જ ખોટા નીવડે છે.

૨૧૭. બધાને ઝવેરી બનીને દુકાન તો માંડી છે પણ હરિરૂપી હીરો તો હરિજન પાસે (વેચવા માટે) છે. જ્યારે એનો સાચો પારખનાર ઝવેરી (જ્ઞાની સંત) આવી મળે છે ત્યારે જ એ હીરાનું વેચાણ થાય છે.

૨૧૮. હીરો (પ્રભુ) તો બજારમાં (સંસારમાં) જ પડ્યો છે પણ એની ઉપર કેટલીયે (માયાની) ધૂળ જામી ગઈ છે. કેટલાયે મૂર્ખા (અજ્ઞાની) ત્યાંથી પસાર થઈ ગયા પણ એના પારખનારે જ એને ઉપાડી લીધો.

૨૧૯. કલિકાળનું આ જુઠ્ઠાણાથી ભરેલું જગત આંધળું છે. શબ્દને (પરમાત્માને) કોઈ જ માનતું નથી. જેને પોતાના જ કલ્યાણની વાત હું સમજાવું છું તે જ સામો થઈને દુશ્મન બની જાય છે!

## જિજ્ઞાસુ

૨૨૦. એવું (પરમાર્થી) તો કોઈ ના મળ્યું કે જે આપણને ઉપદેશ આપે અને ભવસાગર ડૂબતાં હાથ પકડીને કે વાળ ઝાલીને બહાર ખેંચી કાઢે.

૨૨૧. એવું કોઈ ના મળ્યું કે જેને અખંડ વળગી રહીએ. મેં તો જ્યાં જોયું ત્યાં દુનિયામાં બધાયને પોતપોતાનાં દુઃખની આગમાં બળતા જ જોયા!

૨૨૨. હુ જેવાની શોધ કરતો ફરું છું તેવો ત્રિગુણથી રહિત અને નિર્ગુણમાં તલ્લીન તત્ત્વવેત્તા (જ્ઞાની સંત) તો મને કોઈ મળ્યો નહીં.

૨૨૩. સાપને દૂધ પીવડાવીએ તો એનું જ ઝેર બની જાય છે. એવું કોઈ ના મળ્યું, જે જગતનાં સર્વ ઝેર (વેર, ઈર્ષા, દ્વેષ આદિનાં) પોતે પી જાય.

૨૨૪. જેણે ઊંડા પાણીમાં પ્રવેશીને શોધ ચલાવી છે તેણે ઇષ્ટપ્રાપ્તિ કરી છે. પણ મને તો ડૂબી જવાની બીક લાગી એટલે બિચારો હુ (જીવ) કિનારે જ (હાથ ઘસતો) બેસી રહ્યો!

હેરત હેરત હેરિયા રહા કબીર હિરાય,
બુંદ સમાની સમુંદ મેં સો કિત હેરી જાય. ૨૨૫

એક સમાના સકલ મેં સકલ સમાના તાહિ,
કબિર સમાના બૂઝમેં તહાં દૂસરા નાહિં. ૨૨૬

## દુબિધા

હિરદે માહીં આરસી મુખ દેખા નહિં જાય,
મુખ તો તબહીં દેખઈ દુબિધા દેહ બહાય. ૨૨૭

પઢા ગુના સીખા સભી મિટા ન સંસય સૂલ,
કહ કબીર કાસોં કહું યહ સબ દુખકા મૂલ. ૨૨૮

ચીંટી ચાવલ લૈ ચલી બિચમેં મિલિ ગઈ દાર,
કહ કબીર દોઉ ના મિલૈ એક લે દૂજી ડાર. ૨૨૯

સત્ત નામ કડુઆ લગે મીઠા લાગે દામ,
દુબિધામેં દોઉ ગયે માયા મિલી ન રામ. ૨૩૦

## કથની ઔર કરની

કથની મીઠી ખાંડ સી કરની વિષકી લોય,
કથની તજી કરની કરે વિષ સે અમૃત હોય. ૨૩૧

કથની બદની છાંડિકે કરની સો ચિત લાય,
નરહિં નીર પ્યાયે બિના કબહૂં પ્યાસ ન જાય. ૨૩૨

૨૨૫. જેણે શોધ ચલાવી તે તો શોધની વસ્તુમાં ડૂબી જ ગયો. કબીર (સાંઈને) શોધતાં શોધતાં (સાંઈમાં જ) અલોપ થઈ ગયો ! આ તો સિન્ધુમાં બિન્દુ સમાઈ ગયું. (જીવ આત્મજ્ઞાનથી બ્રહ્મરૂપ થઇ ગયો) પછી હવે એ ક્યાંથી શોધાય ?

૨૨૬. એક (પરમતત્ત્વ) સર્વમાં સમાયેલુ છે અને આ સર્વ એ એકમાં જ સમાયેલું છે. કબીર આ કેવળજ્ઞાનમાં એવો લવલીન થઈ ગયો છે કે હવે એક (બ્રહ્મ) વિના બીજુ કંઈ છે જ નહીં. (અદ્વૈતતાની સ્થિતિ આવી.)

## દ્વિધા

૨૨૭. હૃદયમાં જ દર્પણ છે તોયે મુખ દેખાતું નથી ! 'દેહ હું છું' એ ભ્રમ જ્યારે નીકળી જશે ત્યારે જ મુખ દેખાશે. (સ્વ-રૂપનું આત્મદર્શન થશે.)

૨૨૮. કબીર કહે છે કે ભણીગણીને બધું શીખ્યા તોયે સંશયનું મૂળ મટ્યું નહીં- બધાંયે દુઃખનું મૂળ આ શંકા જ છે એ કોને સમજાવું ?

૨૨૯. કીડી (જીવ) ચોખાનો દાણો (નિર્મલ આત્મતત્ત્વ) લઈને ચાલી નીકળી. ત્યાં તો વચમાં એને દાળનો દાણો (રંગીન સંસાર) મળી ગયો. કબીર કહે છે કે એ બન્ને એક સાથે રખાય તેમ નથી, એટલે એક લેવું હોય તો બીજું મૂકી દે. (જીવથી જગત ને જગન્નાથ એ બન્નેનો નાતો એકીસાથે નહીં રખાય.)

૨૩૦. પ્રભુનુ નામ કડવું લાગે છે પણ તે પાર ઉતારે છે ને ધનસંપત્તિ મીઠી લાગે છે જે મોહમાં બાંધે છે. બન્નેમાંથી એકનો સ્વીકાર કરવાની દ્વિધામાં રહીને તો જીવે બન્નેય ગુમાવ્યાં. રામનું મિલન ના થયું ને માયાનું ક્ષણિક સુખ પણ માણી ન શકાયું.

## કહેણી ને કરણી

૨૩૧. કહેણી તો સાકર જેવી મીઠી (પ્રિય) લાગે છે પણ કરણી જ ઝેરના ભડકા જેવી (અપ્રિય) લાગે છે. મનુષ્ય જો કહેણી મૂકીને સાચી કરણી જ કરે, તો ઝેરનું અમૃત થઈ જાય.

૨૩૨. મોંની વાતો કહેવાનું મૂકી દઈને આચરણમાં મન લગાડવુ જોઈએ. પાણી પાયા વિના માણસની તરસ (પાણીની વાતોથી જ) કદી છીપી શકતી નથી.

કરની બિન કથની કથૈ અજ્ઞાની દિન રાત,
કૂકર જ્યોં ભૂંકત ફિરે સુની સુનાઇ બાત. ૨૩૩

લાયા સાખિ બનાયકર ઇત ઉત અચ્છર કાટ,
કહુ કબીર કબ લગ જિયે જૂઠી પત્તલ ચાટ. ૨૩૪

પાની મિલૈ ન આપ કો ઔરન બકસત છીર,
આપન મન નિસચલ નહીં ઔર બંધાવત ધીર. ૨૩૫

કથની થોથી જગતમેં કરની ઉત્તમ સાર,
કહે કબીર કરની સબલ ઉતરૈ ભૌ-જલ પાર. ૨૩૬

પદ જોરૈ સાખી કહે સાધન પરિ ગઇ રૌસ,
કાઢા જલ પીવૈ નહીં કાઢી પિયનકી હૌસ. ૨૩૭

સાખી કહે ગહૈ નહીં ચાલ ચલી નહિં જાય,
સલિલ મોહ નદિયા બહે પાંવ નહીં ઠહરાય. ૨૩૮

મારગ ચલતે જો ગિરૈ તાકો નાહિં દોસ,
કહ કબીર બેઠા રહે તા સિર કરડે કોસ. ૨૩૯

કહતા તો બહુતા મિલા ગહતા મિલા ન કોઈ,
સો કહવા બહિ જાન દે જો નહિ ગહતા હોઈ. ૨૪૦

એક એક નિરવારિયા જો નિરવારી જાય,
દુઈ દુઈ મુખ કા બોલના ઘને તમાચા ખાય. ૨૪૧

મુખ કી મીઠી જો કહેં હૃદયા હૈ મતિ આન,
કહ કબીર તેહિ લોંગસોં રામૌ બડે સયાન. ૨૪૨

૨૩૩. અજ્ઞાની હોય તે જ રાત દહાડો વર્તન વિનાની વાતો કર્યા કરે છે. એ તો આમતેમથી સાંભળેલી વાતો હોય તે જ કૂતરાની જેમ ખપિ ભસતો ફરે છે.

૨૩૪. કબીર કહે છે કે અક્ષરોમાં આમતેમ કાપકૂપ કરીને સાખી જોડીને તું લાવે છે પણ એંઠી પતરાળી ચાટી ચાટીને આમ કયાં સુધી નભશે?

૨૩૫. તારી પોતાની પાસે પાણી પણ નથી અને તું બીજાને દૂધની વાતો કરે છે? ખુદ તારું પોતાનું જ મન સ્થિર નથી ને બીજાને તું ધીરજની વાતો કરે છે?

૨૩૬. કબીર કહે છે કે માત્ર કહેણી તો છોતરાં જેવી નિઃસાર છે. કરણી જ ઉત્તમ સારરૂપ છે. ભવસાગર પાર ઉતારે તેવી શક્તિશાળી તો કરણી (કર્મપરાયણતા) છે.

૨૩૭. તું ગીત–ભજન જોડે છે અને સાખી સંભળાવે છે. આમ આ બાહ્ય સાધનની પરંપરા ઊભી થઈ ગઈ છે. (ભવરોગ મટાડનાર કર્તવ્યરૂપી) કાઢો તો તું પોતે પીતો નથી. અરે! એ પીવાની ઇચ્છા (ભાવ) જ તેં કાઢી નાખી છે.

૨૩૮. જ્ઞાનની સાખીઓ સંભળાવે છે પણ તેમાંનું કંઈ તું તો ગ્રહણ કરતો નથી! તે પ્રમાણે વર્તન પણ થતું નથી! મોહ નદીનાં પૂર વહ્યાં જાય છે, તેના પાણીમાં કયાંયે તારો પગ ટકતો જ નથી!

૨૩૯. કબીર કહે છે કે માર્ગે ચાલતાં ચાલતાં જે પડી જાય તેનો કંઈ દોષ નથી, (એમ કરતાં કરતાં તે મોડોવહેલો લક્ષ્યસ્થાને પહોંચે છે.) પણ જે બેઠો જ રહે છે તેને માથે એ (અણકાપ્યા) ગાઉનો ખૂબ ભાર લાગે છે. (પ્રભુ પથે નહિ ગયાનો તેને ખૂબ પસ્તાવો થાય છે.)

૨૪૦. વાતો કહેનારા તો ઘણાયે મળ્યા પણ તે પ્રમાણે જીવનમાં ગ્રહણ કરનારા કોઈ ના મળ્યા. જે અમલ કરતા નથી તેવા વાતો હાંકનારાને (એમના જ અજ્ઞાનમાં) તણાઈ જવા દો ને!

૨૪૧. જો ઉકેલવું હોય તો એક એક કરીને ઉકેલી શકાય. પણ આ તો બબ્બે મોઢાની (આડાઅવળી) વાતો (કહે કંઈ અને કરે કંઈ તેવી દશા) હોય એટલે તો પછી ઉકેલવાને બદલે સખત તમાચા જ ખાય ને!

૨૪૨. મોઢેથી જે મીઠી મીઠી વાતો કરે પણ હૃદયમાં બીજું જ કંઈ રાખતા હોય તેવા લોકો કરતાં કબીર કહે છે કે (યાદ રાખજો) ભગવાન વધુ શાણો ને ચતુર છે. (એ છેતરાશે નહીં.)

જસ કથની તસ કરનિયૌ જસ ચુંબક તસ નામ,
કહ કબીર ચુંબક બિના ક્યોં છૂટે સંગ્રામ. ૨૪૩

શ્રોતા તો ઘરહી નહીં બકતા બદૈ સો બાદ,
શ્રોતા બકતા એક ઘર તબ કથની કો સ્વાદ. ૨૪૪

## સહજભાવ

સહજ સહજ સબ કૌઉ કહૈ સહજ ન ચીન્હૈ કોય,
જા સહજૈ સાહેબ મિલૈ સહજ કહાવૈ સોય. ૨૪૫

સહજૈ સહજૈ સબ ગયા સુત બિત કામ નિકામ,
એકમેક હ્વૈ મિલિ રહા દાસ કબીરા નામ. ૨૪૬

જો કછુ આવે સહજ મેં સોઈ મીઠા જાન,
કડુવા લાગે નીમ સા જામેં ઐંચાતાન. ૨૪૭

સહજ મિલ સો દૂધ સમ માંગ મિલૈ સો પાનિ,
કહે કબીર વહ રક્ત સમ જામેં ઐંચાતાનિ. ૨૪૮

## મૌનભાવ

ભારી કહુ તો બહું ડરૂં હલકા કહૂં તો ઝીઠ,
મૈં ક્યા જાનૂં પીવ કો નૈના કછૂ ન દીઠ, ૨૪૯

દીઠા હૈ તો કસ કહૂં કહૂં તો કો પતિયાય,
સાંઈ જસ તૈસા રહો હરખિ હરખિ ગુન ગાય. ૨૫૦

ઐસો અદભુત મત કથો કથો તો ધરો છિપાય.
બેદ કુરાના ના લિખી કહૂં તો કો પતિયાય. ૨૫૧

૨૪૩. જેવી કહેણી તેવી કરણી હોવી જોઈએ જેમ ચુંબક તેના નામ પ્રમાણે ગુણવાળું હોય છે, તેવું જ પ્રભુનામ (જીવને ખેંચનારું) ચુંબક છે. કબીર કહે છે કે આ ચુંબક વિના આ (સંસારરૂપી) સંગ્રામમાંથી કેમ છુટાય?
૨૪૪. ખરો શ્રોતા (પોતાનો જીવ) તો સ્વસ્થાને હાજર નથી અને (પેલો) વક્તા જે ભાષણ કરે છે તે ભાષણ મિથ્યા બકવાદરૂપ છે. પોતે બોલે ને પોતે જ સાંભળીને અમલ કરતો હોય તેવો વક્તા મળી જાય, ત્યારે તેવા સ્વાનુભવરસિકના કથનમાં રસ પડે.

## સહજભાવ

૨૪૫. 'સહજ', 'સહજ'ની વાતો તો બધાયે કરે છે, પણ સાચા સહજભાવને કોઈ પિછાણતું નથી. જે સહજભાવથી પરમાત્મા મળી જાય તે જ ખરો સહજભાવ કહી શકાય
૨૪૬ 'સહજ'ની સાધના કરતાં કરતાં તો સહેજે પુત્ર, સંપત્તિ, કામ, નિષ્કામની બધીયે જંજાળ છૂટી ગઈ. હવે તો કબીરદાસ પ્રભુ સાથે એકાકાર થઈ ગયો છે!
૨૪૭ સહજભાવે જે કંઈ મળી આવે તેને જ તું મધુર ગણજે, જેની પ્રાપ્તિ માટે કંઈ પણ ખેંચતાણ કરવી પડે તે તો લીમડા જેવું કડવું લાગે
૨૪૮. જે સહજભાવે જ આવી મળે તે દૂધ જેવું ઉત્તમ ગણાય, જે માગીને મળે તે પાણી જેવું ગણાય; પણ કબીર કહે છે કે જેને મેળવવા માટે ખેંચતાણ કરવી પડે તે તો લોહી સમાન ગણાય.

## મૌનભાવ

૨૪૯. એ (પ્રભુ)ને ભારે કહેતા ડર લાગે છે ને એને હલકો કહું તો તે ખોટું છે. આ આંખોએ તો (એમનાં રૂપ-રંગ) કંઈ જ જોયું નથી, એટલે પ્રિયતમ વિશે હું શું જાણું?
૨૫૦ એને દીઠો છે તો પણ શબ્દોમા કેવી રીતે કહી સમજાવું? અને કહું તોયે કોણ વિશ્વાસ કરશે? એટલે મારો સાંઈ (સ્વામી) જેવો છે તેવો જ ભલે રહ્યો. આ હૈયું હરખાઈ હરખાઈને એના જ ગુણગાન ગાય છે.
૨૫૧. એ તો એવો અદ્‌ભુત છે કે તું એની વાત ના કર. ને જો વાત કરે તો તે છાની રાખ. અરે! વેદ, કુરાન વગેરે ધર્મગ્રંથો પણ તેનું વર્ણન લખી શકયા નથી. તો પછી હું એની વાત કરું તો કોણ સાચી માનશે?

જો દેખે સો કહે નહિ કહે સો દેખે નાહિં,
સુને સો સમજાવૈ નહિં રસના દગ શ્રુતિ કાહિં. ૨૫૨

બાદ બિબાદે વિષ ઘના બોલે બહુત ઉપાધિ
મૌન ગહે સબકી સુને સુમિરે નામ અગાધ. ૨૫૩

## જીવન્મૃત (મરજીવા)

મૈં મરજીવ સમુંદ્ર કા ડુબકી મારી એક,
મૂઠી લાયા જ્ઞાન કી જામેં વસ્તુ અનેક. ૨૫૪

ડુબકી ગારી સમુંદ મેં નિકસા જાય અકાસ,
ગગન મંડલ મેં ઘર કિયા હીરા પાયા દાસ. ૨૫૫

હરિ હીરા ક્યોં પાઈ હૈ જિન જીવે કી આસ,
ગુરુ દરિયાસો કાઢસી કોઈ મરજીવા દાસ. ૨૫૬

ખરી કસૌટી નામ કી ખોટા ટિકૈ ન કોય,
નામ કસૌટી સો ટિકૈ જીવત મિરતક હોય. ૨૫૭

મરતે મરતે જગ મુઆ ઔરસ મુઆ ન કોય.
દાસ કબીરા યોં મુઆ બહુરિ ન મરના હોય. ૨૫૮

જા મરને સે જગ ડરૈ મેરે મન આનંદ,
કબ મરિહૌં કબ પાઈહૌં પૂરન પરમાનંદ. ૨૫૯

૨૫૨. જેણે એનાં દર્શન કર્યાં છે તે કહેવા બેસતો નથી અને જે કહેવા બેસે છે તેણે દર્શન કર્યાં જ નથી ! એ શબ્દબ્રહ્મનું જેણે શ્રવણ (કે દર્શન રૂપ અનુભવ) કર્યું છે તે સમજાવવા બેસતો નથી. સમજાવનારી આ જીભને પોતાને આંખ કે કાન કયાં છે !

૨૫૩. વાદવિવાદથી બહુ વેરઝેર થાય છે ને બોલવા જતાં બહુ ઉપાધિ ઊભી થાય છે. તે કરતાં તો મૌન ધારણ કરીને બધાયનું સાંભળી લેવું અને પરમાત્માનું અખંડ નામસ્મરણ કરતા રહેવું એ જ ઉત્તમ છે.

## મરજીવા

૨૫૪ હું તો મહાસાગરનો મરજીવો છું એટલે ઊંડે ડૂબકી મારીને મૂઠીમાં જ્ઞાનમોતી લાવ્યો છું. એમાં તો અનેક વસ્તુઓ સમાયેલી છે.

૨૫૫. ડૂબકી તો મેં સમુદ્રના ઊંડાણમાં (અંતરપ્રદેશમાં) લગાવી, પણ જઈને છેક આકાશમાં (બ્રહ્માંડમાં) નીકળી ગયો. ત્યાં પહોંચી ગગનમંડળમાં મારું ઘર કર્યું (શૂન્યસમાધિમાં સ્થિર થયો). આમ આ સેવકને તો (ડૂબકી લગાવવાથી) હીરો (બ્રહ્માનંદરૂપી) મળી ગયો.

૨૫૬. જેને જીવતા રહેવાની ફિકર પડી છે તેને હરિરૂપી હીરો કેમ મળી શકે ? ગુરુકૃપા જ ભવસાગરમાંથી કોઈક મરજીવા થનાર સેવકને ઉગારી લે છે.

૨૫૭. નામની (એટલે કે હૃદયથી થતા અખંડ પ્રભુસ્મરણની) કસોટી એ જ સાધકની ખરી પરીક્ષા છે. એની આગળ કોઈ ખોટો ટકી જ શકતો નથી. આ નામ કસોટીમાં તો જે જીવતાં જ (વૈરાગ્યભાવથી) મરી જાણે તેવા જ ટકી રહે. (મહાપદ પામ્યા તે મરજીવા.)

૨૫૮. આખું જગત અનેક વાર મરતાં મરતાં મૃત્યુ પામે છે પણ ખરું મૃત્યુ કોઈ પામતું નથી, જેથી આવાગમનના બંધનથી સદા માટે મુક્ત થવાય. કબીરદાસ તો (જીવતાં છતાં) એવી રીતે મુઓ છે કે ફરી ફરીને મરવાનું આવે જ નહિ. (જીવત્વનો લય કરી આવાગમનથી છૂટી ગયો.)

૨૫૯. જે મૃત્યુથી દુનિયા ડરે છે તે મૃત્યુનો મને તો આનંદ છે. મને તો એમ જ થાય છે કે કયારે હું મરું (દેહબંધનથી મુક્ત થઉં) ને પૂર્ણ પરમાનંદની પ્રાપ્તિ કરું !

ઘર જારે ઘર ઊબરૈ ઘર રાખે ઘર જાય,
એક અચંભા દેખિયા મુઆ કાલ કો ખાય. ૨૬૦

રોડા ભયા તો ક્યા ભયા પંથી કો દુઃખ દેય,
સાધૂ ઐસા ચાહિએ જ્યોં પૈંડેકી એય. ૨૬૧

ખેહ ભઈ તો ક્યા ભયા ઉડિ ઉડિ લાગૈ અંગ
સાધૂ ઐસા ચાહિએ જૈસે નીર નિપંગ. ૨૬૨

નીર ભયા તો ક્યા ભયા તાતા સીરા જોય,
સાધૂ ઐસા ચાહિએ જો હરિ જૈસા હોય. ૨૬૩

હરિ ભયા તો ક્યા ભયા કરતા હરતા હોય,
સાધૂ ઐસા ચાહિએ હરિ ભજ નિરમલ હોય. ૨૬૪

નિરમલ ભયા તો ક્યા ભયા નિરમલ માગૈ ઠૌર,
મલ નિરમલ સે રહિત હૈ તે સાધૂ કોઈ ઔર. ૨૬૫

ઢારસ લખુ મરજીવ કો ધઁસિ કૈ પૈઠિ પતાલ,
જીવ અટક માનૈ નહીં ગહિ લે નિકર્યો લાલ. ૨૬૬

## મધ્ય પથ

પાયા કહૈ તે બાવરે ખોયા કહૈ તે કૂર,
પાયા ખોયા કછુ નહીં જ્યોં કા ત્યોં ભરપૂર. ૨૬૭

ભજૂં તો કો હૈ ભજન કોં તજૂં તો કા હૈ આન,
ભજન તજન કે મધ્ય મેં સો કબીર મન માન. ૨૬૮

અતિ કા ભલા ન બોલના અતિ કી ભલી ન ચૂપ,
અતિ કા ભલા ન બરસના અતિ કી ભલી ન ધૂપ. ૨૬૯

૨૬૦. ઘર બાળ્યેથી ઘર બચી જાય છે ને ઘરને રાખવા જતાં ઘર ગુમાવવું પડે છે. (સાંસારિક આસક્તિ છોડ્યાથી જ જન્મારો સાર્થક થાય છે.) અહીં મેં એક આશ્ચર્ય જોયું છે કે મરેલો કાળને જ ખાઈ જાય છે. (મરજીવા દેહાંતરૂપ મૃત્યુનો ભય જ નથી રાખતા.)

૨૬૧. રસ્તાના પથ્થર કે ઢેફાં જેવા બની ગયા તેથી શુ ? એ તો રસ્તે જનારને દુઃખ દે છે ! સાધુ તો પૈડાંની ધૂળ જેવો (નમ્ર, સહનશીલ ને નિરાભિમાની હોવો જોઈએ.

૨૬૨. પણ પૈડાંની ધૂળ જેવા બની ગયા તેથી શું ? એ તો ઊડી ઊડીને અંગે લાગે છે ! સાધુ તો નિર્મળ નીર જેવો હોવો જોઈએ.

૨૬૩. પણ નીર જેવા બની ગયા તેથી શું ? પાણી તો ગરમે હોય ને ઠંડુંયે હોય ! સાધુ તો હરિ જેવો (સદાયે સમાન) હોવો જોઈએ.

૨૬૪. અરે ! પણ હરિરૂપ બની ગયા તેથીયે શું વળે ? એને તો પાછું કર્તા-હર્તા થવું પડે ! સાધુ તો એવો હોવો જોઈએ કે જે હરિની ભક્તિથી નિર્મળ (જંજાળરહિત) હોય.

૨૬૫. પણ એવા નિર્મળ બનવાથીયે શું ? એવા નિર્મળને રહેવા માટે પાછું કોઈ સ્થાન જોઈએ. એટલે જે મલિનતા અને નિર્મળતાના ભેદભાવથી રહિત (નિત્ય શુદ્ધ, નિર્લેપ સ્વરૂપ) હોય તેવા સાધુ તો વિરલ જ હોય છે.

૨૬૬. આ મરજીવાની હિંમત તો ભારે ! એ તો ધસી જઈને છેક ઊંડે પાતાળમાં પેઠો. એ મરજીવાએ તો કોઈની રોકટોક પણ ગણકારી નહી. છેવટે એ રત્ન (પ્રભુને) પામીને જ બહાર નીકળ્યો !

## મધ્યમ માર્ગ

૨૬૭ (પરમાત્માને) હું પામ્યો છું એમ કહેનાર પાગલ છે અને મેં ખોયો છે એમ કહેનાર મૂર્ખ છે. એને પામવા કે ખોવાપણું છે જ નહીં. એ તો સદા સર્વદા જેમનો તેમ ભરપૂર છે.

૨૬૮ જો તેનો સ્વીકાર કરુ છુ તો તે સ્વીકારવા માટે કઈ વસ્તુ છે તે સમજાતું નથી. અને ત્યાગ કરુ છું તો તે મારાથી અન્ય નથી, પછી શી રીતે ત્યાગ કરું ? એટલે સ્વીકાર અને ત્યાગની વચ્ચેના મધ્યમ માર્ગમાં જ મારું (કબીરનું) મન લાગ્યું છે.

૨૬૯. અતિશય બોલવું સારું નહી ને અતિશય ચૂપ રહેવું પણ સારું નહીં. અતિશય પાણી વરસે તે સારું નહીં અને અતિશય તાપ પડે તે પણ સારું નહી. (બધુંયે અતિશયતા છોડીને પ્રમાણસર જ સારું લાગે).

## શૂર ધર્મ

ગગન દમામા બાજિયા પડત નિસાને ઘાવ,
ખેત પુકારૈ શૂરમા અબ લડને કા દાવ. ૨૭૦

સૂરા સોઈ સરાહિએ લડે ધની કે હેત,
પુરજા પુરજા હોઈ રહૈ તઊ ન છાડે ખેત. ૨૭૧

સૂરા સોઈ સરાહિએ અંગ ન પહિરૈ લોહ,
જૂઝૈ સબ બંદ ખોલિકૈ છાંડે તન કા મોહ. ૨૭૨

ખેત ન છાંડૈ સૂરમા જૂઝૈ દો દલ માહિં,
આસા જીવન મરન કી મન મેં આનૈ નાહિં. ૨૭૩

અબ તો જૂઝે હી બનૈ મુડ ચાલે ઘર દૂર.
સિર સાહેબ કો સૌંપતે સોચ ન કીજે સૂર. ૨૭૪

સિર રાખે સિર જાત હૈ સિર કાટે સિર સોય,
જૈસે બાતી દીપ કી કટી ઉજિયારા હોય. ૨૭૫

જો હારોં તો સેવ ગુરુ જો જીતોં તો દાવ,
સત્તનામ સે ખેલતા જો સિર જાવ તો જાવ. ૨૭૬

ખોજી કો ડર બહુત હૈ પલપલ પડૈ બિજોગ,
પ્રન રાખત જો તન ગિરૈ સો તન સાહેબ જોગ. ૨૭૭

તીર તુપક સે જો લડૈ સો તો સૂર ન હોય,
માયા તજિ ભક્તિ કરૈ સૂર કહાવૈ સોય. ૨૭૮

## પાતિવ્રત

પતિબરતા મૈલી ભલી કાલી કુચિત કુરૂપ,
પતિબરતા કે રૂપ પર વારોં કોટિ સરૂપ. ૨૭૯

## શૂર ધર્મ

૨૭૦. ગગનમાં નગારાનો; ડંકાનો નાદ થયો છે, તાકેલાં નિશાન પર ઘા પડવા માંડ્યા છે, શૂરવીરોને રણક્ષેત્ર હાકલ કરી રહ્યું છે ને હવે તો શૂરે સંગ્રામ ખેલવાનો વારો આવ્યો છે.

૨૭૧. સ્વામીની (પરમાત્માની) ખાતર જે સંગ્રામ ખેલે અને લડતાં જે ટુકડે ટુકડા થઈ જાય તોયે રણમેદાન ન છોડે એ જ શૂરવીર છે. એની પ્રશંસા કરો.

૨૭૨. તે જ શૂરાના વખાણ કરવાં જોઈએ કે જે પોતાને અંગે લોખંડનું બખ્તર ધારણ કરતો નથી પણ એવાં બધાં જ બંધન ફગાવી દઈને તથા શરીરનો મોહ પણ મૂકીને જે સંગ્રામ ખેલે છે.

૨૭૩. શૂરવીર તો રણક્ષેત્રને છોડે જ નહી, એ તો બન્ને દળમાં ઝઝૂમતો ફરે છે. એના મનમાં જીવવાની કે મરવાની કોઈ જ પરવા હોતી નથી. (એ તો પ્રભુપ્રીત્યર્થે જ જીવન સંગ્રામ ખેલે છે)

૨૭૪. પાછા વળીને જવાથી તો હવે વળે નહિ. એ ધામ તો દૂર રહી ગયું છે. એટલે હવે તો જંગમાં ઝુકાવવાનું રહ્યું. હે શૂરવીર! માલિકને મસ્તક અર્પી દેતાં જરાએ ખચકાઈશ નહીં.

૨૭૫. માથું બચાવવા જતાં માથું ખોવા વારો આવે છે. માથું કાપીને ધરી દેવાથી જ માથું ટકી રહે છે. જેમ દીવાની વાટનું માથું (મોગરો) કાપી નાખીએ તો જ તેનું તેજ ટકીને વધે છે, તેમ માથું આપવાથી જ જીવનમાં પ્રભુનું તેજ પ્રકાશે છે.

૨૭૬. આ સંગ્રામમાં હારું (લડતા પંખી જઉં) તો એ ગુરુની સેવા જ છે અને જીતુ તોયે એનો જ દાવ જિતાયો ગણાય. શૂરવીર તો પ્રભુના કારણે જ જંગ ખેલતો હોય છે એટલે જંગ ખેલતાં માથું જાય તો ભલે જાય.

૨૭૭. શોધવા નીકળનારને તો પળેપળે વિયોગનો ડર રહે છે, પરંતુ પ્રતિજ્ઞા-પૂર્વક પ્રભુને શોધતાં જેનો દેહ પડે છે, તેનું જ જીવન પ્રભુને પામવા યોગ્ય ગણાય છે.

૨૭૮. તીર ને બંદૂકથી લડે તે કંઈ શૂરવીર ના કહેવાય. ખરો શૂરવીર તો જે માયાને ત્યજીને પ્રભુભક્તિ કરે તે જ કહેવાય.

## પાતિવ્રત

૨૭૯. કાળી, કદરૂપી ને મેલી હોય તોયે પતિવ્રતા સારી. એવી પતિવ્રતાના (ચારિત્ર્યના) રૂપ પર તો કોટિ કોટિ સ્વરૂપવાન ન્યોછાવર છે.

પતિબ્રતા પતિ કો ભજૈ ઔર ન આન સુહાય,
સિંહ બચ્ચા જો લંઘના તો ભી ઘાસ ન ખાય. ૨૮૦

નૈનાં અંતર આવ તૂ નૈન ઝાંપિ તોહિ લેંવ,
ના મૈં દેખોં ઓર કો ના તોહિ દેખન દેંવ. ૨૮૧

કબીરા સીપ સમુદ્ર કી રહૈ પિયાસ પિયાસ,
ઔર બૂંદ કો ના ગહૈ સ્વાતિ બૂંદ કી આસ. ૨૮૨

પપિહા કા પન દેખકર ધીરજ રહે ન રંચ,
મરતે દમ જલ મેં પડા તઉ ન બોરી ચંચ. ૨૮૩

સુંદર તો સાંઈ ભજૈ તજૈ આન કી આસ,
તાહિ ન કબહૂં પરિહર પલકા ન છાંડૈ પાસ. ૨૮૪

ચઢી અખાડે સુંદરી મંડા પિઉ સોં ખેલ,
દીપક જોયા જ્ઞાન કા કામ જરૈ જ્યોં તેલ. ૨૮૫

સૂરા કે તો સિર નહીં દાતા કે ધન નાહિં,
પતિબ્રતા કે તન નહીં સુરતિ બસૈ પિઉ માહિં. ૨૮૬

પતિબ્રતા મૈલી ભલી ગલે કાંચ કી પોત,
સબ સખિયન મેં યોં દિપૈ જ્યોં રવિ-સસિ કી જોત. ૨૮૭

પતિબ્રતા પતિ કો ભજૈ પતિ પર ધરૈ વિશ્વાસ,
આન દિસા ચિતવૈ નહીં સદા પીવ કી આસ ૨૮૮

નામ ન રટા તો કયા હુઆ જો અંતર હૈ હેત,
પતિબ્રતા પતિ કો ભજૈ મુખ સે નામ ન લેત. ૨૮૯

૨૮૦. પવિત્રતા તો પતિને જ સેવે છે. એને બીજું કંઈ રુચતું જ નથી. સિંહનું બચ્ચું ભૂખે મરે તોય ઘાસ નહીં ખાય.

૨૮૧. (હે પ્રીતમ!) તું આ નયનોની અંદર તો આવ. તને નયનોમાં પૂરીને એવો તો સમાવી લઉં કે પછી હું બીજું કંઈ દેખું જ નહીં અને તનેય પછી બીજું જોવા ન દઉં.

૨૮૨. કબીર કહે છે કે મહાસાગરની છિપલી પ્રિયતમની આશામાં તરસી પડી પડી એનું જ રટણ કર્યાં કરે છે. એને તો સ્વાતિ નક્ષત્રના મેઘનું જ બિંદું જોઈએ, બીજું જલબિન્દુ તો એને ખપે જ નહીં!

૨૮૩. બપૈયાની ટેક જોઈને તો ભલભલાની જરાયે ધીરજ ના રહે. છેલ્લો શ્વાસ લેતી વખતે એ પાણીમાં પડ્યો તોયે પોતાની ચાંચ (સ્વાતિ નક્ષત્રની વર્ષા સિવાયના) પાણીમાં એણે બોળી જ નહીં.

૨૮૪. (હૃદયથી) સુંદર હોય તે જ સ્વામીની સેવા કરે છે. એણે બીજાની આશા તજી દીધી હોય છે એ તો સ્વામીને કદી પણ છોડતી નથી અને પલક-ભર પણ પ્રીતમનો સહવાસ મૂકતી નથી.

૨૮૫. (જીવ) સુંદરી બાથ ભીડીને પ્રિયતમ (પ્રભુ) સાથે ખેલ ખેલવા માંડી, ત્યાં જ (યોગનો માર્ગ ભોગમાં સરી ન પડે તે માટે) એણે જ્ઞાનનો જ્યોતિર્મય દીવડો જોયો. દીપકમાં જેમ તેલ બળીને તેજ થાય તે જ રીતે જ્ઞાનને લીધે કામ સળગીને હૃદય રામનો પ્રકાશ થયો. (જ્ઞાનપ્રકાશથી જીવન નિષ્કામ થાય ત્યારે જ પ્રભુનું મિલન થાય.)

૨૮૬. શૂરાને શિરની પડી નથી, દાતાને ધનની પડી નથી. તે જ રીતે પતિ-વ્રતાને પોતાના દેહની કંઈ જ પડી નથી. એનું આત્માતત્ત્વ તો અખંડ-પ્રિયતમમાં જ લાગેલું છે.

૨૮૭. કંઠે કાચના મણકાવાળી ને મેલીઘેલી પણ પતિવ્રતા સારી, કારણ કે સૌ સહિયરોના સંઘમાં એના શીલથી એ સૂર્યચંદ્રની જેમ દીપી ઊઠે છે.

૨૮૮. પતિવ્રતા તો પતિ પર જ અપાર વિશ્વાસ રાખીને એની ભક્તિ કરે છે. સદાયે એને પતિની જ અનન્ય આશા હોવાથી તે બીજી દિશામાં નજર પણ કરતી નથી.

૨૮૯. હૃદયમાં જો ભરપૂર પ્રેમભક્તિ હોય તો પછી મોઢેથી પ્રિયતમનું નામ-ના લે તોયે શું? પતિવ્રતા નારી હૃદયપૂર્વક પતિને જ અખંડ ભજે છે; તે મોઢેથી એનું નામ લેતી નથી.

જો યહ એક ન જાનિયા બહુ જાને કા હોય,
એકે તેં હોત હૈં સબ તં એક ન હોય. ૨૯૦

સત આયે ઉસ એક મેં ડાર પાત ફૂલ ફૂલ,
અબ કહુ પાછે કયા રહા ગહિ પકડા જબ મૂલ. ૨૯૧

પ્રીતિ બડી હૈ તુજઝ સે બહુ ગુનિયાલા કંત,
જો હઁસ બોલૌં ઔર સે નીલ રંગાઓ દંત. ૨૯૨

કબિરા રેખ સિંદૂર અરુ કાજર દિયા ન જાય,
નૈનન પ્રીતમ રમિ રહા દૂજા કહાં સમાય. ૨૯૩

આઠ પહર ચૌસઠ ઘડી મેરે ઔર ન કોય,
નૈના માંહીં તૂ બસૈ નીંદ કો ઠૌર ન હોય. ૨૯૪

અબ તો ઐસી હ્વૈ પરી મન અતિ નિર્મલ કીન્હ,
મરને કા ભય છાંડિ કે હાથ સિંધોરા લીન્હ. ૨૯૫

સતી બિચારી સત કિયા કાંટોં સેજ બિછાય,
લે સૂતી પિય આપના ચહું દિસ અગિન લગાય. ૨૯૬

સતી ન પીસૈ પીસના જો પીસૈ સો રાંડ,
સાધૂ ભીખ ન માંગઈ જો માંગૈ સો ભાંડ. ૨૯૭

સેજ બિછાવે સુંદરી અંતર પરદા હોય,
તન સૌંપે મન દે નહીં સંત સુહાગિન સોય. ૨૯૮

## સતગુરુ

સતગુરુ સમ કો હૈ સગા સાધૂ સમ કો દાત,
હરિ સમાન કો હિત હૈ હરિજન સમ કો જાત. ૨૯૯

૨૯૦ જો આ એક (પ્રભુ)ને જ ના ઓળખ્યો તો પછી અનેકને ઓળખવાથી શું વળવાનું ? આ એકમાંથી જ અનેક સરજાય છે; કંઈ અનેકમાંથી એ એક સરજાતો નથી.

૨૯૧. સત્‌નો સંચાર થતાં એ (મૂળ) એકમાં જ ડાળ, પાન, ફૂલ, ફળ (સમગ્ર સંસાર) ખીલે છે. હવે કહો જોઈએ કે એક મૂળને જ દૃઢ રીતે પકડયું છે ત્યાં પછી બાકી શું રહ્યું ?

૨૯૨. અનેક ગુણવાળા પ્રિયતમ ! તમારા પર મને ભારે પ્રેમ છે. બીજા કોઈ સાથે જો હું હસીને વાત પણ કરું તો (એ ભૂલ માટે) મારા દાંત હું વાદળી રંગના રંગાવી દઈશ.

૨૯૩. કબીર કહે છે કે હવે તો (શણગાર માટે) સિંદૂર કે કાજળની રેખા પણ આ આંખોમાં સમાય એમ નથી. આ નયનોમાં તો મારો નાથ નિરંતર રમી રહ્યો છે, એટલે હવે એમાં બીજું કંઈપણ ક્યાંથી સમાય ?

૨૯૪ મારે તો આઠે પહોર ને ચોસઠ ઘડી બીજું કોઈ જ નથી. આ આંખો માંયે તું જ વસ્યો છે એટલે એમાં નીંદરડીને પણ જગા નથી રહી !

૨૯૫. (અખંડ પતિભક્તિથી) મનને ખૂબ નિર્મળ કરી દીધું છે અને હવે તો એવી દશા થઇ ગઈ છે કે મેં મરવાની બીક પણ મૂકી દીધી છે. હવે (સૌભાગ્ય સાથે જ મરવા માટે) સિંદૂરનો ડબો હાથમાં જ રાખ્યો છે.

૨૯૬. કાંટાઓમાં સેજ બિછાવીને બિચારી પતિવ્રતા સતી થઈ. એ પતિને સાથે લઈને ચારે બાજુ ચિતા ચેતાવીને તેમાં શાંતિથી પોઢી ગઈ ! (અનન્ય ભક્ત કષ્ટમય સંસારમાં યાતનાઓ વેઠી પ્રભુમાં લીન થાય છે.)

૨૯૭. સતી (પેટ માટે વેઠ કરવા) કોઈનાં દળણાં દળતી નથી. હલકટ નારી જ એવું કરે. સાધુ ભીખ માગતો નથી; ભીખ તો વેષધારી ભવાયો માગે. પ્રભુ જ સતી અને સાધુનું યોગક્ષેમ વહન કરે છે.

૨૯૮. સુંદરીએ સંસારની સેજ બિછાવી છે, પણ પોતાના અંતરમાં સંસારથી પડદો રાખ્યો છે. એ(સંસાર)ને શરીર સોંપી દે છે પણ (પ્રભુને અર્પેલું) મન કદી સોંપતી નથી. એ જ સુંદરી સંસાર સેવ્યા છતાં પ્રભુની અખંડ સૌભાગ્યવતી છે.

## સદ્‌ગુરુ

૨૯૯. સદ્‌ગુરુ જેવું બીજું કોણ છે ? સાધુ સમાન દાતા કોણ છે ? હરિ જેવું હિતકારી કોણ છે અને હરિના ભક્તજન સમાન કુલીન કોણ છે ?

ગુરુ ગોવિંદ દોઊ ખડે કાકે લાગાં પાય,
બલિહારી ગુરુ આપને ગોવિંદ દિયો બતાય. ૩૦૦

બલિહારી ગુરુ આપને ઘડિ ઘડિ સૌ સૌ બાર,
માનુષ સે દેવતા કિયા કરત ન લાગી બાર. ૩૦૧

સબ ધરતી કાગદ કરું લેખનિ સબ વનરાય,
સાત સમુંદ કી મસિ કરું ગુરુ ગુન લિખા ન જાય. ૩૦૨

તનમન તાકો દીજિયે જાકે વિષયા નાહિં,
આપા સબહીં ડારિ કૈ રાખે સાહેબ માહિં. ૩૦૩

તન મન દિયા તો કયા હુઆ નિજ મન દિયા ન જાય,
કહ કબીર તા દાસ સોં કૈસે મન પતિયાય. ૩૦૪

ગુરુ સિકલીગર કીજિયે મનહિં મસ્કલા દેય,
મન કી મૈલ છુડાઈ કૈ ચિત દરપન કરિ લેય. ૩૦૫

ગુરુ ધોબી સિષ કાપડા સાબુન સિરજન હાર.
સુરતિ સિલા પર ધોઈએ નિકસૈ જોતિ અપાર. ૩૦૬

ગુરુ કુમ્હાર સિષ કુંભ હૈ ગઢ ગઢ કાઢૈ ખોટ,
અન્તર હાથ સહાર દૈ બાહર બાહૈ ચોટ. ૩૦૭

કબિરા તે નર અંધ હૈં ગુરુ કો કહતે ઔર,
હરિ રૂઠૈ ગુરુ ઠૌર હૈ ગુરુ રૂઠૈ નાહિં ઠૌર. ૩૦૮

ગુરુ હૈ બડે ગોવિન્દ તેં મન મેં દેખુ વિચાર,
હરિ સુમિરૈ સો વાર હૈ ગુરુ સુમિરે સો પાર, ૩૦૯

ગુરુ પારસ ગુરુ પરસ હૈ ચંદન બાસ સુબાસ,
સતગુરુ પારસ જીવ કો દીન્હોં મુક્તિ નિવાસ. ૩૧૦

૩૦૦. ગુરુ ને ગોવિંદ બન્ને આ ઊભા છે તે કોને પગે લાગું ? ગુરુદેવ ! બલિહારી તો આપની જ છે. આપે જ મને ગોવિંદનાં દર્શન કરાવ્યાં !

૩૦૧. ગુરુદેવ ! બલિહારી છે તમારી ! મને સેંકડો વાર ટીપીટીપીને તમે મનુષ્યમાંથી દેવ બનાવ્યો છે. પણ તેમ કરતાં તમને કંઈ જ વાર નથી લાગી.

૩૦૨. અહો ! આખી આ ધરતીનો કાગળ બનાવું, બધીયે વૃક્ષાવલિની મોટી કલમ બનાવું અને સાત સાગરની શાહી ઘોળીને લખવા બેસું તોયે ગુરુ-દેવના ગુણનું વર્ણન નહીં થઈ શકે !

૩૦૩. તનમનનું સમર્પણ એવાને કરવું કે જેનું હૃદય સર્વ વિષયોથી મુક્ત છે અને જેણે પોતાનું સર્વ સ્વત્વ પ્રભુમાં જ સમાવી દીધેલું છે.

૩૦૪. કબીર કહે છે કે (ગુરુએ) મણ તત્ત્વ-જ્ઞાન આપ્યું તેથી શું વળ્યું ? જ્યાં સુધી સેવકે પોતાનું મન સમર્પણ કરી દીધું નથી ત્યાં સુધી તેના પર હૃદયથી વિશ્વાસ કેમ બેસે ?

૩૦૫. ગુરુ તો સરાણિયા જેવા છે એમ કહીએ એ આપણાં મનને ઘસીઘસીને ઊજળાં કરે છે અને એ રીતે મનની બધી મલિનતા કાઢી નાખીને દિલનું દર્પણ નિર્મલ કરી દે છે.

૩૦૬. ગુરુરૂપી ધોબી દ્વારા શિષ્યરૂપી વસ્ત્રને પ્રભુ (સ્મરણ) રૂપી સાબુ લઈને જો સુરતિરૂપી (આત્મધ્યાનની) શિલા પર ધોવાય તો (મલિનતારૂપી) બધા ફીણ નીકળી જાય.

૩૦૭ ગુરુ (ઘડવૈયો) કુંભાર છે અને શિષ્ય ઘડો છે. ગુરુ ટીપીટીપીને શિષ્યની ત્રુટિઓ દૂર કરે છે. ઘડો ઘડતી વખતે એ અંદરની બાજુ (હૃદયમાં) પોતાના હાથનો અખંડ સહારો આપે છે ને બહારની બાજુ ટપકા લગાવે છે.

૩૦૮. કબીર કહે છે કે ગુરુને જે લોકો પોતાના ન ગણી પારકા ગણે છે અને ગમે તેવું તેમના વિષે કહે છે તે લોકો આંધળા છે; કારણ કે જો ભગવાન કોપે તો પણ ગુરુનો આશ્રય મળે જ છે; પણ ગુરુદેવ કોપે તો તો બચવાનો કોઈ ઉપાય જ રહેતો નથી.

૩૦૯. મનમાં વિચારીને સમજી લો કે ગોવિંદ કરતાં ગુરુદેવ ખરેખર મહાન છે. હરિને સેવનાર તો દ્વારે જ ઊભો હોય છે. પણ ગુરુને સેવનાર તો પેલે પાર પહોંચી જાય છે.

૩૧૦. ગુરુ તો પારસમણિ છે. ગુરુનો પાવન સ્પર્શ ચંદન સમાન સુગન્ધિત અને શીતલ છે. સદ્‌ગુરુરૂપી પારસમણિ જ (જીવનનો પલટો કરીને) જીવને મુક્તિ-પદ આપે છે.

પંડિત પઢિ ગુન પચિ મુએ ગુરુ બિન મિલૈ ન જ્ઞાન,
જ્ઞાન બિના નહિં મુક્તિ હૈ સત્ત શબ્દ પરમાન. ૩૧૧

તીન લોક નૌ ખંડ મેં ગુરુ તે બડા ન કોઈ,
કરતા કર ન કરિ સકૈ ગુરુ કરૈ સો હોઈ. ૩૧૨

કબિરા હરિ કે રૂઠતે ગુરુ કે સરને જાય,
કહ કબીર ગુરુ રૂઠતે હરિ નહિં હોત સહાય. ૩૧૩

બસ્તુ કહીં ઢૂંઢૈ કહીં કેહિ બિધિ આવૈ હાથ,
કહ કબીર તબ પાઈયે ભેદી લીજે સાથ. ૩૧૪

યહ તન બિષ કી બેલરી ગુરુ અમૃત કી ખાન,
સીસ દિયે જો ગુરુ મિલેં તૌ ભી સસ્તા જાન. ૩૧૫

કોટિન ચંદા ઊગવેં સૂરજ કોટિ હજાર,
સતગુરુ મિલિયા બાહરે દીસત ઘોર અંધાર. ૩૧૬

સતગુરુ પારસ કે સિલા દેખો સોચ વિચાર,
આઈ પડોસિન લૈ ચલી દીયો દિયા સંવાર. ૩૧૭

ચૌંસઠ દીવા જોય કે ચૌદહ ચંદા માહિં,
તેહિ ઘર કિસકા ચાંદના જેહિ ઘર સતગુરુ નાહિં. ૩૧૮

તાકી પૂરી ક્યોં પર ગુરુ ન લખાઈ બાટ,
તાકો બેડા બૂડિહૈ ફિર ફિર અવઘટ ઘાટ ૩૧૯

## અસદ્ગુરુ

ગુરુ મિલા નાં સિષ મિલા લાલ ખેલા દાંવ,
દોઊ બૂડેં ધાર મેં ચઢિ પાથર કી નાવ. ૩૨૦

૩૧૧. પંડિત પોથાં ભણીગણીને ભલે ગુણો ગોખીને મરે, પણ ગુરુ વિના તો ખરું જ્ઞાન નહીં જ મળે. જ્ઞાન વિના મુક્તિ નથી. સદ્દગુરુનો શબ્દ (જ્ઞાન) એ જ ખરેખર પ્રમાણ છે.

૩૧૨ ત્રણે લોક અને નવખંડમાં ગુરુથી મોટુ કોઈ નથી. કિરતારનું કરેલું પણ ગુરુ વિના બીજું કોઈ અન્યથા કરી શકતુ નથી. સદ્દગુરુ જે કરે તે જ થાય છે.

૩૧૩. કબીર કહે છે કે ભગવાન કોપે તો ગુરુનું શરણ લઈને બચી શકાય. પણ ગુરુદેવ કોપે ત્યારે તો ખુદ ભગવાન પણ સહાય કરતા નથી.

૩૧૪. કબીર કહે છે કે વસ્તુ (આત્મતત્ત્વ) ક્યાં છે અને તું તેને શોધે છે ક્યાં? પછી તને એ કેવી રીતે મળી શકે? જ્યારે જાણકાર ભોમિયાને (ગુરુને) સાથે લેશો ત્યારે જ તે (આત્મજ્ઞાન) તમને મળશે.

૩૧૫. આ શરીર તો વિષની વેલ છે અને સદ્દગુરુ અમૃતની ખાણ છે. માથું આપતાં પણ જો તને સદ્દગુરુ મળી જાય તો તને એ સસ્તામાં મળી ગયા તેમ માનજે.

૩૧૬. લાખ લાખ ચંદ્રમા કે કોટિ કોટિ સૂરજનાં અજવાળાં થાય તો પણ સદ્દગુરુની પ્રાપ્તિ વિના (અજ્ઞાનથી) અંધારું જ લાગવાનું.

૩૧૭. જરા વિચાર તો કરી જો. સદ્દગુરુ (પરમાત્મા) તો પારસમણિ છે. (કાળરૂપી) પડોશણ (તું અજ્ઞાનના અંધારામાં રહીશ તો) તને ઉપાડી જશે, માટે સવેળા તારો (જ્ઞાનનો) દીવડો સંભાળી લે (અને પારસને સાચવી રાખ).

૩૧૮. તમે ઘરમાં ચોસઠ દીવડાની રોશની જુઓ કે ચૌદે ચંદ્રમા ચમકતા જુઓ તોયે જો ત્યાં (જીવનમાં) સદ્દગુરુ નથી તો કેવી રીતે અજવાળું હોઈ શકે?

૩૧૯. ગુરુએ (ઉપદેશ દઈ) જેને માર્ગ બતાવ્યો નથી તેની ઇચ્છા કેવી રીતે પૂર્ણ થાય? એવા નગુરાની જીવનનૌકા તો ખત્તા ખાતી ખરાબ ઘાટે અથડાઈને ડૂબવાની જ.

## અસદ્દગુરુ

૩૨૦. (સાચા) ગુરુ મળ્યા નથી અને પોતે સાચો શિષ્ય પણ નથી. એ લાલસાનો, માયાનો કપટદાવ ખેલવા બેઠા છે. (કોઈ તારનાર જ્ઞાની છે જ નહીં એટલે) પથ્થરની નૌકામાં બેઠેલા એ (અજ્ઞાની) ગુરુ–શિષ્ય બન્ને સંસારના પ્રવાહમાં જ ડૂબી મર્યા.

જાનંતા બૂઝા નહીં બૂઝિ કિયા નહિં ગૌન,
અંધે કો અંધા મિલ રાહ બતાવે કૌન. ૩૨૧

અંધે કો અંધા મિલ છૂટે કૌન ઉપાય,
કર સેવા નિરબંધ કી પલ મેં લેત છુડાય. ૩૨૨

બાત બનાઈ જગ ઠગા, મન પરમોધા નાહિં,
કહ કબીર મન લૈ ગયા લખ ચૌરાસી માહિં. ૩૨૩

નીર પિયાવત કા ફિરૈ, ઘર ઘર સાયર બારિ,
તૃષાવંત જો હોઇગા પીવૈગા ઝખમારિ. ૩૨૪

સિષ શાખા બહુતે કિયે સતગુરુ કિયા ન મિત્ત,
ચાલે થે સતલોક કો બીચહિં અટકા ચિત્ત. ૩૨૫

## સંતજન

સાધ બડે પરમારથી ઘન જ્યોં બરસૈ આય,
તપન બુઝાવૈં ઔર કી અપનો પારસ લાય. ૩૨૬

સિંહોં કે લેહૅંડે નહીં હંસોં કી નહી પાંત,
લાલોં કી નહીં બોરિયાં સાધ ન ચલૈ જમાત. ૩૨૭

સબ બન તો ચંદન નહીં સૂરા કા દલ નાહિં,
સબ સમુદ્ર મોતી નહીં યોં સાધૂ જગ માહિં. ૩૨૮

સાધ કહાવત કઠિન હૈ લંબા પેડ ખજૂર,
ચઢૈ તો ચાખૈ પ્રેમરસ ગિરૈ તો ચકનાચૂર. ૩૨૯

૩૨૧, જાણનારને પૂછ્યું નહીં અને પૂછીને તે પ્રમાણે (યોગ્યમાર્ગે) ગમન કર્યું નહીં. આંધળા (શિષ્ય)ને આંધળો (ગુરુ) મળ્યો પછી તો કોણ કોને રસ્તો બતાવે ?

૩૨૨. બંધનમાં પડેલાને તેના જેવો જ બંધાયેલો મળે તો એમાંથી કોઈથી પણ છુટાય જ કેવી રીતે ? તેથી હે જીવ ! પળવારમાં તને તારાં સર્વ બંધનથી મુકત કરી દે તેવા મુકત પુરુષ (સદ્ગુરુ)ની તું સેવા કર.

૩૨૩. કબીર કહે છે કે કેવળ વાતો જ કરીકરીને તેં આખા જગતને ઠગ્યું છે, પણ પોતાના જ મનને તેં જ્ઞાન આપીને પ્રભુપંથે દોર્યું નથી. એ અજ્ઞાનમાં રહેલું મન જ તને લખચોરાશીના ફેરામાં ઘસડી ગયું.

૩૨૪. હે અધર્મી, તું કયું (ઉપદેશનું) પાણી પાતો ફરે છે ? (ચૈતન્યરૂપ) મહાસાગરનું (અમૃતમય) જળ તો ઘેરઘેર (પ્રત્યેક દેહમાં) છે જ. જેને ખરેખરી તરસ લાગી હશે તે તો ઝખમારીને જાતે જ (અંતર્મુખ થઈને) તે પી લેશે.

૩૨૫. ચેલાઓ અને પંથની શાખાઓ તો બહુ વધાર્યાં, પણ (હૃદયથી) હજી સદ્ગુરુ પરમાત્માની મૈત્રી સાધી નથી. સત્યલોકમાં પ્રભુ પાસે પહોંચવા માટે પ્રયાણ તો આરંભ્યું, પણ ચંચળ ચિત્ત વચ્ચે જ સંસારમાં અટકી પડયું !

## સંતજન

૩૨૬. સંતજનો ભારે પરમાર્થી હોય છે. એ તો વાદળાંની જેમ આવીને વરસે છે અને પોતાના (દિવ્ય શકિતના) પારસમણિથી બીજાના ત્રિતાપ દૂર કરે છે અને શાંતિ આપે છે.

૩૨૭. સિંહનાં ટોળાં ન હોય અને હંસોની પંક્તિઓ ન હોય તેવી રીતે સંતજનો કોઇ વાડાબંધીમાં, જમાતમાં જીવતા નથી

૩૨૮. બધારે જંગલોમાં ચંદનનાં ઝાડ હોતા નથી; શૂરાઓનું ટોળું હોતું નથી. બધા દરિયાઓમાં મોતી પાકતાં નથી; તેવી જ રીતે જગતમાં બધે જ સત્પુરુષો મળતા નથી.

૩૨૯. પોતાને સાધુ કહેવડાવવું સહેલું નથી. એ તો ખજૂરના ઊંચા ઝાડ જેવું છે. એની છેક ઉપર ચઢી જાઓ (દ્રવ્ય સાધુતા સિદ્ધ કરો) તો પ્રેમરસ ચાખી શકો અને તેમ કરતાં પડી જાઓ (અજ્ઞાનથી જો પ્રલોભનમાં ગબડી પડો) તો ખેલ ખલાસ ! ચૂરેચૂરા !

ગાંઠી દામ ન બાંધઈ નહીં નારી સોં નેહ,
કહે કબીર તા સાધ કી હમ ચરનન કી ખેહ. ૩૩૦

બૃચ્છ કબહું નહિં ફલ ભખૈ નદી ન સચૈ નીર,
પરમારથ કે કારન સાધુન ધરા સરીર. ૩૩૧

સાધુ સાધુ સબહી બડે અપની અપની ઠૌર,
શબ્દ વિવેકી પારખી તે માથે કે મૌર, ૩૩૨

સાધુ સાધુ સબ એક હૈ જ્યોં પોસ્તે કા ખેત,
કોઈ વિવેકી લાલ હૈ નહીં સેત કા સેત. ૩૩૩

નિરાકાર કી આરસી સાધો હી કી દેહ,
લખા જો ચાહે અલખ કો ઈન હી મેં લખિ લેહ. ૩૩૪

કોઈ આવૈ ભાવ લે કોઈ આવ અભાવ,
સાધ દોઊ કો પોષતે ગિનૈં ન ભાવ અભાવ. ૩૩૫

નહિં શીતલ હૈ ચંદ્રમા હિમ નહિં શીતલ હોય,
કબિરા શીતલ સંતજન નામ સનેહી સોય. ૩૩૬

જાતિ ન પૂછો સાધ કી પૂછ લીજિયે જ્ઞાન,
મોલ કરો તરવાર કા પડા રહન દો મ્યાન. ૩૩૭

સંત ન છોડે સંતઈ કોટિક મિલૈ અસંત,
મલયા ભુવંગ હિ બેધિયા સીતલતા ન તજંત. ૩૩૮

સાધુ ઐસા ચાહિએ દુખૈ દુખાવૈ નાહિં,
પાન ફૂલ છેડે નહીં બસૈ બગીચા માહિં. ૩૩૯

સાધ સિદ્ધ બડ અંતરા જૈસે આમ બબૂલ,
વાકી ડારી અમી ફલ યાકી ડારી સૂલ. ૩૪૦

૩૩૦. કબીર કહે છે કે પૈસો પણ સંઘરીને ગાંઠે બાંધે નહીં અને નારી સાથે (વિકારી) પ્રેમ ન રાખે એવા સાધુજનના ચરણોની હું તો રજમાત્ર છું.

૩૩૧. વૃક્ષ કદી પણ પોતાનાં ફળ ખાતાં નથી અને વહેતી નદી પોતાનું પાણી સંઘરી રાખતી નથી. તેવી જ રીતે સાધુપુરુષ પણ પરોપકારને માટે જ શરીર ધારણ કરતા હોય છે.

૩૩૨. પોતપોતાને સ્થાને બધા જ સંતપુરુષો મહાન છે, પરંતુ જેમને સારાસારના વિવેકથી શબ્દબ્રહ્મનુ અનુભવ-જ્ઞાન થયેલું છે તેવા સંત તો માથાના મુગટ (મોડ) સમાન (શ્રેષ્ઠ) છે.

૩૩૩. ખેતરમાં ઊગેલાં બધાં (અફીણના) ડૂંડાં સરખા દેખાય તેમ બધાયે સાધુજન સરખા જ લાગે; પણ તેમાંથી કોઈક જ ખરા જ્ઞાની અને રત્ન જેવા લાલ હોય છે. બાકી બધા તો સફેદ ઠગ જેવા જ માનવા.

૩૩૪. સંતનું જીવન એ તો નિરાકાર પરમાત્માની સાકાર આરસી સમાન છે. જો અલખ (અદૃશ્ય) પ્રભુનાં પ્રત્યક્ષ દર્શન કરવાં હોય તો તું તેમાં જ નીરખી લે. (સંતદર્શન એટલે પ્રભુદર્શન).

૩૩૫. સંતજન પાસે કોઈ ભાવપૂર્વક આવે તો વળી કોઈ ભાવ વિના પણ આવે; તેમ છતાં એ તો ભાવ અભાવ જોયા વિના જ બન્નેને આશ્રય આપી પોષે છે. કારણ કે સંત સમદૃષ્ટિવાળા હોય છે.

૩૩૬. કબીર કહે છે કે ચંદ્રમા શીતળ નથી અને બરફ પણ શીતળ નથી. પ્રભુનામના પ્રેમી સંતજન જ (અંતરને શાંતિ દેનાર) શીતળ હોય છે.

૩૩૭. સંત પાસે જઈને એમની નાતજાત ન પૂછવી. તેમની પાસેથી (જિજ્ઞાસાપૂર્વક) જ્ઞાન જ મેળવી લેવું. આપણે મ્યાનનું (બાહ્ય આવરણનુ) શું કામ છે? એને પડતું મેલીને તલવારનો જ (આંતરિક મૂળ વસ્તુનો) સોદો કરી લેવો.

૩૩૮. ચંદનવૃક્ષને સાપ વીંટી વળે છે તો પણ તે પોતાની શીતળતા છોડતું નથી. તેવી જ રીતે કોટિ કોટિ દુર્જનોના સંગમાં પણ સંતજન પોતાની સાધુતા છોડતા નથી.

૩૩૯. સાધુ તો એવા હોવો જોઈએ કે જે પોતે દુઃખી થાય પણ કોઈનેય દૂભવે નહીં. તેઓ એક એવા બગીચામાં રહે છે જેના પાનખરમાં પણ પાન અને ફૂલ ખરતાં નથી.

૩૪૦. આંબા અને બાવળમાં જેમ ફેર છે તેમ સંતજન અને સિદ્ધજનમાં ફેર છે. એકના ડાળે અમૃતફળ છે તો બીજાની ડાળીએ શૂળ છે.

હરિ દરિયા સૂભર ભરા સાધો કા ઘટ સીપ,
તામેં મોતી નીપજૈ ચઢૈ દેસાવર દીપ. ૩૪૧

સાધૂ ભૂખા ભાવ કા ધન કા ભૂખા નાહિં,
ધન કા ભૂખા જો ફિરૈ સો તો સાધૂ નાહિં. ૩૪૨

સાધુ સમુંદર જાનિયે માહીં રતન ભરાંય,
મંદભાગ મૂઠી ભરૈ કર કંકર ચઢિ જાય. ૩૪૩

ચંદન કી કુટકી ભલી નહિં બબૂલ લખરાંવ,
સાધન કી ઝુપડી ભલી ના સાકટ કૈ ગાંવ. ૩૪૪

હરિ સેતી હરિજન બડે સમઝિ દેખુ મન માહિં,
કહ કબીર જગ હરિ બિખે સો હરિ હરિજન માહિં. ૩૪૫

જો ચાહૈ આકાર તૂ સાધૂ પરતછ દેવ,
નિરાકાર નિજ રૂપ હૈ પ્રેમ પ્રીતિ સે સેવ. ૩૪૬

પક્ષાપક્ષી કારણે સબ જગ રહા ભુલાન,
નિરપક્ષે હ્વૈ હરિ ભજૈં તેઈ સંત સુજાન. ૩૪૭

સમુઝિ બુઝિ જડ હ્વૈ રહે બલ તજિ નિર્બલ હોય,
કહ કબિર તા સંત કૈ પલા ન પકરૈ કોય. ૩૪૮

હદ ચલૈ સો માનવા બેહદ ચલૈ સો સાધ,
હદ બેહદ દોનોં તજૈ તાકૈ મતા અગાધ. ૩૪૯

સોના સજ્જન સાધુજન ટૂટિ જુરૈ સૌ બાર,
દુર્જન કુંભ કુમ્હાર કે એકૈ ધકા દરાર. ૩૫૦

જીવન્મુક્તૈ હ્વૈ રહૈ તજૈ ખલક કી આસ,
આગે પીછે હરિ ફિરૈ ક્યોં દુઃખ પાવૈ દાસ. ૩૫૧

૩૪૧. હરિરૂપ મહાસાગર સભર, ભરપૂર છે અને સંતજનોનું મન અને શરીર એમાં રહેલી છિપલી રૂપ છે. એમાં જ (બ્રહ્મજ્ઞાનનાં) મોતી પાકે છે જે પછી દેશદેશાવરમાં પહોંચે છે.

૩૪૨. સંત તો ભાવના ભૂખ્યા હોય છે. એ કંઈ ધનદોલતના ભૂખ્યા નથી. જે ધનના ભૂખ્યા અને ભટકતા હોય છે તે તો સંત જ નથી.

૩૪૩. સંત એટલે તો રત્નોથી ભરપૂર મહાસાગર! એમાંથી મૂઠી ભરનાર જો કમનસીબ હોય તો એના હાથમાં કાંકરા આવી પડે છે!

૩૪૪. કાંટાળાં બાવળનાં બાગ કરતાં ચંદનનો છોડ સારો. તેવી જ રીતે શક્તિનાં (શક્તિના તાંત્રિક ઉપાસકો) અથવા ધૂર્તનાં આખા ગામ કરતાં સંતની એક ઝૂંપડી (કલ્યાણકારી હોવાથી) વધારે સારી જાણવી.

૩૪૫. કબીર કહે છે કે મનમાં વિચારી જોઈને સમજી લો કે હરિ કરતાંયે હરિના જન વધારે મહાન છે. જે હરિ જગતમાં વ્યાપકરૂપે વિખરાઈ જઈને વસેલો છે તે જ હરિ (ઘનીભૂત થઈને) હરિજનનાં (સંતનાં) રોમેરોમમાં રહેલો છે.

૩૪૬. જો તારે સાકાર રૂપે પ્રભુ જોઈતા હોય, તો સાધુસંતોને સેવ. એ પ્રત્યક્ષ દેવ જ છે. નિરાકાર પરમાત્માનું પોતાનું જ એ પ્રકટ સ્વરૂપ છે; તેથી તું એની પ્રેમ-ભક્તિપૂર્વક સેવા કર.

૩૪૭. પક્ષાપક્ષીને લીધે જ આખી દુનિયા ભ્રમના ભુલાવામાં પડેલી છે. જે પક્ષાપક્ષીથી પર થઈને (સમદષ્ટિ રાખીને) પ્રભુ ભજે છે તે જ સુજ્ઞ સંતજન છે.

૩૪૮. જાણીબુઝીને (જ્ઞાની હોવા છતાં) જે જડ જેવા થઈને રહે અને આત્મબળ પ્રાપ્ત હોવા છતાં જે તે છોડીને દુર્બળ થઈને રહે, તેવા (દેખાવે) જડ અને દુર્બળ સંતને શરણે કોઈ લોકો જતા નથી.

૩૪૯. હદમાં ચાલે (સીમાબદ્ધ રહે) તે મનુષ્ય અને બેહદ (અનંતના અસીમ) પ્રદેશમાં વિહાર કરે તે સંત. પરંતુ હદ-બેહદના ભેદથી પરના પ્રદેશમાં વિહરનારની જ્ઞાન-પ્રતિભા તો અગાધ હોય છે.

૩૫૦. સજ્જન અને સંત તો સોના જેવા છે જે સો વાર તૂટે તોય પાછા સાંધી (મેળવી) શકાય. કોઈ ભૂલને લીધે તેમની સાથે આપણો સમ્બન્ધ તૂટે તોય પાછો જોડાઈ જાય છે. પણ દુર્જન તો કુંભારના (કાચી માટીના) ઘડા જેવા છે જેમાં એક જ ધપ્પામાં તડ પડી જાય. તેમની સમ્બન્ધ ક્ષણિક હોય છે.

૩૫૧. જે દુનિયાની આશા છોડીને જીવનમુક્ત થઈને જ રહે તથા જેની આગળ ને પાછળ પ્રભુ પોતે જ રખવાળું કરતો ફરતો હોય એવા પ્રભુના દાસને દુઃખ પડે જ કેમ?

## અસજજન

સંગતિ ભઈ તો ક્યા ભયા હિરદા ભયા કઠોર,
નૌ નેજા પાની ચઢૈ તઊ ન ભીજૈ કોર. ૩૫૨

હરિયા જાનૈ રૂખડા જો પાની કા નેહ,
સૂખા કાઠ ન જાનઈ કેતહુ બૂડા મેહ. ૩૫૩

કબિરા મૂઢક પ્રાનિયાં નખસિખ પાખર આહિ,
બાહનહારા ક્યા કરૈ બાન ન લાગે તાહિ. ૩૫૪

પસુવા સોં પાલા પર્યો રહુ રહુ હિયા ન ખીજ,
ઊસર બીજ ન ઊગસી ઘાલે દૂના બીજ. ૩૫૫

કબિરા ચંદન કે નિકટ નીમ ભી ચંદન હોય,
બૂડે બાંસ બડાઈયા યોં જનિ બૂડો કોય. ૩૫૬

ચાલ બકુલ કી ચલત હૈ બહુરિ કહાવૈ હંસ,
તે મુક્તા કૈસે ચુગે પરૈ કાલ કે ફંસ. ૩૫૭

સાધુ ભયા તો ક્યા હુઆ માલા પહિરિ ચાર,
બાહર ભેસ બનાઈયા ભીતર ભરી ભંગાર. ૩૫૮

માલા તિલક લગાઈ કે ભક્તિ ન આઈ હાથ,
દાઢી મૂંછ મુડાઈ કે ચલે દુની કે સાથ. ૩૫૯

દાઢી મૂંછ મુડાઈ કે હુઆ ઘોટમઘોટ,
મન કો ક્યોં નહિં મૂડીએ જામે ભરિયા ખોટ. ૩૬૦

મૂંડ મુંડાયે હરિ મિલૈં સબ કોઈ લેહિ મુંડાય,
બારબાર કે મૂંડને ભેડ ન વકુંઠ જાય. ૩૬૧

## અસજ્જન

૩૫૨. (દુર્જનનું) કાળજું એવું કઠોર થઈ ગયું હોય છે કે એને સારી સંગત થાય તોયે શું ? એ તો પથ્થર પર પાણીના ધોધ જેવું છે. નવ વાંસડા જેટલું પાણી તેના પર ચઢી જાય તોય કાળજાની કોર પણ પલળતી નથી.

૩૫૩. પાણીનો પ્રેમસંબંધ હોવાને લીધે હરિયાળાં ઝાડ પાણીની મહત્તા જાણે છે, પણ ગમે તેટલા પાણીમાં તરબોળ થયા હોય તોયે સૂકા (ભાવનારહિત) લાકડાને વરસાદની (આર્દ્ર ભાવની) ગમ પડતી નથી.

૩૫૪. કબીર કહે છે કે દુર્જનો તો નખ–શિખ લોઢાની ઝૂલ પહેરેલ પ્રાણી જેવા છે. એમને (અંદર) તો કોઈ (ઉપદેશનું) તીર લાગતું જ નથી. એટલે પછી તીર મારનાર (માર્ગદર્શક ગુરુ) શું કરે ?

૩૫૫. આ તો (દુર્જનરૂપી) પશુને પલ્લે પડવાનું થયું છે એટલે હે હૃદય ! તું રહી રહીને આમ વ્યાકુળ ના થઈશ. જમીન જ ખારી હોય એટલે પછી એમાં બમણાં બીજ વાવો તોયે તે ઊગવાનાં તો નહિ જ !

૩૫૬. કબીર કહે છે કે ચંદન (સંત)ની સોબતથી તો કદાચ લીમડો (દુર્જન) પણ ચંદન બની જાય. પણ અભિમાનમાં અક્કડ રહેતો ઊંચો વાંસ ડૂબી જાય છે; માટે રખે કોઈ એવી રીતે બડાશમાં ડૂબી જતા !

૩૫૭. તું ચાલ તો બગલાની (કપટી) ચાલે છે ને વળી પાક્કો પોતાને હંસ (સંત) કહેવડાવે છે ? પણ બગલાથી હંસો વચ્ચે મોતીનો ચારો કેની રીતે ચરાય ? એને તો (દંભ ખુલ્લો થતાં) મરવું જ પડે છે.

૩૫૮. ચાર માળા ડોકમાં ઘાલીને સાધુ બની બેઠા તેથી શું વળ્યું ? આમ બહારથી તો સાધુનો વેશ કાઢ્યો છે પણ અંતરમાં તો દુર્ગુણોનો ભંગાર ભરેલો છે !

૩૫૯. માળા ને તિલક (બાહ્ય ચિહ્નો) ધારણ કરવાથી ભક્તિ પ્રાપ્ત થતી નથી. (સંન્યાસીની જેમ) દાઢી ને મૂછ મૂંડાવવા છતાંયે એવા (વેશધારીઓ) તો દુનિયાની રીતે જ (આસક્તિમય) જીવન ગાળતા હોય છે !

૩૬૦. દાઢી ને મૂછ મૂંડાવીને તું મોઢે સાવ સફાચટ થઈ ગયો ખરો, પણ તું અસત્ય અને અજ્ઞાનથી ભરપૂર એવા આ મનને જ શા માટે મૂંડીને સ્વચ્છ કરતો નથી ?

૩૬૧. એમ માથું મૂંડાવ્યાથી પ્રભુ મળતા હોય તો બધા જ માથું મૂંડાવી લે. કેટલીયે વાર કેશ મૂંડાવનાર ઘેટું કંઈ વૈકુંઠ પામતું નથી !

કેસન કહા બિગારિયા જો મૂંડો સૌ બાર,
મન કો કયોં નહિં મૂંડિયે જામેં વિષય વિકાર. ૩૬૨

બાંબી કૂટે બાવરે સાંપ ન મારા જાય,
મૂરખ બાંબી ના ડસે સર્પ સબન કો ખાય. ૩૬૩

જો વિભૂતિ સાધુન તજી તેહિ વિભૂતિ લપટાય,
જોન બવન કરિ ડારિયા સ્વાન સ્વાદ કરી ખાય. ૩૬૪

હમ જાના તુમ મગન હૌ રહે પ્રેમરસ પાગિ,
રંચક પવન કે લાગતે ઊઠે નાગ સે જાગિ. ૩૬૫

સજ્જન તો દુર્જન ભયા સુનિ કાહુ કૌ બોલ,
કાસા તાંબા હ્વૈ રહા નહિં હિરણ્ય કા મોલ. ૩૬૬

લોહે કેરી નાવરી પાહન ગરુઆ ભાર,
સિર મેં વિષ કી મોટરી ઉતરન ચાહે પર. ૩૬૭

સકલૌં દુરમતિ દૂરિ કરુ અચ્છા જનમ બનાઉ,
કાગગવન બુધિ છોડિ દે હંસગવન ચલિ આઉ. ૩૬૮

ચંદન સર્પ લપેટિયા ચંદન કાહે કરાય,
રોમ રોમ વિષ ભીનિયા અમૃત કહાં સમાય. ૩૬૯

મલયાગિરિ કે બાસ મેં બેધા ઢાક પલાસ,
બેના કબહું ન બેધિયા જુગજુગ રહિયા પાસ. ૩૭૦

જહર જિમીં દે રોપિયા અમીં સીચેં સૌ બર,
કબિરા અલકૈ ના તજૈ જામેં જોન બિચાર. ૩૭૧

૩૬૨. આ કેશે શું બગાડયું છે કે એમ ને આમ સેંકડો વાર મૂંડી નાખવા ? ભરપૂર વિષય વિકારોથી વિકૃત થઈ ગયેલા આ મનને જ (સ્વચ્છ કરવા) શા માટે નહીં મૂંડવું ?

૩૬૩. અરે બાવરા ! રાફડાને ટીપવાથી અંદર બેઠેલો સાપ મરતો નથી. મૂર્ખ ! એ રાફડો કંઈ કરડતો નથી; એની અંદર ભરાઈ રહેલો સાપ જ બધાને ખાઈ જાય છે.

૩૬૪. જે દુન્યવી માયા મોહને ભસ્મ સમજીને સાધુસ તોએ ત્યજી દીધાં હોય છે તે જ તુ તારે અંગે લપેટે છે ! આ તો ઊલટી કરી નાખેલું અન્ન કૂતરો લહેજતથી ચાટી જાય તેવું કહેવાય !

૩૬૫ અમને તો એમ થયું કે તુ ધ્યાનમાં તલ્લીન થઈને પ્રભુ-પ્રેમમાં તરબોળ થઈ ગયો છે ! પણ આ તો જરાક (પ્રતિકૂળતાનો) પવન લાગતાં જ તું તો (ક્રોધથી) નાગની જેમ ઝેરી ફૂંફાડો મારી જાગી ઊઠયો !

૩૬૬. સજ્જન જો કોઈકનાં વેણુ સાભળીને દુર્જન થઈ જાય તો એનું મૂલ્ય શુદ્ધ સુવર્ણ જેટલું નહીં, પરન્તુ કાંસા અને તાંબા જેટલું જ (ઊતરતી કોટિનું) સમજવું.

૩૬૭. (જીવન) લોખંડની નાવ કરી છે, તેમાં વળી ભારે પથરા (વિકારોના) ભર્યા છે, માથે ઝેરની (દુર્ગુણ અને દુષ્ટકર્મની) પોટલી લઈને તું (ભવ સાગરની) પાર ઊતરવા માગે છે ?

૩૬૮. બધી કુબુદ્ધિને કાઢી નાખીને તારા જીવતરને સુંદર બનાવી દે. કાગડાની રીતે (મલિનતામાં) ચાલવાની કુમતિ મૂકી દઈને હંસ (સજ્જન સંત)ની ચાલે ચાલ્યો આવ

૩૬૯. ચંદન વૃક્ષ (શુદ્ધ માનવ જીવ)ને સાપ (પાપ) વીંટાઈ વળ્યો છે; તોય એ ચંદન વૃક્ષનું શું કરી શકે ? તારા તો રોમેરોમમાં ઝેર ભરાએલું છે; પછી તેમાં અમૃત (જ્ઞાન) ક્યાંથી સમાઈ શકે ?

૩૭૦. મલયગિરિમાં સુખડની સોબતથી ખાખરાનું ઝાડ પલટાઈને સુગંધિત થઈ જાય છે. પણ વાંસનું ઝાડ (દુર્જન) જુગના જુગ ચંદન સાથે રહે છે તોયે તેમાં ફેર પડતો નથી. સજ્જનોના સંપર્કથી પણ ખરા દુર્જન બદલાતા નથી.

૩૭૧. કબીર કહે છે કે ઝેરનાં બીજ જમીનમાં રોપીને પછી એની ઉપર સેંકડો વાર અમૃતનું સિંચન કરે તેથી શું વળે ? આ સંસારમાં જેનામાં જે વિચાર (સ્વભાવ બીજ રૂપે) હોય છે તે કોઈ છોડતું નથી.

ગુરુ બિચારા ક્યા કરૈ શિષ્ય હી મેં હૈ ચૂક,
શબ્દબાણુ બેધે નહીં બાંસ બજાવે ફૂંક. ૩૭૨

## સત્સંગ

કબિરા સંગત સાધ કી હરૈ ઔર કી વ્યાધિ,
સંગત બૂરી અસાધ કી આઠોં પહર ઉપાધિ. ૩૭૩

કબિરા સંગત સાધુ કી જૌ કી ભૂસી ખાય,
ખીર ખાંડ ભોજન મિલ સાકટ સંગ ન જાય. ૩૭૪

કબિરા સંગત સાધુ કી જ્યોં ગંધી કા બાસ,
જો કછુ ગંધી દે નહીં તો ભી બાસ સુબાસ. ૩૭૫

મથુરા ભાવૈં દ્વારિકા ભાવ જા જગનાથ,
સાધ સંગતિ હરિ ભજન બિનુ કછુ ન આવૈ હાથ. ૩૭૬

તે દિન ગએ અકારથી સંગતિ ભઈ ન સંત,
પ્રેમ બિના પશુ જીવના ભક્તિ બિના ભગવંત. ૩૭૭

કબિરા મન પંછી ભયા ભાવૈ તહંવા જાય,
જો જૈસી સંગતિ કરૈ સો તૈસા ફલ ખાય. ૩૭૮

કબિરા ખાંઈ કોટ કી પાની પિયૈ ન કોય,
જાય મિલે જબ ગંગ સે સબ ગંગોદક હોય. ૩૭૯

## કુસંગ

જાનિ બૂઝિ સાંચી તજૈ કર ઝૂઠી સો નેહ,
તાકી સંગતિ હે પ્રભુ સપને હુ મતિ દેહ. ૩૮૦

તોહિં પીર જો પ્રેમ કી પાકા સેંતી ખેલ,
કાંચી સરસોં પેરિ કે ખલી ભયા ના તેલ. ૩૮૧

૩૭૨. ગુરુ બિચારા શું કરે ? શિષ્યમાં જ દોષ છે. તે પોતે જ (જ્ઞાનરૂપી) શબ્દ બાણથી પોતાના હૃદયને વીંધવા દેતો નથી. જેમ પોલા વાંસમાં ફૂંક કાણાંઓની આરપાર નીકળી જાય છે તેમ જડ શિષ્યને પ્રબોધેલો ઉપદેશ વ્યર્થ જાય છે. (તપ અને સાધના વિના બ્રહ્મનાં જ્ઞાન અને આનંદનું મધુર સંગીત જીવનમાં પ્રકટતું નથી.)

## સત્સંગ

૩૭૩. કબીર કહે છે કે સંતનો સંગ બીજાના દુઃખનું નિવારણ કરે છે પણ દુર્જનનો સંગ તો એવો ખરાબ હોય છે કે તે આઠે પહોર ઉપાધિ જ કરાવે છે.

૩૭૪. કબીર કહે છે કે જવનું થૂલું ખાવાનું મળે તોયે સંતનો સંગ જ સારો, પણ ખીર સાકરવાળાં મિષ્ટાન્ન ભોજન મળે તોયે શાકતોના સંગમાં જવું નહીં.

૩૭૫. કબીર કહે છે કે સંતનો સંગ તો અત્તર વેચનારની સોબત જેવો છે. એ અત્તરવાળો આપણને કંઈ જ ના આપે તો પણ માત્ર એની પાસે રહેવાથી જ આપણે મઘમઘી ઊઠીએ છીએ.

૩૭૬. ચાહે તો મથુરા ને દ્વારકાનાં તીર્થધામ ફરો કે જગન્નાથની જાત્રાએ જાઓ; પણ સંતનો સમાગમ અને હરિ ભજન વગર કશુંયે (પુણ્ય) હાથમાં નહીં આવે. (પ્રભુપ્રાપ્તિ માટે આવશ્યક આંતરિક પવિત્રતા સત્સંગથી જ મળે).

૩૭૭. સંતનો સમાગમ ના સેવ્યો હોય તેવા (જિંદગીના) દિવસ ફોગટ જ ગયા એમ સમજવું. ભગવાનની ભક્તિ અને પ્રેમ વિનાનું જીવન પશુ સમાન છે.

૩૭૮. કબીર કહે છે કે આ મન તો પંખી જેવું થઈ ગયું છે. એ તો એને જ્યાં ગમે ત્યાં જઈ શકે છે. જે જેવો સંગ સેવે છે, તેવું જ તે ફળ પામે છે. (મનની સત્સંગમાં રુચિ જરૂરી છે.)

૩૭૯. કબીર કહે છે કે કિલ્લાની (મલિનતા ભરી) ખાઈનું પાણી કોઈ પીતું નથી, પરંતુ એ જ પ્રવાહ (પતિત પાવની) ગંગામાં મળી જાય છે ત્યારે તો બધું જ પવિત્ર ગંગાજળ બની જાય છે. (સત્સંગ જીવનને નિર્મળ કરે છે.)

## કુસંગ

૩૮૦. હે પ્રભુ ! જાણીબુઝીને જ સાચાનો સંગ છોડીને જૂઠા સાથે સ્નેહ રાખે છે, તેવાનો સંગ મને સ્વપ્નમાં પણ ના આપીશ

૩૮૧. તને જો પ્રેમ ભક્તિની પ્રભુપ્રાપ્તિ માટે ચટપટી લાગી છે તો તું પાકા (પરિપક્વ જ્ઞાની સંત)નો સંગ સેવ્યાં કર. કાચા સરસવ (અધકચરા સાધુ) પીલવાથી તેનો ખોળ નહીં થાય અને તેમાંથી તેલ (જ્ઞાન) તો નહીં જ મળે.

દાગ જો લાગા નીલ કા, સૌ મંન સાબુન ધોય.
કોટિ જતન પરબોધિયે કાગા હંસ ન હોય. ૩૮૨

મારી મરે કુસંગ કી કેરા કે ઢિગ બેર,
વહ હાલે વહ અંગ ચિરૈ બિધિ ને સંગ નિવેર. ૩૮૩

કેરા તબહિ ન ચેતિયા જબ ઢિગ લાગી બેરિ,
અબ કે ચેતે કયા ભયા કાંટન લીન્હોં ઘેરિ. ૩૮૪

## સેવક ઔર દાસ

દ્વાર ધની કે પડી રહે ધકા ધની કા ખાય,
કબહુંક ધની નિવાજઈ જો દર છાંડિ ન જાય. ૩૮૫

દાસાતન હિરદે નહીં નામ ધરાવે દાસ,
પાની કે પીયે બિના કૈસે મિટે પિયાસ. ૩૮૬

ભુક્તિ મુક્તિ માંગૌં નહીં ભક્તિ દાન દે મોહિં,
ઔર કોઈ યાચૌં નહીં નિસદિન યાચૌં તોહિં. ૩૮૭

કાજર કેરી કોઠરી અસા યહ સંસાર,
બલિહારી વા દાસ કી પૈઠિ કે નિકસન-હાર. ૩૮૮

અનરાતે સુખ સોવના રાતે નીંદ ન આય,
જ્યોં જલ છૂટે માછરી તલફત રૈન બિહાય. ૩૮૯

જા ઘટ મેં સાંઈ બસે સો ક્યોં છાના હોય,
જતન જતન કરિ દાબિયે તૌ ઉજિયાલા સોય. ૩૯૦

૩૮૨. અરે આ તો એવી ગળીનો ડાઘ (કુસંગનું કલંક) પડેલો છે કે સો મણ સાબુથી બાહ્ય ઉપાયોથી પણ નહીં ધોવાય. કોટિ ઉપાય કે ઉપદેશ કરો તોયે કાગડાનો હંસ નહીં બની શકે.

૩૮૩. કેળની પાસે (સજ્જનોમાં) એક કાંટાળી બોરડી (દુર્જન) ઊગી નીકળી છે. તેની ખરાબ સોબતને લીધે કેળ હેરાન હેરાન થઈ ગઈ છે. કેળ હાલે છે તો બોરડીના કાંટાથી એનું અંગેઅંગ ચિરાઈ જાય છે. એ જ રીતે વિધાતાએ એમની અનોખી સોબત ગોઠવી છે!

૩૮૪. પોતાની પાસે બોરડી ઊગવા માંડી ત્યારે કેળ ચેતી નહીં. હવે તો એના કાંટા બધી બાજુથી ઘેરી વળ્યા છે એટલે મોડા મોડા ચેત્યાથી શું વળે? (દુર્ગુણ ને પાપવૃત્તિને મૂળથી જ ડામવાં જોઈએ).

## સેવક અને દાસ

૩૮૫. માલિકને બારણે પડ્યો રહે, માલિકના ધક્કા ખાતો રહે અને જો માલિકના દ્વાર છોડે નહીં. તો કોઈક દહાડો તો માલિક પ્રસન્ન થઈને જરૂર દયા કરશે જ ને!

૩૮૬. નામે દાસ કહેવડાવવું છે અને હૃદયમાં સાચો દાસભાવ (ભક્તિ) તો છે નહીં! પાણી પીધા વિના તરસ કેવી રીતે છીપે? (ભક્તિ વિના તૃષ્ણા ટળે નહીં.)

૩૮૭. હે પ્રભુ! હું ભોગ કે મોક્ષ માગતો નથી. બીજા કોઈ પાસે નહીં પણ તમારી જ પાસે હું રાતદિવસ આટલું જ માગું છું કે મને ભક્તિદાન દો.

૩૮૮. આ સંસાર તો કાજળની કોટડી જેવો છે. એમાં પ્રવેશીને જે (નિર્લેપ રહી) બહાર નીકળી આવે તેવા પ્રભુ-ભક્તની તો બલિહારી છે.

૩૮૯. રાત ન હોય ત્યારે સુખેથી સૂએ (જગત જે વિશે જાગ્રત હોય તેમાં બેપરવા રહે) પણ રાતે (જગત જે વિષે બેપરવા છે તે પ્રભુપ્રાપ્તિ માટે) ઊંઘ વિના જાગે. પાણીમાંથી કાઢેલી માછલીની જેમ તરફડિયાં મારતાં આખી રાત વિતાવે છે. (યા નિશા સર્વ ભૂતાનામ્ તસ્યાં જાગર્તિ સંયમી. ગીતા અ. ૨-૬૯).

૩૯૦. જે શરીર પ્રભુના ધામ રૂપ થઈ ગયું છે તે કંઈ છાનું રહી શકે? ગમે એટલી મહેનત કરીને એ છુપાવવા પ્રયત્ન કરો તોયે એનાં અજવાળાં તો પથરાવાનાં જ!

સબ ઘટ મેરા સાંઈયા સૂની સેજ ન કોય,
બલિહારી વા દાસ કી જા ઘટ પરગટ હોય. ૩૯૧

## ભેષ

તત્ત્વ તિલક માથે દિયા સુરતિ સરવની કાન,
કરની કંઠી કંઠ મેં પરસા પદ નિર્વાન. ૩૯૨

મન માલા તન મેખલા ભય કી કર ભભૂત,
અલખ મિલા સબ દેખતા સો જોગી અવધૂત. ૩૯૩

તન કો જોગી સબ કર મન કો બિરલા કોય,
સહજૈ સબ બિધિ પાઈયે જો મન જોગી હોય. ૩૯૪

હમ તો જોગી મનહિં કે તન કે હૈ તે ઔર,
મન કા જોગ લગાવતે દસા ભઈ કછુ ઔર. ૩૯૫

## ચેતાવની

કબિરા ગર્વ ન કીજિયે કાલ ગહે કર કેસ,
ના જાનૌં કિત મારિ હૈં ક્યા ઘર ક્યા પરદેસ. ૩૯૬

ઝૂંઠે સુખ કો સુખ કહૈ માનત હૈ મન મોહ,
જગત ચબેના કાલ કા કુછ મુખ મેં કુછ ગોદ. ૩૯૭

કુસલ કુસલ હી પૂછતે જગ મેં રહા ન કોય,
જરા મુઈ ના ભય મુઆ કુસલ કહાં સે હોય. ૩૯૮

પાની કેરા બુદબુદા અસ માનુષ કી જાત,
દેખત હી છિપ જાયગા જ્યોં તારા પરભાત. ૩૯૯

૩૯૧. મારો સાંઈ (ભગવાન) તો ઘટઘટમાં (પ્રત્યેક દેહમાં) પોઢેલો જ છે. કોઈ (જીવન) સેજ એણે સૂની નથી રાખી. પણ જેના જીવનમાં એ (જાગીને) પ્રગટ થાય છે, એવા પ્રભુના દાસની તો બલિહારી જ છે.

## ભેખ

૩૯૨. જેણે નિર્વાણના પરમપદનો (બ્રાહ્મી સ્થિતિનો) પાવન સ્પર્શ કર્યો છે તેના લલાટમાં (ચૈતન્ય તત્ત્વનું) જ્યોતિર્મય તિલક હોય છે, કાનમાં બ્રહ્મજ્ઞાન-ધ્યાનનાં કુંડળ હોય છે અને કંઠમાં સત્કર્મની દિવ્ય કંઠી હોય છે.

૩૯૩. મનની માળા અને તનનો કંદોરો કરીને જેણે ભયને ભસ્મ કરીને તેની ભભૂતિ અંગેઅંગ લગાવી હોય અને સર્વમાં જેને અલખ પરમાત્માનાં દર્શન લાધ્યાં હોય એ જ સાચો અવધૂત યોગી છે.

૩૯૪. શરીરને તો બધાયે (વેષ ધારણ કરીને) યોગી બનાવે છે, પણ કોઈ વિરલા જ (સાધના કરીને) મનને યોગી બનાવતા હોય છે. જો સાચી રીતે મન યોગી થયું હોય તો સંપૂર્ણ રીતે સહજ અવસ્થાની (બ્રહ્મજ્ઞાનીની સ્થિતિ) પ્રાપ્તિ થાય છે.

૩૯૫. આપણે તો મનના જ યોગી છીએ, તનના હોય તે તો બીજા આ મનનો યોગ સાધતાં સાધતાં તો કંઈ ઓર જ સ્થિતિ થઈ જાય છે. (બિન્દુનો સિન્ધુ થઈ જાય છે!)

## ચેતવણી

૩૯૬ કબીર કહે છે કે કશાનુયે અભિમાન ના કરીએ. કાળે જીવનો ચોટલો હાથમાં પકડેલો જ છે ઘરમાં કે પછી પરદેશમાં, એ ઝાપટ મારીને ક્યારે એનો કોળિયો કરી જશે તેની કશી જ ખબર નથી!

૩૯૭. મિથ્યા સુખને (ભ્રમને લીધે) સાચું સુખ માનીને તું મનમાં મલકાય છે, પણ યાદ રાખ કે કાળ 'તો બેઠો બેઠો આખા જગતનું ચવાણું કરીને તે ફાકી રહ્યો છે; એમાં ફેર એટલો જ કે કોઈ એના મોમાં છે તો કોઈક એના ખોળામાં છે!

૩૯૮. કુશળ છો એમ પૂછ્યા કરનારા કોઈ આ જગતમાં કુશળ રહ્યા નથી! અહીં ઘડપણનો નાશ થયો નથી ને મૃત્યુનો ભય ટળ્યો નથી પછી કોઈનેયે કુશળ (સુખ) ક્યાંથી હોય?

૩૯૯. આ મનુષ્યનું જીવન તો પાણીના પરપોટા જેવું છે. પરોઢિયાના તારાની જેમ એ તો જોત જોતામાં જ અદૃશ્ય થઈ જાય છે.

રાત ગવાંઈ સોય કર, દિવસ ગઁવાયા ખાય,
હીરા જનમ અમોલ થા કૌડી બદલે જાય. ૪૦૦

આછે દિન પાછે ગયે ગુરુ સે કિયા ન હેત,
અબ પછતાવા ક્યા કરૈ ચિડિયાં ચુગ ગઈ ખેત. ૪૦૧

કાલ કર સો આજ કર આજ કરૈ સો અબ્બ,
પલ મેં પરલૈ હોયગી બહુરિ કરેગા કબ્બ. ૪૦૨

પાવ પલક કી સુધિ નહીં કરૈ કાલ્હ કા સાજ,
કાલ અચાનક મારસી જ્યોં તીતર કો બાજ. ૪૦૩

કબિરા નૌબત આપની દિન દસ લેહુ બજાય,
યહ પુર પટ્ટન યહ ગલી બહુરિ ન દેખો આય. ૪૦૪

પાંચોં નૌબત બાજતી હોત છતીસોં રાગ,
સો મંદિર ખાલી પડા બૈઠન લાગે કાગ. ૪૦૫

ઊજડ ખેડે ઠીકરી ગઢિ ગઢિ ગયે કુમ્હાર,
રાવન સરિખા ચલ ગયા લંકા કા સરદાર. ૪૦૬

કબિરા ગર્વ ન કીજિયે અસ જોબન કી આસ,
ટેસૂ ફૂલા દિવસ દસ ખંખર ભયા પલાસ. ૪૦૭

કબિરા ગર્વ ન કીજિયે ઊંચા દેખ અવાસ,
કાલ્હ પરોં ભુંઈ લેટના ઊપર જમસી ઘાસ. ૪૦૮

ઐસા યહ સંસાર હૈ જૈસા સેમર ફૂલ,
દિન દસ કે બ્યોહાર મેં જૂઠે રંગ ન ભૂલ. ૪૦૯

માટી કહૈ કુમ્હાર કો તૂ ક્યા રૂંદે મોહિં,
ઇક દિન ઐસા હોયગા મૈં રૂંદૂંગી તોહિં. ૪૧૦

૪૦૦. રાત સૂવામાં બગાડી અને દિવસ ખાવામાં (ભોગમય પ્રવૃત્તિમાં) બગાડ્યા. આ માનવ જન્મ તો અમૂલ્ય હીરા જેવો છે. એ પામવા છતાં તું એને કોડીને મૂલે ગુમાવી રહ્યો છે!

૪૦૧. જીવનનો (આત્મસાધના માટેનો) ઉત્તમ સમય તો વહી ગયો. તેમ છતાં તેં હજી સદ્ગુરુ સાથે પ્રેમસંબંધ તો બાંધ્યો નથી! હવે તો આખું (જીવનરૂપી) ખેતર ચકલાં (ચંચલ વૃત્તિઓ) એ સાફ કરી નાખ્યું છે. એટલે પસ્તાવો કર્યાથી શું વળે?

૪૦૨. કાલે કરવાનું હોય તે આજે કરી લે અને આજે કરવાનું હોય તે અબઘડી જ કરી લે, કારણ કે પળવારમાં પ્રલય પણ થઈ જાય! પછી તું ક્યારે કરી શકશે?

૪૦૩. ઘડીના છઠ્ઠા ભાગની તો તને કંઈ જ ખબર નથી ને તું કાલના શણગાર સજે છે? અરે! શિકારી બાજ ઝાપટ મારીને તેતરને હતું ન હતું કરી નાખે છે, તેમ ઓચિંતો જ કાળ તારી પર પણ તરાપ મારશે!

૪૦૪. કબીર કહે છે કે દસ દહાડા સૌ પોતપોતાની નોબત વગાડી લો. (આ જન્મે મળેલા) આ ગામ, આ શહેર ને આ ગલીકુંચીઓ ફરી ફરીને અહીં આવીને જોવા નહીં મળે!

૪૦૫. અરે! આ(દેહરૂપી મહેલને)પાંચે(ઈન્દ્રીયોરૂપી)દરવાજે નોબતો ગાજતી અને છત્રીસે રાગરાગણીઓ વાગતી. એ જ મંદિર આજે (આતમરામ ઊડી જતાં) ખાલીખમને સૂનકાર પડ્યું છે! એને કોચી ખાવા કાગડાએ બેસવા મંડયા છે.

૪૦૬. વેરાન, કાચ્યા ઘરનાં ઠીકરાં થઈ પડેલી આ બધી ભવ્ય ઇમારતોના ઘડવૈયાઓ તો એ બધી ઘડી ઘડીને (પાછળ છોડીને) ક્યાંયે ચાલ્યા ગયા! અરે! સુવર્ણની લંકાનો રાજા રાવણ પણ (બધું છોડીને જ)ચાલ્યો ગયો!

૪૦૭. કબીર કહે છે કે આ જુવાનીની આશામાં ને આશામાં અભિમાન ના કરવું. એ તો ચાર દહાડા (અલ્પકાળ) રૂડા રંગે ચમકતા કેસૂડાં જેવું છે. કેસૂડા (જુવાનીના રંગ) ચાલ્યાં જાય એટલે ખાખરો સૂક્કા ખાખરા જ લાગે ને!

૪૦૮. કબીર કહે છે કે ઊંચા ઊંચા મહેલ જોઈને પણ ગર્વ ના કરવો. એ બધાયે કાલે કે પરમ દિવસે ભોંય ભેગા થવાના અને એમનાં ખંડેર ઉપર ઘાસ ઊગી નીકળવાનું એ ચોક્કસ છે!

૪૦૯. આ સંસાર તો શીમળાનાં ફૂલ જેવો છે. એના જેવા આ દસ દહાડાના સંસાર વહેવારના રંગો પણ ક્ષણિક ને મિથ્યા જ છે, એ તું ભૂલીશ નહીં.

૪૧૦. માટી કુંભારને કહે છે, 'અરે! તું મને શું રગદોળે છે? એક દિવસ (મૃત્યુનો) એવો જરૂર આવવાનો છે જ્યારે હું જ તને રગદોળી નાખીશ.'

કબિરા યહ તન જાત હૈ સકૈ તો ઠૌર લગાવ,
કૈ સેવા કર સાધ કી કૈ ગુરુ કે ગુન ગાવ. ૪૧૧

મોર તોર કી જેવરી બટિ બાંધા સંસાર,
દાસ કબીરા કયોં બઁધે જાકે નામ આધાર. ૪૧૨

દુર્લભ માનુષ જનમ હૈ દેહ ન બારંબાર,
તરવર જયોં પત્તા ઝડે બહુરિ ન લાગે ડાર. ૪૧૩

આયે હૈં સો જાયેંગે રાજા રંક ફકીર,
એક સિંઘાસન ચઢિ ચલે ઇક બઁધિ જાત જંજીર. ૪૧૪

જો જાનહુ જીવ આપના કરહુ જીવ કૌ સાર,
જિયરા ઐસા પાહુના મિલૈ ન દૂજી બાર. ૪૧૫

કબિરા યહ તન જાત હૈ સકૈ તો રાખ બહોર,
ખાલી હાથોં વે ગયે જિનકે લાખ કરોર. ૪૧૬

આસપાસ જોધા ખડે સબી બજાવેં ગાલ,
માંઝ મહલ સે લે ચલા ઐસા કાલ કરાલ. ૪૧૭

તન સરાય મન પાહરૂ મનસા ઉતરિ આય,
કોઉ કાહૂકા હૈ નહીં દેખા ઠોંક બજાય. ૪૧૮

મૈં મૈં બડી બલાય હૈ સકૈ તો નિકસો ભાગ,
કહે કબીર કબ લગ રહૈ રૂઈ લપેટી આગ. ૪૧૯

બાસર સુખ ના રૈન સુખ ના સુખ સપને માહિં,
જો નર બિછુડે નામ સે તિનકો ધૂપ ન છાહિં. ૪૨૦

૪૧૧. કબીર કહે છે કે આ શરીર તો (મરી) ચાલ્યું. તારાથી બને તો એને સાધુસંતની સેવા અથવા ગુરુનાં ગુણગાનમાં રોકી રાખ અને જીવન સાર્થક કરી લે.

૪૧૨. કબીર કહે છે કે આ મારું-તારું (મમત્વ)નું દોરડું વણીને એમાં જ સંસાર બંધાઈ ગયો છે. પણ જેને હરિનામનો જ આધાર છે એવા પ્રભુભક્તો એમાં શા માટે બંધાય?

૪૧૩. મનુષ્યનો જન્મ દુર્લભ છે. ફરી ફરીને આ માનવદેહ મળતો નથી જેમ ઝાડનાં પાંદડાં એક વાર ખરી જાય તે ફરી પાછાં ઝાડ પર લાગતાં નથી, તેમ ગયેલો જન્મ ફરી પાછો આવતો નથી.

૪૧૪. રાજા, રંક ને ફકીર એ સર્વ જે અહીં (સંસારમાં) આવ્યા છે તે બધાયે એક દિન જવાના જ, કોઈ સિંહાસન પર સવાર થઈને, તો કોઈ વળી સાંકળથી બંધાઈને. પણ સૌ પરલોક તો જાય જ છે!

૪૧૫. જો આ જીવને તું (જ્ઞાનદૃષ્ટિથી) પોતાનો માનતો હોય તો એનું બરાબર જતન કર, કારણ કે જીવ તો આ દેહ રૂપી મંદિરમાં મહેમાન છે. તને એ ફરી વાર કદી નહીં મળે. (આત્મ દેવતાનું આરાધન કર.)

૪૧૬. કબીર કહે છે કે આ શરીર તો કાળનો કોળિયો થવા જઈ જ રહ્યું છે. તારાથી બને તો એને પાછું વાળીને બચાવી લે. અરે! મોટા મોટા લખપતિ ને કરોડપતિ પણ અંતે તો ખાલી હાથે જ (દુનિયામાંથી) વિદાય થયા છે.

૪૧૭. આજુબાજુ ખડેપગે ચોકી કરતા સૈનિકો હોય, બધાયે અભિમાનથી ગાલ ફુલાવી રહ્યા હોય તેમ છતાં છેક અંતઃપુરમાં પેસી જઈને જીવને ઉપાડી જનારો આ કાળ તો મહા વિકરાળ છે!

૪૧૮. આ શરીર ધર્મશાળા છે. મન રૂપી મહેમાને ઈચ્છાથી આવીને એમાં ઉતારો કર્યો છે. એણે આવીને આટલું તો ચોક્કસ સમજી જ લીધું છે કે અહીં (સંસારમાં) કોઈ કોઈનું નથી!

૪૧૯. કબીર કહે છે કે આ હું-હું ની તો ભારે બલા છે. તારાથી બને તો એનાથી ભાગી છૂટ (નહિ તો એ તને ભરખી જશે.) આગથી ઘેરાઈ ગયેલું રૂ કેટલી વાર ટકી શકે?

૪૨૦ જે માનવજીવ પ્રભુ (નામ)થી વિખૂટા પડી ગયા છે તેમને દહાડે, રાતે કે સ્વપ્નમાં પણ સુખ-શાંતિ નથી. તેમને ક્યાંયે તડકો મળતો નથી કે છાંયો મળતો નથી!

અપને પહરે જાગિયે ના પડિ રહિયે સોય,
ના જાનોં છિન એક મેં કિસકા પહરા હોય. ૪૨૧

દીન ગૅંવાયો સંગ દુની દુની ન ચાલી સાથ,
પાઁવ કુલ્હાડી મારિયા મૂરખ અપને હાથ. ૪૨૨

મેં ભૅંવરા તોહિ બરજિયા બન બન બાસ ન લેય,
અટકૈગા કહુઁ બેલ સે તડપિ તડપિ જિય દેય. ૪૨૩

બાડી કે બિચ ભૅંવર થા કલિયાં લેતા બાસ,
સો તો ભૅંવરા ઉડિ ગયા તજિ બાડી કી આસ. ૪૨૪

ભય બિનુ ભાવ ન ઊપજૈ ભય બિનુ હોય ન પ્રીત,
જબ હિરદે સે ભય ગયા મિટી સકલ રસરીતિ. ૪૨૫

ભય સે ભક્તિ કરે સબૈ ભય સે પૂજા હોય,
ભય પારસ હૈ જીવ કો નિર્ભય હોય ન કોય. ૪૨૬

ઐસી ગત સંસાર કી જ્યોં ગાડર કી ઠાટ,
એક પડા જેહિ ગાડ મેં સબૈ જાય તેહિ બાટ. ૪૨૭

ઈક દિન ઐસા હોયગા કોઉ કાહૂ કા નાહિં,
ઘર કી નારી કો કહે તન કી નારી જાહિં. ૪૨૮

ભૅંવર બિલંબે બાગ મેં બહુ ફૂલન કી આસ,
જીવ બિલંબે વિષય મેં અંતહુ ચલે નિરાસ. ૪૨૯

ચલતી ચક્કી દેખિકે દિયા કબીરા રોય,
દુઈ પટ ભીતર આઈ કે સાબિત ગયા ન કોય. ૪૩૦

૪૨૧. મનુષ્યે પોતે જ પોતાનો પહેરો ભરવાનો છે. એટલે કે (આત્મભાન-પૂર્વક) સાવધાનપણું સેવીને જાગ્રત રહેવાનું છે. પ્રમાદ સેવીને સૂતા રહેવું ન જોઈએ, કારણ કે ધ્યાન ચૂકીએ તો ઘડી વારમાં જ આપણે આંગણે બીજા કોઈનો (માયાનો કે ષડ્ રિપુઓનો) પહેરો લાગી જાય ને તેની ખબર પણ ના પડે !

૪૨૨. આખોયે દિવસ (જન્મારો) તો તેં દુનિયાની આસક્તિમાં જ વીતાવ્યો. તેમ છતાં એ (દુનિયા) તો તારી સાથે ના જ રહી ! મૂરખ ! તું જ વિચારી લે કે તેં હાથે કરીને પોતાના પગ પર કુહાડી મારી છે ! (અને દુર્લભ માનવ જન્મ વ્યર્થ ગુમાવ્યો છે.)

૪૨૩. હે જીવ-ભમરા ! મેં તને સંસારના બાગમાં બધે ગંધ લેતાં ભટકવાની ના તો કહી છે. એમ કરવા જતાં (મોહ ને લોભને લીધે) કોઈ જગાએ કોઈ વેલમાં ભરાઈ પડીશ ને પછી તારે તરફડતાં મરવું પડશે.

૪૨૪. (દેહરૂપી) વાડીમાં જીવરૂપી ભમરો આવીને કળીઓની સુગંધ (ઇન્દ્રિયના ભોગો) માણતો હતો ! અરે, એ ભમરો તો અંતે દેહવાડીની આશા છોડીને પાછો ઊડી પણ ગયો !

૪૨૫. ભય વિના હૃદયમાં ભાવ ઉત્પન્ન થતો નથી અને (વિયોગના) ભય વિના પ્રેમ પણ નથી થતો. હૃદયમાંથી આવો ભય ટળી જાય તો પછી બધી જ આસક્તિ (રસ) જતી રહે.

૪૨૬. બધા લોકો (મૃત્યુ કે પરલોકના) ભયના માર્યા જ ભક્તિ ને પૂજા કરે છે. જીવને માટે તો આ ભય પારસમણિ રૂપ છે (કેમ કે તેને તે સત્પંથે દોરે છે) પણ સંસારભરમાં કોઈ નિર્ભય તો છે જ નહિ !

૪૨૭. આ સંસારની ગતિ તો ગાડરિયા પ્રવાહ જેવી છે. એક ઘેટું (અજ્ઞાની જીવ) જઈને ખાડામાં પડ્યું હોય તોયે બીજા પણ એ જ રસ્તે જવાનાં !

૪૨૮. એક દિન એવો આવશે કે કોઈ કોઈનું નહી રહે. આ તનની નાડી જવા બેસશે ત્યારે (મૃત્યુ વખતે) કોણ કહે છે કે ઘરની નારી તો સાથ દેશે જ.

૪૨૯. ઘણાં ફૂલોની સુગંધનો ભોગ માણવાની આશામાં ભમરો બાગમાં રોકાએલ રહે છે. તેવી જ રીતે આ જીવ વિષય ભોગોમાં રોકાયેલ રહે છે. પણ અફસોસ ! છેવટે તો એને નિરાશ થઈને જ ચાલી નીકળવું પડે છે !

૪૩૦. કબીર કહે છે કે કાળની આ ચાલતી ચક્કી જોઈને (કરુણાને લીધે) મારી તો આંખો છલકાઈ ઊઠી કે "અરેરે ! કાળના આ બે પડની બીચમાં આવીને કોઈ જ સહીસલામત નીકળ્યો નથી."

સેમર સુવના સેઈયા દુઈ ઢેંઢી કી આસ,
ઢેઢી ફૂટિ ચટાક દે સુવના ચલા નિરાસ. ૪૩૧

ધરતી કરતે એક પગ સમુંદર કરતે ફાલ,
હાથન પરબત તૌલતે તિનહૂં ખાયા કાલ. ૪૩૨

આજ કાલ દિન એક મેં ઈસ્થિર નાહિં સરીર,
કહ કબીર કસ રાખિહૌ કાંચે બાસન નીર. ૪૩૩

માલી આવત દેખિકૈ કલિયાં કરૈં પુકાર,
ફૂલિ ફૂલિ ચુનિ લિયે કાલ્હિ હમારી બાર. ૪૩૪

કાંચી કાયા મન અથિર થિર થિર કાજ કરંત,
જ્યોં જ્યોં નર નિધડક ફિરત ત્યોં ત્યોં કાલ હસંત. ૪૩૫

હમ જાનૈં થે ખાયઁગે બહુત જમી બહુ માલ,
જ્યોં કા ત્યોં હિ રહ ગયા પકરિ લે ગયા કાલ. ૪૩૬

દવ કી દાહી લાકડી ઠાઢિ કરૈ પુકાર
અબ જો જાઉં લોહાર ઘર ડાહૈ દૂજી બાર. ૪૩૭

જરનેહારા ભી મુઆ મુઆ જરાવનહાર,
હૈ હૈ કરતે ભી મુએ કાસોં કરૈં પુકાર. ૪૩૮

ભાઈ બીર બટાઉઆ ભરિ ભરિ નૈનન રોય,
જાકા થા સો લે લિયા દીન્હા થા દિન દોય. ૪૩૯

તેરા સંગી કોઈ નહીં સબૈ સ્વારથી લોય,
મન પરતીતિ ન ઊપજૈ જીવ બિસ્વાસ ન હોય. ૪૪૦

કબિરા રસરી પાઁવ મેં કહ સોવૈ સુખ ચૈન,
સ્વાંસ નગાડા કૂંચ કા બાજત હૈ દિન રૈન. ૪૪૧

૪૩૧. બે (રસમર્યા) ફળની આશાએ પોપટ શીમળાના ઝાડ પર બેસીને તેની માવજત કરવા લાગ્યો. પણ એ ફળ ફાટતાં એમાંથી તો સૂકા રેસા જ ઊડ્યા. એટલે એ નિરાશ થઈ ઊડી ગયો.(તેવી જ રીતે મિથ્યા સંસાર ભોગમાંથી સાચાંસુખશાંતિનીઆશા રાખનારજીવ અંતે નિરાશ થઈને મરે છે.]

૪૩૨. આ ધરતીનું એક ચક્રે શાસન કરનારા, આ સમુદ્રને ફાળ ભરીને જીતનારા અને પહાડને પણ હાથમાં તોલનારા બધાયેનો મહાકાળ તો કોળિયો જ કરી ગયો છે!

૪૩૩. કબીર કહે છે કે આ શરીર સ્થિર નથી. આજ કે કાલ પણ એક દિન તો એ જવાનું જ છે. કાચા વાસણમાં પાણી કેવી રીતે ભરી શકાય?

૪૩૪. ફૂલ વીણવા આવતા (કાળરૂપી) માળીને જોઈને બધી (જીવરૂપ) કળીઓએ તો હાહાકાર મચાવી મૂક્યો. એમને થયું કે આ માળી આજે ફૂલી ફાલી કળીઓ ચૂંટી લે છે તો કાલે અમારો વારો પણ આવશે જ!

૪૩૫. કાચા કુંભ જેવી (ક્ષણભંગુર) કાયા અને અસ્થિર મન લઈને, (સંસારનું આ બધું સદાયે સ્થિર રહેનાર છે તેવું માનીને મનુષ્યને બેધડક ફરતો ને કામ કરતો મહાકાળ જુએ છે ત્યારે તે હસ્યા કરે છે.

૪૩૬. આપણે તો માનતા હતા કે ખૂબ જમીન-જાગીર ને માલ, મિલ્કત છે. બેઠાં બેઠાં નિરાંતે (ઘડપણમાં) ભોગવીશું, પણ એ બધુંયે એમનું એમજ પડી રહ્યું ને કાળ જીવને ઝાપટ મારીને ઉપાડી ગયો!

૪૩૭. દાવાનળમાં દાઝેલી લાકડી (ત્રિતાપથી ત્રાસેલો જીવ) ઊભી ઊભી બૂમ પાડે છે કે હવે જો લુહારના (કાળના) હાથમાં પડું તો એ મને ફરીથી ડામ દેશે! (પુનર્જન્મમાં ફરી પાછા કષ્ટ વેઠવાં પડશે.)

૪૩૮. અરે! બળનારા તો મુઆ જ, પણ બાળનારાયે મરી પરવાર્યા. આ બધું 'છે, છે,' કહેનારા પણ મુઆ. (સર્વ કંઈ કાળને વશ છે) તો હવે હું (બચાવવા) કોને હાક મારું?

૪૩૯. અરે ભાઈ મુસાફર! ચોધાર આંસુએ આમ શાને વિલાપ કરે છે? એ તો જેનું હતું, તેણે તને બે દિન માટે આપેલું. તે (સ્વજનને) હવે તેણે પાછું લઈ લીધું!

૪૪૦. અહીં (સંસારમાં) કોઈ જ તારું નથી. બધા લોકો સ્વાર્થી છે, પણ (આ સત્ય વિશે) મનને ખાતરી થતી નથી અને જીવને વિશ્વાસ બેસતો નથી.

૪૪૧ કબીર કહે છે કે પગમાં તો (કાળરૂપી) દોરડાનું બંધન છે અને તું સુખચેનથી સૂઈ રહ્યો છે? અહીં તો દિનરાત તારે શ્વાસે શ્વાસે (મૃત્યુ તરફ) કૂચની નોબત વાગી રહી છે!

પાત ઝરંતા યોં કહૈ સુનુ તરવર બન હોય,
અબ કે બિછુરે ના મિલૈં દૂર પરૈગે જાય. ૪૪૨

કબિરા જંત્ર ન બાજઈ ટૂટિ ગયા સબ તાર,
જંત્ર બિચારા કયા કરૈ ચલા બજાવનહાર. ૪૪૩

સાથી હમરે ચલિ ગયે હમ ભી ચાલનહાર,
કાગદ મેં બાકી રહી તાતેં લાગી બાર. ૪૪૪

દસ દ્વારે કા પીંજરા તામેં પંછી પૌન,
રહિબે કો અચરજ હૈ જાય તો અચરજ કૌન. ૪૪૫

સુર નર મુનિ ઔ દેવતા સાત દ્વીપ નવ ખંડ,
યહ કબીર સબ ભોગિયા દેહ ધરે કા દંડ. ૪૪૬

## ઉપદેશ

જો તોકો કાંટા બુવૈ તાહિ બોવ તૂ ફૂલ,
તોહિં ફૂલ કો ફૂલ હૈ વાકો હૈ તિરસૂલ. ૪૪૭

દુર્બલ કો ન સતાઈયે જાકી મોટી હાય,
બિના જીવે કી સ્વાઁસ સે લોહ ભસમ હ્વૈ જાય. ૪૪૮

કબિરા આપ ઠગાઈયે ઔર ન ઠગિયે કોય,
આપ ઠગા સુખ હોત હૈ ઔર ઠગે દુઃખ હોય. ૪૪૯

યા દુનિયા મેં આઈ કે છાંડિ દેઈ તૂ ઐંઠ,
લેના હોઈ સો લેઈ લે ઉઠિ જાત હૈ પૈંઠ. ૪૫૦

ઐસી બાની બોલિયે મન કા આપા ખોય,
ઔરન કો સીતલ કરૈ આપહુ સીતલ હોય. ૪૫૧

જગ મેં બૈરી કોઈ નહીં જો મન સીતલ હોય,
યા આપા કો ડારિ દે દયા કરૈ સબ કોય. ૪૫૨

હસ્તી ચઢિયે જ્ઞાન કી સહજ દુલીચા ડારિ,
સ્વાન રૂપ સંસાર હૈ ભૂસન દે ઝખ મારિ. ૪૫૩

૪૪૨. ખરી જતાં પાન વૃક્ષને કહે છે કે હે તરુવર ! આ હવે છૂટાં પડીશું એટલે ફરી મળાશે નહી, હવે વિખૂટા પડીને દૂર-દૂર જઈ પડીશું !

૪૪૩. કબીર કહે છે કે આ (દેહરૂપી) વાજિંત્ર તો હવે વાગતુ નથી ! એના (ઇન્દ્રિયોરૂપી) બધાયે તાર તૂટી ફૂટી ગયા છે. અરે ! પણ એ બિચારુ વાદ્ય શું કરે ? એનો બજવૈયો (જીવ) જ ચાલી નીકળ્યો છે.

૪૪૪. આપણા બધા જ સાથી ચાલી ગયા અને આપણે પોતે પણ ચાલી નીકળવાના. આ તો (કર્મના) ખાતામાં ચૂકવવાનું થોડું બાકી હશે તેમાં જ આટલી વાર થઈ !

૪૪૫. આ દસ દરવાજાવાળા (દેહ) પિંજરમાં પ્રાણરૂપી પવનવેગી પંખી પૂરાએલું છે. એમાં એ લાંબો વખત પૂરાઈ રહે તો જ નવાઈની વાત છે; પણ (સ્વભાવ પ્રમાણે) એ ઊડી જાય, તો એમાં શું આશ્ચર્ય ?

૪૪૬. આ સાત દ્વીપ ને નવખંડ ધરતી ઉપર સુર, નર, મુનિ અને દેવતા એ બધાયે દેહ ધારણ કર્યાનો (મૃત્યુરૂપ) દંડ ભોગવે જ છે.

## ઉપદેશ

૪૪૭. જો કોઈ તારા માર્ગ ઉપર કાંટા વાવે તોયે તુ તેના માર્ગ ઉપર ફૂલ જ વાવજે. પરિણામે તને તો (સત્કર્મ રૂપી) ફૂલનાં ફૂલ જ મળવાનાં અને એના શૂળ તો (દુષ્કર્મરૂપી) ત્રિશૂળ (અનેક દુઃખ) થઈ જશે.

૪૪૮. દુર્બળને સતાવીએ નહીં, કારણ કે એની હાય ભારે હોય છે. જુઓને, આ જીવ વિનાના (ધમણના) નિસાસાથી તો લોઢુ પણ પીગળી જાય છે !

૪૪૯. કબીર કહે છે કે પોતે ઠગાવુ પણ બીજા કોઈને ઠગવું નહીં. પોતે ઠગાવામાં અંતે સુખ મળે છે પણ બીજાને ઠગવામાં દુઃખ જ થાય છે.

૪૫૦. આ દુનિયામાં આવીને તું ઘમંડ છોડી દે અને જેંકંઈ લેવું હોય તે ઝડપથી લેતો થા. આ સંસારનો હાટ તો ખલાસ થવા આવ્યો છે.

૪૫૧. મનનુ "હું" પદ છોડી દઈને, બીજાને તેમ જ પોતાને શીતળતા અર્પે એવી મધુર વાણી બોલવી જોઈએ.

૪૫૨. જેનું મનઃ શાંત ને શીતળ હોય તેને જગતમાં કોઈ દુશ્મન નથી. આ 'હુ' પદને છોડીને એ તો બધાંયની ઉપર દયાભાવ રાખે છે

૪૫૩. સહજ સમાધિનો ગાલીચો નાખીને, જ્ઞાનરૂપી ગજરાજ પર સવારી કરી લે (અને સ્વરૂપાનુભવની મસ્તીમાં મહાલ). પછી સંસારરૂપી કૂતરું ભલેને ભસ્યાં કરે !

અજન દેહુ જંતરી કલિ કૂકરી મન છેડ,
તુઝે પરાઈ ક્યા પડી અપની આપ નિબેડ. ૪૫૪

આવત ગારી એક હૈ ઉલટત હોય અનેક,
કહ કબીર નહિ ઉલટિયે વહી એક કી એક. ૪૫૫

ગારી હી સોં ઉપજૈ કલહ કષ્ટ ઔ મીચ,
હારિ ચલૈ સો સાધુ હૈ લાગિ મરૈ સો નીચ. ૪૫૬

જૈસા અનજલ ખાઈએ તૈસા હી મન હોય,
જૈસા પાની પીજિયે તૈસી બાની સોય. ૪૫૭

માંગન મરન સમાન હૈ મતિ કોઈ માંગો ભીખ,
માંગન તે મરના ભલા યહ સતગુરુ કી સીખ. ૪૫૮

ઉદર સમાતા અન્ન લૈ તનહિ સમાતા ચીર,
અધિક હી સંગ્રહ ના કરૈ તાકા નામ ફકીર. ૪૫૯

કહતે કો કહિ જાન દે ગુરુ કી સીખ તુ લેઈ,
સાકટ જન ઔ સ્વાન કો ફિર જવાબ મત દેઈ. ૪૬૦

જો કોઈ સમઝે સૈન મેં તાસોં કહિયે બૈન,
સૈન બૈન સમઝે નહીં તાસો કછૂ કહે ન. ૪૬૧

બહતે કો મત બહન દે કર ગહિ ઐંચહુ ઠૌર,
કહા સુના માને નહીં બચન કહો દુઈ ઔર. ૪૬૨

સકલ દુરમતિ દૂર કરિ આછો જન્મ બનાવ,
કાગ ગમન ગતિ છાંડિ દે હંસ ગમન ગતિ આવ. ૪૬૩

મધુર બચન હૈ ઔષધિ કટુક બચન હૈ તીર,
શ્રવન દ્વાર હ્વૈ સંચરૈ સાલૈ સકલ સરીર. ૪૬૪

બોલત હી પહિચાનિયે સાહુ ચોર કો ઘાટ,
અંતર કી કરની સબ નિકસૈ મુખ કી બાટ. ૪૬૫

પઢિ પઢિ કે પત્થર ભયે લિખિ લિખિ ભયે જો ઈંટ,
કબિરા અંતર પ્રેમ કી લાગી નેક ન છીંટ. ૪૬૬

૪૫૪. તું બજવૈયાને (દેહરૂપી)વાજિંત્ર બજાવ્યા કરવા દે. તેમાં વચ્ચે ક્લેશ-કલહના સ્વરને ન છેડીશ તારે પારકી પંચાત શાને કરવી? તું તારું પોતાનું જ પતાવને!

૪૫૫. કબીર કહે છે. કે ગાળ આવે ત્યારે તો એક જ હોય છે પણ એને પાછી વાળતાં જ તે અનેક ગણી થઈ જાય છે. એવી રીતે ગાળનો ગુણાકાર થવા જ ના દઈએ તો તે એકની એક જ રહી જશે.

૪૫૬. ગાળમાંથી જ ક્લેશ, કષ્ટ અને મૃત્યુ પણ નીપજે છે. એનાથી હારીને (સામી ગાળ દીધા વિના) જે ચાલ્યા જાય તેઓને સજ્જન ગણવા. પણ જે ગાળ ખાઈને લડી પડે તેમને હલકા સમજવા.

૪૫૭. જેવું અન્નજળ લઈએ તેવુ જ મન ઘડાય છે અને જેવું પાણી પીએ તેવી જ વાણી પ્રગટે છે.

૪૫૮. માગવું ને મરવુ એ બરાબર છે. માટે કોઈ ભીખ ના માગશો, સદ્‌ગુરુનો એ જ બોધ છે કે માગવા કરતાં મરવું ભલું.

૪૫૯. પેટ ભરાઈ રહે તેટલું જ અન્ન લે, દેહ ઢંકાય તેટલાં જ વસ્ત્ર રાખે અને જરૂરિયાતથી વધારે સંગ્રહ જ ના કરે એનું નામ ફકીર–સંત.

૪૬૦. કહેનારાને કહેવા દે,પણ ગુરુની શિખામણ માન અને શાક્ત (સંપ્રદાયના)-લોકોને અને ભસતા કૂતરાને તુ વળતો જવાબ આપતો નહી.

૪૬૧. જે સાનમાં સમજી જાય તેને જ વાત કરવી જે સાન કે શબ્દ કશું જ ના સમજે તેને કંઈ કહેવું નહીં.

૪૬૨. તણાઈ જનારને તું તણાવા દઈશ નહીં એનો હાથ પકડીને એને એક સ્થળે ખેંચી લે. પછી એ તારું કહ્યું ન માને તોયે એને શિખામણનાં બે વચન કહેજે.

૪૬૩. બધી કુબુદ્ધિ દૂર કરીને આ જીવતરને સુંદર બનાવ. કાગડાની (દુષ્ટ)-ચાલથી ચાલવાનું છોડીને હંસની (શુદ્ધ) ચાલે ચાલ્યો આવ!

૪૬૪. મધુર વચન (ઉપકારક) ઔષધિ છે અને કટુવચન (દુઃખદ) તીર છે. એ બન્ને કાનને દરવાજેથી અંદર પેસીને આખાયે શરીરને અસર પહોંચાડે છે.

૪૬૫. શાહુકાર છે કે ચોર તેની પરખ તો બોલતાં જ થઈ જાય છે, કારણ કે અંતરની કરણી જ મોઢા વાટે નીકળી પડતી હોય છે.

૪૬૬. કબીર કહે છે કે પોથાં વાંચીને પથ્થર (જેવા જડ) થયા ને લખી લખીને ઈંટાળા બન્યા તેથી શું વળ્યું? હૃદયમાં પ્રેમની લગીરે છાંટ ન-લાગી તો પછી એ બધુયે ફોગટ છે!

નામ ભજો મન બસી કરો યહી બાત હૈ તંત,
કાહે કો પઢિ પઢિ મરો કોટિન જ્ઞાન ગરંથ. ૪૬૭

કરતા થા તો કયોં રહા અબ કરિ કયોં પછિતાય,
બોવે પેડ બબૂલ કા આમ કહાં તેં ખાય. ૪૬૮

કબિરા દુનિયા દેહરે સીસ નવાવન જાય,
હિરદે માંહીં હરિ બસૈ તૂ તાહીં લૌ લાય. ૪૬૯

મન મથુરા દિલ દ્વારિકા કાયા કાસી જાન,
દસ દ્વારે કા દેહરા તામેં જોતિ પિછાન. ૪૭૦

પૂજા સેવા નેમ વ્રત ગુડિયન કા સા ખેલ,
જબ લગ પિઉ પરસૈ નહીં તબ લગ સંસય મેલ ૪૭૧

તીરથ ચાલે દુઈ જના ચિત ચંચલ મન ચોર,
એકૌ પાપ ન ઉતરિયા મન દસ લાયે ઔર. ૪૭૨

ન્હાયે ધોયે કયા ભયા જો મન મૈલ ન જાય,
મીન સદા જલ મેં રહૈ ધોયે બાસ ન જાય. ૪૭૩

પોથી પઢિ પઢિ જગ મુઆ પંડિત હુઆ ન કોય,
એકૈ અચ્છર પ્રેમ કા પઢે સો પંડિત હોય. ૪૭૪

પઢે ગુને સીખે સુને મિટી ન સંસય સૂલ,
કહૈ કબીર કાસોં કહૂં યે હી દુખ કા મૂલ. ૪૭૫

પંડિત ઔર મસાલચી દોનોં સૂઝે નાહિં,
ઔરન કો કર ચાંદના આપ અંધેરે માંહિં. ૪૭૬

ઊંચે ગાંવ પહાડ પર ઔ મોટે કી બાંહ,
ઐસો ઠાકુર સેઈયે ઉબરિયે જાકી છાંહ. ૪૭૭

૪૬૭. પ્રભુનું નામ ભજો ને મન વશ કરો. એ જ ખરી વાત છે. જ્ઞાનના આ કોટિ કોટિ ગ્રંથો વાંચી-ગોખીને શાને હેરાન થાઓ છો?

૪૬૮. જે કરતો હતો તેમાંથી તું કેમ અટકી ગયો? કર્યા પછી હવે પસ્તાવાથી શું? હાથે કરીને તેં બાવળ વાવ્યો, એટલે હવે કેરી ખાવાની ક્યાંથી મળે?

૪૬૯. કબીર કહે છે કે આખી દુનિયા માથું નમાવીને પ્રણામ કરવા દેવ-મંદિરમાં જાય છે, પણ ભગવાન તો આ હૃદયમંદિરમાં જ વસેલો છે. તું તારે એની જ લગની લગાવ.

૪૭૦. મનને મથુરા, દિલને દ્વારકા અને તારી કાયાને કાશી જાણ. આ દસ દરવાજાવાળા દેહમંદિરમાં જ એ પરમ જ્યોતિને ઓળખી લઈ તું એનાં દર્શન કરી લે.

૪૭૧. સેવા, પૂજા, વ્રત, નિયમ એ બધું જ ઢીંગલીના ખેલ જેવું છે. જ્યાં સુધી (અંતરના અંતઃપુરમાં) પ્રિયતમ પ્રભુનો સ્પર્શ ના થાય ત્યાં સુધી મનમાં સંશયનો મેલ રહેવાનો.

૪૭૨. ચંચળ ચિત્ત ને ચોર મન એ બન્ને જણાં તીર્થયાત્રા કરવા નીકળ્યાં, પણ બેમાંથી એક જણે પાપનો ભાર હળવો કર્યો નહીં; ઊલટા એ તો દસ મણ બીજા પાપ ભરી લાવ્યા!

૪૭૩. મનની મલિનતા દૂર ન થાય તો પછી આમ નહાવા-ધોવાથી શો લાભ? એમ તો પેલી માછલી પણ હંમેશાં પાણીમાં જ રહે છે; તેમ છતાં એની દુર્ગંધ જતી નથી.

૪૭૪. પોથાં ગોખી ગોખીને આખી દુનિયા મરી પરવારી. તોયે કોઈ એમાંથી સાચો જ્ઞાની પાક્યો નહી! અરે! પ્રેમનો આ એક જ અક્ષર શીખી લે તો (માનવી) સાચો પંડિત થઈ જાય.

૪૭૫. કબીર કહે છે કે ભણે, ગણે, લખે, વાંચે ને શીખે તો પણ અંદરથી શંકાનો કાંટો નીકળે નહી તેનું શું થાય? દુઃખનું મૂળ આ (શંકા) જ છે તે કોને કહેવું?

૪૭૬. પંડિત અને મશાલચી એ બન્નેને દેખાતું નથી, કારણ કે તેઓ બીજાને અજવાળું કરી આપે છે, પણ પોતે તો અંધારામાં જ અથડાતા હોય છે.

૪૭૭. ઊંચા પહાડ પર વસેલા ગામમાં નિવાસ અને મોટાનું શરણ (સંકટમાંથી) ઊગરી જવા માટે સેવવા યોગ્ય છે. (પરમાત્મા ઉપર ઊંચા બ્રહ્માંડમાં વસે છે અને મહાન છે તેથી તેનું શરણ ગ્રહણ કરવું.) સેવા તો એ જ સ્વામીની કરવી કે જેથી એનો આશ્રય લીધાથી બેડો પાર થઈ જાય.

હે કબીર તૈં ઊતરિ રહુ સંબલ પરોહ ન સાથ,
સબલ ઘટે ઔ પગ થકે જીવ બિરાને હાથ. ૪૭૮

આપા તજો ઔ હરિ ભજો નખ.સિખ તજો બિકાર,
સબ જિઉ તે નિરબૈર રહુ સાધુ મતા હૈ સાર. ૪૭૯

બહુ બંધન તે બાંધિયા એક બિચારા જીવ,
કા બલ છૂટૈ આપને જો ન છુડાવૈ પીવ. ૪૮૦

સમુઝાયે સમુઝે નહીં પરહથ આપ બિકાય,
મૈં ખંચત હૈં આપ કો ચલા સો જમપુર જાય. ૪૮૧

વોહૂ તો વૈસહિ-ભયા તૂ મતિ હોઈ અયાન.
તૂ ગુણવંત વે નિરગુણી મતિ એકૈ મેં સાન. ૪૮૨

પૂરા સાહેબ સૈઈયે સબ બિધિ પૂરા હોઈ,
ઓછે નેહ લગાઈયે મૂલો આવૈ ખોઈ. ૪૮૩

પહિલે બુરા કમાઈ કે બાંધી વિષ કૈ મોટ,
કોટિ કર્મ મિટ પલક મેં આવૈ હરિ કી ઓટ. ૪૮૪

## કામ

સહ કામી દીપક દસા સોખૈ તેલ નિવાસ,
કબિરા હીરા સંતજન સહજૈ સદા પ્રકાસ. ૪૮૫

કામી ક્રોધી લાલચી ઇનસે ભક્તિ ન હોય,
ભક્તિ કરૈ કોઈ સૂરમા જાતિ બરન કુલ ખોય. ૪૮૬

૪૭૮. કબીર કહે છે કે તું તો (અંતકાળ નજીક આવવાથી) પાર ઊતરવા આવ્યો; પણ તારી પાસે (જ્ઞાનનું) ભાથું કે (સદ્‌ગુરુરૂપી) વાહન તો છે નહીં ! ભાથું ખૂટી પડયું છે ને પગ પણ થાકી ગયા છે, એટલે તું જીવ (અજ્ઞાન અને ભ્રમ જેવા) પારકા તત્ત્વોના હાથમાં અટવાય છે.

૪૭૯. હુંપદ છોડીને હરિને ભજો અને ખૂણેખાંચરેથી અંગેઅંગના વિકારોને ફગાવી દો. બધાય જીવોની સાથે નિર્વૈર વૃત્તિથી હળીમળીને રહો એ જ સજ્જનના જીવનનો સાર છે.

૪૮૦. બિચારા એક જીવને કેટકેટલાં બંધનોથી જકડેલો છે ? પ્રિયતમ પ્રભુ એને ના છોડાવે તો એની શી ગુંજાયેશ છે કે પોતાની તાકાતથી એ છૂટી શકે ?

૪૮૧. સમજાવ્યો (જીવ) સમજતો નથી અને હાથે કરીને દુશ્મનને (ષડરિપુરૂપી) હાથે વેચાઈ જાય છે. હું એને પોતાના (સ્વરૂપ) તરફ ખેંચું છું તોયે એ તો જમપુરીને પંથે જ ચાલ્યો જાય છે !

૪૮૨. બીજો એ (અજ્ઞાની જીવ) ભલે એવો થઈ ગયો પણ હવે તું એવો અજ્ઞાની ના થઈશ. તું તો ગુણવાન છે અને એ ગુણહીન. તું આટલી એક જ સાનમાં માની જા.

૪૮૩. સર્વ રીતે સંપૂર્ણ હોય તેવા જ સ્વામીની સેવા કરવી કે જેથી બધી રીતે પૂર્ણ થવાય. અપૂર્ણની સાથે પ્રેમનો નાતો બાંધીએ તો આપણું મૂળમાં જે કંઈ સત્ત્વ હોય તે પણ ગુમાવી બેસીએ.

૪૮૪. પહેલાં પાપની કમાણી કરીને ઝેરનાં પોટલાં બાંધ્યાં છે. તેમ છતાંયે જો હરિની ઓથે (જીવાત્મા) આવી જાય તો એનાં કોટિકોટિ કર્મોનાં બંધન પલકારામાં ટળી જાય.

## કામ

૪૮૫. કબીર કહે છે કે પોતનું તેલ (શક્તિ) પોતે જ શોષી લેનાર દીપક અને કામી જીવની દશા સરખી હોય છે. સંતજન હીરા સમાન છે કારણ કે એમને તો સદાયે કુદરતી, સહજ (પ્રભુનો દીધેલો સ્વાભાવિક) પ્રકાશ પ્રાપ્ત હોય છે.

૪૮૬. કામી, ક્રોધી અને લોભીથી ભક્તિ થઈ શકતી નથી. ન્યાત, જાત અને કુળને ફગાવી દઈને ભક્તિ કરનારા શૂરવીર તો કોઈ વિરલા જ હોય છે !

ભક્તિ બિગારી કામિયાં ઇંદ્રી કેરે સ્વાદ,
હીરા ખોયા હાથ સે જનમ ગંવાયા બાદ. ૪૮૭

જહાં કામ તહાં નામ નહિં જહાં નામ નહિં કામ,
દોનોં કબહૂં ના મિલૈં રવિ રજની ઇક ઠામ. ૪૮૮

કામ ક્રોધ મદ લોભ કી જબ લગ ઘટ મેં ખાન,
કહાં મુરખ કહાં પંડિતા દોનોં એક સમાન. ૪૮૯

કામ કામ સબ કોઈ કહૈ કામ ન ચીન્હૈ કોય,
જેતી મન કી કલ્પના કામ કહાવૈ સોય. ૪૯૦

## ક્રોધ

કોટિ પરમ લાગે રહૈં એક ક્રોધ કી લાર,
કિયા કરાયા સબ ગયા જબ આયા હંકાર. ૪૯૧

દસો દિસા સે ક્રોધ કી ઉઠી અપરબલ આગિ,
સીતલ સંગતિ સાધુ કી તહાં ઉબરિયે ભાગિ. ૪૯૨

કુબુધિ કમાની ચઢી રહી કુટિલ બચન કા તીર,
ભરિ ભરિ મારૈ કાન મેં સાલૈ સકલ સરીર. ૪૯૩

કુટિલ બચન સબસે બુરા જાનિ કરૈ તન છાર,
સાધ બચન જલરૂપ હૈં બરસૈ અમૃત ધાર. ૪૯૪

કરક કરેજે ગડિ રહી, બચન બક્ષ કી ફાંસ,
નિકસાયે નિકસ નહીં રહી સો, કાહૂ ગાસ. ૪૯૫

મધુર બચન હૈં ઔષધી કટુક બચન હૈં તીર;
શ્રવણ દ્વાર હ્વૈ સંચરૈ સાલૈ સકલ સરીર: ૪૯૬

૪૮૭. અરે કામી જીવડા ! આ ઇન્દ્રિયોની ભોગલોલુપતાથી તો તેં તારી ભક્તિ બગાડી મૂકી ! તેં તો હાથમાંથી (બ્રહ્મજ્ઞાનનો) હીરો ગુમાવી દીધો અને તારો આ જન્મારો પણ એળે ગયો !

૪૮૮. જ્યાં કામ (વાસનાઓ) છે ત્યાં (પ્રભુ) નામ નથી અને જ્યાં નામ છે ત્યાં કામ નહીં ટકે. સૂર્ય અને અંધારી રાત એ બન્ને એક જગાએ કદી પણ સાથે હોય જ નહીં !

૪૮૯. જ્યાં સુધી મનમાં કામ, ક્રોધ, મદ અને લોભની ખાણ ભરેલી છે, ત્યાં સુધી કોણ મૂર્ખ ને કોણ પંડિત ? બન્ને જણ સરખા ગણાય !

૪૯૦. આ 'કામ, કામ'ની બૂમો તો બધાયે પાડે છે, પણ 'કામ'ને કોઈ જ ઓળખતું નથી. ખરું પૂછો તો મનની કલ્પનાનો જેટલો વિસ્તાર તેટલો જ કામનો વિસ્તાર પણ સમજી લેવો.

## ક્રોધ

૪૯૧ ક્રોધની લંગારમાં તો કરોડો મોટાં મોટાં પડેલાં હોય છે. ક્રોધનો હુંકાર આવ્યો એટલે સમજી જ લેવાનું કે કર્યું કરાવ્યું બધું જ ધૂળ !

૪૯૨. દશે દિશાઓથી જ્યારે ક્રોધની પ્રચંડ આગ ભભૂકી ઊઠે, ત્યારે ભાગી જઈને સંતજનના શીતળ સત્સંગમાં પહોંચી જવું ને તેમાંથી બચી જવું.

૪૯૩. (ક્રોધથી) કુબુદ્ધિની ધનુષ–કમાન (ભમર) ચઢાવીને કુટિલ વચનોનાં તીર ઉપરાછાપરી કાનમાં મારવાથી સામાને આખે શરીરે એની પીડા રહે જ છે.

૪૯૪. કુટિલ વચન તો સૌથી બૂરી ચીજ છે. કારણ કે એનાથી તો અંગે અંગ (અંદરથી) બળીને ખાખ થઈ જાય છે. પણ સંતનાં વચન અમૃતની ધાર વરસાવતાં શીતળ જળ જેવાં છે.

૪૯૫. છાતીમાં કટુ વચનની ફાંસ વાગે છે. તેની વેદના કાળજામાં થયા જ કરે છે. એનું શૂળ તો કાઢ્યું કઢાય તેમ નથી કેમ કે ગાંઠની જેમ એ ઊંડે વળગી રહે છે.

૪૯૬. મીઠાં વેણ તો (ઉપકારક) ઔષધિરૂપ છે અને કડવાં વેણ (દુઃખદ) તીર જેવાં છે. કાનને દરવાજેથી અંદર શરીરમાં ઘૂસીને એ અંગે અંગમાં ખૂંચે છે.

## લોભ

જબ મન લાગે લોભ સોં ગયા બિષય મેં સોય,
કહૈ કબીર બિચારિ કૈ કસ ભક્તીધન હોય. ૪૯૭

કબિરા ત્રિસ્ના પાપિની તાસોં પ્રીતિ ન જોરિ,
પૈંડ પૈંડ પાછે પરૈ લાગૈ મોટી ખોરિ. ૪૯૮

કબિરા ઔંધી ખોપરી કબહૂં ધાપૈ નાહિં,
તીન લોક કી સંપદા કબ આવૈ ઘર માહિં. ૪૯૯

આવ ગઈ, આદર ગયા નૈનન ગયા સનેહ,
યે તીનોં તબહિ ગયે જબહિં કહા કછુ દેહ. ૫૦૦

બહુત જતન કરિ કીજિયે સબ ફલ જાય નસાય,
કબિરા સંચય સૂમ ધન અંત ચોર લૈ જાય. ૫૦૧

## મોહ

મોહ ફંદ સબ ફાંદિયા કોઈ ન સકૈ નિરવાર,
કોઈ સાધૂજન પારખી બિરલા તત્ત્વ વિચાર. ૫૦૨

મોહ મગન સંસાર હૈ કન્યા રહી કુમારિ,
કાહુ સુરતિ જો ના કરી ફિરિ ફિરિ લે અવતારિ. ૫૦૩

જહં લગ સબ સંસાર હૈ મિરગ સબન કો મોહ,
સુર નર નાગ પતાલ અરુ ઋષિ મુનિવર સબ જોહ. ૫૦૪

સલિલ મોહ કી ધાર મેં બહિ ગયે ગહિર ગંભીર,
સુચ્છમ મછરી સુરતિ હૈ ચઢતી ઉલટે નીર. ૫૦૫

# લોભ

૪૯૭. કબીર સમજીને કહે છે કે લોભમાં મન લાગી જાય એટલે જીવ વિષયના ભોગો ભોગવવામાં તલ્લીન થઈ જાય. એવી દશા થઈ જાય પછી ભક્તિ રૂપી ધનની કમાણી કેવી રીતે કરી શકે ?

૪૯૮. કબીર કહે છે આ તૃષ્ણા તો મોટી પાપિણી છે. એની સાથે પ્રીત ના જોડીશ. એ તો પગલે પગલે પીછો પકડે છે અને (એના સંગથી) ભારે કલંક લગાડે છે.

૪૯૯. કબીર કહે છે લોભીની ઊંધી ખોપરી કદીયે સંતોષાતી નથી ! એને તો એમ જ થયાં કરે છે કે ત્રણે લોકની સંપત્તિ મારા ઘરમાં ક્યારે આવી જાય ?

૫૦૦. 'કંઈક આપો' એમ કહીને માગતાની સાથે જ આપણા માટે આવકારનો ભાવ ઊડી જાય છે, આદરભાવ અદૃશ્ય થઈ જાય છે અને આંખમાંનો સ્નેહ પણ ઓસરી જાય છે.

૫૦૧. કબીર કહે છે કે ખૂબ કાળજી રાખીને લોભથી ભેગું કરેલું બધું જ ફળ (ધન) નાશ પામે છે. કંજૂસનું સંઘરેલું ધન અંતે તો ચોર જ લઈ જાય છે.

# મોહ

૫૦૨. મોહના ફંદામાં તો બધાયે ફસાયેલા છે. એને કોઈ ટાળી શકતું નથી. તત્ત્વ દૃષ્ટિથી વિચાર કરીને એને પારખી લેનાર સંતજન તો વિરલ જ હોય છે.

૫૦૩. આખો સંસાર મોહમા ડૂબેલો છે, એટલે જ આ (જીવરૂપી) કન્યા હજી કુંવારી (પ્રભુ–પતિને પામ્યા વગરની) રહી છે. એનાં લગ્ન (પ્રભુ-મિલન)ન થાય તો એને ફરી ફરી અવતાર (જન્મમરણનો ફેરો) લેવો પડે.

૫૦૪. જ્યાં સુધી સંસારનો આ પસારો છે ત્યાં સુધી મોહ રૂપી માયામૃગ સુર, નર, નાગલોક અને પાતાળલોક તેમ જ ઋષિ, મુનિ બધાયને ટટળાવે છે.

૫૦૫. મોહજાળના પ્રવાહમાં તો ભલભલા ધીરગંભીર જનો પણ તણાઈ ચાલ્યા; પણ આ (સુરતા) પરમ તત્ત્વ પ્રત્યે વળેલી વૃત્તિ સૂક્ષ્મ માછલી જેવી છે જે મોહપ્રવાહની સામે જ દોડે છે.

અમૃત કેરી મોટરી સિર સે ધરી ઉતારિ,
જાહિ કહોં મૈં એક હૌં મોહિ કહૈ દ્વૈ ચારિ. ૫૦૬

જાકો મુનિવર તપ કરૈં વેદ પઢૈં ગુન ગાય,
સોઈ દેવ સિખાપના નહિં કોઈ પંતિયાય. ૫૦૭

ભર્મ પરા તિહું લોક મેં ભર્મ બસા સબ ઠાઉં,
કહહિ કબીર પુકારિ કે બસૈં ભર્મ કે ગાઉં. ૫૦૮

યુવા જરા બાલાપન બીત્યો ચૌથિ અવસ્થા આઈ,
જસ મુસવા કો તકૈ બિલૈયા તસ જમ ઘાત લગાઈ. ૫૦૯

દર્પણ કેરી જો ગુફા સોનહા પૈઠો ધાય,
દેખત પ્રતિમા આપની ભૂંકિ ભૂંકિ મરી જાય. ૫૧૦

મનુષ બિચારા કયા કરૈ કહે ન ખુલૈં કપાટ,
શ્વાન ચૌક બૈઠાય કે પુનિ પુનિ એપન ચાટ. ૫૧૧

## અહંકાર

માયા તજી તો કયા ભયા માન તજા નહિં જાય,
માન બડે મુનિવર ગલે માન સબન કો ખાય. ૫૧૨

માન બડાઈ કૂકરી સંતન એદી જાનિ,
પાંડવ જગ પૂરન ભયા સુપચ બિરાજે આનિ. ૫૧૩

માન બડાઈ જગત મેં કૂકર કી પહિચાની,
મીત કિયે મુખ ચાટહી બૈર કિયે તનહાનિ. ૫૧૪

૫૦૬. અમૃતની (આત્મજ્ઞાનની) પોટલી માથેથી ઉતારીને નીચે મૂકી અને મેં જેને કહ્યું કે 'હું એક છું,' સામેથી મને તેણે ઉત્તર આપ્યો કે 'બે ચાર છે.' (અદ્વૈતનું આત્મજ્ઞાન ભેદ-ભાવવાળા સંસારીને ગળે ઊતરતું નથી એટલે લોકો દ્વૈતમાં જ રાચે છે.)

૫૦૭. જેને માટે મુનિવરો તપ કરે છે, શાસ્ત્રો ભણે છે અને જેનાં તેઓ ગુણગાન કરે છે. તે જ દેવ (અંતરાત્મા)ની શિખામણમાં કોઈને વિશ્વાસ રહ્યો નથી!

૫૦૮. કબીર પોકારીને કહે છે કે ત્રણે લોકમાં ભ્રમ વ્યાપેલો છે; બધે જ ઠેકાણે ભ્રમજાળ ફેલાયેલી જણાય છે. આ (સંસારરૂપી) ભ્રમના ધામમાં (જીવોને) સૌને વાસો મળેલો છે. (ભ્રમનાં જ ગામ વસ્યાં છે.)

૫૦૯. બાળપણ, જુવાની અને ઘડપણ વીતી ગયાં હવે તો ચોથી અવસ્થા (મૃત્યુ) આવી પહોંચે છે. ઉંદર પર તાકી રહેલી બિલાડી જેમ લાગ જોઈને તરાપ મારે છે, તેમ જ જમ તરાપ મારવાનો લાગ જુએ છે.

૫૧૦. દર્પણની ગુફામાં(અંતર પ્રદેશમાં) પેસીને કૂતરાએ (જીવે) જોયું તો ત્યાં પોતાની જ પ્રતિમા અંદર દેખાઈ. (મોહને લીધે એનું રહસ્ય ન સમજાયાથી) એણે તો ભસી ભસી પ્રાણ ત્યજી દીધા.

૫૧૧. મનુષ્ય બિચારો શું કરે? એમ કંઈ કહ્યાથી ભીતરનાં બારણાં (હૃદય મંદિરનાં દ્વાર) ઓછાં ઊઘડે છે? (દેહમંદિરના) આંગણામાં (ભોગ લોલુપ ઈન્દ્રિયો રૂપી) કૂતરા બેસાડેલા છે. એટલે તે તો ફરી ફરીને ચોખા (બાહ્ય રંગરાગનો સ્વાદ) ચોંટ્યા કરે છે.

## અહંકાર

૫૧૨. માથા છોડી તેથી શું વળ્યું? અભિમાન જલદી છોડાતો નથી. અરે, આ અભિમાન તો ભલભલા મુનિવરોને ગળી ગયો છે. એ તો બધાયને સ્વાહા કરી જાય છે.

૫૧૩. માનમોટાઈ રૂપી કૂતરી તો સંતોને પણ હરાવી દે છે. જગતમાં પાંડવો પૂર્ણ હતા તોયે તેમને એણે ચંડાળ જેવી દુર્દશામાં આણીને મૂકી દીધા!

૫૧૪. દુનિયામાં માનમોટાઈને તો કૂતરાના જેવા જ જાણવાં. કારણ કે કૂતરાની જેમ જ જો એ દોસ્તી કરે તો મોઢું ચાટે અને દુશ્મનાવટ કરે તો કરડી ખાય.

બડા હુઆ તો કયા હુઆ જૈસે પેડ ખજૂર,
પંથી કો છાયા નહીં ફલ લાગે અતિ દૂર. ૫૧૫

કબિરા અપને જીવ તેં યે દો બાતેં ધોય,
માન બડાઈ કારને આછત મૂલ ન ખોય. ૫૧૬

પ્રભુતા કો સબ કોઉ ભજૈ પ્રભુ કો ભજૈ ન કોય,
કહ કબીર પ્રભુ કો ભજૈ પ્રભુતાં ચેરી હોય. ૫૧૭

જહઁ આપા તહઁ આપદા જહઁ સંસય તહઁ સોગ,
કહ કબીર કૈસે મિટૈ ચારોં દીરઘ રોગ. ૫૧૮

માયા ત્યાગે કયા ભયા માન તજા નહિં જાય,
જેહિ માને મુનિવર ઠગે, માન સબન કો ખાય. ૫૧૯

## કપટ

કબિરા તહાં ન જાઈયે જહાં કપટ કા હેત,
જાનો કલી અનાર કી તન રાતા મન સ્વેત. ૫૨૦

ચિત કપટી સબસોં મિલૈ માહીં કુટિલ કઠોર,
ઈક દુરજન ઇક આરસી આગે પીછે ઔર. ૫૨૧

હેત પ્રીતિ સોં જો મિલે તાકો મિલિયે ધાય,
અંતર રાખે જો મિલૈ તાસોં મિલૈ બલાય. ૫૨૨

## આશા

આસા જીવૈ જગ મરૈ લોગ મરૈ મન જાહિ,
ધન સંચૈ સો ભી મરૈ ઉબરૈ સો ધન ખાહિ. ૫૨૩

૫૧૫. મોટા માણસ થયા તેથી કોઈનું શું વળ્યું ? એ તો ખજૂરના ઝાડ જેવી વાત છે. વટેમાર્ગુને એનો છાંયો તો મળતો જ નથી અને એને ફળ થાય તો તે પણ (પહોંચાય નહીં તેટલે) ઊંચે હોય છે !
૫૧૬. કબીર કહે છે કે પોતાના જીવનમાંથી માન અને મોટાઈ એ બન્નેને દૂર કરવાં. એ માન મોટાઈને કારણે આપણી પાસેનું (માણસાઈનું) મૂળ ધન જ ન ગુમાવી બેસીએ (તેનું ધ્યાન રાખવું.)
૫૧૭. કબીર કહે છે કે પ્રભુતા (મોટાઈ)ને બધાયે ભજે છે (ઇચ્છે છે) પણ પ્રભુને કોઈ ભજતું નથી, પણ જો પ્રભુને જ ભજશો તો પ્રભુતા એની દાસી થઈને (આપોઆપ) પાછળ આવશે.
૫૧૮. કબીર કહે છે કે જ્યાં અભિમાન ત્યાં આપત્તિ છે અને જ્યાં શંકા ત્યાં શોક છે. સંસારી જનોના આ ચારે મહારોગ કેવી રીતે મટી શકે ?
૫૧૯. માયાનો ત્યાગ કર્યાથી શું વળ્યું ? અહંકાર તો છોડાતો નથી ! જે અહંકારે મુનિવરોને પણ છેતર્યા છે તે તો બધાયને ગળી જાય તેમ છે.

## કપટ

૫૨૦. કબીર કહે છે જ્યાં કપટ ભર્યું હેત દેખાય ત્યાં જવું નહીં. એ તો દાડમની કળી જેવું છે—બહારથી લાલ દેખાય, પણ અંદર જુઓ તો ધોળું ધબ.
૫૨૧. કપટી ચિત્તવાળો બધાંની સાથે હળે મળે તોયે તેનું અંતર કુટિલતા-વાળું અને કઠોર હોય છે. દુર્જન અને દર્પણમાં સામે કંઈક દેખાય અને પાછળ કંઈક જુદું જ હોય એવો કપટ ભેદ હોય છે.
૫૨૨. પ્રેમભાવથી જે મળે તેને સામા દોડી જઈને જરૂર મળીએ, પણ મનમાં ભેદભાવ (કપટ) રાખીને જે મળે તેને જખ મારવા કોઈ મળે ?

## આશા

૫૨૩. આશા જ (અમર) જીવંત છે. દુનિયા મરે છે, લોકો મરે છે ને મન પણ (મરી) જાય છે. જે ધન સંચય કરે છે તે પણ મરે છે અને જીવતા રહે છે તે એનું ધન ખાય છે.

આસન મારે કા ભયા મુઈ ન મન કી આસ,
જ્યોં તેલી કે બૈલ કો ઘર હી કોસ પચાસ. ૫૨૪

આસા એક જો નામ કી દૂજી આસ નિરાસ,
પાની માંહિં ઘર કરૈ સો ભી મરૈ પિયાસ. ૫૨૫

કબિરા જોગી જગત ગુરુ તજૈ જગત કી આસ,
જો જગ કી આસા કરૈ જગત ગુરુ, વહ દાસ. ૫૨૬

આસા કા ઈંધન કરું મનસા કરું ભભૂત,
જોગી ફિરિ ફિરિ કરું યોં બની આવૈ સૂત. ૫૨૭

## તૃષ્ણા

કબિરા સો ધન સંચિયે જો આગે કો હોય,
સીસ ચઢાયે ગાઠરી જાત ન દેખા કોય. ૫૨૮

કી ત્રિસ્ના હૈ ડાકિની કી જીવન કા કલ,
ઔર ઔર નિસદિન ચહૈ જીવન કરૈ બિહાલ. ૫૨૯

## નિદ્રા

કબિરા સોયા ક્યા કરૈ ઉઠિ ન ભજૈ ભગવાન,
જમ જબ ઘર લે જાયેંગે પડા રહેગા મ્યાન. ૫૩૦

કબિરા સોયા ક્યા કરૈ જાગન કી કરું ચૌંપ,
યે દમ હીરા લાલ હૈ ગિનિ ગિનિ ગુરુ કો સૌંપ. ૫૩૧

૫૨૪. જ્યાં સુધી મનની આશા મરી નથી ત્યાં સુધી આસન લગાવીને બેઠાથી શું વળે? એ તો ઘાંચીના બળદિયાના પચાસ ગાઉના પ્રવાસ જેવું છે. (એ ગમે તેટલું ગોળ ગોળ ફરે તોયે ઘેરનો ઘેર. એમાં પ્રગતિ શી ?)

૫૨૫. ખરી આશા તો એક પ્રભુની જ ગણાય. બીજી બધીય આશા નિરાશામાં જ પરિણમે છે. પાણીમાં વાસ કરે ને તોયે જીવ તરસે મરે (સુખના ધામ પ્રભુને ખોળે હોવા છતાં જીવ દુઃખી થાય) તે કેવું આશ્ચર્ય !

૫૨૬ કબીર કહે છે કે જે આ જગતની આશા છોડી દે તે જ સાચો જોગી, અર્થાત્ જગતનો ગુરુ ગણાય; પણ જે આ જગતની આશા રાખે છે તેને માટે તો જગત એનો ગુરૂ ગણાય અને એ પોતે જગતનો ગુલામ કહેવાય.

૫૨૭. આશાનું ઈંધણ કરીને આ મનને ભસ્મ કરી નાખુ ને પછી જોગી બનીને ફર્યા કરું તો જ જીવનું કલ્યાણ થઈ શકે !

## તૃષ્ણા

૫૨૮. કબીર કહે છે કે આગળ (પરલોકમાં) કામ લાગે તેવુ (પુણ્યરૂપી) ધન સંઘરવું. આ દુનિયામાંથી માથે(ધન સમ્પત્તિની)ગાંસડી મૂકીને(પરલોક) જનારો કોઈ જોયો નથી.

૫૨૯. આ તૃષ્ણાને ડાકણ કહેવી કે જીવનનો સાક્ષાત્ કાળ ? એ તો (સદાયે અસંતુષ્ટ રહીને) દિન રાત 'હજી વધારે', 'હજી વધારે'ની બૂમો પાડયાં જ કરે છે ને જીવનને બેહાલ કરી મૂકે છે.

## નિદ્રા

૫૩૦. કબીર કહે છે કે ઊંઘ્યા શું કરે છે ? ઊઠીને ભગવાનનું ભજન કેમ નથી કરતો ? જમદૂતો જ્યારે(જીવને) પકડીને ઉપાડી જશે ત્યારે ખોળિયું (મ્યાન) જ પડી રહેવાનું છે. (દેહનું જતન છોડી દેવનું ભજન કર.)

૫૩૧. કબીર કહે છે કે ઊંઘ્યા કરે છે ? જાગવાની ચાનક રાખ. આ એક એક શ્વાસ તો (તને મળેલો) એક એક અણમોલ હીરો છે એને ગણી ગણીને (પ્રભુમય કરીને) ગુરુને ચરણે ધરતો રહે.

નીંદ નિસાની મીચ કી ઉઠુ કબીરા જાગ,
ઔર રસાયન છાંડિ કે નામ રસાયન લાગ. ૫૩૨

પિઉ પિઉ કહિ કહિ કૂકિયે ના સોઈયે અસરાર,
રાત દિવસ કે કૂકતે કબહુંક લગ પુકાર. ૫૩૩

સોતા સાધ જગાઈયે કરૈ નામ કા જાપ,
યહ તીનોં સોતે ભલે સાકત, સિંહ ઔ સાપ. ૫૩૪

જાગન મેં સોવન કરૈ સોવન મેં લૌ લાય,
સુરતિ ડોરી લાગિ રહે તાર ટૂટિ નહિં જાય. ૫૩૫

## નિંદા

નિંદક નિયરે રાખિયે આંગન કુટિ છવાય,
બિન પાની સાબુન બિના નિર્મલ કરૈ સુભાય. ૫૩૬

તિનકા કબહું ન નિંદિયે જો પાવનતર હોય,
કબહૂં ઉડિ આંખિન પરૈ પીર ઘનેરી હોય. ૫૩૭

સાતો સાયર મૈં ફિરા જંબુદીપ દૈ પીઠ,
નિંદ પરાઈ ના કરૈ સો કોઈ બિરલા દીઠ. ૫૩૮

દોષ પરાયા દેખિ કરિ ચલે હસંત હસંત,
અપને યાદ ન આવઈ જાકો આદિ ન અંત. ૫૩૯

નિંદક એકહુ મતિ મિલૈ પાપી મિલો હજાર,
ઈક નિંદક કે સીસ પર કોટિ પાપ કો ભાર. ૫૪૦

## માયા

માયા છાયા એક-સી બિરલા જાનૈ કોય,
ભગતાં કે પીછે ફિરૈ સનમુખ ભાગૈ સોય. ૫૪૧

૫૩૨. કબીર કહે છે કે ઊંઘ (અજ્ઞાનમાં પડ્યા રહેવું તે) તો મોતની નિશાની છે. ઊઠ, જાગ્રત થા. બીજાં રસાયણો અજમાવવાં છોડીને-તું પ્રભુનામ રૂપી રસાયણનું અખંડ સેવન કરવા માંડ.

૫૩૩. હે જીવ! 'પિયુ, પિયુ' કરતા પ્રભુને પોકારતા રહીએ. જરા પણ સૂતા ના રહીએ. આમ અખંડ રાત દિવસ પોકારતાં પોકારતાં કોઈક દિવસ તો પ્રભુજી એ સાંભળશે ને?

૫૩૪. સૂતેલા (અજ્ઞાનવશ થયેલા) સજ્જનને જગાડીએ કે જેથી એ પ્રભુ-નામનો જપ કરવા માંડે. પણ સાપ, સિંહ ને શાક્ત તો સૂતેલા જ રહે તે સારું.

૫૩૫. જગત જે વિશે જાગ્રત હોય તે વિશે એ ઊંઘતો (નિઃસ્પૃહી) રહે અને જગત જે બાબતમાં ઊંઘતું (બેપરવા) હોય તે પરત્વે એની લગની લાગેલી હોય. એવા સંયમી સતતું અખંડ ધ્યાન તો પ્રભુમાં-એવું લાગેલું રહે છે કે એના તાર તૂટે જ નહીં.

## નિંદા

૫૩૬. આંગણામાં અને ઘરમાં બધે જ નિંદકને નજીક જ રાખવો. એ તો (નિન્દા કરીને)પાણી કે સાબુ વિના જ આપણા સ્વભાવને નિર્મળ કરે છે.

૫૩૭. પગ તળેના તણખલાની પણ કદી નિન્દા ન કરવી. કોઈક વાર એ પણ ઊડીને આપણી આંખમાં પડે છે ને બહુ પીડા ઊભી કરે છે.

૫૩૮. હું તો જંબુદ્વીપ (સ્વદેશ)તરફ પૂંઠ ફેરવીને દુનિયાના સાતે સાગર ફરી વળ્યો, પણ પારકી નિન્દા ના કરે એવો કોઈ વિરલો જ મારા-જોવામાં આવ્યો છે.

૫૩૯. જે પારકાના દોષ જોઈ જોઈને મલકાયાં કરે છે તેને પોતાના જ અનંત દોષોનું ભાન હોતું નથી!

૫૪૦. હજારો પાપી ભલે મળો પણ એક નિન્દા કરનારનો ભેટો મને ના થશો, કારણ કે એક નિન્દકને માથે કોટિ પાપનો ભાર હોય છે.

## માયા

૫૪૧. માયા અને છાયાનું સ્વરૂપ એક સરખું જ છે, એ હકીકત કોઈ વિરલા જ સમજે છે. પડછાયાની જેમ માયા પણ ભાગતા માણસની તો પાછળ-જ ફર્યા કરે છે પણ સામે થતાં જ તે ભાગી જાય છે.

માયા તો ઠગની ભઈ, ઠગત ફિરૈ સબ દેસ,
જો ઠગ યા ઠગની ઠગી તા ઠગ કો આદેસ. ૫૪૨

કબિરા માયા રૂખડી દો ફલ કી દાતાર,
ખોવત ખરચત મુક્તિ ભે સંચત નરક દુઆર. ૫૪૩

માયા તો હૈ રામ કી મોહી સબ સંસાર,
જાકો ચિઠ્ઠી ઊતરી સોઈ ખરચન હાર. ૫૪૪

માયા સંચ સગ્રહૈ વહ દિન જાનૈ નાહિં,
સાહસ બરસ કા સબ કરૈ મરૈ મહૂરત માહિં. ૫૪૫

કબિરા માયા મોહની મોહે જાન સુજાન,
ભાગે હૂં છૂટૈ નહીં ભરિ ભરિ મારૈ બાન. ૫૪૬

માયા કે ઝક જગ જર કનક કામિની લાગિ,
કહ કબીર કસ બાચિહૈ રૂઈ લપેટિ આગિ. ૫૪૭

મૈં જાનૂં હરિ સે મિલૂં મો મન મોટિ આસ,
હરિ બિચ ડારૈ અંતરા માયા બડિ પિસાસ. ૫૪૮

આંધી આઈ જ્ઞાન કી ઢહી ભરમ કી ભીતિ,
માયા ટાટી ઊડિ ગઈ લગી નામ સે પ્રીત. ૫૪૯

મીઠા સબ કોઈ ખાત હૈં વિષ હૂવૈ લાગૈ ધાય,
નીબ ન કોઈ પીવસી સર્વ રોગ મિટ જાય. ૫૫૦

માયા તરવર ત્રિબિધિ કા સાખા બિષય સંતાપ,
સીતલતા સપને નહીં ફલ ફીકો તન તાપ. ૫૫૧

૫૪૨. માયા તો ઠગારી છે. એ આખી દુનિયાને ઠગતી ફરે છે; પરંતુ જે ઠગે આ માયારૂપી ઠગારીને પણ ઠગી છેતે (માયાજીત) ઠગ (સંતજન) નો જ આ (માયા વિશેનો) બોધ છે.

૫૪૩. કબીર કહે છે કે આ માયા તો બે જ ફળ દેનાર ઝાડ જેવી છે (મુક્તિ અને નરક આ બે ફળો). માયા (સાંસારિકતા)ને ખોઈ કે ખરચીને ખલાસ કરી નાખો તો મુક્તિ મળશે અને એને સંઘર્યા કરો તો એ નરકનો દરવાજો દેખાડી દેશે.

૫૪૪. માયા તો રામની(દેણ) છે. એ તો આખા સંસારને રીઝવે છે.(કર્માનુસાર) જેના નામની ચિઠ્ઠી નીકળે તેને જ તે (માયાની સમૃદ્ધિ) ખરચવા મળે.

૫૪૫. જે જીવ માયા ભેગી કર્યા કરે છે તેને બિચારાને કાળનું જ્ઞાન નથી. આખા વરસનું એ (યોજના ઘડીને) ભેગું કરવાની ધૃષ્ટતા કરે છે પણ ઘડીમાં તો એ પોતે જ ખલાસ થઈ જાય છે!

૫૪૬. કબીર કહે છે કે માયા તો મોહિની છે. એણે તો ભલભલા વિદ્વાન અને સુજ્ઞજનોને પણ મુગ્ધ કર્યા છે. એનાથી ભાગતા છતાંયે તે બચ્યા નથી કારણ કે એ તો બાણનો ભરપૂર મારો ચલાવે છે.

૫૪૭. કબીર કહે છે કે માયાની ધૂનની લીધે જ જગતમાં (મોહિત જીવો) કનક અને કામિની માટે બળ્યા કરે છે. આગથી ઘેરાયેલું રૂ કેવી રીતે બચી શકે?

૫૪૮. મને થાય છે કે હું પ્રભુને મળુ. મારા મનમાં આ મોટી આશા છે, પણ આ માયા તો ભારે પિશાચિણી છે. એ મારી અને પ્રભુની વચ્ચે અંતરાયો જ ઊભા કરે છે.

૫૪૯. જ્ઞાનનો પ્રચંડ વંટોળિયો ધસી આવ્યો એટલે પ્રેમની ભીંત તૂટી પડી, માયારૂપી પડદો પણ ઊડી ગયો અને હૃદયને પ્રભુનામમાં પ્રેમ પ્રકટ્યો.

૫૫૦. મીઠું મીઠું ખાવું (વિષય ભોગનો રસાસ્વાદ) બધાયને ગમે છે, પણ એ જ (મિષ્ટાન્ન) પાછું ઝેર (દુઃખરૂપ) બનીને (જીવને) વળગે છે. બધાયે (ભવ) રોગ મટાડી દે તેવો (સત્યજ્ઞાનરૂપી) લીમડાનો રસ તો કોઈ પીતું નથી!

૫૫૧. માયા તો આધિદૈહિક, આધિદૈવિક અને આધિભૌતિક ત્રિવિધ તાપનું ઝાડ છે. વિષય ભોગનાં દુઃખ એ એની શાખાઓ છે. એને આશ્રયે તો સ્વપ્નમાં પણ શીતળતા નહીં મળે. એનાં ફળ સ્વાદ વિનાનાં ફીકાં અને શરીરને સંતાપ દેનારાં છે.

જિનકો સાંઈ રંગ દિયા કભી ન હોઈ કુરંગ,
દિન દિન બાની આગરી ચઢૈ સવાયા રંગ. ૫૫૨.

માયા દીપક નર પતંગ ભ્રમિ ભ્રમિ માહિં પરંત,
કોઈ એક ગુરુજ્ઞાન તેં ઉબરે સાધૂ સંત. ૫૫૩.

## કનક ઔર કામિની

ચલોં ચલોં સબ કોઈ કહૈ પહુંચે બિરલા કોય,
એક કનક ઔ કામિની દુરગમ ઘાટી દોય. ૫૫૪.

નારી કી ઝાંઈ પરત અંધા હોત ભુજંગ,
કબિરા તિનકી કૌન ગતિ નિત નારી કો સંગ. ૫૫૫.

પરનારી પૈની છુરી મતિ કોઈ લાઓ અંગ,
રાવન કે દસ સિર ગયે પરનારી કે સંગ. ૫૫૬.

પરનારી પૈની છુરી બિરલા બાંચૈ કોય,
ના વહિ પેટ સંચારિયે સર્વ સોન કી હોય. ૫૫૭.

દીપક સુંદર દેખિ કૈ જરિ જરિ મરૈ પતંગ,
બઢી લહર જો વિષય કી જરત ન મોડૈ અંગ. ૫૫૮.

સાંપ બીછિ કો મંત્ર હૈ માહુર, ઝારે જાત,
બિકટ નારિ પાલે પરી કાટિ કરેજા ખાત. ૫૫૯.

કનક કામિની દેખિ કૈ તૂ મતિ ભૂલ સુરંગ,
બિછુરન મિલન દુહેલરા કેંચુકિ તજૈ ભુજંગ. ૫૬૦.

૫૫૨. જેને પ્રભુએ જ પોતાના રંગે રંગી દીધો છે તે કહીયે કુરંગ (માયાવી પલટા ખાતો જીવ) નહીં બને. એની કાન્તિ તો દિવસે દિવસે ઉત્તમ થતી જાય છે અને એનો લાગેલો પ્રભુનો રંગ સવાયો થતો જાય છે.

૫૫૩. માયારૂપી દીપક છે અને મનુષ્યો પતંગિયાં છે. ભ્રમમાં ચક્કર ખાતાં આ માનવ પતંગિયાં તે માયાના દીપકમાં કૂદી પડે છે. સદ્ગુરૂ પાસેથી (ભ્રમનાશક) જ્ઞાન પામીને એમાંથી બચી જનારા સાધુ સંત તો કોઈક જ હોય છે.

## કનક અને કામિની

૫૫૪. 'ચાલો, ચાલો'ની બૂમો તો બધાય પાડે છે પણ નિજધામ પહોંચનારા તો કોઈ વિરલા જ હોય છે. ત્યાં પહોંચતાં પહેલાં કનક કે કામિનીનાં મોહરૂપી એ દુર્ગમ ઘાટ પસાર કરવાના હોય છે.

૫૫૫. કબીર કહે છે કે નારીનો પડછાયો પડતાં સાપ આંધળો બની જાય છે, તો પછી નારીનો નિત્યસંગ સેવનારાની શીયે ગતિ થતી હશે?

૫૫૬. પારકી નારી તો તીણી છરી જેવી છે, એને કોઈ અંગે લગાડશો નહીં. રાવણનાં દશે મસ્તક પરાઈ નારીનો સંગ કરવા જતાં જ છેદાઈ ગયાં ને!

૫૫૭. પરાઈ નાર રૂપી તીક્ષ્ણ છરીથી બચી જનારા કોઈક વિરલા જ હોય છે. સાવ સોનાની ઘડેલી હોય તોયે છરીને પેટમાં તો ના જ ખોસાય!

૫૫૮. સુંદર દીવો દેખીને પતંગિયું એમાં કૂદી પડીને બળી મરે છે. તેવી જ રીતે (જીવને) જ્યારે વિષય ભોગનો(કેફ) જુઆળ ચડે છે, ત્યારે એનાથી દાઝવા છતાંયે એ પોતાના શરીરને એમાંથી પાછું વાળતો નથી!

૫૫૯. સાપ અને વીંછીના ઝેરને ઝાડફૂંક કરીને ઉતારવાના મંત્ર હોય છે; પણ નારીના પનારે પડેલાની સ્થિતિ ભયંકર હોય છે. એ તો એનું કાળજું જ કોરી ખાય છે.

૫૬૦. હે સુંદર રંગવાળા (આત્મ સ્વરૂપ જીવ)! કનક અને કામિનીને જોઈને તું મોહજાળમાં ભોળવાઈ કે લોભાઈ જઈશ નહીં. જેવી રીતે સાપ કાંચળી ત્યજી દે છે તેવી જ રીતે તું કનક અને કામિની આ બન્નેથી અલિપ્ત થઈ જા. કારણ કે એ બન્નેના મિલન અને વિયોગ દુઃખદાયી જ છે. (એમની આસક્તિ તું છોડી દે.)

## માદક દ્રવ્ય

મદ તો બહુતક ભાંતિ કા, તાહિ ન જાને કોય,
તનમદ મનમદ જાતિમદ માયામદ સબ લોય. ૫૬૧

વિદ્યામદ ઔર ગુનહુંમદ રાજમદ ઉનમદ,
ઇતને મદ કો રદ કરે તબ પાવૈ અનહદ. ૫૬૨

કબિરા માતા નામ કા મદ મતવાલા નાહિં,
નામ પિયાલા જો પિય સો મતવાલા નાહિં. ૫૬૩

## શીલ

શીલ છિમા જબ ઉપજૈ અલખ દૃષ્ટિ તબ હોય,
બિના સીલ પહુંચૈ નહીં લાખ કથૈ જો કોય. ૫૬૪

સીલવંત સબતેં બડા સર્વ રતન કી ખાનિ,
તીન લોક કી સંપદા રહી સીલ મેં આનિ. ૫૬૫

જ્ઞાની ધ્યાની સંજમી દાતા સૂર અનેક,
જપિયા તપિયા બહુત હૈં સીલવંત કોઈ એક. ૫૬૬

સુખ કા સાગર સીલ હૈ કોઈ ન પાવૈ થાહ,
સબ્દ બિના સાધૂ નહીં, દ્રવ્ય બિના નહીં સાહ. ૫૬૭

ઘાયલ ઉપર ઘાવ લૈ ટોટે ત્યાગી સોય,
ભર જોબન મેં સીલવંત બિરલા હોય તો હોય. ૫૬૮

## ક્ષમા

છિમા બડન કો ચાહિયે છોટન કો ઉત્પાત,
કહા વિષ્ણુ કો ઘટિ ગયો જો ભૃગુ મારી લાત. ૫૬૯

## માદક દ્રવ્ય

૫૬૧. મદ તો કેટલી બધી જાતના હોય છે! એની પૂરી સમજ કોઈને નથી હોતી. લોકોને શરીરનો મદ, બુદ્ધિનો મદ, ઉચ્ચ જાતિનો મદ તેમ જ માયાનો મદ હોય છે.

૫૬૨. તે ઉપરાંત વિદ્યાનો મદ અને ગુણનો મદ તેમજ ઉન્મત્ત કરી મૂકતો રાજ સત્તાનો મદ! આટલા બધા મદને જે રદ કરી શકે તેને જ અનહદ (અસીમ પરમાત્મા)ની પ્રાપ્તિ થઈ શકે છે.

૫૬૩. કબીર તો પ્રભુનામનો પ્યાલો પીને રામરસથી મસ્ત બનેલો છે. એ કંઈ આવા કોઈ મદથી છકી ગયેલો નશાખોર મતવાલો નથી.

## શીલ

૫૬૪. જીવનમાં જ્યારે શીલ (સદાચાર) અને ક્ષમા પ્રગટે છે ત્યારે જ અલખ (પ્રભુમય આત્મ) દૃષ્ટિ થાય છે. લાખો વાર ઉપદેશ આપો તો પણ શીલ વિના પ્રભુપદને પમાતું નથી.

૫૬૫ શીલવાન મનુષ્ય તો સૌથી મહાન છે. એ તો સર્વ રત્નોની ખાણ છે કારણ કે ત્રણે લોકની સર્વ સંપત્તિ શીલમાં સમાયેલી છે.

૫૬૬. જ્ઞાની, ધ્યાની, સંયમી, દાતા અને શૂરવીર તો ઘણા હોય છે તે ઉપરાંત જપતપ કરનારા પણ ઘણાયે હોય છે. પણ શીલવાન તો કોઈક જ હોય છે.

૫૬૭. શીલ તો સુખનો અગાધ સાગર છે. એની ગહનતાનો પાર કોઈ પામી શકતુ નથી. શબ્દ (પ્રભુજ્ઞાન) વિનાનો સંત ન હોઈ શકે ને સંપદ વિનાનો શાહુકાર ન હોઈ શકે.

૫૬૮. (ઘડપણ કે અશક્તિને લીધે) ઘાયલ (દુર્બલ) થયા પછી જે (વિષય-ભોગથી) ભાગવા માંડે છે તે તો અધૂરા ત્યાગી જ ગણાય. પણ ભર જુવાનીમાંયે શીલવાન હોય એવા તો કોઈ વિરલા જ હોય છે.

## ક્ષમા

૫૬૯. નાનાં કે હલકાંનો ઉત્પાત જ હોય, પણ મોટાંએ તો ક્ષમા જ રાખવી. ભૃગુઋષિએ ભગવાન વિષ્ણુને છાતી પર લાત મારી. તેમાં પ્રભુનું શું ઘટી ગયું?

જહાં દયા તહાં ધર્મ હૈ જહાં લોભ તહાં પાપ,
જહાં ક્રોધ તહાં કાલ હૈ જહાં છિમા તહાં આપ. ૫૭૦

કારગસ સમ દુરજન બચન રહૈ સંતજન ટારિ,
બિજુલી પરૈ સમુદ્ર મેં કહા સકૈગિ જારિ. ૫૭૧

ખોદ ખોદ ધરતી સહૈ કાટ કૂટ બનરાય,
કુટિલ બચન સાધૂ સહૈ ઔર સે સહા ન જાય. ૫૭૨

## ઉદારતા

કબિરા ગુરુ કે મિલન કી બાત સુની હમ દોય,
કૈ સાહેબ કા નામ લૈ કૈ કર ઊંચા હોય. ૫૭૩

ઋતુ બસંત જાચક ભયા હરખિ દિયા દ્રુમ પાત,
તાતેં નવ પલ્લવ ભયા દિયા દૂર નહિં જાત. ૫૭૪

જો જલ બાઢૈ નાવ મેં ઘર મેં બાઢૈ દામ,
દોઊ હાથ ઉલીચિયે યહી સજ્જન કો કામ. ૫૭૫

હાઠ બડા હરિભજન કર દ્રવ્ય બડા કુછ દેય,
અકલ બડી ઉપકાર કર જીવન કા ફલ લેય. ૫૭૬

દેહ ધરે કા ગુન યહી દેહુ દેહુ કછુ દેહુ,
બહુરિ ન દેહી પાઈયે અબ કી દેહુ સો દેહુ. ૫૭૭

સત હી મેં સત બાઁટઈ રોટી મેં તે ટૂક,
કહ કબીર તા દાસ કો કબહું ન આવે ચૂક. ૫૭૮

## સંતોષ

ચાહ ગઈ ચિંતા મિટી મનુવાં બેપરવાહ,
જિનકો કછૂ ના ચાહિયે સોઈ સાહંસાહ. ૫૭૯

૫૭૦. જ્યાં દયા છે ત્યાં જ ધર્મ છે; જ્યાં લોભ છે ત્યાં જ પાપ છે; જ્યાં ક્રોધ છે ત્યાં જ કાળ છે અને જ્યાં ક્ષમા છે ત્યાં જ પ્રભુ પોતે (સ્વરૂપાનુભવ રૂપે) હાજર છે.

૫૭૧. દુર્જનોનાં કર્કશ વેણથી સંતજન અળગા (અલિપ્ત) જ રહે છે. સમુદ્રમાં વીજળી પડે તો ત્યાં એ શું બાળી શકે ?

૫૭૨. ધરતી ખોદકામનું કષ્ટ સહન કરે છે અને જંગલ કાપકૂપની વેદના વેઠી લે છે. તેવી જ રીતે સંતજન ક્ષમાપૂર્વક કુટિલ વંચનો સહન કરી લે છે. બીજાથી એ સહન થઈ શકતાં નથી.

## ઉદારતા

૫૭૩. કબીર કહે છે કે ગુરુ મળ્યા એ વિશેની વાત મેં સાંભળી છે. (જેને ગુરુ મળ્યા હોય) તે કાં તો અખંડ પ્રભુનું નામ લેતો હોય અથવા હાથ ઊંચા જ રાખતો હોય (અર્થાત્ કોઈ પાસે હાથ ન લંબાવતો અયાચક હોય).

૫૭૪. વસંત ઋતુએ યાચક બનીને માગ્યું ત્યારે વૃક્ષોએ આનંદપૂર્વક પોતાનાં પાન (પાનખર ઋતુમાં) આપી દીધાં. એટલે જ તેમને પાછાં નવાં પાન મળી રહ્યાં. ખરેખર દીધેલું દાન નકામું જતું નથી.

૫૭૫. જો હોડીમાં પાણી વધતું જાય અને ઘરમાં ધન વધતું જાય તો એને બન્ને હાથે ઉલેચવા માંડવું એ જ સજ્જનનું કર્તવ્ય છે.

૫૭૬. તું હાડે મોટો (તંદુરસ્ત) હોય તો હરિભજન કર, દ્રવ્યે મોટો(ધનવાન) હોય તો કંઈક દાન કર, અને બુદ્ધિએ મોટો (જ્ઞાની) હોય તો પરોપકાર કર. જીવનનું સાર્થક્ય એમાં (પરમાર્થ કાર્યમાં) જ છે.

૫૭૭. બસ, તું દેક દે, દે ને દે. દાન દેવામાં જ આ માનવદેહ ધારણ કર્યાની સાર્થકતા રહી છે. આ દુર્લભ દેહ ફરી ફરી નહી મળે. આ ફેરામાં જ જે દેવું હોય તે દઈ દે.

૫૭૮. કબીર કહે છે કે પ્રભુનો જે દાસ છે તે પોતાની પાસેનાં તત્ત્વોની વહેંચણી કર્યા કરે છે. તેમ જ પોતાની રોટલીનો ટૂકડો પણ સૌને વહેંચીને ખાય છે. તેને કદી પણ ખોટ આવતી નથી.

## સંતોષ

૫૭૯. ઈચ્છા મટી અને ચિંતા ટળી એટલે માનવીને કશાયની પરવા રહેતી નથી. જીવનમાં જેને કશાની જ કામના નથી એ જ ખરો શહેનશાહ છે.

માંગન ગયે સો મરિ રહે મરે સો માંગન જાહિં,
તિનસે પહલે વે મરે હોત કરત જો નાહિં. ૫૮૦

ગોધન ગજધન બાજિધન ઔર રતન ધનખાન,
જબ આવૈ સંતોષ ધન સબ ધન ધૂરિ સમાન. ૫૮૧

મરિ જાઊં માંગૂં નહીં અપને તન કે કાજ,
પરમારથ કે કારને મોહિં ન આવ લાજ. ૫૮૨

## ધૈર્ય

ધીરે ધીરે રે મના ધીરે સબ કછુ હોય,
માલી સીંચે સૌ ઘડા ઋતુ આંચે ફલ હોય. ૫૮૩

કબિરા ધીરજ કે ધરે હાથી મનભર ખાય,
ટૂક એક કે કારને સ્વાન ઘરૈ ઘર જાય. ૫૮૪

કબિરા ભવર મેં બૈઠિ કે ભૌચક મના ન જોય,
દૂબન કા ભય છાંડિ દે કરતા કરૈ સો હોય. ૫૮૫

મૈં મેરી સબ જાયગી તબ આવૈગી ઔર,
જબ યહ નિશ્ચલ હોયગા તબ પાવૈગા ઠૌર. ૫૮૬

## દીનતા

દીન ગરીબી બંદગી સાધન સોં આધીન,
તાકે સંગ મૈં યોં રહૂં જ્યોં પાની સંગ મીન. ૫૮૭

દીન લખે મુખ સબન કો દીનહિં લખૈ ન કોય,
ભલી બિચારી દીનતા નરહુ દેવતા હોય. ૫૮૮

૫૮૦. માગવા જાય તેમને મરેલા જાણો અને મરેલા હોય તે જ માગવા નીકળે; પણ જેની પાસે સાધનસંપત્તિ હોય છતાંયે જે કંઈ પણ સત્કર્મ કરતા નથી તેવાને તો એ બધાયેથી પહેલાં જ મરેલા સમજી લેવા.

૫૮૧. ગોધન, ગજધન, અશ્વધન અને બીજી રત્ન–સંપત્તિના ભંડાર ભરેલા હોય, તે બધાયે સંતોષરૂપી ધન પ્રાપ્ત થતાં જ ધૂળ જેવા (નકામા) લાગે છે.

૫૮૨. પોતાના સ્વાર્થ માટે તો મરી જાઉં તોયે માગું નહીં, પણ બીજાના કલ્યાણને માટે માગતાં મને શરમ નહીં લાગે.

## ધૈર્ય

૫૮૩. હે મન ! ધીરજ ધારણ કર. સંસારમાં સૌ કંઈ ધીરે ધીરે જ થાય છે. માળી સેંકડો ઘડા પાણી સીંચે છે પણ ફળ તો તેની મોસમ આવે ત્યારે જ થાય છે. (ઉતાવળે આંબા પાકે નહીં.)

૫૮૪. કબીર કહે છે કે ધીરજ રાખીને રહેવાથી હાથીને એનું મણ ખાવાનું મળી રહે છે પણ કૂતરાને (અધીરાઈને લીધે) એક ટૂકડા ખાતર ઘેર ઘેર ભટકવું પડે છે.

૫૮૫. કબીર કહે છે કે સંસારના વમળની વચ્ચોવચ બેસીને હે મન ! હવે તું આકળ વિકળ થઈશ નહીં, હવે તું ડૂબવાનો ભય છોડી દે. પ્રભુએ ધારેલું હશે તે જ થવાનું છે.

૫૮૬. આ 'હું ને મારું' એ બધું (મમત્વ) ચાલ્યું જશે ત્યારે જ (સમત્વની) બીજી શક્તિ પ્રગટ થશે. આવો નિશ્ચય જ્યારે હૃદયમા થશે ત્યારે જ જીવથી ઠરીઠામ બેસાશે.

## દીનતા

૫૮૭. પ્રભુ તો દીનભાવ, દારિદ્ર્ય અને પ્રાર્થનાનાં ભાવપૂર્ણ સાધનને જ વશ છે. પાણીમાં માછલી તલ્લીન રહે તેવી જ રીતે હું તો એ (સાધન)માં જ મગ્ન રહું છું.

૫૮૮. દીન હોય તે સૌનાં મોઢાં તરફ જોયાં કરે છે પણ એ દીન મુખની તરફ કોઈ નજર પણ કરતું નથી ! બિચારી કહેવાતી આ દીનતા જ ખરેખર ઉપકારક છે કારણ કે એનાથી જ (દીનભાવથી) નરમાંથી નારાયણ થાય છે.

દીન ગરીબી બંદગી સબસે આદરભાવ,
કહ કબીર તેઈ બડા જામે બડા સુભાવ. ૫૮૯

કબિરા નવૈ સો આપકો પર કો નવૈ ન કોય,
ઘાલિ તરાજૂ તૌલિયે નવૈ સો ભારી હોય. ૫૯૦

ઊંચે પાની ના ટિકૈ નીચે હી ઠહરાય,
નીચા હોય સો ભરિ પી। ઊંચા પ્યાસા જાય. ૫૯૧

નીચે નીચે સબ તરે જેતે બહુત અધીન,
ચઢ બોહિત અભિમાન કી બૂડે ઊંચ કુલીન. ૫૯૨

સબ તેં લઘુતાઈ ભલી લઘુતાઈ તેં સબ હોય,
જસ દુતિયા કો ચંદ્રમા સીસ નવૈ સબ કોય. ૫૯૩

બુરા જો દેખન મૈં ચલા બુરા ન મિલિયા કોય,
જો દિલ ખોજોં આપના મુઝસા બુરા ન હોય. ૫૯૪

મેરા મુઝમેં કુછ નહીં જો કછુ હૈ સો તોર,
તેરા તુઝકો સૌંપતે ક્યા લાગેગા મેર. ૫૯૫

લઘુતા તે પ્રભુતા મિલૈ પ્રભુતા તે પ્રભુ દૂરિ,
ચીટી લ શક્કર ચાલી હાથી કે સિર ધૂરિ. ૫૯૬

## દયા

દયા ભાવ હિરદૈ નહીં જ્ઞાન કથૈ બેહદ,
તે નર નરક હિં જાહિંગે સુનિ સુનિ સાખી સબ્દ. ૫૯૭

દયા કૌન પર કીજિયે કા પર નિર્દય હોય,
સાંઈ કે સબ જીવ હૈ કીરી કુંજર દોય. ૫૯૮

૫૮૯. કબીર કહે છે કે દીનભાવ, ગરીબાઈ, પ્રાર્થના અને સૌની સાથે સ્નેહ-ભાવ–આ લક્ષણો જેનામાં સારા પ્રમાણમાં હોય તે જ માણસ સૌથી મહાન છે.

૫૯૦. કબીર કહે છે કે જે નમે છે તે પોતાનું જ ગૌરવ વધારે છે. નમીને કોઈ પારકાને સાચી મોટાઈ આપતું નથી. ત્રાજવામાં જ તોલી જુઓનો! (ન્યાય દૃષ્ટિથી તપાસો) જે પલ્લું નમે છે તે જ વધારે ભારે હોય છે.

૫૯૧. પાણી (પ્રભુતારૂપ) ઊંચે (અહંકારમાં) નહીં, પણ નીચે (નમ્રતામાં) જ ટકી રહે છે. નીચો નમે તે જ ધરાઈને પી શકે છે પણ (અહંકારમાં) અક્કડ રહે તો તે તરસ્યો જ રહી જાય છે.

૫૯૨. જે બધા નીચા (નમ્ર અને દીન) અને અન્યના સદ્ભાવને વશ હોય છે તે બધા તરી જાય પણ અભિમાનના સઢવાળા વહાણમાં ચઢીને જનારા જે ઉચ્ચ ને કુલીન હોય છે તે જ ડૂબી મરે છે.

૫૯૩. લઘુતા (દીનભાવ) જ સૌથી સરસ સાધન છે કારણ કે લઘુતાથી બધું જ સધાય છે. બીજના (લઘુ) ચંદ્રને બધાયે માથું નમાવે છે.

૫૯૪. બૂરાની શોધમાં નીકળતાં મને તો કોઈ બૂરું મળ્યું જ નહીં. અંતે મારા પોતાના અંતરમાં શોધતાં મને સમજાઈ ગયું કે ખરેખર મારા જેવું બૂરું (દોષપૂર્ણ) બીજું કોઈ જ નથી.

૫૯૫. હે પ્રભુ! મારામાં કશું જ મારું નથી. જે કંઈ છે તે તો તારું જ છે. એટલે જે તારું છે તે તને જ સોંપવામાં મારું શું જવાનું છે?

૫૯૬. લઘુતાથી જ પ્રભુતા પ્રાપ્ત થાય છે, પણ પ્રભુતા (માનમોટાઈ)થી તો પ્રભુ દૂર જ રહે છે. જુઓને, આ ઝીણી કીડી ખાંડ (સારરૂપ વસ્તુ) લઈને દોડતી ચાલી, પણ પેલો હાથી (અહંકારી) એ લેવા જતાં માથે ધૂળ જ ઉડાડી મૂકે છે!

## દયા

૫૯૭. બેશુમાર જ્ઞાનની વાતો કર્યા કરે પણ જેના હૃદયમાં દયાભાવ ના હોય તેવા (દયાહીન) માણસો આ સાખીઓ અને જ્ઞાનનાં પદો (શબ્દો) સાંભળીને પણ નરકમાં જ જવાના.

૫૯૮. કોના તરફ દયા રાખવી અને કોની સાથે નિર્દય થવું એવો વિચાર ના કરવો. કીડી હોય કે કુંજર, બધા જ જીવ ભગવાનના છે. (એટલે સર્વ પર દયાભાવ રાખવો.)

## સત્યતા

સાંચ બરાબર તપ નહીં જૂઠ બરાબર પાપ,
જાકે હિરદે સાંચ હૈ તા હિરદે ગુરુ આપ. ૫૯૯

સાંઈ સે સાચા રહૌ સાંઈ સાંચ સુહાય,
ભાંવૈ લંબે કેસ રખ ભાંવૈ ઘોટ મુંડાય. ૫૦૦

સાંચે શ્રાપ ન લાગઈ સાંચે કાલ ન ખાય,
સાંચે કૌ સાંચા મિલૈ સાંચે માંહિ સમાય. ૬૦૧

સાંચ બિના સુમિરન નહીં ભય બિન ભક્તિ ન હોય,
પારસ મેં પરદા રહે કંચન કેહિ બિધિ હોય. ૬૦૨

પ્રેમ પ્રીતિ કા ચોલના પહિરિ કબીરા નાચ,
તનમન તા પર વાર હૂં જો કોઈ બોલૈ સાંચ. ૬૦૩

સાંચે કોઈ ન પતી જઈ જૂઠે જગ પતિયાય,
ગલી ગલી ગોરસ ફિરૈ મદિરા બૈઠિ બિકાય. ૬૦૪

સાચ કહૂં તો મારિહૈ જૂઠે જગ પતિયાય,
યે જગ કાલી કૂકરી જો છેડૈ તો ખાય ૬૦૫

સબ તે સાંચા હૈ ભલા જો સાંચા દિલ હોઈ,
સાંચ બિના સુખ નાહિ ના કોટિ કરૈ જો કોઈ. ૬૦૬

સાંચૈ સૌદા કીજિયે અપને મન મેં જાનિ,
સાચે હીરા પાઈયે જૂઠે મૂરી હાનિ. ૬૦૭

## વાચનિક જ્ઞાન

જ્યોં અંધરે કો હાથિયા સબ કાહૂ કો જ્ઞાન,
અપની અપની કહત હૈ કાકો ધરિયે ધ્યાન. ૬૦૮

## સત્યતા

૫૯૯. સત્ય સમાન તપ નથી અને જૂઠ સમાન પાપ નથી. જે હૃદયમાં સત્ય છે તે હૃદયમાં ગુરુદેવ (સત્યસ્વરૂપ પરમેશ્વર) પોતે જ બિરાજમાન છે.

૬૦૦. પ્રભુ સાથે સચ્ચાઈ રાખવી કારણ કે પ્રભુને સત્ય જ પ્રિય છે. પછી ગમે તો લાંબી જટા રાખો કે માથું મુંડાવો. એ બાહ્ય વેશ તો ગૌણ છે.

૬૦૧. સત્યને શાપ લાગતો નથી તેમ જ સત્યને કાળ ખાઈ શકતો નથી. સત્ય (પરમાત્મા)માં સત્યનું (આત્મ સ્વરૂપનું) મિલન થઈ જતાં તે પરમ સત્ય (બ્રહ્મ)માં જ લીન થઈ જાય છે.

૬૦૨. સચ્ચાઈ વિના (આત્મ ભાનની) સ્મૃતિ જાગતી નથી અને ભય વિના પ્રભુભક્તિ નથી થતી. પારસમણિનો (પ્રભુનો) સ્પર્શ થવામાં વચ્ચે જો (અસત્યનો) પડદો રહી જાય તો પછી (જીવરૂપી) લોહનું કંચન કેવી રીતે થઈ શકે?

૬૦૩. કબીર કહે છે કે હે જીવ! પ્રેમનું પરોણુ પહેરીને તુ નાચ્યાં કર. સત્ય (જ્ઞાન) કહેનારની ઉપર તો હું તન, મન બધું જ ઓવારી નાખું!

૬૦૪. સત્ય પર કોઈને વિશ્વાસ નથી. જગત જૂઠાનો જ વિશ્વાસ કરે છે. જુઓને! ગોરસ વેચવા ગલીએ ગલીએ ઘૂમવુ પડે છે પણ મદિરા તો દુકાને જ બેસીને વેચાય છે.

૬૦૫. સત્ય કહું તો મારવા દોડે છે! જગતને જૂઠા પર જ વિશ્વાસ છે. અરે! આ જગત તો કાળી કૂતરી જેવું છે. જે એને બોલાવે તેને જ ખાવા ધાય!

૬૦૬. જે સાચા દિલનો હોય તેનું જ સ્વરૂપ સત્ય ને ઉત્તમ ગણાય. કોઈ કોટિ ઉપાયો ભલે કરે, પણ સત્ય (આત્મજ્ઞાન) વિના સુખ પ્રાપ્તિ છે જ નહીં.

૬૦૭. પોતાના મનથી સમજી લઈને સત્યનો જ સોદો કરવો. સત્યના વેપારમાંથી જ અમૂલ્ય હીરો (પરમાત્મા) મળશે. જૂઠના આશ્રયથી તો સમૂળી નુકસાની છે.

## વાચનિક જ્ઞાન

૬૦૮. જેમ આંધળાઓએ સ્પર્શીને જોયેલા હાથીનું તેમનુ જ્ઞાન અપૂર્ણ હોય છે તેમ જ બધા પંડિતોના જ્ઞાન વિશે છે. સૌ પોતપોતાની જ વાતને સાચી કહે છે. એમાં કોનું ધ્યાનમાં લેવું?

જ્ઞાની સે કહિયે કહા કહત કબીર લજાય,
અંધે આગે નાચને કલા અકારથ જાય. ૧૦૯

જ્ઞાની ભૂલે જ્ઞાન કથિ નિકટ રહ્યો નિજ રૂપ,
બાહર ખોજૈં બાપુરે ભીતર બસ્તુ અનૂપ. ૧૧૦

ભીતર તો ભેદ્યો નહીં બાહર કથૈ અનેક,
જો પૈ ભીતર લખિ પરૈ ભીતર બહાર એક. ૧૧૧

## વિચાર

પાની કેરા પૂતલા રાખા પવન સંચાર,
નાના બાની બોલતા જોતિ ધરી કિરતાર. ૧૧૨

એક શબ્દ મેં સબ કહા સબ હી અર્થ વિચાર,
ભજિયે નિર્ગુન નામ કો તજિયે બિષૈ બિકાર. ૧૧૩

સહજ તરાજૂ આનિ કરિ સબ રસ દેખા તોલ,
સબ રસ માંહીં જીભ રસ જો કોઈ જાનૈ બોલ. ૧૧૪

આચારિ સબ જગ મિલા, મિલા બિચારી ન કોય,
કોટિ અચારી વારિયે એક બિચારી જો હોય. ૧૧૫

મન દીયા કહિં ઔર હી, તન સાધન કે સંગ,
કહ કબીર કોરી ગજી કૈસે લાગે રંગ. ૧૧૬

લોગ ભરોસે કૌન કે બરિ રહે અરગાય,
ઐસ જિયરૈ જમ લૂટૈ મેઢૈં લુટૈ કસાય. ૧૧૭

બોલી એક અમોલ હૈ જો કોઈ બોલૈ જાનિ,
હિયે તરાજૂ તૌલિ કે તબ મુખ બાહર આનિ. ૧૧૮

૬૦૯. કબીર કહે છે કે જ્ઞાનીને શું કહેવું ? અરે ! કહેતાં પણ શરમ લાગે. આંધળા (અજ્ઞાન) સામે નૃત્ય કરવાથી તો એ બધી કળા વ્યર્થ જ થાય !

૬૧૦. જ્ઞાનની વાતોમાં જ વમળોમાં જ્ઞાની ભૂલો પડે છે. પોતાનું સાચું સ્વરૂપ પોતાની જ પાસે છે. જે અનુપમ વસ્તુ પોતાની ભીતર જ છે તેને એ બિચારો બહાર શોધતો ભટક્યાં કરે છે !

૬૧૧. બહારની બહુ વાતો કરે છે પણ ભીતર ભેદીને અંદર (હૃદયકમળમાં પ્રવેશ કરતો નથી. પરન્તુ જો એમ કરીને ભીતરનાં (આત્મ) દર્શન થાય તો સમજાઈ જાય કે ભીતર ને બહાર બધુંયે વસ્તુતઃ એકાકાર જ છે.

## વિચાર

૬૧૨. આ મનુષ્ય દેહ તો વિચાર પવન ભરીને રાખેલું પાણીનું પૂતળું છે. એની અંદર પરમાત્માએ (વિચાર શક્તિ રૂપી ચૈતન્યની) જ્યોતિ મૂકેલી છે. એટલે એ જાતજાતની વાણી બોલે છે.

૬૧૩. સર્વ અર્થનો વિચાર કરીને આ એક જ શબ્દમાં બધું સમજાવી દીધું છે કે વિષય વિકાર ત્યજી દો અને નિર્ગુણ પરમાત્માનું ભજન કરો.

૬૧૪. સહજ ધ્યાનને ત્રાજવે જીવનના બધાયે રસોને તોલી જોયા તો સમજાયું કે સાચા જ્ઞાનીની વાણીમાંથી ઝરતો અમીરસ જ સૌ રસોમાં શ્રેષ્ઠ છે.

૬૧૫. (જડ) આચારમાં અટવાઈ પડેલું તો આખુ જગત જોયું પણ ઊંડો વિચાર કરનારું કોઈ જણાયું નહીં. એવો જ્ઞાન વિચાર કરનાર એક જણ પણ મળે તો તેની આગળ (જડ) આચારવાળા કરોડોને પણ ન્યોછાવર કરી દેવાય !

૬૧૬. કબીર પૂછે છે કે જો શરીર સાધન સાધવામાં લાગેલું હોય પણ મન કંઈ બીજે જ પરોવાયેલું હોય તો પછી કોરા કપડા પર રંગ કેવી રીતે લાગશે ? (મન વિનાની સાધના મિથ્યા છે.)

૬૧૭. લોકોના ભરોસે કોણ રહી શકે ? બધાં જ લોકો દુશ્મનની જેમ અળગા થઈને બેસે છે. એવી અજ્ઞાનીની દુર્દશામાં જઈ પડેલા જીવને કસાઈ જેવી રીતે ઘેટાંને ઘસડી જાય તેવી રીતે અંતે જમડા લઈ જાય છે.

૬૧૮. હૃદયને ત્રાજવે તોલીને જ જે વાણી મુખમાંથી બહાર નીકળે છે. તે સમજપૂર્વક બોલાયેલી વાણી જ અમૂલ્ય છે.

## વિવેક

ફૂટિ આંખિ બિબેક કી લખૈ ન સંત અસંત,
જાકે સંગ દસ બીસ હૈ તાકો નામ મહંત. ૬૧૯

સાધૂ ભૈરે સબ બડે અપની અપની ઠૌર,
સબ્દ બિબેકી પારખી સો માથે કે મૌર. ૬૨૦

સમઝા સમઝા એક હૈ અનસમઝા સબ એક,
સમઝા કોઈ જાનિયે જાકે હૃદય બિબેક. ૬૨૧

ભંવર—જાલ બગુજાલ હૈ બૂડે જીવ અનેક
કહ કબીર તે બાંચિ હૈ જિનકે હૃદય બિબેક. ૬૨૨

જહેં ગાહક તહેં હોં નહીં હોં જહેં ગાહક નાહિં,
બિન બિબેક ભટકત ફિરે પકરિ શબ્દ કી છાંહિં. ૬૨૩

## બુદ્ધિ ઔર કુબુદ્ધિ

અકેલ અરસ સો ઊતરી બિધના દીન્હી બાટિ,
એક અભાગા રહ ગયા, એકન્હ લીન્હી છાંટિ. ૬૨૪

બિના વસીલે ચાકરી બિના બુદ્ધિ કી દેહ,
બિના જ્ઞાન કા જોગના ફિરૈ લગાયે ખેહ. ૬૨૫

સમઝ કા ઘર ઔર હૈ અનસમઝા કા ઔર,
જા ઘર મેં સાહબ બસે બિરલા જાને ઠૌર. ૬૨૬

મૂરખ કો સમઝાવતે જ્ઞાન ગાંઠિ કો જાય,
કોઈલા હોઈ ન ઊજરો નૌ મન સાબુન લાય. ૬૨૭

મૂરખ સો ક્યા બોલિયે સઠ સો કહાં બસાય,
પાહન મેં ક્યા મારિયે ચોખા તીર નસાય. ૬૨૮

## વિવેક

૬૧૯. જેની વિવેકરૂપી આંખ ફૂટેલી છે, એને સંત અને અસંતનો ભેદ સમજાતો નથી. એવી દસ વીસ (વિવેકદષ્ટિયુક્ત) આંખો જેને હોય તેને મહંત કહેવાય. (મહંતની દૃષ્ટિ સદા સર્વદા વિવેકયુક્ત જ હોય.)

૬૨૦. પોતપોતાને સ્થાને બધા જ સંત મારે મન તો મોટા છે, પણ શબ્દ બ્રહ્મને પારખનાર વિવેકશીલ સંતતો માથાના મુગુટ સમાન વંદનીયજ છે.

૬૨૧. સમજ્યો, સમજ્યો, એમ મોઢેથી કહેનારા અને અણુસમજુ એ બધાયે સરખા જ છે. પણ જેના હૃદયમાં વિવેક પ્રગટ્યો હોય તેવાને જ સાચો સમજનાર (જ્ઞાની) જાણવો.

૬૨૨. કબીર કહે છે કે (ભ્રમની) ભમરજાળ અને (કપટની) બગલા જાળમાં ફસાઈને કેટલાયે જીવ સંસારમાં ડૂબી મરે છે, પણ જેનાં હૃદયમાં વિવેક શક્તિ ખીલી છે તે જ તેમાંથી બચી શકશે.

૬૨૩. જ્યાં (સાચો જિજ્ઞાસુ) ગ્રાહક છે ત્યાં અહંભાવ નથી અને જ્યાં અહંકાર છે ત્યાં સાચો ગ્રાહક નથી. સંસારી જીવો વિવેકવિચાર વિના જ શબ્દ (મૂળવસ્તુ)નો પડછાયો પકડીને ભટકતા ફરે છે.

## બુદ્ધિ અને કુબુદ્ધિ

૬૨૪. આકાશ(દિવ્ય ચેતના)માંથી ઊતરી આવેલી અંક્ષરને વિધાતાએ વહેંચી દીધી છે. અભાગિયો જીવ એમાં રહી ગયો ને બીજા જીવે તે વીણી વીણીને લઈ લીધી !

૬૨૫. વગવસીલા વિનાની નોકરી અને બુદ્ધિ વિનાનું શરીર નકામાં ગણાય. તેવી જ રીતે રાખ ચોળીને ફરનારનો જ્ઞાન વિનાનો (બાહ્ય) યોગ પણ વ્યર્થ જ ગણાય.

૬૨૬. સમજુ જ્ઞાનીનું જીવન અને અણુસમજુનું જીવન બન્ને નિરાળાં જ હોય છે. જે જીવનમાં પ્રભુનો વાસ છે તેને તો વિરલા જ જાણી શકે છે.

૬૨૭. મૂરખને સમજાવવા જતાં તો ગાંઠનું (પોતાનું) જ્ઞાન પણ જતું રહે. સો મણ સાબુ ઘસીએ તો પણ કોલસો તો ઊજળો નહીં જ થાય !

૬૨૮. મૂરખને શું કહેવું અને લુચ્ચાને ક્યાં સંઘરવો? પથ્થરમાં મારવા જતાં તો તાતાં તીર પણ ખલાસ થઈ જાય.

પલ મેં પરલય બીતિયાં લોગન લગી તમારિ,
આગિલ સોચ નિવારિ કે પાછો કરો ગોહારિ. ૧૨૯

## આહાર

ખટ્ટા મીઠા ચરપરા જિહ્વા સબ રસ લેય,
ચોરાં કુતિયા મિલિ ગઈ પહારા કિસકા દેય. ૧૩૦

ખટ્ટા મીઠા દેખિ કે રસના મેલૈ નીર,
જબ લગ મન પાકો નહીં કાંચો નિપટ કબીર. ૧૩૧

બકરી પાતી ખાત હૈ તાકી કાઢી ખાલ,
જો બકરી કો ખાત હૈ તાકો કૌન હવાલ. ૧૩૨

દિન કો રોજા રહત હૈ રાત હનત હૈ ગાય,
યહ તો ખૂન વહ બંદગી કહુ ક્યોં ખુસી ખુદાય. ૧૩૩

ખુસ ખાના હૈ ખીચરી માહિં પરા ટુક નોન,
માસ પરાયા ખાય કર ગરા કટાવૈ કૌન. ૧૩૪

રૂખા સુખા ખાઈ કૈ ઠંઢા પાની પીવ,
દેખિ બિરાની ચૂપડિ મત લલચાવૈ જીવ. ૧૩૫

કબિરા સાંઈ મુજકો રૂખી રોટી દેય,
ચૂપડી માંગત મૈં ડરૂં રૂખી છીનિ ન લેય. ૧૩૬

આધી અરુ રૂખી ભલી સારી સોં સંતાપ,
જો ચાહેગા ચૂપડી બહુત કરેગા પાપ. ૧૩૭

૬૨૯. હે જીવ! પળવારમાં (અજ્ઞાનનો) પ્રલયકાળ વીત્યો જાણી લે અને તિમિર દૂર કરનાર (જ્ઞાનરૂપી) સૂર્ય દેખાવા લાગ્યો છે એટલે તું પહેલાંની ચિંતા છોડી દે અને હવે પછીની (જિંદગીની) રક્ષાની ફિકર કર.

## આહાર

૬૩૦. જીભને તો ખાટો, મીઠો અને તીખો–બધા જ રસનો ચટાકો લાગે છે. બસ, ચોરો (દુર્ગુણો)ની સાથે જ (જીભ) પહેરેગીર કૂતરી મળી ગઈ છે એટલે હવે એ કોની ચોકી કરે? (સ્વાદેન્દ્રિયનો સંયમ) ન રાખનારમાં બીજા દુર્ગુણો ઘૂસે છે.)

૬૩૧. ખાટું મીઠું ખાવાનું જોતાં જ જીભમાંથી પાણી ઝરવા માંડે છે. મન જ્યાં સુધી પાકુ સંયમી નથી થયું ત્યાં સુધી જીવનને ચોખ્ખી કાચી કલાઈ (હલકી ધાતુ) જ સમજો.

૬૩૨. બકરી ઝાડનાં પાંદડાં ખાય છે, તો લોકો એની ચામડી ઉતારે છે. તો પછી જે લોકો ખુદ બકરીને જ (મારીને) ખાઈ જાય છે, તે માંસાહારીની શી દશા થવાની?

૬૩૩. દિવસે રોજા (ઉપવાસ) રાખવા અને રાતે (મિજબાની માટે) પશુ હત્યા કરવી એ કેવું વિચિત્ર? આમ એક બાજુ ખુદાનો બંદગી અને તેની સાથે જ ખૂન કરતા રહેવાથી ખુદા કેવી રીતે ખુશ થાય?

૬૩૪. ચપટી મીઠુ નાખીને રાંધેલી ખીચડીનું ખાણુ જ ઉત્તમ છે. બીજા જીવનું માંસ ખાઈને પોતાનું ગળુ કોણ કપાવે?

૬૩૫ લૂખું સૂકુ ખાઈ લઈને ઠંડું પાણી પી લેવુ પણ પારકી ઘીપોળી જોઈને લલચાઈ જવું નહીં.

૬૩૬. કબીર કહે છે કે હે ભગવાન! મને સૂકો રોટલો આપતો રહેજે હું ઘીપોળી માગતાં ગભરાઉં છું કે રખેને એમ લોભ કરવા જતાં આ સૂકો રોટલો પણ છિનવાઈ જાય!

૬૩૭ અડધો ને તે પણ સૂકો રોટલો જ સારો. આખી ને ઉત્તમ ઘીપોળીમાં જ (લોભને લીધે) દુઃખ રહ્યું છે. જેને એવી ઘીપોળીનો લોભ છે તેને એ મેળવવા બહુ પાપ કરવા પડે છે.

# સંસારોત્પત્તિ

પ્રથમૈ સમરથ આપ રહ દૂજા રહા ન કોય,
દૂજા કેહિ બિધિ ઊપજા, પૂછત હૌં ગુરુ સોય. ૬૩૮

તબ સતગુરુ મુખ બોલિયા સુકૃત સુનો સુજાન,
આદિ અંત કી પારચૈ તોસોં કહૌં બખાન. ૬૩૯

પ્રથમ સુરતિ સમરથ કિયો ઘટ મેં સહજ ઉચાર,
તાતે જામન દીનિયા સાત કરી બિસ્તાર. ૬૪૦

દૂજે ઘટ ઈચ્છા ભઈ ચિત મનસા તો કીન્હ,
સાત રૂપ નિરમાઈયા અવિગત કાહુ ન ચીન્હ. ૬૪૧

તબ સમરથ કે શ્રવણ તે મૂલ સુરતિ ભૈ સાર,
શબ્દ કલા તાતે ભઈ પાંચ બ્રહ્મ અનુહાર. ૬૪૨

પાંચો પાંચો અંડ ધરિ એક એક મા કિન્હ,
દુઈ ઇચ્છા તહં ગુપ્ત હૈં સો સુકૃત ચિત દીન્હ. ૬૪૩

# સંસારોત્પિતિ

૬૩૮. હે ગુરુદેવ ! પ્રથમ તો સર્વશક્તિમાન આપ પોતે જ હતા અને બીજું કોઈ જ ન હતુ. તો પછી બીજાની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે હું પૂછું છું.

૬૩૯. ત્યારે સદ્ગુરુદેવે શ્રીમુખે કહ્યું, 'હે સુજાણ સુકૃતિ ! (કબીરજીનું સત્ય યુગનું નામ) હુ તને વિસ્તારપૂર્વક આદિથી અંત લગીનો (સૃષ્ટિનો) પરિચય કહી સંભળાવુ છું. *

૬૪૦ સૌથી પ્રથમ તો સમર્થ સત્ય પુરુષને સુરતિ, આત્મતત્ત્વની સ્મૃતિ થઈ. પછી (વિશ્વઘટમા) 'સહજ' શબ્દનો સ્ફોટ થયો અને-(એકોડહં બહુ શ્યામ સંકલ્પથી) તેમાંથી સાત રૂપોનો વિસ્તાર થયો.

૬૪૧. સમર્થ પુરુપની બીજી સ્મૃતિ અથવા સુરતિ ઇચ્છા રૂપે પ્રગટ થઈ. આ રીતે તેણે સાત રૂપોનું નિર્માણ કર્યું જે સમજવા યોગ્ય નથી, અજ્ઞેય છે. તેથી કોઈ તેને ઓળખતું નથી.

૬૪૨. પછી સમર્થ સત્ય પુરુષના વિરાટ શ્રવણોમાંથી મૂળ સ્મૃતિ સ્થૂળ રૂપે પ્રગટ થઈ અને તેમાંથી સ્થૂળ નાદ બધું (શબ્દ) પ્રગટ થયો અને આ બધું બ્રહ્મ સ્વરૂપે પ્રગટ થયું જેની સંખ્યા પાંચ હતી.

૬૪૩. આ પાંચેને પાંચ ઇંડાઓના રૂપે સ્થાપીને પ્રત્યેકમાં તેણે શક્તિનો સંચાર કર્યો. આ રીતે બે ઇચ્છાઓ પ્રગટી, જે ગુપ્ત હતી, જેમના વિષે સુકૃતે પોતાનુ ચિત્ત કેન્દ્રિત કર્યું અર્થાત્ જેને તેમણે સમજ્યું. આ દોહાનો એવો અર્થ છે કે કબીરદાસે જ આ બે ગુપ્ત ઇચ્છાઓને સૌ પ્રથમ સમજી હતી. આ બે ઇચ્છાઓ પ્રથમ સ્મૃતિ અને દ્વિતીય સ્મૃતિ છે. પ્રથમ સ્મૃતિ તે –હું એક જ છું, અને બીજી સ્મૃતિ તે–હું અનેક થાઉ.

* નોંધ :–અહીંથી શરૂ થતી સૃષ્ટિક્રમની કથા વિશે આ 'આદિમંગલ' સબંધમાં શ્રી. હજારીપ્રસાદ ત્રિવેદીના 'કબીર' ગ્રંથના 'નિરંજન કૌન હૈ' નામના પ્રકરણમાંથી પૃષ્ઠ ૫૪ પરથી ઉદ્ધૃત કરેલી આટલી માહિતી સહાયકારક થઈ પડશે.

"સત્ય પુરુષે સૃષ્ટિ કાર્ય માટે છ પુત્રો ઉત્પન્ન કર્યા હતા. (૧) સહજ (૨) અંકુર (૩) ઈચ્છા (૪) સુહંગ–(સોહં) (૫) અચિંત-(અચિંત્ય) (૬) અક્ષર- આ છએ જણા ભારે તેજસ્વી ને તપસ્વી હતા. તે વખતે આખુંયે જગત જળથી પરિપૂર્ણ હતું. અને તેમાં સત્ય પુરુષે પોતાનું સાતમુ સંતાન-એક અંડ–ત્તરતું મૂક્યું. તે વખતે તપોમગ્ન અક્ષર પુરુષની પાસે આવતાં જ એ ઇંડું ફૂટી ગયું અને તેમાંથી દુર્દમનીય કાલ પુરુષ નિરંજન પેદા થયા. એજ "હિરણ્ય ગર્ભ."અત્રે સાખીના આ નિરૂપણમાં કૈંક ફેર જણાય છે.

યોગમયા યકુ કારને ઉપજો અક્ષર કીન્હ,
યા અવગતિ સમરથ કરી તાહિ ગુપ્ત કરી દીન્હ. ૬૪૪

શ્વાસા સોહં ઉપજે કીન અમી બંધાન,
આઠ અંશ નિરમાઇયા ચીન્હોં સંતુ સુજાન. ૬૪૫

તેજ અંડ આચિંત્ય કા દીન્હોં સકલ પસાર,
અંડ શિખા પર બેઠ કે અધર દીપ નિરધાર. ૬૪૬

તે અચિંત્ય કે પ્રેમ તે ઉપજે અક્ષર સાર,
ચારિ અંશ નિરમાઇયા ચારિ વેદ બિસ્તાર. ૬૪૭

તબ અક્ષર કા દીનિયા નીંદ મોહ અલસાન,
વે સમરથ અવિગત કરી મર્મ કોઈ નહિ જાન. ૬૪૮

જબ અક્ષર કે નીંદ ગૈ દબી સુરતિ નિરબાન,
શ્યામ બરણ ઇક અંડ હૈ સો જલ મેં ઉતરાન. ૬૪૯

અક્ષર ઘટ મેં ઉપજે વ્યાકુલ સંશય શૂલ,
કિન અંડા નિરમાઇયા કહા અંડ કા મૂલ. ૬૫૦

તેહિ અંડ કે મુકખ પર લગી શબ્દ કી છાપ,
અક્ષર દ્રષ્ટિ સે ફૂટિયા દશ દ્વારે કઢિ બાપ. ૬૫૧

તેહિ તે જ્યોતિ નિરંજનો પ્રકટે રૂપનિધાન,
કાલ અપર બલ બીરભા તીનિ લોક પરધાન. ૬૫૨

તાતે તીનોં દેવ ભે બ્રહ્મા વિષ્ણુ મહેશ,
ચારિ ખાનિ તિન સિરજિયા માયા કે ઉપદેશ. ૬૫૩

લખ ચૌરાસી ધાર માં તહાં જીવ દિય વાસ,
ચૌદહ જમ રખવારિયા ચારિ બેદ બિશ્વાસ. ૬૫૪

૬૪૪. સમર્થ પુરુષની ચોથી પરિણતિ તે અક્ષર છે જેણે યોગમાયાને ઉત્પન્ન કરી. તેને સમર્થ પુરુષે જાણી, પણ ગુપ્ત રાખી.

૬૪૫. સમર્થ પુરુષની પાંચમી પરિણતિ (પુત્ર) સોઽહમ્ છે, આ સોઽહમ્ હમણા બંધનમાં અર્થાત્ અમૃતના બંધનમાં છે. તેના દ્વારા નિરંતર સમર્થ પુરુષ જીવ સાથે સમ્બન્ધમાં જોડાય છે. તેણે પોતાનું આઠ અંશો ઉપર નિર્માણ કર્યું. ચતુર સંત લોકો, આ વાતને સમજો.

૬૪૬. ત્યાર પછી અચિંત્યના તેજોમય અંડનો પ્રકાશ બધે પસરી ગયો. એના શિખારૂપ ઉચ્ચ સ્થાન પર અધર દીપની જ્યોતિ બિરાજમાન હતી.

૬૪૭. એ અચિંત્યના સર્જન પ્રેમે અક્ષર પુરુષને પ્રગટ કર્યા. તેમના ચાર વિભાગ થયા. તે વિસ્તારપૂર્વક ચાર સૂક્ષ્મ વેદ રૂપે પ્રગટ્યા

૬૪૮. ત્યારે અક્ષર પુરુષની એ દુનિયા નિદ્રા, મોહ અને આળસને લીધે જડતાને પામતી લાગી એટલે સમર્થ સત્ય પુરુષે તેને અદૃશ્ય કરી દીધી. તેનું રહસ્ય કોઈ જાણતું નથી.

૬૪૯. જ્યારે અક્ષર પુરુષની નિદ્રા ઊડી ગઈ અને તેમની ધ્યાન શક્તિ પાછી પ્રગટ થઈ, ત્યારે એ જગજળાકાર સૃષ્ટિમાં શ્યામ વર્ણનું એક વિરાટ અંડ જળમાં તરતું ઊતરી આવ્યું.

૬૫૦. આમ થવાથી આ અક્ષર પુરુષના અંતરમાં વ્યાકુળતા અને સંશયનું કષ્ટ ઊભું થયું. એમને એ પ્રશ્ન થયો કે આ વિરાટ શ્યામ અંડનું નિર્માણ કોણે કર્યું? એનું મૂળ ક્યાં હશે?

૬૫૧. એ અંડના મુખ પ્રદેશ પર શબ્દની (જ્ઞાન શક્તિની) છાપ હતી અને તેની ઉપર અક્ષર પુરુષની દૃષ્ટિ પડતાં જ તે ફૂટ્યું અને દશે દિશામાં ફેલાઈ ગયું.

૬૫૨. તેમાંથી જ તેજના અંબાર સમા તેજસ્વી નિરંજન પ્રગટ થયા. એ બળવાન, વીર અને બીજા કાળપુરુષ રૂપ જ હતા. ત્રણે લોકમાં એ જ મુખ્ય (દેવતા) થઈ પડયા.

૬૫૩. તેમણે પછીથી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણ દેવોનો આવિર્ભાવ કર્યો તથા આદ્યશક્તિ માયાના સહકારથી ચાર (ખાણો) જીવયોનિઓની ઉત્પત્તિ કરી.

૬૫૪. ત્યાર પછી તો ચોર્યાશી લાખ પ્રકારના જીવોની જાતો ઉત્પન્ન થઈ અને બધે વસવા લાગી. એમનું શાસન-રક્ષણ કરવા ચૌદ યમનું નિર્માણ થયું. ચાર વેદ શાસ્ત્રો એમનું ધર્મ નિયમન રચાયું.

આપુ આપુ સુખ સબર મૈં એક અંડ કે માહિં,
ઉત્પતિ પરલય દુખ સુખ ફિરિ આવહિં ફિરિ જાહિં. ૬૫૫

સાત સુરતિ સબ મૂલ હૈ પ્રલયહુઁ ઇનહીં માહિં,
ઇનહીં મેં સે ઊપજે ઇનહીં માંહ સમાહિ. ૬૫૬

સોઈ ખ્યાલ સમરત્થ કરે રહે સો અછપછપાઈ,
સોઈ સંધિ લે આઇયા સોવત જગહિં જગાઈ. ૬૫૭

સાત સુરતિ કે બાહિરે સોરહ સંખ કે પાર,
તહં સમરથ કો બૈઠકો હંસન કેર આધાર. ૬૫૮

## મન

મન કે મતે ન ચાલિએ મન કે મતે અનેક,
જો મન પર અસવાર હૈ સો સાધૂ કોઈ એક. ૬૫૯

મન મુરીદ સંસાર હૈ ગુરુ મુરીદ કોઈ સાધ;
જો માને ગુરુબચન કો તાકો મતા અગાધ. ૬૬૦

મન કો મારું પટકિકે ટૂક ટૂક હોઈ જાય,
બિષ કી ક્યારી બોઈ કે લુનતા ક્યોં પછિતાય. ૬૬૧

મન પાંચોં કે બસિ પરા મન કે બસ નહિં પાંચ,
જિત દેખૂં તિત દૌ લગી જિત ભાગૂં તિત આંચ. ૬૬૨

કબિરા બૈરિ સબલ હૈં એક જીવ રિપુ પાંચ,
અપને અપને સ્વાદ કો બહુત નચાવૈં નાચ. ૬૬૩

૬૫૫ આ એક બ્રહ્માંડમાં ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો તેમ જ સુખ દુઃખનો ક્રમ ચાલ્યાં જ કરે છે. તેમાં સૌ જીવ પોતપોતાનાં સુખ ને શાંતિની શોધમાં (જન્મમરણની) આવજા કર્યા જ કરે છે

૬૫૬. આ રીતે સાત તેજશક્તિ રૂપ આ સર્વ સર્જનનું મૂળ છે. સર્વને પ્રલય પણ એમાં જ થવાનો છે. એમાંથી એનું સર્જન થાય છે ને વિલય પણ એમાં જ.

૬૫૭. સમર્થ સત્ય પુરુષનો એ આદિ સંકલ્પ ( એકોડહં બહુ શ્યામ્) અવ્યકતમાંથી વ્યક્ત રૂપમાં પ્રગટ થવા માટે અવસર જોઈને આવે છે અને સુષુપ્ત જગતને પાછું જાગ્રત કરે છે.

૬૫૮. આ સાત તેજશક્તિની પણ પેલે પાર અને સોળે શંખ (બ્રહ્માંડના વ્યક્ત અવ્યક્ત સર્વ પ્રદેશ તેમ જ પિંડમાં રહેલા સર્વ ચક્રોનીયે ઉપર) ને પેલે પાર એ સમર્થ સત્ય પુરુષનું દિવ્ય આસન છે અને હંસલાનો (આત્માનો) એ જ નિત્ય આધાર છે.

## મન

૬૫૯. મનના મત પ્રમાણે ચાલવુ નહીં કારણ કે મનના તો અનેક મત છે, (જે ભ્રમમાં નાખે છે.) મનને નાથીને તેના પર જે સવારી કરે છે તે સત તો કોઈક જ હોય છે.

૬૬૦. આખો સંસાર મનનો જ શિષ્ય બનેલો છે. સદ્દગુરૂનો શિષ્ય [illegible] જ સંત હોય છે. જે સદ્દગુરુનાં વચન માને છે તેનું જ્ઞાન અગાધ છે.

૬૬૧. 'મનને એવું તો પછાડીને મારું કે એના ટુકડે ટુકડા થઈ જાય.' (એમ પોકારતાં, મનની ગુલામી કરીને ત્રાસેલા હે જીવ !) ક્યારીમાં ઝેરનાં બીજ વાવીને હવે તેનો ઝેરી ફાલ લણવાને વખતે શા માટે આમ અકળાઈને પસ્તાય છે ?

૬૬૨. આ મન તો પાંચે ઇન્દ્રિયોની ગુલામીમાં પડેલું છે. એ પાંચે મનના કાબુમાં નથી રહેતી. હું તો જ્યાં જોઉં છું ત્યાં આગ લાગેલી છે. અને જ્યાં નાસવા જાઉં છુ ત્યાં એનો જ દાહ છે.

૬૬૩. કબીર કહે છે કે જીવ એકલો છે ને શત્રુ પાંચ (ઈન્દ્રિયો) છે. અને એ પાંચે શત્રુ બહુ જ સબળ છે. તેઓ પોતપોતાના ભોગનો સ્વાદ પૂરો કરવા માટે મનને ખૂબ નાચ નચાવે છે.

કબિરા મન તો એક હૈ ભાવૈ તહાં લગાય,
ભાવ ગુરૂ કી ભક્તિ કર ભાવેં બિષય કમાય. ૬૬૪

મન કે મારે બન ગયે બન તજિ બસ્તી માહિં,
કહ કબીર ક્યા કીજિયે યહ મન ઠહરૈ નાહિં. ૬૬૫

જેતી લહર સમુદ્ર કી તેતી મન કી દૌર,
સહજૈ હીરા નીપજૈ જો મન આવૈ ઠૌર. ૬૬૬

પહલે યહ મન કાગ થા કરતા જીવનઘાત,
અબ તો મન હંસા ભયા મોતી ચુંગિ ચુંગિ ખાત. ૬૬૭

કબિરા મન પરબત હતા અબ મૈં પાયા જાનિ,
ટાંકી લાગી સબ્દ કી નિકસી કંચન ખાનિ. ૬૬૮

અગમ પંથ મન થિર કરૈ બુદ્ધિ કરૈ પરબેસ,
તનમન સબ હી છાંડિ કે તબ પહુંચૌ વા દેસ. ૬૬૯

મન મોટા મન પાતરા મન પાની મન લાય,
મન કે જૈસી ઉપજૈ તૈસી હી હ્વૈ જાય. ૬૭૦

મન કે બહુતક રંગ હૈં છિન છિન બદલૈં સોય.
એકે રંગ મેં જો રહે ઐસા બિરલા કોય. ૬૭૧

મનુવાં તો પંછિ ભયા ઉડિ કે ચલા અકાસ,
ઊપર હી તેં ગિરિ પડા યા માયા કે પાસ. ૬૭૨

અપને અપને ચોર કો સબ કોઈ ડારૈ માર,
મેરા ચોર મુઝે મિલૈ સરબસ ડારૂં વાર. ૬૭૩

મન કુંજર મહમંત થા ફિરતા ગહિર ગંભીર,
દોહરી તેહરી ચૌહરી પરિ ગઈ પ્રેમ જંજીર. ૬૭૪

૬૬૪. કબીર કહે છે કે આ મન તો એક જ છે. એને તું તને ગમે ત્યાં લગાડ. ગમે તો એ મનથી ગુરુની ભક્તિ કર અથવા એને વિષય ભોગમાં લગાડી દે.

૬૬૫. કબીર કહે છે કે મનથી ત્રાંસીને વનમાં ગયા ને વન છોડીને પાછા વસ્તીમાં આવ્યા. આ મન ક્યાંયે સ્થિર જ થતું નથી. એટલે શું કરવું તેની જીવને સૂઝ પડતી નથી.

૬૬૬. સમુદ્રના જેટલા તરંગો છે એટલા જ આ મનનાં ચક્કર હોય છે. જો મન ઠરીઠામ સ્થિર થાય તો સરળતાથી (બ્રહ્મજ્ઞાન રૂપી) હીરાની પ્રાપ્તિ થઈ શકે.

૬૬૭ પહેલાં તો આ મન કાગડા જેવું (તામસિક) હતુ તે જીવ હિંસા કરીને (મલિનતાથી) પેટ ભરતું; પણ હવે તો એ મન હંસ જેવું (સાત્વિક) બની ગયું છે, એટલે એ તો વીણી વીણીને (શ્રેષ્ઠ તત્ત્વ રૂપ) મોતીનો ચારો ચરે છે.

૬૬૮. કબીર કહે છે કે મન તો પહાડ જેવુ અજેય હતું, પણ હવે તો મને (એને જીતવાની) સમજણ પડી છે એટલે શબ્દ (સત્યજ્ઞાન)નું ટાંકણું લાગ્યા કરવાથી એમાંથી શુદ્ધ સુવર્ણની ખાણ (સ્વરૂપાનુભૂતિ) નીકળી છે.

૬૬૯. એ (પ્રભુના ધામનો) પંથ અગમ્ય છે જ્યારે મન સ્થિર થાય, બુદ્ધિ (મનની પારના પ્રદેશની) અંદર પ્રવેશ કરે અને તનમનની બધી ચિંતા છૂટી જાય ત્યારે જ એ પ્રદેશમાં પહોંચાય.

૬૭૦. મન તો જાડુંય છે ને પાતળુંય છે મન તો પાણી પણ છે અને આગ પણ છે. મન તો જેવી કલ્પના ખડી કરો તેવું જ બની જાય છે.

૬૭૧. મનના તો ઘણાયે રંગો છે એટલે એ તો ઘડીએ ઘડીએ રંગો પલટે છે; પણ એક જ રંગમાં મનને અખંડ રંગેલું રાખે એવા (અનન્ય ભાવવાળા) તો કોઈક વિરલા જ હોય છે.

૬૭૨. આ મનડું પંખી બનીને ઊંચે આકાશમાં (ઊર્ધ્વ પ્રદેશમાં) ઊડવા તો માંડ્યું, પણ એ ઊંચેથી જ નીચે પડીને આ માયાના પાશમાં પાછું ફસાઈ પડ્યું છે.

૬૭૩. સૌ કોઈ પોતપોતાના ચોરને પકડીને મારી નાખે છે પણ મારો (મન હરનાર)ચોર મને મળી જાય તો મારું સર્વસ્વ એના પર ન્યોછાવર કરી દઉં

૬૭૪. મન તો પહેલાં ધીર ગંભીર ગતિએ ડોલતા મદમસ્ત હાથી જેવું હતું, પણ હવે તો એને એવડી, તેવડી અને ચોવડી પ્રેમભક્તિની સાંકળોએ બાંધી લીધું છે. (એટલે એનું ડોલવાનુ બંધ થયું છે અને એ પ્રભુમય બન્યું છે.)

હિરદે ભીતર આરસી મુખ દેખા નહિં જાય,
મુખ તો તબ હીં દેખસી દિલ કી દુવિધા જાય. ૬૭૫

પાની હૂં તે પાતલા ધૂઆં હૂં તે ઝીન,
પવન હૂં તે અતિ ઊતલા દોસ્ત કબીરા કીન. ૬૭૬

મન મનસા કો માર કરિ નન્હા કરિ કે પીસ,
તબ સુખ પાવૈ સુન્દરી પદુમ ઝલક્કે સીસ. ૬૭૭

મન મનસા કો મારિ દૈ ઘટહી માંહીં ઘેર,
જબહી ચલૈ પીઠ દૈ આંકુસ દૈ દૈ ફેર. ૬૭૮

કબિરા મન હિ ગયન્દ હૈ આંકુસ દૈ દૈ રાખું,
બિષ કી બેલી પરિહરી અમૃત કા ફલ ચાખું. ૬૭૯

કુંભે બાંધા જલ રહૈ જલ બિનુ કુંભ ન હોય,
જ્ઞાન બાંધા મન રહૈ મન બિનુ જ્ઞાન ન હોય. ૬૮૦

મન માયા તો એક હૈ માયા મનહિં સમાય,
તીન લોક સંસય પરા કાહિ કહું સમુઝાય. ૬૮૧

મન સાયા મનસા લહરિ બૂડે બહે અનેક,
કહ કબીરા તે બાંચી હૈ જાકે હૃદય બિબેક. ૬૮૨

નૈનન આગે મન બસૈ રલ પિલ કરૈ જો દૌર,
તીન લોક મન ભૂપ હૈ મન પૂજા સબ ઠૌર. ૬૮૩

તન બોહિત મન કાગ હૈ લખ જોજન ઉડિ જાય,
કબહીં દરિયા અગમ બહિ કબહીં ગગન સમાય. ૬૮૪

મન કે હારે હાર હૈ મન કે જીતે જીત,
કહ કબીર પિઉ પાઈએ મન હી કી પરતીત. ૬૮૫

૬૭૫. હૃદયમાં જ દર્પણ છે ને તોયે મુખ જોઈ શકાતું નથી. (સ્વરૂપ દર્શન થતું નથી.) અરે, જ્યારે દિલની દ્વિધા, શંકા વગેરે દૂર થશે ત્યારે જ એમાં મુખ દેખી શકાશે

૬૭૬. કબીર કહે છે કે જીવે પાણીથી પાતળો, ધુમાડાથી યે ઝીણો અને પવનથી પણ વધુ ચંચળ ને વેગીલો એવો આ (મન રૂપી) દોસ્ત કરેલો છે.

૬૭૭. મનોકામનાઓને મારી ઘૂંટીને ક્ષીણ કરી નાખવામાં આવે ત્યારે જ (આત્મરૂપી) સુંદરીને સુખ મળે છે અને મસ્તક પર સહસ્રપદ્મ ખીલી ઊઠે છે. (મનોજયથી પ્રભુ પ્રાપ્તિનું સૌભાગ્ય મળે છે)

૬૭૮. મનોકામનાઓને તો અંદર જ ઘેરી લઈનેદાબી દેવી. (મન) જરાક હાલે-ચાલે કે તરત પૂઠ ફેરવીનેએનેઅ કુશલગાવતા રહેવુ અને કાબૂમાં રાખવું.

૬૭૯. કબીર કહે છે કે મન તો ગજરાજ છે. એને તો અંકુશ વડે વશમાં જ રાખવો જોઈએ. (એને છૂટો રાખવાથી વધતી) ઝેરી વેલને (તૃષ્ણા વગેરેને) ત્યજીને (મનોજયથી પ્રાપ્ત થતા આત્મ જ્ઞાન રૂપી) અમૃતના ફળ ચાખો.

૬૮૦. પાણી ઘડામાં પુરાઈને રહે છે પણ એ ઘડાની સાર્થકતા તો પાણીથી જ છે. પાણી વિના ઘડાનો અર્થ નથી. જ્ઞાનથી મન બંધાયેલું રહે છે, પણ મન (રૂપી સાધન) વિના જ્ઞાન પ્રાપ્ત થતું નથી

૬૮૧. મન અને માયા તો એક જ છે. માયા મનમાં જ સમાયેલી છે; પણ આવી સાદી બાબતમાં ત્રણે લોકમાં બધાંને શંકા પડે છે. હવે કોને સમજાવીને કહેવું ?

૬૮૨. કબીર કહે છે કે મનરૂપી મહાસાગરના કામનારૂપી તરંગોમાં ઘણાયે લોકો તણાઈને ડૂબી મર્યા છે. જેના હૃદયમાં સારાસારનો વિવેક પ્રગટ્યો છે તે જ બચ્યા છે.

૬૮૩. આંખ આગળ જ મન રહેલું છે. એ આમતેમ ચક્કર મારતું દોડાદોડ કરે છે. આ મન તો ત્રણે લોકનો રાજા છે; એટલે જ બધી જગાએ મનની પૂજા થાય છે.

૬૮૪. આ તનરૂપી મોટું વહાણ છે ને મન તેની ઉપર બેઠેલો કાગડો (ચતુર પંખી) છે. એ તો લાખો યોજન ઊડીને ક્યાંનો ક્યાં જઈ આવે છે. કોઈક વાર અગમ્ય મહાસાગરના ઊંડાણમાં તો કોઈક વાર એ ઊંચે ગગનમંડળમાં તલ્લીન થઈ જાય છે.

૬૮૫. કબીર કહે છે કે મનની હારે હાર અને મનની જીતે જીત છે. એ મનના જ દૃઢ વિશ્વાસ ને સંકલ્પથી પ્રિયતમ (પ્રભુ)ને પ્રાપ્ત કરી લેવા જોઈએ.

તીનિ લોક ટીંડી ભઈ ઉડિયા મન કે સાથ,
હરિજન હરિ જાને બિના પરે કાલ કે હાથ. ૬૮૬

બાજીગર કા બંદરા ઐસા જિઉ મન સાથ,
નાના નાચ નચાય કે રાખૈ અપને હાથ. ૬૮૭

મન કરિ સુર મુનિ જહંડિયા મન કે લક્ષ દુવાર,
યે મન ચંચલ ચોરઈ ઈ મન શુદ્ધ ઠગાર. ૬૮૮

મન મતંગ ગૈયર હનૈ મનસા ભઈ શચાન;
જંત્રમંત્ર માને નહીં લાગી ઉડિ ઉડિ ખાન. ૬૮૯

મન ગયંદ માનૈ નહીં ચલૈ ન સુરતિ કે સાથ,
દીન મહાવત ક્યા કરે અંકુશ નાહિં હાથ. ૬૯૦

દેસ બિદેસન હૌં ફિરા મન હીં ભરા સુકાલ,
જાકો ઢૂંઢન હૌં ફિરૌં તાકો પરા દુકાલ ૬૯૧

મન સ્વારથ આપહિં રસિક વિષય લહરિ ફહરાય,
મન કે ચલતે તન ચલત તાતે સરબસુ જાય. ૬૯૨

યહ મન તો શીતલ ભયા જબ ઉપજા બ્રહ્મજ્ઞાન,
જેહિ બૈસંદર જગ જરે સો પુનિ ઉદક સમાન. ૬૯૩

## વિવિધ

સુપને મેં સાંઈ મિલે સોવત લિયા જગાય,
આંખિ ન ખોલૂં ડરપતા મત સુપના હ્વૈ જાય. ૬૯૪

૬૮૬. આ ચંચળ મનની સાથે ત્રણે લોક તીડનાં ટોળાં જેવા ચંચળ થઈ ઊડે છે. પ્રભુનો કે પ્રભુના ભક્તોનો સત્સંગ નહીં કરવાથી (ચંચળ મનના) લોકો કાળના હાથમાં ફસાઈ જાય છે.

૬૮૭. મદારી માંકડાને નચાવે છે તે જ રીતે મન આ (પરાધીન) જીવને ભાત ભાતના નાચ નચાવે છે. છતાં જીવ પાછો મનના હાથમાં જ રાજી રહે છે!

૬૮૮. મનને કારણે તો ઋષિ-મુનિઓ અને દેવો પણ ઠગાઈ ગયા છે. મનને છટકવા માટે તો લાખ દરવાજા છે. આ મન જ ચંચળ ચોર છે ને આ મન જ પાકો ઠગ પણ છે.

૬૮૯. મન રૂપી મદમત્ત હાથી પોતાના મહાવતને જ મારી નાખે છે. મન સાપની જેમ બની જાય છે. તે કોઈ પણ જંત્ર-મંત્રના બંધન માનતું નથી. તે (મનરૂપી સાપ) વિષય રૂપી નાના નાના જીવોને ઊડી ઊડીને ખાઈ જાય છે.

૬૯૦ મન રૂપી ઉન્મત્ત ગજરાજ કહ્યું માનતો નથી અને આત્માનો સત્સંગ સેવી ને તે ચાલતો નથી. એટલે બિચારો (જીવરૂપી) મહાવત પણ શું કરે? એના હાથમાં (વિવેક વિચાર રૂપી જ્ઞાનનું) અંકુશ જ નથી.

૬૯૧. દેશપરદેશ હું (સુખ માટે)ભટક્યો પણ (હવે અંતર્મુખ થતાં સમજાયું કે) મનમાં જ સર્વ સુખ સમૃદ્ધિનો ભરપૂર સુકાળ છે. જે સુખને શોધવા હું બધે ભટક્યા કરું છું તેનો જ(બાહ્ય)દુનિયામાં દુકાળ પડેલો દેખાયછે.

૬૯૨. સ્વાર્થને ખાતર પોતાને ગમતા વિષય ભોગોના તરંગોમાં મન ભટક્યા કરે છે. જ્યારે મન આવી રીતે (ભોગોમાં ભમતું) ચાલે ત્યારે તન પણ તેમ જ ચાલવા માંડે અને બધાયનો સત્યાનાશ વળી જાય છે.

૬૯૩ જ્યારે બ્રહ્મ જ્ઞાન પ્રાપ્ત થયું ત્યારે જ મન શાંત થયુ. પછી તો જે (માયામમતાની) આગમાં આખી દુનિયા બળી રહી છે, તે પણ (જ્ઞાન દૃષ્ટિથી સમત્વ પ્રાપ્ત થયાથી) ઠંડા જળ જેવો શીતલ જ લાગે છે.

## વિવિધ

૬૯૪. મને સ્વપ્નામાં (અંતર્મુખ અવસ્થામાં) મારા પ્રભુ મળી ગયા અને- મને (ભ્રમની) ઊંઘમાંથી ઉઠાડ્યો. હવે તો હું આંખ ખોલતાં (બહિર્મુખ. થતાં) પણ ગભરાઉં છું, તે એટલા માટે કે આંખ ઉઘડતાં જેમ સ્વપ્નું ઊડી જાય છે તેમ આ પ્રભુમિલનનો આનંદ સ્વપ્નવત્ થઈ ઊડી જાય તો?

સોઊં તો સુપને મિલૂં જાગૂં તો મનમાહિં,
લોચન રાતે સુભ ઘડી બિસરત કબહું નાહિં. ૬૯૫

કબિરા સાથી સોઈ કિયા દુખસુખ જાહિ ન કોય,
હિલમિલકે સંગ ખેલઈ કધી બિછોહ ન હોય. ૬૯૬

તરવર તાસુ બિલંબિએ બારહ માસ ફલંત,
સીતલ છાયા સઘન ફલ પંછી કેલ કરંત. ૬૯૭

તરવર સરવર સંતજન ચૌથે બરસૈ મેંહ,
પરમારથ કે કારને ચારૌં ધારૈં દેહ. ૬૯૮

કબિરા સોઈ પીર હૈ જો જાનૈ પર પીર,
જો પર પીર ન જાનઈ સો કાફિર બેપીર. ૬૯૯

નવન નવન બહુ અંતર નવન નવન બહુબાન,
યે તીનોં બહુતે નવૈં ચીતા ચોર કમાન. ૭૦૦

કબિરા સીપ સમુદ્ર કી ખારા જલ નહિં લેય,
પાની પાવૈ સ્વાતિ કા સોભા સાગર દેય. ૭૦૧

ઊંચિ જાતિ પપીહરા પિયૈ ન નીચા નીર,
કૈ સુરપતિ કો જાઁચઈ કૈ દુખ સહે સરીર. ૭૦૨

ચાતક સુતહિં પઢાવહી આન નીર મત લેય,
મમ કુલ યહી સુભાવ હૈ સ્વાતિ બૂંદ ચિત દેય. ૭૦૩

લંબા મારગ દૂર ઘર બિકટ પંથ બહુ ભાર,
કહ કબીર કસ પાઈએ દુર્લભ ગુરુ દિદાર. ૭૦૪

હેરત હેરત હે સખી હેરત ગયા હેરાય,
બુંદ સમાની સમુંદ મેં સો કિત હેરી જાય. ૭૦૫

૬૯૫. સૂઈ જાઉં તો (પ્રભુને) સ્વપ્નમાં મળું છું ને જાગ્રત રહું તો મનમાં મળું છું. મારા લાલ (પ્રિયતમ)ના અખંડ મિલનથી તો આ (ઊંઘ-વિહોણાં) લોચનિયાંયે લાલ થઈ ગયાં છે. એ (મિલનની) ધન્ય ઘડી કદી પણ વિસરાતી નથી

૬૯૬. કબીર કહે છે કે હવે તો એવાનો જીવન-સાથ કર્યો છે કે જેને સુખ-દુઃખ જેવું કંઈ છે જ નહીં. એના સાથે અખંડ હળીમળીને હું તો ખેલ્યાં કરું છું. એનો કદીયે વિયોગ જ થતો નથી.

૬૯૭. તે જ વૃક્ષરાજ (જ્ઞાની) પાસે થોભવું જોઈએ કે જે બારે માસ ફળે, જેની શીતળ છાયા હોય, જે ખૂબ ફળ આપે અને પંખીડાં જેને આશ્રયે કિલ્લોલ કરે.

૬૯૮. તરુવર, સરોવર, સંતજન અને વરસતાં વાદળાં એ ચારેનું જીવન પરોપકાર માટે જ હોય છે.

૬૯૯. કબીર કહે છે કે પરાઈ પીડ જાણે તે જ સાચો પીર (સંતજન) છે. જે પારકી પીડા સમજતો નથી તેને નિર્દય ને અધર્મી જાણવો.

૭૦૦. નમવા નમવામા પણ ઘણો ફેર હોય છે. અવારનવાર નમવાની ઘણાની ટેવ હોય છે. બાણની કમાન, ચિત્તો અને ચોર આ ત્રણે નમતા તો બહુ હોય છે (પણ તે તો બીજાને હાનિ કરવા માટે જ).

૭૦૧. કબીર કહે છે કે છીપ સમુદ્રમાં હોવા છત્તાંયે તેનાં ખારા પાણીનું એક ટીપું પણ લેતી નથી. એ તો સ્વાતિ નક્ષત્રનાં મેઘનું જ પાણી લે છે. તેમ છતાંયે તે શોભાવે છે તો સાગરને. તેવી જ રીતે સંતો જગતમાં રહેવા છતાં તેનું કશું લીધા વિના પોતાના વ્યક્તિત્વથી જગતને શોભાવે છે.

૭૦૨. બપૈયો એવો કુલીન છે કે એ કદી પણ નીચેનું પાણી નહીં પીએ. કાં તો એ વર્ષા બિન્દુ માટે દેવરાજ ઇન્દ્રને પોકાર્યા કરશે કે પછી તરસનું દેહકષ્ટ સહન કર્યા કરશે.

૭૦૩. ચાતક પોતાના બચ્ચાંને શાખવે છે કે "બીજું (હલકું) પાણી પીવું નહીં, પણ સ્વાતિનક્ષત્રના જળબિંદુ પર જ ધ્યાન (સ્થિર) રાખવું. એ જ આપણા કુળનો સ્વભાવ છે."

૭૦૪. કબીર કહે છે કે પંથ લાંબો છે, ઘર (સ્વ-ધામ) દૂર છે, રસ્તો વિકટ છે અને બોજો ઘણો છે. એટલે ગુરુનાં (પરમાત્માનાં) દુર્લભ દર્શન કેવી રીતે થઈ શકે?

૭૦૫. હે સખી! (એને) શોધતાં શોધતાં તો શોધનાર જ ખોવાઈ ગયો! આ તો બિન્દુ જઈને સિંધુમાં સમાઈ ગયું. એટલે હવે શોધો તોયે તે કયાંથી મળે?

આદિ હોત સબ આપ મેં સકલ હોતો તા માહિં,
જ્યોં તરવર કે બીજ મેં ડાર પાત ફૂલ છાંહિં. ૭૦૬

કબિરા મૈં તે તબ ડરૌં જો મુઝહી મેં હોય,
મીચ બુઢાપા આપદા સબ કાહૂ મેં સોય. ૭૦૭

સાત દીપ નૌ ખંડ મેં તીન લોક બ્રહ્મંડ,
કહ કબીર સબ કો લગૈ દેહ ધરે કા દંડ. ૭૦૮

દેહ ધરે કા દંડ હૈ સબ કાહૂ કો હોય,
જ્ઞાની ભુગતૈ જ્ઞાન કરિ મૂરખ ભુગતૈ રોય. ૭૦૯

દેખન હી કી બાત હૈ કહને કી કછુ નાહિં,
આદિ અંત કો મિલિ રહા હરિજન હરિહી માહિં. ૭૧૦

સબૈ હમારે એક હૈં જો સુમિરૈ સત નામ,
બસ્તુ લહી પહિચાનિ કે બાસન સોં ક્યા કામ. ૭૧૧

જૂઆ ચોરી મુખબિરી બ્યાજ ઘૂસ પર-નાર,
જો ચાહૈ દીદાર કો એતી બસ્તુ નિબાર. ૭૧૨

રાજદુઆરે સાધુજન તીનિ બસ્તુ કો જાય,
કે મીઠા કે માન કો કે માયા કી ચાય. ૭૧૩

દેખન કો સબ કોઈ ભલા જૈસે સીત કા કોટ,
દેખત હી ઢહિ જાયગા બાંધિ સકૈ નહિં પોટ. ૭૧૪

નાચૈ ગાવૈ પદ કહૈ નાહીં ગુરુ સોં હેત,
કહ કબીર ક્યોં નીપજૈ બીજ બિહૂનો ખેત. ૭૧૫

બ્રહ્મહિં તેં જગ ઊપજા કહત સયાને લોગ,
તાહિ બ્રહ્મ કે ત્યાગિ બિનુ જગત ન ત્યાગન જોગ. ૭૧૬

૭૦૬. જેવી રીતે વૃક્ષના બીજમાં ડાળ, પાન, ફળ અને છાયા સમાયેલાં જ છે, તેવી જ રીતે સર્વનો આરંભ અને વિકાસસ્વરૂપ (આત્મા)માંજ રહેલો છે.

૭૦૭. કબીર કહે છે કે આ મૃત્યુ, ઘડપણ અને દુખનો ડર તો મને ત્યારે જ લાગે કે જ્યારે એ ફક્ત મનેજ લાગતાં હોય; પણ એ તો (સૃષ્ટિક્રમ પ્રમાણે) જગતમાં બધાંયને લાગે જ છે. (એટલે મને તેમનો ડર નથી)

૭૦૮. કબીર કહે છે કે સાત દ્વીપ, નવખંડ, ત્રણે લોક અને સમગ્ર બ્રહ્માંડમાં દેહ ધારણ કર્યાનો (દુઃખ-મૃત્યુરૂપ) દંડ તો બધાયને ભોગવવો પડે છે.

૭૦૯. દેહ ધારણ કર્યાનો જે દંડ છે તે તો બધાયને માટે હોય છે; પણ જ્ઞાની જ્ઞાન પામીને શાંતિપૂર્વક એ ભોગવી લે છે અને મૂર્ખ અજ્ઞાની એને રોકકળ કરતો ભોગવે છે, એટલો જ ફેર છે.

૭૧૦. આ તો પ્રત્યક્ષ જોઈ લેવાની જ વાત છે. એમાં કંઈ કહેવાનું છે જ નહી, હરિના (ભક્ત) જન આદિથી તે અંત પર્યંત હરિમય રહીને હરિમાં જ સમાઈને લીન થઈ જાય છે.

૭૧૧. જે પ્રભુનું નામ સ્મરણ કર્યા કરે છે તે બધા જ અમારે મન એકરૂપ છે. મૂળ વસ્તુને (એક પરમ તત્ત્વ) સૌની અંદર ઓળખી લીધા પછી બહારના પાત્રના (શરીરના) ભેદનું શું પ્રયોજન?

૭૧૨. જો તું પ્રભુનાં દર્શન ઇચ્છતો હોય તો જુગાર, ચોરી, જાસૂસી, વ્યાજવટું, લાંચરૂશવત અને પારકી નારી-એટલાથી તું દૂર જ રહેજે

૭૧૩. રાજાને બારણે સાધુજન ત્રણ કારણોસર જતા હોય છે. કાં તો મિષ્ટાન ભોજન માટે, કાં તો માન પ્રાપ્તિ માટે અને કાં તો પછી ધનસંપત જેવી કોઈ સંસારી ઇચ્છાને લીધે.

૭૧૪ દેખાવમાં તો ધુમ્મસના ઢગલાની જેમ બધા જ સારા લાગે છે, પણ એ તો જોતજોતામાં જ ખલાસ થઈ જાય છે. એની કંઈ પોટલી બાંધી શકાતી નથી. (દેખાવની ભલાઈ કંઈ કામે લાગતી નથી.)

૭૧૫. કબીર કહે છે કે નાચે, ગાય ને ભજન લલકારે પણ જો પ્રભુ પર પ્રેમ જ ન હોય તો મુક્તિ કેવી રીતે મળી શકે? બીજ વિનાના ખેતરમાં (પાણી, ખાતર વગેરે સામગ્રી હોય તો પણ) અનાજ કેવી રીતે ઊગી શકે?

૭૧૬ શાણા જ્ઞાની પુરુષો કહે છે કે બ્રહ્મમાંથી જ જગત ઉત્પન્ન થયેલું છે તેથી જ બ્રહ્મનો ત્યાગ કર્યા વિના જગતનો ત્યાગ કરવો શક્ય નથી. (જગતનો ત્યાગ કરવા જતાં, તે બ્રહ્મમય હોવાથી, બ્રહ્મનો જ ત્યાગ થઈ જાય!)

બ્રહ્મ જગત કા બીજ હૈ જો નહિં તાકો ત્યાગ,
જગત બ્રહ્મ મેં લીન હૈ કહહુ કૌન બૈરાગ. ૭૧૭

નેત નેત જેહિં બેદ કહિ જહાં મન ઠહેરાયા,
મન બાની કી ગમ નહીં બ્રહ્મ કહા કિન તાય. ૭૧૮

એક કર્મ હૈ બોવના ઉપજૈ બીજ બહૂત,
એક કર્મ હૈ ભૂંજના ઉદય ન અંકુર સૂત. ૭૧૯

ચાંદ સુરજ નિજ કિરન કૌ ત્યાગિ કવન બિધિ કીન,
જાકી કિરને તાહિ મેં ઉપજિ હોત પુનિ લીન. ૭૨૦

ગુરૂ ઝરોખે બૈઠિ કે સબકા મુજરા લેઈ,
જૈસી જાકી ચાકરી તૈસા તાકો દેઈ. ૭૨૧

હંસા બક એક રંગ લખિ ચરૈં એક હી તાલ,
છીર નીર તે જાનિએ બક ઉઘરૈ તેહિ કાલ. ૭૨૨

બિન દેખે વહ દેસ કી બાત કહૈ સો કૂર,
આપૈ ખારી ખાત હૈ બેચત ફિરત કપૂર. ૭૨૩

મલયાગિરિ કે બાસ મેં બૃચ્છ રહા સબ ગોય,
કહિએ કો ચંદન ભયા મલયાગિરિ ના હોય. ૭૨૪

કાટે આંબ ન મૌરિયા ફાટે જુરૈ ન કાન,
ગોરખ પદ પરસે બિનો કહૌ કૌન કી સાન. ૭૨૫

આગે સીઢી સાંકરી પાછો ચકનાચૂર,
પરદા તર કી સુંદરી રહી ધકા દૈ દૂર. ૭૨૬

૭૧૭. બ્રહ્મ તો જગતનું બીજ છે એટલે એનો ત્યાગ હોય જ નહીં. જગત જ બ્રહ્મમાં સમાઈ રહેલું છે તો પછી શાનો ત્યાગ ને વૈરાગ્ય?

૭૧૮. વેદ જેને વર્ણવતાં 'નેતિ, નેતિ' કહે છે, જેના વિશે મનથી સ્થિર થવાતું નથી તથા મન તેમ જ વાણીને જેની કશી ગમ પડતી નથી; તેને 'બ્રહ્મ' કોણે કહ્યું હશે?

૭૧૯. એક પ્રકારનાં કર્મ છે વાવવા જેવાં (સર્જક). એમાંથી અનેક બીજ ઉત્પન્ન થાય છે. પણ બીજા પ્રકારનાં કર્મ છે બાળવા જેવાં (નાશક) જેમાંથી સુંદર અંકુરનો વિકાસ થતો નથી.

૭૨૦. ચંદ્ર અને સૂર્ય પોતાના કિરણોનો ત્યાગ કેવી રીતે કરી શકે? એ તો પ્રગટ થઈને (સંલગ્ન રહેવાથી) જેનાં કિરણો હોય તેનામાં જ પાછાં વિલીન થઈ જાય છે.

૭૨૧. હૃદયરૂપી ઝરુખામાં બિરાજીને પરમાત્મા બધાંની અંજલિ સ્વીકારતો હોય છે અને જેની જેવી સેવા હોય છે તેવું તેને ફળ આપ્યા કરે છે.

૭૨૨. હંસ (સંત) અને બગલો (દુર્જન) રંગે એક સરખા જ દેખાય છે, એક જ (સંસારરૂપી) સરોવરમા વિહાર કરતા હોય છે. પણ તેમનો તફાવત દૂધ-પાણીનો વિવેક કરવામાં જ જણાઈ આવે છે તેવે વખતે બગલો ઉઘાડો પડી જાય છે.

૭૨૩. જોયા જાણ્યા વિના જ જે એ (પ્રભુના) દેશની વાતો કરે છે તે મૂર્ખ છે. પોતે તો ધૂળ ફાકતા (ભિખારી જેવા) હોય છે અને કપૂરના (કીમતી વસ્તુના) સોદા કરતા ફરે એ કેવું વિચિત્ર?

૭૨૪. જ્યાં ભરપૂર ચંદન વૃક્ષોથી બીજાં બધાં વૃક્ષ ગુમ થઈ ગયેલાં લાગે તે જ મલય પર્વત; પણ કહેવા પૂરતુ એકાદ ચંદન વૃક્ષ થયું હોય ત્યાં કંઈ મલય પર્વત કહેવાય?

૭૨૫. કાપેલો આંબો મ્હોરતો નથી ને ફાટેલો કાન પાછો સંધાતો નથી. સદ્ગુરૂ સંતનાં ચરણ સેવ્યા વિના કોને જ્ઞાન મળ્યું છે તે તો કહો! (સદ્ગુરુનું સાંનિધ્ય અનિવાર્ય છે.)

૭૨૬. આગળ જવાની સીડી સાંકડી છે ને પાછળનું તો બધું ચૂરેચૂરા કરી નાખે તેવું છે. પડદા પાછળ રહેલી (અંતરાત્મારૂપી) સુંદરી તો તને ધક્કો દઈને દૂર જ રહી ગઈ છે! (હવે તું પુરુષાર્થ કરી પ્રગતિ કર અને સ્વ-રૂપને ઓળખ.)

બેરા બાંધિ ન સર્પ કો ભવસાગર કે માહિં,
છોડૈ તો બૂડત અહૈ ગહૈ તો ડસિહૈં વાહિં. ૭૨૭

કર ખોરા ખોવા ભરા મગ જોહત દિન જાય,
કબિરા ઉતરા ચિત્ત સોં છાંછ દિયો નહિં જાય. ૭૨૮

વિષ કે બિરવા ઘર કિયા રહા સર્પ લપટાય,
તાતે જિયરૈ ડર ભયા જાગત રૈનિ બિહાય. ૭૨૯

સેમર કેરા સૂવના સિહુલે બૈઠા જાય,
ચોંચ ચહોરૈ સિર ધુનૈ યહ વાહી કો ભાય. ૭૩૦

સેમર સુવના બેગિ તજુ ઘની બિગુર્ચન પાંખ,
ઐસા સેમર જો સેવૈ હૃદયા નાહીં આંખ. ૭૩૧

કેતે દિન ઐસે ગયે અનરૂચે કો નેહ,
બોએ ઊસર ન ઊપજૈ જો ઘન બરસૈ મેહ. ૭૩૨

પ્રકટ કહૌં તૌ મારિયા પરદા લખૈ ન કોય,
સહના છપા પયાર તર કો કહિ બૈરી હોય. ૭૩૩

જો લૌં તારા જગમગે તો લૌં ઉગે ન સૂર,
તૌ લૌં જિય જગ કર્મ બસ જૌ લૌં જ્ઞાન ન પૂર. ૭૩૪

કરુ બહિયાં બલ આપની છાંડ બિરાની આસ,
જાકે આંગન નદી બહૈ સો કસ મરે પિઆસ. ૭૩૫

૭૨૭. આ ભવસાગરમાંથી પાર તરી જવા માટે હે જીવ! તું (માયારૂપી) સાપનો તરાપો ન બાંધીશ, કારણ કે એ છોડી દઈશ તો તું ડૂબી જશે ને એને પકડી રાખીશ તો એ જ તને કરડી ખાશે.

૭૨૮. કબીર કહે છે કે મનુષ્યના કર રૂપી કટોરામાં માવો (સાત્ત્વિક પદાર્થ) ભરેલો છે અને(પ્રભુ મળી જતા તે અર્પણ કરવાની) વાટ જોતાં દિવસો વહી જાય છે પણ ચિત્તમાંથી જ્યારે ભક્તિભાવની ઓટ થઈ જાય છે ત્યારે (પ્રભુને કાજે) છાશ (જેવી તુચ્છ વસ્તુ)પણ આપી શકાતી નથી.

૭૨૯. (સંસારરૂપી) ઝેરના ઝાડ પર ઘર માંડયું છે ને એને (મૃત્યુરૂપી) સાપ વીંટાઈ રહેલો છે. જીવને એટલા માટે જ ડર લાગ્યાં કરે છે ને આખી રાત જાગતાં જ વીતી જાય છે.

૭૩૦. શીમળાનો સૂડો (પોપટ)એના સફેદ ફળથી આકર્ષાઈ ડાળ પર જઈને બેઠો અને(રસદાર ફળની આશાથી) ચાંચ મારવા લાગ્યો અને નિરાશાથી માથુ ધુણાવવા માંડયો. (શીમળાનાં ફળમાંથી રૂ જેવા માત્ર રેષા જ ઊડે છે) એને (અજ્ઞાનીને) એવું જ ગમે.

૭૩૧. હે શીમળામાં (અસાર સંસારમાં) મોહિત થનાર પોપટ! (જીવ) તું જલદી એ (મોહ) છોડી દે. તારી પાંખો પણ એમાં ઘણી ગૂંચવાઈ પડી છે. આવા શીમળાનું જે સેવન કરે છે તેને અંતરની (જ્ઞાન) દૃષ્ટિ જ હોતી નથી.(સંસાર સેવામાં મોહિત જીવ અંતે ભ્રમિત જ બની જાય છે.)

૭૩૨. નકામા માણસો પ્રત્યે પ્રીતિ રાખતાં કેટલાયે દિવસ વહી ગયા (પણ તેમના તરફથી પ્રીતિ મળી જ નહિ). ખારી જમીનમાં બીજ વાવો અને પછી તેની ઉપર મૂસળધાર વરસાદ વરસે તો પણ તેમાંથી કંઈજ ઉત્પન્ન થતું નથી!

૭૩૩. (પ્રભુ) પ્રગટ છે એમ કહું તો બધા મારવા દોડે છે કારણ કે (માયાના) પડદાને લીધે કોઈને તે દેખાતા નથી. એટલે આપણે તો નીચે પડેલાં પરાળની જેમ જે દુઃખ પડે તેને સહન કરી મૂંગા રહેવું; એટલે પછી કોણ વેરી થશે?

૭૩૪. જ્યાં સુધી તારા ઝગમગતા હોય છે ત્યાં સુધી સૂર્ય પ્રકાશતો નથી. તેવી જ રીતે જ્યાં સુધી પૂરું આત્મજ્ઞાન પ્રાપ્ત થયું નથી, ત્યાં સુધી જ જીવ આ જગતમાં કર્મને વશ રહી ભમ્યાં કરે છે.

૭૩૫. પારકી આશા છોડીને પોતાનાં જ બાવડાંની શક્તિથી કાર્ય કરો. જેના (જીવનરૂપી) આંગણામાં જ (આત્મશક્તિ) નદી વહેતી હોય તે કેવી રીતે તરસ્યો મરે?

હૈ ગુંણુવન્તી બેલરી, તવ ગુણુ બરણિ ન જાય,
જર કાટે તે હરિઅરી સીંચે તે કુંભિલાય. ૭૩૬

બેલી કુઢંગી ફલ બુરો ફુલવા કુબુધિ બસાય,
મૂલ બિનાસી તૂમરી સરોપાત કરુઆય. ૭૩૭

હમ જાન્યો કુલ હંસ હો તાતે કીન્હોં સંગ,
જો જન ત્યોં બક બરન હાૈ છુવન ન દેત્યોં અંગ. ૭૩૮

ગુણિયા તો ગુણ કો ગહૈ નિર્ગુંણ ગુણહિં ઘિનાય,
બૈલ હિં દીજૈ જાયફર કયા બૂઝૈ કયા ખાય. ૭૩૯

ખેત ભલા બીજા ભલા બોઈ એ મૂઠી ફેર,
કાહે બિરવા રૂખરા યા ગુણ ખેતે કેર. ૭૪૦

જંત્ર બજાવત હાૈં સુના ટૂટિ ગયે સબ તાર,
જંત્ર બિચારા કયા કરૈ ગયો બજાવનહાર. ૭૪૧

ઔરન કે સમુઝાવતે મુખ મેં પરિગો રેત,
રાસિ બિરાની રાખતે ખાએ ઘર કો ખેત. ૭૪૨

તક્ત તકાવત તકિ રહે સકે ન બેઝા મારિ,
સબૈ તીર ખાલી પરે ચલે કમાની ડારિ. ૭૪૩

અપની કહ મેરી સુનૈ સુનિમિલિ એકૈ હોય,
મેરે દેખત જગ ભયા ઐસા મિલા ન કોય. ૭૪૪

૭૩૬. હે ગુણવ તી (ભક્તિરૂપી) વેલ ! તારા ગુણનું તો વર્ણન થાય તેમ નથી. તને (આઘાત કરી) કાપે છે ત્યારે તુ ફૂલીફાલી હરિયાળી લાગે છે અને બહારથી તને સી ચ્યા કરે છે તેમ તેમ તુ ચીમળાતી જાય છે ! (સાચી ભક્તિ સંસારના આઘાતોથી અંતરમાં ખીલે છે, પણ સાંસારિક સુખો મળતાં તે મંદ પડે છે.)

૭૩૭. આ (માયારૂપી) વેલ તો આખી ખરાબ છે. એનાં ફળ પણ ભૂ ડાં છે, એનાં ફૂલ બુદ્ધિ બગાડનારાં છે, એનાં મૂળિયાં પણ વિનાશક છે, એની તુમડી અને બધાં પાન કડવાં કડવાં છે.

૭૩૮. મેં તો માનેલું કે આ (માયાવી સંસાર) તો કુલીન હંસ હશે એટલે એનો મેં સંગ કર્યો અને (અને દુઃખી થયો). પણ જો એ બગલાની જાત છે તેમ પહેલેથી જાણ્યું હોત તો મારાં અંગને એને સ્પર્શ પણ થવા દેત નહીં.

૭૩૯. ગુણવાન જન ગુણને સમજીને ગ્રહણ કરે છે જે ગુણહીન હોય છે તે જ ગુણનો તિરસ્કાર કરે છે. બળદ (ઢોર)ને જાયફળ (ખાવા) ધરો તો એમાં એ શુ સમજે ને શું ખાય ?

૭૪૦. ખેતર સારુ હોય, બીજ સારા હોય અને તેમા મૂકી અંતરે છૂટી વાવણી કરી હોય, તેમ છતાંયે જો છોડવા સૂકા રહે તો તેમાં ખેતરનો જ કોઈ (અજ્ઞાન) દોષ કારણ રૂપ હોવો જોઈએ.

૭૪૧. આ દેહ રૂપી વાજિંત્રને વગાડતો મેં એને (જીવને) સાભળ્યો છે, તેના બધા (ઈન્દ્રિય સમૂહ રૂપી) તાર.(કાળના ફટકાથી) તૂટીગયા છે, એટલે બિચારુ એ વાજિંત્ર હવે શું કરે ? એનો બજવૈયો (જીવાત્મા) જ (સંસારને છોડીને) ચાલી ગયો છે !

૭૪૨ બીજાને જ ઉપદેશ આપ્યા કરવામાં અ તે તારે ધૂળ ફાકવાનો વખત આવશે કારણ કે એ રીતે બીજાના (અન્નના) ઢગલાની રખવાળી કરતાં કરતા તું તારું પોતાનુ ખેતર ખલાસ કરી નાખીશ. (પછી તને પોતાની આત્મોન્નતિ સાધવાનો અવસર જ નહીં રહે )

૭૪૩. (નિશાન) તાકતાં તાકતાં તો તુ જોતાં જ રહી ગયો અને લક્ષ્ય તો સિદ્ધ થયું નહીં. તારા બધાં જ (સાધનરૂપ) તીર ખાલી ગયાં અને હવે તો તુ આ (દેહરૂપી) ધનુષ્યને છોડીને ચાલવા પણ માંડ્યો !

૭૪૪ પોતાની વ ત કરીને મારી સાંભળો. એમાં પરસ્પર વાત સાંભળી તેનેમેળવી જોતાં સૌની વાતનુ રહસ્ય એક જ નીકળે છે.(કે જન્મે તે મરે.)કોઈ એવું કહેનાર જોયું નથી કે જે એમ કહી શકે કે મારા દેખતાં આખી દુનિયા ખલાસ થઈ ગઈ! અર્થાત્ આનાશવંત જગતમાં કોઈ અનાદિ અનંતનથી.

દેસ દેસ હમ બાગિયા ગ્રામ ગ્રામ કી ખોરિ,
ઐસા જિયરા ના મિલા જો લે ફટકિ પછોરિ. ૭૪૫

બસ્તુ અહૈ ગાહક નહીં બસ્તુ સો ગરુવા મોલ,
બિના દામ કો માનવા ફિરૈ સો ડામાડોલ. ૭૪૬

સિંહ અકેલા બન રમૈ પલક પલક કે દૌર,
જૈસા બન હૈ આપના તૈસા બન હૈ ઔર. ૭૪૭

બૈઠા હૈ ઘર ભીતરૈ બૈઠા હૈ સાચેત,
જબ જૈસી ગતિ ચાહતા તબ તૈસી મતિ દેત. ૭૪૮.

બના બનાયા માનવા બિના બુદ્ધિ બેતૂલ,
કહા લાલ લૈ કીજિયે બિના બાસ કા ફૂલ. ૭૪૯

આગે આગે દવ બરૈ પીછે હરિયર હોઈ,
બલિહારી વા બૃચ્છ કી જર કાટે ફલ હોઈ. ૭૫૦

સરહર પેડ અગાધ ફલ અરુ બૈઠા હૈ પૂર,
બહુત લાલ પચિ પચિ મરે ફલ મીઠા અરુ દૂર. ૭૫૧

સબહી તરુ તર જાય કે સબ ફલ લીન્હોં ચીખિ,
ફિર ફિર માંગત કબિર હૈ દર્શન હી કી ભીખિ. ૭૫૨

કંચન ભો પારસ પરસિ બહુરિ ન લોહા હોઈ,
ચંદન બાસ પલાસ બિધિ ઢક કહૈ ના કોઈ. ૭૫૩

ભક્તિ ભક્તિ સબ કોઈ કહૈ ભક્તિ ન આઈ કાજ,
જહઁકો કિયા ભરોસવા તહઁતે આઈ ગાજ. ૭૫૪

૭૪૫. દેશેદેશ અને ગામેગામની ગલીએ ગલી અમે ભટક્યા પણ અમને કોઈ એવો જીવડો ના મળ્યો કે જે અનાજ (જીવનમાં વિવેક વિચારને) સૂપડે ઝાટકીને જ (સાર જ) ગ્રહણ કરતો હોય.

૭૪૬. વસ્તુ (બ્રહ્મજ્ઞાન) છે પરંતુ તેને લેનારા ગ્રાહક નથી. એ વસ્તુની કિંમત ભારે છે. જે માનવી (એ વસ્તુ કરવા માટેના ભક્તિ રૂપી) ધન વિનાનો ભટકે છે તેનું જીવન ડામાડોળ થઈ પડે છે.

૭૪૭. પલકે પલકે (જન્મે જન્મે) ફેરા મારતો (જીવાત્મા રૂપી) સિંહ (સંસારરૂપી) વનમાં એકલો ખેલે છે. જેવું આપણું આ (મૃત્યુલોક રૂપી) વન છે તેવા બીજા (લોકરૂપી) વન પણ છે.

૭૪૮. આ દેહરૂપી ઘરની અંદર એનો માલિક (આત્મા) બરાબર સાવધાન થઈને બેઠેલો જ છે. એને જ્યારે જેવી ગતિ જોઈએ છે ત્યારે તેવી જ મતિ એ જીવને આપે છે.

૭૪૯. સર્વાંગોપાંગ (શરીરે અને બીજી બધી રીતે) સંપૂર્ણ લાગતો માણસ પણ બુદ્ધિ વિના અસંતુલિત (મૂર્ખ) ગણાય. ફૂલ ભલે લાલ ચટક હોય પણ સુગંધ વિનાનું જો તે હોય તો તેને લઈને કોઈ શું કરે?

૭૫૦. એ (ભક્તિ વૃક્ષ)ની આગળ આગળ (કસોટીનો) દાવાનળ સળગે છે અને એની પાછળ હરિયાળી લાગે છે. આ વૃક્ષની તો બલિહારી જ છે. એના મૂળ (માયાના) કાપો ત્યારે જ એમાં ફળ પ્રગટે છે. (કપરી કસોટી પછી ભક્તિનો આનંદ મળે છે.)

૭૫૧. એ (આત્મજ્ઞાનનું) નિત્ય લીલું ને ઘટાદાર વૃક્ષ છે. એને ભરપૂર લાગેલાં ફળ પણ અપાર છે. કેટલાયે જણ તે પામવા મહેનત કરી કરીને મરી ગયા કારણ કે એનાં ફળ મીઠાં છે પણ દુર્લભ છે.

૭૫૨. બધી જાતના (પ્રભુપ્રાપ્તિનાં સાધન રૂપી) વૃક્ષોની તળે જઈને દરેકનાં ફળ ચાખી જોયાં, તોયે કબીર તો ફરીફરીને પરમાત્માનાં દર્શનની જ ભીખ માગી રહ્યો છે.

૭૫૩. પારસમણિના સ્પર્શથી લોઢાનું કંચન થઈ ગયું. તે ફરી પાછું લોઢું નહીં બને. ખાખરાના ઝાડમાં જો ચંદનની સુગંધ તેને વીંધીને બરાબર પ્રવેશી જાય તો પછી ખાખરાને ખાખરો કોઈ નહિ કહે. તે ચંદન જ હશે.

૭૫૪. 'ભક્તિ, ભક્તિ' તો સૌ કોઈ કહે છે. પણ એવી ભક્તિ કંઈ કામ આવતી નથી. કહેવાતા સાંસારિક ગુરુની (દુન્યવી) ભક્તિ કરનાર જો તેમના પ્રત્યે વિશ્વાસ અને શ્રદ્ધા રાખીને બેઠો હોય છે તો અંતે તેમના દ્વારા તેના પર વિજળી જ પડે છે. (અણીના સમયે તેઓ દગો દે છે.)

સુખ કો સાગર મૈં રચા દુખ દુખ મેલો પાવ,
તિથિ ના પકરૈ આપના ચલૈ રંક ઔર રાવ. ૭૫૫

લિખા પઢી મેં પરે સબ યહ ગુણ તજૈ ન કોઈ,
સબૈં પરે ભ્રમજાલ મેં ડારા યહ જિય ખોઈ. ૭૫૬

જૈસી લાગી ઔર કી તૈસી નિબહૈ થોરિ,
કૌડી કૌડી જોરિ કૈ પૂંજયો લચ્છ કરોરિ. ૭૫૭

નવ મન દૂધ બટોરિ કૈ ટિપકા કિયા બિનાશ.
દૂધ ફાટિ કાંજિ હુઆ ભયા ઘીવ કા નાશ. ૭૫૮

માનુષ તેરા ગુણ બડા માંસ ન આવૈ કાજ,
હાડ ન હોતે આભરણ ત્વચા ન બાજન બાજ. ૭૫૯

પ્રથમૈં એક જો હૈ. કિયા ભયા સો બારહ બાટ,
કેસન કસૌટી નાટિકા પીતર ભયા નિરાટ. ૭૬૦

કુલવા ધાર ન લૈ સકૈ કહૈ સિખન સોં રોઈ,
જ્યોં જ્યોં ભીંજૈ કામરી ત્યોં ત્યોં ભારી હોઈ. ૭૬૧

પદ ગાવૈ લવલીન હ્વૈ કટૈ ન સંસય ફાંસ,
સબૈ પછૈરૈ થોથરા એક બિના બિસ્વાસ. ૭૬૨

ઘર કબીર કા સિખર પર જહાં સિલિહિલી ગૈલ,
પાંવ ન ટિકૈ પિપીલીકા ખલકન લાદે બૈલ. ૭૬૩

૭૫૫. મેં તો બધે જ સુખનો સાગર સરજ્યો છે. પણ (હાથે કરીને) દુઃખ પર જ પગલા મૂકીને તિથિ–વાર જોયા વિના જ પોતપોતાની મેળે રંક ને રાય બધાયે (સંસારમાંથી દુઃખ ભોગવીને) ચાલ્યા જાય છે.

૭૫૬. બધાયે લખવા–વાંચવામાં પડી ગયા છે. આ ત્રિગુણમયી માયાને કોઈ છોડતુ નથી. બધાયે લોકો એની ભ્રમજાળમાં ફસાઈ પડયા છે. એમ કરીને જ આ જીવતર સૌએ એળે ગુમાવ્યું છે.

૭૫૭. વધારાનો જેવો લોભ લાગે છે તેવો ને તેવો જ એને કંઈ થોડો જ નિભાવાય છે ? એ તો કોડી કોડી ભેગી કરીને જ લાખ કે કરોડનો ઢગલો કરી શકાય. (ટીપેટીપે જ સરોવર ભરાય.)

૭૫૮. નવ મણ દૂધ (જીવનનાં પંચ મહાભૂત સાથે કાલ, દિક્, આત્મા અને મન રૂપી નવ દ્રવ્યો) ભેગું કર્યું અને (ભોગ–લાલસારૂપી) ખટાશના એક જ ટપકાંએ એનો ધાણ વાળી દીધો. એ બધું દૂધ ફાટીને ખાટું છાસ જેવું થઈ ગયું અને ઘીનો પણ નાશ થયો. (એક જ દુર્ગુણને લીધે અનેક સદ્‌ગુણોનો નાશ થાય છે )

૭૫૯. હે મનુષ્ય ! તારું ગૌરવ તો સદ્‌ગુણથી જ છે. તારું માંસ કોઈનેય કામ નથી લાગતુ, તારાં હાડકાંના ઘરેણાં બનતાં નથી કે તારી ચામડીનાં ઢોલવાજાં પણ બનતાં નથી !

૭૬૦. પ્રથમ જે એક જ (ચૈતન્યતત્ત્વની) રચના કરેલી તે જ આ (સંસારમાં) અનેક રૂપે થઈ ગયેલી છે. આ સંસાર નાટિકાને (આત્મજ્ઞાનની)કસોટી પર કસી જોતાં જ એ તો (નાશવંત નામરૂપનું) ચોખ્ખું પીતળ છે એમ (સ્પષ્ટ) જણાઈ આવે છે.

૭૬૧. (જીવરૂપી) ફૂલથી(બીજાનું કરેલું કર્મ) ઉધાર લઈ શકાતું નથી એટલે એ (ઈન્દ્રિયરૂપી) સખીઓને વિલાપ કરીને કહે છે કે (જાતે કંઈ જ ના કર્યું !) કાળના વહેતા પ્રવાહમાં જેમજેમ જીવનરૂપી કામળી ભીંજાતી જાય છે તેમ તેમ તે ભારે પણ થતી જાય છે. (અંતે ભવસાગર તરવાને બદલે અક્કરમી જીવ તેમાં ડૂબી મરે છે.)

૭૬૨. તલ્લીન થઈ જીવ ભજન લલકારે તો પણ શંકાની જાળમાંથી તે મુક્ત થતો નથી શ્રદ્ધા વિના એ બધુ (ભજનાદિ કર્મ) નકામાં પોલા છોતરા કૂટવા જેવુ છે. (શ્રદ્ધા વિના ભજનનો કસો અર્થ નથી.)

૭૬૩. કબીરનું ધામ તો ઊંચે (શૂન્યના) શિખર પર છે, જ્યાં જવાની કેડી ખૂબ જ ભીની અને લપસણી છે. ત્યાં તો કીડીનો પગ પણ ટકી શકે તેમ નથી; તોયે દુનિયાના અજ્ઞાની લોકો ગાડાં જોડીને ત્યાં જવા માગે છે !

અપને અપને શીશ કી સબન લીન હૈ માનિ,
હરિ કી બાત દુરંતરી પરી ન કાહૂ જાનિ. ૭૬૪

ઘાટ ભુલાના બાટ બિન ભેષ ભુલાના કાનિ,
જાકી માંડી જગતમાં સો ન પરા પહિચાનિ. ૭૬૫

ઉપર કી દોઊ ગઈ હિય કી ગઈ હેરાય,
કહે કબીર ચારિઉ ગઈ તાસોં કહા બસાય. ૭૬૬

ચતી સતી સબ ખોજહીં મનૈ ન માનૈ હારિ,
બડબડ બીર બચૈ નહીં કહહિ કબીર પુકારિ. ૭૬૭

એકૈ સાધે સબ સધૈ સબ સાધે સબ જાય,
જો તૂ સેવૈ મૂલ કો ફૂલૈ ફલૈ અઘાય. ૭૬૮

સાંઈ કેરે બહુત ગુન લિખે જો હરિદે માહિં,
પિઊં ન પાની ડરપતા મત વૈ ધોએ જાહિં. ૭૬૯

ચાર ભુલાવૈ ભાવ સે મોપૈ ગયા ન જાય,
ધન મૈલી પિઉ ઊજલા લાગિ ન સકકૂં પાય. ૭૭૦

પપિહા પર કો ના તજૈ તજૈ તો તન બેકાજ,
તન છૂટૈ તો કુછ નહીં પર છૂટૈ હૈ લાજ. ૭૭૧

પ્રેમ પ્રીતિ સે જો મિલૈં તાસોં મિલિએ ધાય,
અંતર રાખે જો મિલૈં તાસોં મિલૈં બલાય. ૭૭૨

ખુલિ ખેલી સંસાર મેં બાંધિ ન સકકે કોય,
ઘાટ જગાતી કયા કરૈ જો સિર બોઝ ન હોય. ૭૭૩

૭૬૪. પોતપોતાનાં મસ્તકને ઊંચું રાખવાની (પોતાની પ્રતિષ્ઠાની) વાત સૌ કોઈ સ્વીકારે છે; પણ પ્રભુની (પરમાર્થની) વાત મુશ્કેલ છે એટલે એની તે કોઈને પડી નથી એમ મને લાગે છે.

૭૬૫. સાચા માર્ગની સમજણ વિના ઘાટ (ઊતરવાનું સ્થાન) ભૂલી જવાય છે. તેમજ લોકલાજની પરવા કરવામાં સાચો વેશ (સાત્ત્વિક ભાવ) ભૂલી જવાય છે. જેની આ જગતમાં સેવા પૂજા કરી એ માલિક જ ભૂલાઈ ગયો. (અજ્ઞાન અને લોકલાજમાં એનું ઓળખાણ થઈ શકતું નથી.)

૭૬૬. કબીર કહે છે કે બહારની બન્ને નેત્રોની દૃષ્ટિ ગઈ છે (ભ્રમથી અંધત્વ છે) અને હૃદયથી જોવાની આંખો પણ ખોઈ નાખી છે. આમ ભ્રમમાં જ જેની ચારે આંખે ગઈ તેનુ સંસારમાં ક્યાં ઠેકાણું પડી શકે?

૭૬૭. કબીર પો ાર કરીને કહે છે કે યતિ, સતી બધાં જ (પ્રભુને) શોધે છે. પણ મનથી કદી પણ એ વિષે પોતાની હાર કબૂલતા નથી. અરે! મોટા મોટા બહાદુરો પણ એ માર્ગે બચી શક્યા નથી. (એવો પ્રભુનો માર્ગ કપરો છે.)

૭૬૮. એક (પરમાત્મા)ને જ સાધવાથી બધું સધાય છે, પણ બધાને સાધવા જતાં બધું જ ગુમાવવું પડે છે. એટલે જો તું તે મૂળ જ સેવે તો તેમાંથી જ ખીલતાં ફૂલ ને ફળથી તું અંતે સતૃપ્ત થઈ જઈશ.

૭૬૯. મારા પ્રભુજીના તો ઘણાયે ગુણો છે જે આ હૃદયમાં (આત્મામાં) આલેખાયેલા છે. એટલે જ તો હું ડરનો માર્યો (સંસારનું) જળ-પીતો નથી કે જેથી એ (ગુણલેખ) ધોવાઈ ન જાય.

૭૭૦. પ્રિયતમ મને પ્રેમથી બોલાવે છે તોયે મારાથી (શરમના માર્યા) જવાતું નથી. મારા પિયુજી તો ઊજળા (પવિત્ર–નિર્મળ) છે ને હુ (જીવાત્મા) એની વધૂ મલિનતાથી ભરેલી છું એટલે હું ગોરા પિયુને પગે પણ લાગી શકતી નથી!

૭૭૧. બપૈયો પોતાની પાંખો (ટેક) છોડતો નથી. એ છૂટે તો એનો દેહ છૂટી જાય. એને તો શરીર છૂટી જાય એનું કંઈ નથી, પણ એની ટેક તૂટે તો એની લાજ જાય.

૭૭૨. પ્રેમ અને પ્રીતિપૂર્વક જે મળે તેને સામા દોડી જઈને મળવું, પણ મનમાં ભેદભાવ રાખીને જ મળવા આવે તેને કોણ, બલા મળે?

૭૭૩. જેણે ખુલ્લે દિલે (નિષ્કપટ રીતે) સંસારનો ખેલ ખેલ્યો છે તેને કોઈ બાધી શકનાર નથી. અરે! માથે કંઈ પોટલુ જ ના હોય, તો ઘાટને પાર કરવા જતાં જકાતી અમલદાર શું કરી શકવાનો છે?

સબ કાહુકા લીજિએ સાંચા શબ્દ નિહાર,
પચ્છપાત ના કીજિએ કહે કબીર વિચાર. ૭૭૪

તન સંદૂક મન રતન હૈ ચુપકે દે હટતાલ,
ગાહક બિના ન ખોલિએ પૂંજી શબ્દ રસાલ. ૭૭૫

જબ દિલ મિલા દયાલસોં તબ કછુ અંતર નાહિં,
પાલા ગલિ પાની ભયા ચોં હરિજન હરિમાહિં. ૭૭૬

મોમેં ઇતની સક્તિ કહાં ગાઓ ગલા પસાર,
બંદે કો ઈતની ઘની પડા રહે દરબાર. ૭૭૭

રચનહાર કો ચીન્હિ લે ખાને કો કયોં રોય,
દિલ મંદિર મેં પૈંઠિ કરિ તાનિ પિછૌરા સોય. ૭૭૮

સબસે ભલી મધૂકરી ભાંતિ ભાંતિ કા નાજ,
દાવા કાહૂ કા નહીં બડા બિલાયત રાજ. ૭૭૯

ભૌસાગર જલ બિષ ભરા મન નહિં બાંધૈ ધીર,
સબ્દ–સનેહી પિઉ મિલા ઉતરા પાર કબીર. ૭૮૦

નામ રતન ધન સંત પહઁ ખાન ખુલી ઘટમાંહિ,
સેંત મેંત હીં દેત હૈ ગાહક કોઈ નાહિં. ૭૮૧

ઇતિ

પ્રથમ ખંડ સંપૂર્ણ

૭૭૪. કબીર સમજાવીને કહે છે કે સૌ કોઈમાંથી સત્ય શબ્દને (પરમાત્મતત્ત્વને) નીરખી લેવો. આ રીતે સર્વત્ર સમદૃષ્ટિ રાખીને કદી પક્ષપાત કરવો નહીં.

૭૭૫. આ તનની પેટીમાં મનરૂપી રત્ન રહેલું છે. આ (સંસારરૂપી) હાટમાં એને ચૂપચાપ તાળું મારીને સાચવી રાખ. હૃદયના અધિકારી ગ્રાહક વગર આ રસપૂર્ણ શબ્દરૂપી (આત્મજ્ઞાનની) મૂડી ખોલવી નહીં.

૭૭૬. જ્યારે દિલને દયાળુ (પરમાત્મા)નું મિલન થાય છે ત્યારે તો કંઈ જ ભેદ રહેતો નથી. હિમ ઓગળી જઈને પાણી ભેગુ પાણી થઈ એકાકાર બની જાય. તેવી જ રીતે હરિના જન હરિમાં લીન થઈ જાય છે.

૭૭૭. પ્રભુ! મારામાં એટલી શક્તિ જ ક્યાં છે કે ગળું ખોલીને ગાઉં? એટલે જ તો આ સેવકને તમારા દરબારમાં પડી રહેવા દો એટલુંયે ઘણું છે, નાથ!

૭૭૮. જો સરજનહાર માલિકને તું ઓળખી લે તો પછી ખાવાની ફિકર કરીને રડવું શાને પડે? પછી તો હૃદય મંદિરમાં પેસીને નિરાંતે ચાદર ઓઢીને સૂઈ જ રહેવાનું. (કારણ કે અનન્ય ભક્તનું યોગક્ષેમ પ્રભુ વહન કરે જ છે.)

૭૭૯. સૌથી શ્રેષ્ઠ તો મધુકરી (ભિક્ષા) છે, જેમાં અનેક જાતનાં અન્ન મળે છે. એના પર કોઈનો ખાસ હક્ક હોતો નથી. એ તો પ્રભુની દીધેલી છે કે જેનું દેશવિદેશ ને અખિલ બ્રહ્માંડમાં મોટું સામ્રાજ્ય છે!

૭૮૦. આ ભવસાગરનાં પાણી તો ઝેરથી ભરપૂર છે. એમાં મનને ધીરજ રહેતી નથી. પણ કબીરને તો સદ્ભાગ્યે શબ્દપ્રેમી પ્રિયતમ પરમાત્મા જ મળી ગયા અને એટલે જ એ પાર ઊતરી શક્યો છે!

૭૮૧. સંતની પાસે પ્રભુનામ રૂપી રત્નનું અમૂલ્ય ધન છે. એ પામીને તો મારા આ જીવનમાં એની ખાણ ખુલ્લી થઈ ગઈ છે. એટલે હું તો એ (અમૂલ્ય ધન) મફત આપી રહ્યો છું. પણ અફસોસ! એ લેનાર ઘરાક કોઈ નથી.

ઇતિ

પ્રથમ ખંડ સંપૂર્ણ

# કર્તા—નિરૂપણ

## ૧

સબકા સાખી મેરા સાંઈ;
બ્રહ્મા વિષ્ણુ રુદ્ર ઈશ્વર લૌં ઔ અવ્યાકૃત નાહીં.

સુમતિ પચીસ પાંચ સે કર લે યહ સબ જગ ભરમાયા,
અકાર ઉકાર મકાર માત્ર ઇનકે પરે બતાયા.

જાગત સુપન સુષોપત તુરિયા ઈનતે ન્યારા હોઈ,
રાજસ તામસ સાત્ત્વિક નિર્ગુન ઈનતેં આગે સોઈ.

સુછમ થૂલ કારન મહકારન ઈન મિલ ભોગ બખાના,
તેજસ બિસ્વ પરાગ આતમા ઈનમેં સાર ન જાના.

પરા બસંતી મધમા બૈખરી ચૌબાની ના માની,
પાંચ કોષ નીચે કર દેખો ઈનમેં સાર ન જાની.

પાંચ જ્ઞાન ઔ પાંચ કર્મ કી યહ દસ ઇંદ્રી જાનો,
ચિત સોઈ અંતઃકરણ બખાનો ઇનમેં સાર ન માનો.

કુરમ સેસ કિરકિલા ધનંજય દેવદત્ત કહું દેખો,
ચૌદહ ઈન્દ્રી ચૌદહ ઇન્દ્રા ઇનમેં અલખ ન પેખો.

તત્પદ ત્વંપદ ઔર અસીપદ બાચ લચ્છ પહિચાને,
અજહદ લચ્છના અજહદ કહતે અજહદ જહદ બખાને.

સત્ગુરુ મિલ સત્ શબ્દ લખાવૈ સાર શબ્દ બિલગાવૈ,
કહ કબીર સોઈ જન પૂરા જો ન્યારા કર ગાવૈ.

# કર્તા–નિરૂપણ

## ૧

મારો સાંઇ સૌનો સાક્ષી છે. બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર અને ઈશ્વરથી માંડીને આ અવ્યાકૃત પ્રકૃતિ સુધી કોઈ નહી, પ્રભુ જ સાક્ષી છે.

સુમતિ (આદ્યાશક્તિ)એ પંચતત્ત્વ અને એ પ્રત્યેકની પાંચ–પાંચ પ્રકૃતિની પચીસી હાથમાં લઈને આ વિશ્વની રચના કરી છે. તેમાં આખું જગત ભરમાયેલું છે. સાંઈને તો (પ્રણવની) અકાર, ઉકાર અને મકારની માત્રાથી પણ પર દર્શાવેલો છે

એ તો જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીય એ ચારે અવસ્થાથી પણ ન્યારો છે. તેમ જ રજોગુણ, તમોગુણ, સત્ત્વગુણ અને નિર્ગુણથીયે એ આગળ છે.

સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ એ સૌએ મળીને ભોગની ભૂમિકા વર્ણવેલી છે. તેજસ્ (ઈત્યાદિ પ્રકૃતિના વિકાર સ્વરૂપ તત્ત્વો) અને પુષ્પના પરાગની જેમ વિશ્વમાં વ્યાપેલા આત્મામાં પણ તત્ત્વસ્વરૂપ એ સમાઈ ગયેલો જણાતો નથી.

એ તો પરા, પશ્યતી, મધ્યમા અને વૈખરી એ ચારે પ્રકારની વાણીથી પણ પર છે. પાંચ પ્રકારના (અન્ન, પ્રાણ, મનસ્, જ્ઞાન અને આનંદમય) કોષોના ઊંડાણમા ઊતરીને એમાંથી પણ સત્યનુ સારસ્વરૂપ જ્ઞાન લાધતું નથી.

પંચ જ્ઞાનેન્દ્રિય અને પંચ કર્મેન્દ્રિય મળીને આ દશ ઇન્દ્રિયો ઉપરાંત અંતઃકરણ રૂપ ચિત્ત કહેલું છે; તે બધામાં પણ કંઇ સાર (સત્યજ્ઞાન) નથી.

કૂર્મ, શેષ, ધનંજય, દેવદત્ત વગેરે પંચ પ્રાણોમાં ક્યાયે એ અલખ જુઓ કે પછી આ ચતુર્દશ તેમજ ચૌદે (ભુવનમાં) ઇન્દ્રોમાં ક્યાંય પ્રભુ (પૂર્ણરૂપે) જણાયો નથી.

વેદાંતનુ તત્ ત્વમ્ અને અસિ (તે તું જ છે) પદનું રહસ્ય પણ લક્ષ્ય અને વાચ્ય એટલે કે ધ્યાનગમ્ય ગણાયુ છે. જહદ લક્ષણા અને અજહદ લક્ષણાની અટપટી જ્ઞાન–સાધના પણ (નિઃસાર) લાગી છે.

કબીર કહે છે કે જેને સદ્‌ગુરુનું મિલન થાય અને એ સદ્‌ગુરુ સત્ શબ્દ અર્થાત્ પ્રભુનુ સત્યજ્ઞાન આપીને, અન્ય સર્વથી ન્યારા એવા શબ્દસ્વરૂપ પરમાત્માનાં દર્શન કરાવે એ જ મનુષ્ય પૂરો સદ્‌ભાગી કહેવાય; કારણ કે એ પ્રભુને સૌથી ન્યારા એવા અનુભવીને એમની સ્તુતિ ગાય છે.

૨

મેરી નજર મેં મોતી આયા હૈ.
કોઈ કહે હલકા કોઈ કહે ભારી દોનોં ભેદ ભુલાયા હૈ.

બ્રહ્મા વિષ્ણુ મહેસર થાકે તિનહૂં ખોજ ન પાયા હૈ,
સેસ સારદા સંકર હારે પઢ રટ બહુ ગુન ગાયા હૈ.

હૈ તિલ કે તિલ ભીતર બિરલે સાધૂ પાયા હૈ,
ચહું દલ કમલ તિરકુટી સાજે ઓમકાર દરસાયા હૈ.

રરંકાર પદ સેત સુન્નમદ ષટ્દલ કૈંવલ બતાયા હૈ,
પાર બ્રહ્મ મહા સુન્ન મંઝારા સોઈ નિઃઅછર હરાયા હૈ.

ભૈંવર ગુફામ સોહં રાજૈ મુરલી અધિક બજાયા હૈ,
સત્ત લોક સત પુરુખ બિરાજૈ અલખ અગમ દોઉ ભાયા હૈ

પુરુખ અનામી સબ સ્વામી બ્રહ્મઉ પાર જો ગાયા હૈ,
યહ સબ બાતેં દેહી માંહી પ્રતિબિંબ અંડ જો પાયા હૈ.

પ્રતિબિંબ પિંડ બ્રહ્માંડ હૈ નકલી અસલી પાર બતાયા હૈ,
કહે કબીર સતલોક સાર હૈ પુરુષ નિયારા પાયા હૈ.

૩

સંતો, બીજક મન પરમાના,
કૈયક ખોજી ખોજિ થકે કોઈ બિરલા જન પહિચાના.

ચારિઉ જુગ ઔ નિગમ ચાર ઔ ગાંવૈં પંથ અપારા,
બિષ્ણુ બિરંચિ રુદ્ર ઋષિ ગાવૈં સેસ ન પાવૈં પારા.

૨

મારી નજરે મેં મોતી (બ્રહ્મજ્ઞાન) જોયું છે. કોઈ કહે છે એ હલકું છે, તો કોઈ કહે છે કે એ ભારે છે; પણ વસ્તુત. એ બન્નેય ભ્રમમાં ભૂલેલા છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર પણ થાકી ગયા છે કારણ કે તેમને પણ એ શોધ્યું જડતું નથી. અરે, શેષ, શારદા અને શંકર પણ એનું રટણ ને ગુણગાન કરતાં હારી ગયા છે.

એ તો તલના દાણેદાણામાં રહેલા છે અને તેલની પણ અંદર તત્ત્વરૂપે રહેલા છે. એને તો કોઈ વિરલ સંત જ પામી શક્યા છે.

ચતુર્દલ કમલ (મૂલાધાર ચક્ર)થી માંડીને ત્રિકુટીમાં (ભ્રૂકુટીના મધ્ય સ્થાને આજ્ઞાચક્રમા) એ શોભે છે અને ૐકાર રૂપે એનાં દર્શન થાય. છે.

રરંકાર નાદવાળું પટ્દલ કમલ (નાભિ પાસેના સ્વાધિષ્ઠાન ચક્રમાં) હોય છે અને (જ્યાં જીવાત્માને પટ્ચક્રોનો ભેદ કરીને પહોચાડવાનુ યોગીનું અંતિમ ધ્યેય હોય છે તે) મસ્તકમાં આવેલા મહાન શૂન્યચક (શિવશક્તિ સમવાય સ્થાન)–માં નીમ્ન થઈને પરબ્રહ્મ લીન થયેલ છે.

ત્યાં સોહંના અખંડ નાદ ગુંજનવાળી ભ્રમરગુફામાં એ જ મુરલી બજાવતો બિરાજે છે (સર્વ ચક્રોની ઉપરના) સત્યલોકમાં આ અગમ, અલખ, સત્ય પરમાત્મપુરુષ બિરાજે છે.

એ સર્વ પર જેનું સ્વામિત્વ છે એવા અનામી પુરુષને 'બ્રહ્મથીયે પાર છે' એમ કહીને વર્ણવેલો છે. આ બધી બ્રહ્માડના પ્રતિબિંબરૂપે દેહના પિંડમાં જ રહેલી હકીકત છે. બ્રહ્મના બ્રહ્માંડનુ જ આ પિંડમાં પ્રતિબિંબ છે અને તત્ત્વ-સ્વરૂપ મારો સ્વામી તો અસલ અને નકલ એ બન્નેથી પર છે.

કબીર કહે છે કે એ પરમ સત્યલોક જ સાર રૂપ છે અને ત્યાંથી જ સૌથી ન્યારા આ મોતીરૂપ સત્યપુરુષ પરમાત્માનાં દર્શન લાધ્યાં છે.

૩

હે સંતો ! મારા મન માટે તો બીજક જ પ્રમાણ છે. પરમતત્ત્વને શોધી શોધીને કેટલાયે થાકી ગયા પણ કોઈ વિરલાને જ એની પિછાન થઈ છે.

ચારે યુગમાં ચારે વેદશાસ્ત્રોએ અને પાર વિનાના ધર્મપંથોએ એનાં ગુણગાન ગાયાં છે વિષ્ણુ, બ્રહ્મા અને રુદ્ર તેમજ ઋષિમુનિઓ અને સ્વયં શેષનાગ પણ (હજાર મુખે) એની સ્તુતિ ગાતાં છતા એનો પાર પામી શકતા નથી.

કોઈ નિરગુન સરગુન ઠહરાવૈં કોઈ જોતિ બતાવૈં,
નામ ધની કો સબ ઠહરાવૈં રૂપ કોં નહીં લખાવૈં

કોઉ સૂછમ અસથૂલ બતાવ કોઉ અચ્છર નિજ સાંચા,
સતગુરુ કહેં બિરલે પહિચાનૈં ભૂલે ફિરૈ અસાંચા.

લોભ કે ભક્તિ સરૈ નહિ કામા સાહેબ પરમ સયાના,
અગમ અગોચર ધામ ધની કો સબૈ કહૈં હ્યાં જાના.

દિખૈ ન પંથ મિલૈ નહિં પંથી ઢૂંઢત ઠૌર ઠિકાના,
કોઉ ઠહરાવૈ શૂન્યક કીન્હા જોતિ એક પરમાના.

કોઉ કહ રૂપ–રેખ નહિં વાકે ધરત કૌન કો ધ્યાના,
રોમ રોમ મેં પરગટ કર્તા કહો ભરમ ભુલાના.

પચ્છ અપચ્છ સબૈ પચિ હારે કર્તા કોઈ ન બિચારા,
કૌન રૂપ હૈ સાંચા સાહેબ નહિં કોઈ બિસ્તારા.

બહુ પરચૈ પરતીત દઢાવૈ સાંચે કો બિસરાવૈ,
કલપત કોટિ જનમ યુગવા ગૈ દરશન કતહું ન પાવૈ.

પરમ દયાલુ પરમ પુરુષોત્તમ તાહિ ચીન્હ નર કોઈ,
તતપર હાલ નિહાલ કરત હૈ રીઝત હૈ નિજ સોઈ.

બધિક કર્મ્મ કરિ ભક્તિ દઢાવૈ નાના મત કો જ્ઞાની,
બીજક મત કોઉ બિરલા જાને ભૂલિ ફિરે અભિમાની.

કહ કબીર કર્તા મેં સબ હૈ કર્તા સકલ સમાના,
ભેદ બિના સબ ભરમ પરે કોઉ બૂઝે સંત સુજાના.

કોઈ એને નિર્ગુણ તો વળી કોઈ નિશ્ચયપૂર્વક સગુણ ઠરાવે છે; તો કોઈ વળી એને જ્યોતિરૂપ ગણે છે. માલિક (પ્રભુ)નાં અનેક નામો બધા નક્કી કરે છે પણ એનું સ્વરૂપ કેવું છે તે તો કોઈ દેખાડતું નથી.

કોઈ એને સૂક્ષ્મ તો વળી કોઈ એને સ્થૂલ દર્શાવે છે. કોઈ પોતાના અક્ષર (બ્રહ્મ)ને જ સત્ય ગણાવે છે' અરે, એ સદ્‌ગુરુને ક્યાંક કોઈક વિરલા જ ઓળખી શકે છે, પણ અસત્યનો આશ્રય લેનારા તો ભુલાવામાં ભમ્યા જ કરે છે !

પરમ જ્ઞાન સ્વરૂપ પ્રભુને પામવાનું કામ સ્વાર્થમય ભક્તિ કર્યાથી સરતું નથી પ્રભુનું ધામ અગમ ને અગોચર છે અને બધાયે કહે છે કે સૌએ ત્યાં જ પહોંચવાનું છે.

પણ ત્યાંનો માર્ગ કે એ માર્ગે જતો કોઇ વટેમાર્ગુયે દેખાતો નથી એનું ઠામ ઠેકાણું શોધતા બધાયે અટવાય છે કોઈક એને શૂન્ય સ્વરૂપ તો કોઇ વળી જ્યોતિ સ્વરૂપ સમજાવે છે.

તો વળી કોઈ કહે છે કે એને રૂપ કે રેખા (આકૃતિ) જેવું કંઇ છે જ નહીં. તો પછી ધ્યાન કોનુ ધરો છો ? અરે ! એ (સૃષ્ટિનો) કર્તા તો રોમેરોમમાં પ્રગટ જ છે (તેમ છતાં) શા માટે બધા ભ્રમમાં ભટકો છો ?

આમ પક્ષાપક્ષી કરતાં બધા થાકીને હારી ગયા છે; છતાં સૃષ્ટિકર્તા પ્રભુ (અસલ) સત્ય સ્વરૂપે કેવા છે તેનો પરિપૂર્ણ ખ્યાલ સમજાયો નથી કે એનું કોઈએ વિસ્તારથી એવુ વર્ણન પણ કર્યું નથી.

ખૂબ પરિચય કરીને બધા પોતપોતાના જ વિચારને દઢ કરીને દેખાડે છે, પણ તેમાં મૂળ સત્યને જ બધા ભૂલી જાય છે ! એવી રીતે કલ્પના કરતાં કરતાં તો કરોડો જન્મ અને જુગના જુગ વહી જાય તોયે કદી પણ એનાં દર્શન થતાં નથી.

પરમ પુરુષોત્તમ પરમાત્મા તો દયાળુ છે. એમને તો કોઈક જ ઓળખી શકે છે એ પોતે જ કરુણા કરીને પ્રસન્ન થાય છે અને દર્શન દઈને જીવનને ન્યાલ કરી દે છે.

જુદા જુદા મત ધરાવનારા જ્ઞાની લોકો માત્ર સ્થૂલ કર્મો કરીને પોતાની જડ ભક્તિ દઢ કરતા હોય છે. " પ્રભુ (ચૈતન્યમય) બીજ રૂપે સર્વમાં રહેલો છે " એવુ બીજક–જ્ઞાન તો કોઇ વિરલાને જ થાય છે; પણ વૃથા અભિમાન કરનારા તો ભ્રમમાં ભટકતા જ ફરે છે.

કબીર કહે છે કે બધુ જ કર્તા (પ્રભુ)માં સમાયેલું છે અને સર્વમાં સમાન રૂપે એ કર્તા જ સમાયેલો છે. આ ભેદ (રહસ્ય) સમજ્યા વિના જ બધા ભ્રમમા પડેલા છે. કોઈ જ્ઞાની સંત જ પરમ રહસ્યને પામી જાય છે.

૪

'તેહિ સાહબ કે લાગો સાથા,
દુઇ દુખ મેટિ કે હોહુ સનાથા.

દશરથ કુલ અવતરિ નહિં આયા,
નહિં લંકા કે રાય સતાયા.

નહિં દેવકી કે ગર્ભહિં આયા,
નહિં યશોદા ગોદ ખિલાયા.

પૃથ્વી રમન દમન નહિં કરિયા,
પૈઠિ પતાલ નહીં બલિ છલિયા.

નહિં બલિરાય સો માંડી રારી,
નહિં હિરણાકુસ બધલ પછારી.

રૂપ બરાહ ધરણી નહિં ધરિયા,
છત્રી મારિ નિછત્રિ ન કરિયા.

નહિં ગોબર્ધન કર પર ધરિયા,
નહિં ગ્વાલ સંગ બનબન ફિરિયા.

ગંડક શાલગ્રામ ન શીલા,
મત્સ્ય કચ્છ હ્વૈ નહિં જલ હીલા.

દ્વારાવતી શરીર ન છાંડા,
લૈ જગનાથ પિંડ નહિં ગાડા.

કહહિ કબીર પુકારિ કે વા પંથે મત ભૂલ,
જેહિ રાખે અનુમાન કરિ થૂલ નહીં અસથૂલ.

૫

સંતો, આવૈ જાય સો માયા;
હૈ પ્રતિપાલ કાલ નહિં વાકે ના કહુ ગયા ન આયા.
ક્યા મકસૂદ મચ્છ કછ હોના શંખાસુર ન સંઘારા,
અહૈ દયાલુ દ્રોહ નહિં વાકે કહહુ કૌનકો મારા.

૪

એ જ સ્વામીનો (પ્રભુનો) મને સથવારો મળી ગયો છે. મારાં બધાંયે દ્વિધા ને દુઃખ દૂર થઈ ગયાં છે ને હવે હું સનાથ છું.

એ પ્રભુ નથી દશરથના કુળમાં અવતાર લઈને આવ્યા કે નથી એમણે લંકાના રાજાને દુઃખ દીધું.

એ પ્રભુ નથી દેવકીના ગર્ભમાંથી પ્રગટ્યા કે નથી એમને યશોદાએ ખોળે રમાડ્યા.

એ પ્રભુએ આ પૃથ્વીને રમણભમણ નથી કરી નાખી કે નથી એમણે (વામનરૂપે) પાતાળમાં પેસીને બલિરાજાને (વચનથી બાંધી લઈને) છેતર્યો!

એ પ્રભુએ બલિરાજા સાથે કોઈ તકરાર નથી કરી કે નથી એમણે હિરણ્યકશિપુનો પછાડીને સંહાર કર્યો.

એ પ્રભુએ વરાહરૂપ ધારણ કરીને ધરતીનો ઉદ્ધાર નથી કર્યો કે (પરશુરામ રૂપે) ક્ષત્રિયોને સંહારીને એમણે પૃથ્વીને ક્ષત્રિય વિનાની નથી કરી.

એ પ્રભુએ ગોવર્ધન પર્વતને હાથ પર નથી ઉપાડ્યો કે નથી એ ગોવાળિયાઓની સાથે જંગલમા રખડ્યા!

એ પ્રભુ ગંડક–ગંગાના શાલિગામ કે શિલામૂર્તિ નથી કે નથી એમણે મત્સ્ય કે કૂર્મનો અવતાર લઈને જળવિહાર કર્યો.

એ પ્રભુએ દ્વારકાવાસી થઈને ત્યા (પ્રભાસપાટણમાં) દેહત્યાગ કર્યો નથી કે નથી જગન્નાથે દેહપિંડ ધારણ કરીને એને દટાઈ જવા દીધો.

કબીર પોકારીને કહે છે કે હે જીવ! તુ આવા (અવતારવાદના ભેદભાવવાળા) પંથોમાં અટવાઈ ના જઈશ. જેને તેં આમ વિવિધ રૂપે કલ્પ્યા છે તે પરમાત્મા એવા સ્થૂલ નથી; એ તો પરમ સૂક્ષ્મ છે.

૫

હે સંતો! આવે ને જાય (અસ્થિર) તે તો માયા છે. પ્રભુ તો (સમગ્ર બ્રહ્માંડના) પાળનારા છે. એને કાળ જેવું કંઈ જ નથી એને ગમન–આગમન (જન્મ–મરણ) જેવું પણ કંઈ નથી.

એ શા માટે મત્સ્ય કે કાચબો બને? શંખાસુરને કંઈ એણે સંહાર્યો નથી. એ તો પરમ દયાળુ છે. એને કોઈથીયે વેરઝેર નથી. તો પછી કહો, એ કોને મારે?

વે કર્તા ન બરાહ કહાવૈ ધરણિ ધરૈં નહિ ભારા,
ઈ સબ કામ સાહેબ કે નાહીં જૂઠ ગહૈ સંસારા.

ખંભ ફોરિ જો બાહિર હોઈ તાહિ પતિજ સબ કોઈ,
હિરનાકુસ નખ ઉદર બિદારે સો નહિં કર્તા હોઈ.

બાવન રૂપ ન બલિ કી જાંચૈ જો જાંચૈ સો માયા,
બિના બિબેક સકલ જગ જંહડે માયા જગ ભરમાયા.

પરશુરામ છત્રી નહિં મારા ઈ છલ માયા કીન્હા,
સતગુરૂ ભક્તિ ભેદ નહિં જાનૈ જીવ અમિથ્યા દીન્હા.

સિરજનહાર ન બ્યાહી સીતા જલ પખાન નહિ બંધા,
વે રઘુનાથ એક કૈ સુમિરૈ જો સુમિરૈ સો અંધા.

ગોપ ગ્વાલ ગોકુલ નહિં આએ કર તે કંસ ન મારા,
મેહરબાન હૈ સબકા સાહબ નહિં જીતા નહિં હારા.

વે કર્તા નહિં બૌધ કહાવૈં નહીં અસુર કો મારા,
જ્ઞાન-હીન કર્તા સબ ભરમે માયા જગ સંહારા.

વે કર્તા નહિં ભએ કલંકી નહીં કલિંગહિં મારા,
ઈ છલબલ સબ માયૈ કીન્હા જતિન સતિન સબ ટારા.

દસ અવતાર ઇશ્વરી માયા કર્તા કૈ જિન પૂજા,
કહૈ કબીર સુનો હો સંતો ઉપજૈ ખપૈ સો દૂજા.

*　*　*

એ કરતાર (પ્રભુ) કંઈ વરાહ થઈને ધરતીનો ભાર ઉપાડતો નથી. આ બધાં કામ કંઈ મારા પ્રભુજીનાં નથી. સંસાર તો એને નામે આવી મિથ્યા વાતોને જ પકડીને બેઠો છે!

સ્તભને ફાડીને જે (નૃસિંહરૂપે) પ્રગટ થયા તેની ઉપર (ભયના માર્યા) બધાયે વિશ્વાસ રાખે છે; પણ જેણે પોતાના નખવડે હિરણ્યકશિપુનું પેટ ચીરી નાખ્યું તે કઈ પૂર્ણ પરમાત્મા ના હોય!

એણે વામનરૂપે બલિરાજાની પાસે યાચના નથી કરી; જે યાચે છે તે તો (એનું) માયા (રૂપ) છે. (સત્યાસત્યના) વિવેકજ્ઞાન વગર આખું જગત છેતરાઇ રહ્યું છે. (પ્રભુની) માયાએ જગતને ખરું ભરમાવ્યું છે!

એણે પરશુરામરૂપે ક્ષત્રિયોને સંહાર્યા નથી. એ બધું છળકપટ તો માયાએ કરેલું છે. સદ્ગુરુ પાસેથી જીવ ભક્તિના સાચા રહસ્યને જાણતો નથી. તેથી જ તે (માયાને) અમિથ્યા (સત્ય) સમજી બેસે છે.

સૃષ્ટિના એ સરજનહારે સીતા સાથે લગ્ન નથી કર્યા કે નથી એણે (લંકાગમન માટે) સમુદ્રજળને પથ્થરના સેતુથી બાંધી લીધું. કેટલાયે લોકો એવા એક રઘુનાથ (અયોધ્યાના રાજકુંવર, રઘુવંશના નાથ રામચંદ્ર)ને જ સ્મરે છે. પણ એવી રીતે (જડવત્) સ્મરણ કરનારા (સત્ય દષ્ટિ વિનાના) અંધ જ છે.

એ પરમાત્મા ગોપાલ બનીને ગોકુળના ગોવાળો વચ્ચે નથી આવ્યો કે નથી એણે સ્વહસ્તે કંસનો વધ કર્યો. એ કરુણાનિધિ તો સર્વનો સ્વામી છે. એને તો જય નથી કે પરાજય પણ નથી! એ હારજીતથી સદાયે પર છે.

એ સૃષ્ટિનો કર્તા પરમેશ્વર બુદ્ધ બન્યો નથી કે નથી એણે (મારની સેનાના) અસુરોને સંહાર્યા. આમ પરમાત્માની બાબતમાં બધા જ્ઞાનહીન લોકો ભ્રમમાં પડેલા છે. આ જગતનો સંહાર તો માયા જ કરે છે

એ કરતાર (પ્રભુ) કલ્કિ અવતાર લેતા નથી કે નથી એમ જન્મીને એ કલિંગનો (કલિયુગનો) સંહાર કરતા. આ બધાંયે છળકપટ માયાએ રચેલાં છે. જતિ, સતી જેવાં (પ્રભુના રહસ્યને જાણનારા) જ એ બધાં છળને ટાળી શક્યા છે.

તેઓ જાણે છે કે દસ અવતાર તો ઈશ્વરની માયા જ છે. તેઓ તો તેના કર્તાને પૂજે છે. કબીર કહે છે કે હે સંતો! જે જન્મે છે ને મરે તે તે તો બીજુ (માયારૂપ) જ છે. (તે પૂર્ણ પરમાત્મા પોતે નથી કેમ કે તે તો જન્મમરણાદિ દ્વંદ્વથી પર છે.)

* * *

## કર્તા—મહત્તા

૬

બરનહું કૌન રૂપ ઔ રેખા, દૂસર કૌન આય જો દેખા.
ઔ ૐકાર આદિ નહિં વેદા, તાકર કહૌં કૌન કુલ ભેદા.
નહિં તારાગન નહિં રવિચંદા, નહિં કછુ હોત પિતા કે બિંદા.
નહિં જલ, નહિં થલ થિર પવના, કો ધર નામ હુકુમ કો બરના.
નહિં કછુ હોત દિવસ અરુ રાતી, તાકર કહહું કૌન કુલ જાતી.

શૂન્ય સહજ મન સુરિતતે પ્રગટ ભઈ એક જ્યોતિ,
બલિહારી તા પુરુખ છબિ નિરાલંબ જો હોતિ.

૭

એકૈ કાલ સકલ સંસારા, એક નામ હૈ જગત પિયારા,
તિયા પુરુખ કછુ કથો ન જાઈ સર્વ રૂપ જગ રહા સમાઈ.

રૂપ અરૂપ જાય નહિં બોલી, હલુકા ગરુઆ જાય ન તોલી,
ભૂખ ન તૃખા ધૂપ નહિં છાંહીં, દુખસુખ રહિત રહૈ તે માહીં.

અપરમ પરમ રૂપ મગુ નહિં તેહિં સંખ્યા આહિ,
કહહિં કબીર પુકારિ કૈ અદ્દભુત કહિએ તાહિ.

૮

રામ ગુણ ન્યારો ન્યારો ન્યારો;
અબુઆ લોગ કહાં લૌં બૂઝૈં બૂઝનહાર બિચારો.

# કર્તા-મહત્તા

૬

હું તે ક્યાં રૂપ ને રેખાનાં વર્ણન કરું ? એ (પ્રભુ)ના વિના બીજું છે જ કોણ કે જેણે આવીને એની રૂપરેખાને જોઈ હોય ?

અરે, ૐકારનુ આદિ રૂપ વેદશાસ્ત્રો નથી, તો પછી એ (ૐકાર રૂપ પરમેશ્વર)ના કુળ, જાત વગેરેના ભેદ કેમ કહી શકાય ?

એ તારામંડળ કે સૂર્યચંદ્ર રૂપ નથી. એ કંઈ બનતો (રૂપ ધારણ કરતો) નથી; એ પિતાથી ઉત્પન્ન થતો પુત્રરૂપ નથી એ જળ, સ્થળ કે પવનમાં સમાઈ ગયેલો નથી. એ કોઈ નામ ધારણ કરીને હુકમ કરતો નથી કે એને કોઈ વર્ણ પણ નથી.

એ દિવસ કે રાત જેવુ કશુ બની જતો નથી. એવા (નામ રૂપના સર્વ ભેદોથી પર) પરમાત્માનાં કુળ કે જ્ઞાતિ કેવી રીતે કહી શકાય ?

મનની શૂન્ય સહજ દશામાં (સમાધિ અવસ્થા પ્રાપ્ત થતાં) આ સુરતિ (અંતર્મુખી વૃત્તિ)માં એક દિવ્ય જ્યોતિ પ્રગટ થઈ છે. બલિહારી છે એ તેજોમય નિરાલંબ છબિસ્વરૂપ પરમાત્મા પુરુષની !

૭

આખા સંસારમાં એક જ કાલ (અખંડરૂપે વ્યાપ્ત) છે. એ (અનંત પરમાત્માનુ) નામ જ જગતમાં સૌથી પ્રિય છે.

એને સ્ત્રી કે પુરુષ કંઈ જ કહી શકાય તેમ નથી જગતમાં એ સર્વ રૂપમાં સમાઈ રહેલો છે. એને રૂપવાળો કે અરૂપ કશુ કહેવાય એમ નથી એને ત્રાજવે તોલીને હલકો કે ભારે પણ નહી કહી શકાય. એને ભૂખ કે તરસ, તડકો કે છાંયો કંઈ જ નથી. એ તો દુઃખ સુખ (ઈત્યાદિ દ્વંદ્વ)થી રહિત થઈને બધાયની અંદર વ્યાપી રહેલો છે.

એ પરમ (કેવળ તત્ત્વ) રૂપ છે. એનાં બીજાં રૂપો અને માર્ગો અપરંપાર છે. એની કોઈ સંખ્યા ગણી શકાય તેમ નથી. એટલે જ કબીર પોકાર કરીને કહે છે કે એને તો કેવળ 'અદ્‌ભુત ! અદ્‌ભુત !' જ કહી શકાય !

૮

રામના ગુણ સાચેસાચ ન્યારા જ છે ! અજ્ઞાની લોકો બિચારા કેટલું સમજી શકે ? અરે એ વિશે તો જ્ઞાની પણ મૂંઝાઈને વિચારમાં પડી જાય છે.

કેતે રામચંદ્ર તપસીસે જિન જગ યહ બિરમાયા,
કેતે કાન ભએ મુરલીધર તિન ભી અંત ન પાયા.

મચ્છ મચ્છ વારાહ સ્વરૂપી વામન નામ ધરાયા,
કેતે બૌધ ભયે નિકલંકી તિન ભી અંત ન પાયા.

કેતિક સિધ સાધક સંન્યાસી જિન બન બાસ બસાયા,
કેતે મુનિ જન ગોરખ કહિએ તિન ભી અંત ન પાયા.

જાકી ગતિ બ્રહ્મૈ નહિં પાએ શિવ સનકાદિક હારે,
તાકે ગુન નર કૈસે પૈહો કહૈ કબીર પુકારે.

૯

અબ હમ જાના હો હરિબાજી કો ખેલ,
ડંક બજાય દેખાય તમાશા બહુરિ સો લેત સકેલ.

હરિબાજી સુર નર મુનિ જંહડે માયા ચેટક લાયા,
ઘર મેં ડારિ સબન ભરમાયા હૃદયે જ્ઞાન ન આયા.

બાજી જૂંઠ બાજીગર સાંચા સાધુન કી મતિ ઐસી,
કહ કબીર જિન જૈસી સમજી, તાકી ગતિ ભઈ તૈસી.

૧૦

છેમ કુસલ ઔ સહીસલામત કહહુ કૌનકો દીન્હા હો,
આવત જાત દુનોં બિધિ લૂટે સરબ સંગ હરિ લીન્હા હો.

તપસ્વી રામચંદ્ર જેવાથી જગત ભ્રમમાં પડ્યું છે, તો વળી કેટલાક માને છે કે મુરલીધર કૃષ્ણ રૂપે પ્રભુ અવતર્યા હતા. પણ એ બધા લોકો એનો પાર પામી શક્યા નથી.

કેટલાક કહે છે કે મત્સ્ય, કૂર્મ, વરાહરૂપે અને વામન નામ ધારણ કરીને પ્રભુએ અવતાર લીધા છે, તો વળી કેટલાક એને બુદ્ધરૂપે પ્રગટ થયેલા અથવા કલ્કિ અવતાર લેનારા માને છે. એ બધા પણ એનો પાર-પામ્યા નથી.

વનમાં (એકાંતમાં) વસનારા સિદ્ધ, સાધક કે સંન્યાસીઓ તેમ જ કેટલાયે મુનિ લોકો અને ગોરખનાથ જેવા મહાત્માઓ પણ એ પ્રભુનો પૂરો પાર પામી શક્યા નથી.

કબીર પોકાર કરીને કહે છે કે અરે! જેની ગતિનો પાર સ્વયં બ્રહ્મા પણ પામી શક્યા નથી અને શિવ તેમ જ સનકાદિક ઋષિઓ પણ જેનો પાર પામવા જતાં હારી ગયા છે, એવા પરમાત્માના ગુણનો પાર (અલ્પશક્તિવાળો) મનુષ્ય કેવી રીતે પામી શકવાનો છે?

૯

હવે મને પ્રભુની આ (સંસારરૂપી) બાજીનો ખેલ સમજાઈ ગયો છે.

એ બાજીગર (મદારી) ડાકલું વગાડીને અનેક તમાશા દેખાડે છે ને ફરી પાછો એ બધા ખેલને સંકેલી પણ લે છે!

પ્રભુની આ બાજીએ તો મનુષ્ય, દેવ અને ઋષિ–મુનિઓને પણ છેતર્યા છે, કારણ કે એ બાજીગરે પોતાની સાથે માયાની મોહિની આણેલી છે. એ બાજીગરે તો આ (દેહરૂપી) ઘરમાં જ માયાની મોહિની ફેલાવી દઈને બધાંને એવાં તો ભરમાવી મૂક્યાં છે કે એને લીધે જ હૃદયમાં સત્ય જ્ઞાન પ્રગટતું નથી.

સંતજનો સમજી જાય છે કે આ બધો બાજીનો ખેલ (દૃશ્યરૂપ સંસાર) ખોટો છે, માત્ર બાજીગર (પ્રભુ) જ સાચો છે.

કબીર કહે છે કે પ્રભુની આ અટપટી બાજીને જે જેવી રીતે સમજે છે તેવી જ તેની ગતિ થાય છે.

૧૦

કહો તો ખરા કે આ દુનિયામાં સદાસર્વદા ક્ષેમકુશળ ને સહીસલામત રહેવાનું કોને મળ્યું છે?

અરે! આવતાં ને જતાં બન્ને રીતે જીવ કાળને હાથે લુંટાય છે અને એની સાથેના સર્વસ્વનું હરણ થઈ જાય છે.

સુરનરમુનિ સબ પીર ઔલિયા મીરા પૈદા કીન્હા હો,
કહંલૌં ગિનૈં અનંતિ કોટિ લૌં સકલ પયાના દીન્હા હો.

પાની પવન અકાસ જાહિગો ચંદ્ર જાહિગો સૂરા હો,
વહ ભી જાહિગો યહ ભી જાહિગો પરત કાહુકો ન પૂરા હો.

કુસલૈ કહત કહત જગબિનસૈ કુસલ કાલ કી ફાંસી હો,
કહ કબીર સબ દુનિયા બિનસલ રહલ રામ અવિનાસી હો.

૧૧

અસા હૈ તાત ઐસા હૈ મં કેહિ બિધિ કહૌં ગંભીરા લૈ,

બાહર કહૌં તો સતગુરુ લાજૈ, ભીતર કહૌં તો ઝૂઠા લૈ.

બાહર બીતર સકલ નિરંતર ગુરુ પરતાપેં દીઠા લૈ,

દૃષ્ટિ ન મુષ્ટિ ન અગમ અગોચર પુસ્તક લિખા ન જાઈ લૈ,

જિન પહિચાના તિન ભલ જાના કહે ન તો પતિયાઈ લૈ.

મીન ચલે જલ મારગ જોવૈ પરમતત્ત ધૌં કૈસા લૈ,

પુહુપ બાસ હૂં તે કછુ ઝીના પરમ તત્ત ધૌં ઐસા લૈ.

આકાસૈ ઉડિ ગયો બિહંગમ પાછે ખોજ ન દરસી લૈ,

કહ કબીર સતગુરુ દાયા તેં બિરલા સતપદ પરસી લૈ.

આ જે બધા મનુષ્ય, દેવ, ઋષિમુનિઓ તેમ જ પીર–ઓલિયાઓ અને સર્વશ્રેષ્ઠ લોકો ઉત્પન્ન થયેલા છે એ બધાની કંઈ ગણતરી થાય એમ છે? અનંત કોટિ પ્રકારની સૃષ્ટિ સરજીને (જન્મેલાં) બધાં માટે જવાનું (મૃત્યુ) નિર્માણ કરી જ રાખ્યું છે.

આ પાણી, પવન ને આકાશ તેમ જ સૂર્ય અને ચંદ્ર પણ એક દિન જવાનાં (ક્ષય પામવાનાં) છે. એ બધુંયે જશે અને આ બધું (દૃશ્ય જગત) પણ જશે જ. એને કોઈ પહોંચી વળે તેમ નથી.

અરે! સુખની વાત કરતાં કરતાં તો આખું જગત કાળનો કોળિયો થઈ જાય છે. આ સંસારનાં સુખ તો જાણે કાળનો ફાંસો જ છે.

કબીર કહે છે કે આખી દુનિયા નાશ પામનાર છે, પણ એક પ્રભુ જ અવિનાશી રહેનાર છે.

૧૧

અરે, બાપુ! હું તે કેવી રીતે ગંભીરતાથી કહી શકું કે એ (પરમ તત્ત્વરૂપ) પ્રભુ આવો છે કે તેવો છે?

એ બહાર છે એમ કહું તો (એને અંતર્વાસીરૂપે સમજાવનાર) સદ્‌ગુરુએ દીધેલું જ્ઞાન લાજે, એ અંદર જ છે તેમ કહું તો (તે સર્વવ્યાપક હોવાથી) હું જૂઠો ઠરું.

અરે! એને તો સદ્‌ગુરુના કૃપા–પ્રતાપે મેં બહાર ને અંદર, બધે જ અખંડ (તત્ત્વ) રૂપે વસેલો નીરખ્યો છે.

એ અગમ અને અગોચર છે. એ દૃષ્ટિમાં કે મુષ્ટિમાં સમાય નહીં એવો (અદૃશ્ય અને અગ્રાહ્ય) છે. પુસ્તકો લખીને પણ એનું વર્ણન થઈ શકતું નથી.

જેણે એને પિછાણ્યો છે તે જ એનું યથાર્થ જ્ઞાન પામ્યા છે. પછી એ કહે નહીં તોયે એનામાં (નેનચેન જોતાં) વિશ્વાસ બેસી જાય છે.

જળમાં પોતાનો માર્ગ જોતી માછલી કેવી આગળ વધે છે? એવું જ આ પરમ તત્ત્વનું હશે ને?

અરે! ફૂલની ફોરમથી પણ સૂક્ષ્મ એવું આ પરમ તત્ત્વ છે.

અનંત આકાશને ખોળે પંખી ઊડી જાય પછી એને શોધતાં છતાં એ દેખાતું નથી!

કબીર કહે છે કે સદ્‌ગુરુની કૃપાથી ભાગ્યે જ કોઈ વિરલાને આ પરમ તત્ત્વનો સત્સ્પર્શ (અનુભવ) પ્રાપ્ત થાય છે.

૧૨

આત્મા અગમ અગોચર કૈસા તાતેં કહિ સમુઝાઓ ઐસા.

જો દીસૈ સો તો હૈ નહીં હ સો કહા ન જાઈ,
સૈના બૈના કહિ સમઝાઓં ગૂંગે કા ગુડ ભાઈ.

દૃષ્ટિ ન દીસે મુષ્ટિ ન આવૈ બિનસૈ નાહિં નિયારા,
એસા જ્ઞાન કથા ગુરુ મેરે પંડિત કરૌ વિચારા.

બિન દેખે પરતીત ન આવૈ કહે ન કોઉ પતિયાના,
સમુઝા હોય સો સબ્દૈ ચીન્હે અચરજ હોય અયાના.

કોઈ ધ્યાવૈ નિરાકાર કો કોઈ ધ્યાવૈ સાકારા,
વહ તો ઈન દોઊ તે ન્યારા જાનૈ જાનનહારા.

કાજી કથૈ કતેબ કુરાના પંડિત વેદ પુરાના,
વહ અચ્છર તો લખા ન જાઈ માત્રા લગૈ ન કાના.

નાદી, બાદી પઢના ગુનના બહુ ચતુરાઈ ભીના,
કહ કબીર સો પડૈ ન પરલય નામ ભક્તિ જિન ચીના.

૧૩

અવધૂ, કુદરત કી ગતિ ન્યારી,
રંકનિવાજ કરે વહ રાજા ભૂપતિ કરૈ ભિખારી.

## ૧૨

આ અગમ અગોચર (પરમતત્ત્વ) કેવું છે એમ પૂછે છે ? તો જો, બાપુ ! હું કહીને સમજાવું એવું કંઈક એ છે. આ જે કંઈ આંખે દેખાય છે, તે તો (દશ્ય પદાર્થ હોવાથી) છે જ નહીં અને જે છે તેને વર્ણવી શકાય તેમ નથી. મૂંગો માણસ ગોળ ખાઈને તેની મિઠાશ વર્ણવવા બેસે તેમ હું તને ઈશારે-અણસારે કંઈક આછેરી સમજણ આપું છું.

એ (પરમ તત્ત્વરૂપ પ્રભુ) અદશ્ય હોઈ આ દૃષ્ટિથી દેખાતો નથી, તેમ જ સૂક્ષ્મ અને અગ્રાહ્ય હોવાથી મૂઠીમાં પકડાતો નથી. એનો કદીયે નાશ થતો નથી. એ તો સૌથી ન્યારો છે. મારા સદ્‌ગુરુએ મને આવું જ્ઞાન આપ્યું છે. પંડિત હોય તો આટલા પરથી આ વિશે વિચાર કરે, પણ જાતે જોયા વિના શ્રદ્ધાયે કેમ બેસે ? ને કોઈ કહેવા બેસે તેમાં બીજાને વિશ્વાસ બેસે તેમ નથી. સમજદાર (જ્ઞાની) હોય તો, તે તો શબ્દ સ્વરૂપ બ્રહ્મને તરત જ પારખી લે છે. આશ્ચર્ય તો અજ્ઞાની હોય તેને જ થાય છે.

કોઈ નિરાકાર માનીને એનું ધ્યાન ધરે છે, તો કોઈ વળી એને સરકાર રૂપે આરાધે છે, પણ એ તો એ બન્નેથી ન્યારો છે, એ હકીકત તો માત્ર જાણકાર જ્ઞાની જ સમજે છે.

મૌલવી કુરાન સંભળાવે છે ને પંડિતો વેદ ને પુરાણની કથાઓ કરે છે. પણ એ અક્ષર બ્રહ્મને (સ્વર વ્યંજનમય ભાષાના) અક્ષરથી આલેખાય તેમ નથી. એ અક્ષર પુરુષના (બારાખડીના) અક્ષરને કાનો માત્ર લગાડીને વર્ણવી શકાય તેમ નથી.

એને નાદથી, વાદથી, શાસ્ત્ર વાંચીને કે માળાના મણકા ગણીને પામવા માટે કેટકેટલી યુક્તિઓ કરવામાં આવે છે, પણ કબીર કહે છે કે જેણે એની (અખંડ) નામસ્મરણરૂપ ભક્તિને પિછાણી છે, તે (સાચો ભક્ત) પ્રલય થાય તોયે નાશ પામતો નથી.

## ૧૩

હે અવધૂત ! (પ્રભુની માયારૂપી) કુદરતની ગતિ ન્યારી જ છે.

એ કૃપાળુ ચાહે તો રંકને રાજા કરી દે છે ને ભૂપને ભિખારી પણ બનાવી મૂકે છે !

ચે તે લવંગ હિ ફલ નહિં લાગૈ ચંદન ફૂલ ન ફૂલે,
મચ્છ શિકારી રમૈ જંગલ મેં સિંહ સમુદ્ર હિ ઝૂલે.

રેંડા રૂખ ભયા મલયાગિર ચહું દિસ ફૂટિ બાસા,
તીન લોક બ્રહ્માંડ ખંડ મેં દેખે અંધ તમાસા.

પંગુલ મેરુ સુમેરુ ઉલંઘૈ ત્રિભુવન મુક્તા ડોલૈ,
ગૂંગા જ્ઞાન વિજ્ઞાન પ્રકાસૈ અનહદ વાણી બોલૈ.

બાંધિ અકાશ પતાલ પઠાવૈ સેસ સ્વરગ પર રાજૈ,
કહે કબીર રામ હૈ રાજા જો કછુ કરૈ સો છાજૈ.

* * *

## કર્તા યુગ

### ૧૪

અવધૂ, છોડહુ મન વિસ્તારા,
સો પદ ગહો જાહિ તે સદગતિ પારબ્રહ્મ તે ન્યારા.

નહીં મહાદેવ નહીં મહમ્મદ હરિ હજરત તબ નાહીં,
આદમ બ્રહ્મ નાહિં તબ હોતે નહીં ધૂપ નહિં છાંહી.

અસી સહસ્ર પૈગંબર નાહીં સહસ અઠાસી મૂની,
ચંદ સૂર્ય તારાગન નાહીં મચ્છ કચ્છ નહિ દૂની.

વેદ કિતાબ સુમૃત નહિં સંયમ નાહિં યંમન પરસાહી,
બાંગ નિવાજ નહીં તબ કમલા રામૌ નહીં ખોદા હી.

એથી જ તો લવંગના છોડને ફળ લાગતાં નથી ને ચંદનવૃક્ષને ફૂલ થતાં નથી. (તે પણ એ ચાહે તો કરી દે)

એ ચાહે સમુદ્રનાં માછલાંને જંગલમા શિકારે ફરતાં કરી મૂકે અને સિંહને સમુદ્રમાં મહાલતો કરી દે !

એ ધારે તો એરંડામાંથી ચંદનવૃક્ષ બનાવી દઈને ચારે બાજુ મઘમઘતી સુગંધ ફેલાવી દે!

અરે ! અશક્યને શક્ય કરી મૂકનાર એને લીધે તો આંધળો હોય તે પણ ખંડેખંડ, ત્રણે લોક અને સમગ્ર બ્રહ્માંડની દશ્ય લીલાનો આ તમાશો દેખતો થઈ જાય અને પાંગળો હોય તે પણ મોટા મેરુ પર્વતનેય ઓળંગી જાય અને મુક્ત થઈને ત્રિભુવનમાં વિહાર કરવા લાગે ! એની લીલાથી તો મૂંગો હોય તે પણ જ્ઞાન–વિજ્ઞાનનો પ્રકાશ પાથરતો, પ્રવચન કરતો અને અનહદ વાણી બોલતો થઈ જાય.

અરે ! એ તો આકાશને બાંધીને પાતાળમાંય મોકલી દે અને શેષનાગને લઈને ઊંચે છેક સ્વર્ગમાં પધરાવી દે. (ભલુ પૂછવુ એ અકળ કળા કરતી રામની માયાનું !)

કબીર કહે છે કે રામ તો અખિલ બ્રહ્માંડનો રાજા છે. એ જે કંઈ કરે, કરાવે તે એને જ શોભે !

* * *

## કર્તા યુગ

### ૧૪

હે અવધૂત ! મનના પસારાને પડતો મૂક તું એવું પદ સિદ્ધ કર કે જેથી પરબ્રહ્મથી પણ પર ગણાય તેવી પરમ ગતિ તું પામી શકે.

એ આદિ પદમાં તો મહાદેવ કે મહમદ, હરિ કે હજરત અથવા મહાત્મા કોઈ નથી હોતા; બાવા આદમ કે બ્રહ્મા પણ નહીં. આ તડકો છાંયો કશું જ ત્યા નથી હોતુ.

એંશી હજાર પયગંબરો અને અઠ્ઠયાસી હજાર ઋષિ—મુનિઓ, તેમ જ આ ચંદ્ર, સૂર્ય ને તારાઓનાં મંડળો પણ ત્યાં નથી હોતાં. મત્સ્ય, કૂર્મ કે કોઈ અવતારો ને દુનિયા પણ નહીં !

આ વેદ, સ્મૃતિશાસ્ત્રો કે ધર્મગ્રંથો અને આ સંયમ નિયમવાળી સાધનાઓનો પડછાયો સુદ્ધાં ત્યાં હોતો નથી. ત્યા તો બાંગ કે નમાજે નથી અને લક્ષ્મી, રામ કે ખુદા એવાં દેવદેવીના કોઈ ભેદો પણ નથી.

આદિ અંત સન મધ્ય ન હોતે આતશ પવન ન પાની,
લખ ચૌરાસી જીવ જંતુ નહિં સાખી શબ્દ ન બાની.

કહહિં કબીર સુનો હો અવધૂ આગે કરહુ બિચારા,
પૂરન બ્રહ્મ કહાં તે પ્રગટે કિરતિમ કિન ઉપચારા.

૧૫

જહિયા હોત પવન નહિં પાની તહિયા સૃષ્ટિ કૌન ઉતપાની.
તહિયા હોત કલી નહિં ફૂલા, તહિયા હોત ગર્ભ નહિ મૂલા.
તહિયા હોત ન વિદ્યા વેદા તહિયા હોત શબ્દ નહિં ખેદા.
તહિયા હોત પિંડ નહિં બાસૂ ન ધર ધરણિ ન ગગન અકાસૂ.
તહિયા હોત ગુરુ નહિં ચેલા, ગમ્ય અગમ્ય ન પંથ દુહેલા.

અવિગતિ કી ગતિ કયા કહૌં જાકે ગૅાઉ ન ઠૅાઉં,
ગુણોં બિહીના પેખના કા કહિ લીજે નાંઉં.

* * *

## સત્યલોક

૧૬

બલિહારી અપને સાહબ કી જિન યહ જુગુત બનાઈ,
ઉનકી શોભા કેહિ બિધિ કહિએ મોસોં કહી ન જાઈ.

બિના જ્યોતિ કી જહં ઉજિયારી સો દરસૈ વહ દીપા,
નિરતૈ હંસ કરે કૌતુહલ વોહી પુરુખ સમીપા.

ઝલકે પદુમ બાનિ નાના બિધ માથે છત્ર બિરાજે,
કોટિન માનુ ચંદ તારાગણ એકએક કુચરિયન છાજે.

કર ગહિ બિહંસિ જબૈ સુખ બોલૈ તબ હંસા સુખ પાવૈ,
બંશ અંસ જિન બૂઝ બિચારી સો જીવન મુકતાવૈ.

અરે! આદિ, મધ્ય અને અંત એવા (અખંડ કાળના) વિભાગ પણ ત્યાં નથી. તેમ જ અગ્નિ, પવન કે પાણી વગેરે (પંચતત્ત્વો) પણ ત્યાં નથી. જીવજંતુની આ ચોર્યાશી લાખ યોનિ પણ નથી. ત્યાં તો આ સાખી કે શબ્દરૂપ કોઈ વાણીના ભેદ પણ નથી.

કબીર કહે છે કે (આ બધો જ મનનો પસારો છે) મનમાં સમજીને હવે પ્રભુપદ વિશે વિચારો. હે અવધૂત! આનાથી આગળનો વિચાર કરો કે પૂર્ણ પરબ્રહ્મ પરમાત્મા કયા કૃત્રિમ ઉપચારોથી અને ક્યાંથી આમ પ્રગટ થયા હશે?

૧૫

અહો! જ્યાં પવન કે પાણી પણ ન હતાં ત્યા આ સૃષ્ટિ કોણે ઉત્પન્ન કરી?

જ્યાં ડાળી કે ફૂલ ન હતાં, જ્યાં ગર્ભ કે મૂળિયા ન હતા, જ્યાં કોઈ વિદ્યા કે વેદો ન હતાં કે જ્યાં શબ્દ કે શોક પણ ન હતાં, જ્યા આ દેહના પિંડ કે નિવાસો ન હતા, અરે! જ્યાં આ પૃથ્વી કે આકાશ પણ ન હતાં અને આ ગુરુ કે ચેલો ન હતા, તેમ જ સુગમ કે દુર્ગમ કોઈ જાતના પંથો જ ન હતા ત્યાં આ બધી સૃષ્ટિનો પસારો કોણે કર્યો?

અહો! જેને કોઈ ચોક્કસ ગામ કે ઠામ નથી એવા અજ્ઞેય (પરમતત્ત્વ)ની ગતિ શી રીતે વર્ણવી શકાય? જેને સર્વ ગુણથી રહિત અર્થાત્ ગુણાતીત રૂપે જ જોવા-જાણવાનું હોય છે એનુ નામ પણ શું કહી શકાય?

* * *

## સત્યલોક

૧૬

આ જગતની રચના કરનાર આપણા પ્રભુની તો બલિહારી જ છે! એની શોભાનું વર્ણન કેવી રીતે કરી શકીએ? મારાથી તો એ કહેવાય એમ નથી!

જ્યાં જ્યોત વિના જ (આત્માના) અજવાળાં દેખાય છે અને એ જ (આત્મ) દીવડે એ (પ્રભુ)નાં દર્શન થાય છે ત્યાં આ (જીવાત્મારૂપી) હંસ એ જ પરમાત્મા પુરુષ પાસે કુતૂહલપૂર્વક નૃત્ય કર્યા કરે છે.

ત્યાં ભાતભાતના રંગોના કમળો શોભે છે અને ઉપર છત્ર બિરાજે છે. કરોડો સૂર્ય, ચંદ્ર અને તારામંડળો એકેક પાંખડી પર ચમકતાં હોય તેવું લાગે છે. (જ્યારે કરુણા કરીને એ પરમાત્મપુરુષ) બાય પકડીને મલકાતે મુખડે બોલે છે ત્યારે હંસલાને સુખનો અનુભવ થાય છે જેણે પોતાનો મળ વશ કર્યો છે તથા પોતે કોનો અંશ છે, તે (આત્મસ્વરૂપને) વિશે સમજીને જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તેનું જીવન જ મુક્તપદને પામે છે.

ચૌદહ લોક બેદ કા મંડલ, તહંલગ કાલ દોહાઈ,
લોક બેદ જિન ફંદા કાટી તે વહ લોક સિધાઈ.

સાત શિકારી ચૌદહ પારથ ભિન્નભિન્ન નિરતાવૈ,
ચારિ અંશ જિન સમઝ બિચારી સો જીવન મુક્તાવૈ.

ચૌદહ લોક બસૈ યમ ચૌદહ તહંલગ કાલ પસારા,
તકે આગે જ્યોતિ નિરંજન બૈઠે સુન્ન મંઝારા.

સોરહ ષટ અચ્છર ભગવાના જિન યહુ સૃષ્ટિ, ઉપાઈ,
અચ્છર કલા સૃષ્ટિ ઉપજી ઉનહી માંહે સમાઈ.

સત્રહ સંખ્ય પર અધર દીપ જહેં શબ્દાતીત બિરાજૈ,
નિરતૈ સખી બહૂ વિધ શોભા અનહદ બાજા બાજૈ.

તાકે ઉપર પરમ ધામ હૈ મરમ ન કોઈ પાયા,
જો હમ કહી નહીં કોઉ માને ના કોઇ દૂસર આયા.

બેદન સાખી સબ જિઉ અરુઝે પરમ ધામ ઠહરાયા,
ફિરિ ફિરિ ભટકે આપ ચતુર હ્વૈ વહ ઘર કાહુ ન પાયા.

જો કોઈ હોઈ સત્ય કા કિનકા સો હમ કા પતિયાઈ,
ઔર ન મિલેં કોટિ કરી થાકે બહુરિ કાલ ઘર જાઈ.

સોરહ સંખ્ય કે આગે સમરથ જિન જગ મોહિં પઠાયા,
કહૈ કબીર આદિ કી બાની બેદ ભેદ નહિં પાયા.

આ ચૌદલોક અને વેદશાસ્ત્રોનાં મંડળો સુધી તો કાળની આણ વર્તે છે. જેણે આ બધાયે લોક અને વેદ વગેરેની જંજાળને પાર કરી લીધી છે, તેને જ સત્યલોકમાં જવાનુ મળે છે.

(ચતુર્દશ કરણરૂપી) આ ચૌદ જણને આ (સપ્તધાતુરૂપી) સાત શિકારીઓ જુદા જુદા નાચ નચાવે છે. જેણે ચારે પ્રકારની અવસ્થાના પ્રત્યેક અંશના રહસ્યને આત્મજ્ઞાનથી સમજમાં ઉતાર્યું હોય તેનુ જીવન મુક્તિ પામે છે.

ચૌદલોકમાં ( પિંડ તેમજ બ્રહ્માંડમાં ) ચૌદ યમનો વાસ છે, એટલે એટલા વિસ્તારમાં તો કાળનો પસારો છે. તેનીય આગળ ( દેશકાલથી પર ) શૂન્ય મહેલમાં (સહસ્રાર ચક્રમાં) પરમતત્ત્વરૂપ નિરંજન પરમાત્મજ્યોતિ બિરાજમાન છે.

અક્ષર પુરુષસ્વરૂપ પરમાત્માએ (પ્રકૃતિના વિકાર સ્વરૂપ) ચોવીસ તત્ત્વોમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ કરી છે. આખીયે આ સૃષ્ટિની કલા એ અક્ષર પુરુષમાંથી જ ઉત્પન્ન થયેલી છે અને તેમા જ એ સમાઈ જાય છે.

(ચક્રો ઉપરાંતનાં ઉર્ધ્વલોકના) સોળ સ્થાનની પાર સત્તરમે સ્થાને અધર દીપ અર્થાત્ સ્વય પ્રકાશિત પરમ તેજતત્ત્વ છે. ત્યાં જ અનિર્વચનીય શબ્દાતીત પ્રભુ બિરાજે છે. ત્યાં અનાહતનાદના દૈવી વાજિંત્રો વાગે છે અને ભાતભાતની ત્યાં શોભા લાગે છે. (પરમાત્મા સામે) ત્યાં (પ્રકૃતિ તત્ત્વોરૂપ) સખીઓ નૃત્ય કરતી હોય છે

પરંતુ જેનું પૂરું રહસ્ય હજી કોઈ પામ્યું નથી એવા સત્ય પુરુષનું પરમ ધામ તો તેનાથી પણ ઉપર છે આ હું કહું છું તે કોઈ માનતું નથી. આ સત્ય કહેનાર બીજું કોઈ જન્મ્યું નથી. પરમ ધામના આ નિશ્ચિત સ્થાનની બાબતમાં તો વેદ, ધર્મગ્રંથો અને બધાયે જીવો ગુંચવાયેલા જ છે. એ બધાયે પોતાને ચતુર જ્ઞાની માનીને અજ્ઞાનને લીધે જન્મમરણના ફેરામાં ભટક્યા કરે છે. છતાંયે પરમપદને તો એ કોઈ પામી શક્યું નથી.

જો આ સત્યજ્ઞાનની કણી પણ કોઈની પાસે હશે તો તેને મારામાં વિશ્વાસ બેસશે. બીજા કોટિ ઉપાય કરો તોયે એ પરમપદ નહી મળે અને ફરીને કાળને ઘેર જવુ જ પડશે.

જેણે મને આ જગતમાં મોકલ્યો છે એ સમર્થ સત્ય પુરુપ તો સોળે સ્થાનની પણ આગળનાં ધામમાં છે. આ આદિમંગલની રહસ્યમય સર્જનવાણી કબીર સંભળાવે છે. એ વાણીના રહસ્યની વેદને પણ ખબર નથી.

૧૭

ચલા જબ લોક કો સોક સબ ત્યાગિયા,
હંસ કો રૂપ સતગુરૂ બનાઈ,
ભૃંગ જ્યોં કીટ કો પલટિ ભૃંગૈ કિયા,
આપ સમ રંગ દૈ લૈ ઉડાઈ.
છોડિ નાસૂત મલકૂત કો પહુંચિયા,
વિષ્ણુ કી ઠાકુરી દીખ જાઈ,
ઇન્દ્ર કુબેર જહં રંભ કો નૃત્ય હૈ
દેવ તૈંતીસ કોટિક રહાઈ.
છોડિ બૈકુંઠ કો હંસ આગે ચલા
શૂન્ય મેં જ્યોતિ જગમગ જગાઈ,
જ્યોતિ પરકાશ મેં નિરખિ નિસ્તત્ત્વ કો
આપ નિર્ભય હુઆ ભય મિટાઈ.
અલખ નિરગુન કહૈં વેદ જેહિ અસ્તુતિ
તીન હું દેવ કો હૈ પિતાઈ,
તિન પરે શ્વેત મૂરતિ ધરે ભગવાન
ભાગ કા આન તિનકો રહાઈ.
ચાર મુક્કામ પર ખંડ સોરહ કહૈં
અંડ કી છોર હ્યાં તે રહાઈ,
અંડ કે પરે અસ્થાન આચિંત કો
નિરખિયા હંસ જબ ઉહાં જાઈ.
સહસ ઔ દ્વાદસે રુદ્ર હૈં સંગ મેં,
કરત કલ્લોલ અનહદ બજાઈ,
તાસુકે બદન કી કૌન મહિમા કહૌં
ભાસતી દેહ અતિ નૂર છાઈ.
મહલ કંચન બને મનિક તામેં જડે
બૈઠ તહં કલસ આખંડ છાજૈ,
અચિંત કે પરે અસ્થાન સોહંગ કા
હંસ છત્તીસ તહંવા બિરાજૈ.

## ૧૭

જ્યારે સર્વ પ્રકારના રાગશોકાદિને છોડીને આ જીવાત્માએ (સત્ય) લોક તરફ જવા માટે (ઊર્ધ્વ) પ્રયાણ આદર્યું, ત્યારે તો સદ્ગુરુએ તેને શુદ્ધ હંસ રૂપ બનાવી દીધો. અરે! ભ્રમર જેમ કીટને પલટાવીને (નિજરૂપ) ભ્રમર જ બનાવી દે છે, તેમ સદ્ગુરુદેવ મને પોતાના આત્મરંગે રંગી દઈને ઊડતો કરીને ઊંચે લઈ ગયા.

નાસૂત અર્થાત ભુવર્લોકને છોડીને તેની ઉપરના મલકૂત (વૈકુંઠ કે દેવલોક)-માં પહોંચ્યાં. ત્યાં તો વિષ્ણુના ઠાઠમાઠનાં દર્શન થયાં. ત્યાં જ ઈન્દ્ર, કુબેર અને તેત્રીસ કોટિ દેવતાઓ રહે છે અને રંભાનું નૃત્ય ત્યાં ચાલે છે.

એ વૈકુંઠને છોડીને હંસલો જ્યારે આગળ ચાલ્યો ત્યારે (ગગનમંડળના અંતરાલરૂપ) શૂન્યમાં ઝગમગતી (બ્રહ્મ) જ્યોતિનાં એને દર્શન થયાં. એ જ્યોતિના દિવ્ય પ્રકાશમાં સૂક્ષ્મ આત્મસ્વરૂપને નીરખીને સર્વ પ્રકારનો ભય છૂટી જવાથી હું નિર્ભય થઈ ગયો.

એ નિર્ગુણ અલખ નિરંજન પરમાત્મા જ આ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણે દેવોના પિતારૂપ છે. વેદો તેમની જ સ્તુતિ કર્યા કરે છે. તેમની ઉપર જ નિર્મળ શ્વેત મૂર્તિ ધારણ કરીને પરમાત્મા રહેલા છે. બીજાનું તો એવું નસીબ પણ ક્યાંથી હોય કે તે આટલે સુધી પહોંચે ?

આ ચાર લોકના મુકામ સુધીના કહેલા સોળ ખંડોમાં હિરણ્યગર્ભમાંથી સર્જાયેલું બ્રહ્માંડ વ્યાપેલું છે. આ બ્રહ્માડ વ્યાપી સૃષ્ટિનીયે ઉપર અચિંત્ય લોક આવેલો છે. ત્યાં પહોંચીને અજય હંસલાએ એનું દર્શન કર્યું. ત્યાં સહસ્ર અને બારે રુદ્રો એકી સાથે અનહદ નાદ સાથે કલ્લોલ કરે છે. એમનાં દિવ્ય મુખ–મંડળનો શો મહિમા વર્ણવું ? એમના અંગેઅંગમાં દિવ્ય તેજ છવાયેલું હોય છે.

ત્યાં તો માણેક મઢેલા સુવર્ણ મહેલો છે અને તેમની ઉપર અખંડ કળશ શોભે છે આ અચિંત્ય લોકની ઉપર સોહં લોક છે. ત્યા છત્રીસ હંસો બિરાજી રહ્યા છે.

---

* સત્ય પુરૂષે સૃષ્ટિ કાર્ય માટે ૭ તેજસ્વી તપસ્વી પુત્રો ઉત્પન્ન કર્યા: તે શબ્દ, અંકુર, ઈચ્છા, સોહં, અચિંત્ય અને અક્ષર. ત્યારે સર્વ જલમય હતું તપોમગ્ન 'અક્ષર' પાસે સત્યપુરૂષે 'હિરણ્યગર્ભ' કહેવાતા ઇંડાને તરતું મૂક્યું તેમાંથી 'નિરંજન' પ્રગટ થયા કબીર ૫૫૪ હ. દ્વિવેદી

નૂર કા મહલ ઔ નૂર કી ભૂમિ હૈ
તહાં આનંદ સો દ્વંદ ભાજે,
કરત કલ્લોલ બહુ ભાંતિ સે સંગ યહ
હંસ સોહંગ કે જો સમાજે.
હંસ જબ જાત ષટચક્ર કો બેધ કે
સાત મુક્કામ મેં નજર ફેરા,
પરે સોહંગ કે સુરતિ ઇચ્છા કહી
સહસ્ર વામન જહાં હંસ હેરા.
રૂપ કી રાશિ તે રૂપ ઉનકો બના
હિંદુ જી નહીં ઉપમા નિબેરા,
સુરતિ સે ભેટિ કૈ સબ્દ કો ટેકિ ચઢિ
દેખિ મુકકામ અંકૂર કેરા,
શૂન્ય કે બીસ મેં બિમલ બૈઠક જહાં
સહજ અસ્થાન હૈ ગૈબ કેરા.
નવોં મુકકામ યહ હંસ જબ પહુંચિયા
પલક બેલંબ હ્યાં કિયો ડેરા.
તહાં સે ડોરી મકતાર જ્યોં લાગિયા
તાહિ ચઢિ હંસ ગોદ દરેરા,
ભયે આનંદ સે ફંદ સબ છોડિયા
પહુંચિયા જહાં સતલોક મેરા.
હંસિની હંસ સબ ગાય બજાય કૈ
સાજિ કૈ કલસ ઓહિ લૈન આયે,
યુગન યુગ બીછુરે મિલે તુમ આઇ કૈ
પ્રેમ કરિ અંગ સો અંગ લાએ.
પુરુષ ને દરસ જબ દીન્હિ યા હંસ કો
તપનિ બહુ જન્મ કી તબ ન સાએ,
પલટિ કે રૂપ જબ એક સો કીન્હિયા
મનહું તબ ભાનુ ષોડશ ઉગાયે.

ત્યાં તેજના જ મહેલ અને તેજની જ ભૂમિ હોય છે. ત્યાંના આનંદથી સર્વ પ્રકારનાં દ્વન્દ્વોનો લય થઈ જાય છે. ત્યાં આ (જીવાત્મારૂપ) હંસલો સોહં (પરમાત્મા) સાથે અભિન્નતા અનુભવીને અનેક રીતે આનંદ કલ્લોલ કરે છે.

ઊર્ધ્વગમન કરતાં આ હંસે જ્યારે મુખ્ય પટચક્રોને વીંધીને સાતમા સ્થાનમાં નજર ફેરવી તો સમજાયું કે એ સોહં લોકની આગળનું સ્થાન સુરતિ લોકનું ઈચ્છા-સ્થાન કહેવાય છે. હંસે જોયું તો ત્યાં સહસ્ર વામનનાં દર્શન થાય છે.

એમનાં રૂપનુ સર્જન રૂપરાશિમાંથી જ થયેલું હોવાથી એને વર્ણવતી ઉપમા હિન્દુ ધર્મમાંથી મળે તેમ નથી એ સુરતિ–ઈચ્છાલોકનું મિલન માણીને શબ્દનો જ(પરમાત્મ–સત્તાનો) આધાર લઈને તેનાથી ઉપરનાં 'અંકુર' લોકના ધામના દર્શન કર્યા

તેનીયે આગળના નવા મુકામે જ્યારે હંસલો પહોંચ્યો ત્યારે તેણે ત્યાં થોડી ઘડી વાસો કર્યો એ ધામ તે ઊર્ધ્વલોકના શૂન્યપદની મધ્યમા આવેલા નિર્મળ આસન પર બિરાજમાન 'સહજ'નુ રહસ્યમય સ્થાન છે.

ત્યાંથી મળી જતા અનુસંધાનનો દોર પકડીને હંસલો બ્રહ્મના ખોળામાં પ્રેમપૂર્વક બેઠો. એ પ્રભુજીનું સત્યલોક હતુ જ્યા તે પહોચી ગયો એને આનંદ આનંદ થઈ ગયો અને એના બધા જ બંધ ફંદ છૂટી ગયા

આ સત્યલોકમાં એના સ્વાગત માટે ત્યાં વિહરતાં બધાં હંસ–હંસિનીઓ ગાતાં બજાવતાં કળશ લઈને આવી પહોચ્યાં અને ઉમળકાભેર 'અરે! જુગ જુગનો વિખૂટો પડી ગયેલો તુ પાછો (સ્વધામ) આવી મળ્યો!' એમ કહીને એને પ્રેમપૂર્વક ભેટી પડયાં.

જ્યારે પરમ પુરુષ પરમાત્મ દેવે આ હંસને દર્શન દીધાં ત્યારે તો જન્મો-જન્મના વિયોગનો એનો તાપ દૂર થયો પછી રૂપ બદલી નાંખીને જ્યારે મને એમણે એકરૂપ (નિજમય) કરી લીધો ત્યારે તો જાણે સોળે સૂર્ય પ્રકાશી ઊઠયા હોય તેવુ તેજ તેજ છવાઈ રહ્યું.

પુહુપ કે દીપ પીયૂખ ભોજન કરૈ
સબ્દ કી દેહુ જબ હંસ પાઈ,
પુહુપ કે સેહરા હંસ ઔ હંસિની
સચ્ચિદાનંદ સિર છત્ર છાઈ.
દિપૈં બહુ દામિની દમક બહું ભાંતિ કી
જહાં ઘન સબ્દ કો ઘુમડ લાઈ,
લગે જહં બરસને ગરજિ ઘન ઘેરિ કૈ
ઊઠત તહાં શબ્દ ધુનિ સતિ સુહાઈ.
સુને સોઇ હંસ, તહં યૂથ કે યૂથ હૈ
એક હીં નૂર એક રંગ રાગે,
કરત વિહાર મન ભાવની મુક્તિ મેં
કર્મ ઔ ભર્મ સબ દૂર ભાગે.
રંક ઔ ભૂપ કોઈ પરખ આવૈ નહીં
કરત કલ્લોલ બહુ ભાંતિ ભાગે,
કામ ઔ ક્રોધ મદ લોભ અભિમાન સબ
છાંડિ પાખંડ સત સબ્દ લાગે.
પુરુષ કે વદન કી કૌન મહિમા કહોં
જગત મેં ઉભય કછુ નાહિં પાઇ,
ચંદ ઔ સૂરગણ જોતિ લાગૈં નહીં
એક હી નકખ પરકાસ ભાઈ.
પાન પરબાન જિન બંસ કા પાઇયા
પહુંચિયા પુરુખ કે લોક જાઈ,
કહે કબ્બીર યહિ ભાંતિ સોં પાઈ હો
સત્ય કી રાહ સો પ્રગટ ગાઈ.

૧૮

છોડિ નાસૂત મલકૂત જબરૂત કો
ઔર લાહૂત હાહૂત બાજી,
ઔર સાહૂત રાહૂત હ્યાં ડારિ દે
કૂદિ આહૂત જાહૂત જાજી.

જ્યારે હંસલાને શબ્દ (પરમાત્મા)નું સ્વ–રૂપ પ્રાપ્ત થયું ત્યારે તો પુષ્પના દીવડામાંથી એ અમૃત રસનું પાન કરવા લાગ્યો. સચ્ચિદાનંદ પ્રભુની છત્ર–છાયામાં એ બધાં હંસ ને હંસિનીઓ પુષ્પની કલગી પહેરી સદાય આનંદમાં વિહરે છે.

ત્યા તો ખૂબ વીજળીઓ ચમકયાં કરે છે ને ભાત ભાતની ઝાકઝમાળ હોય છે. એ સત્ય લોકમાં અનાહત દુદુભિનાદનો અખંડ ગડગડાટ ગર્જતો હોય છે અને ઘનઘોર ગર્જના કરીને મૂસળધાર મેઘ વરસે છે. તેમાંથી સત્ય શબ્દની અખંડ ધૂન ગુંજતી હોય છે!

ત્યાં પહોંચેલાં હંસનાં જૂથનાં જૂથો મળીને આ સત્ય શબ્દની અખંડ ધૂન તલ્લીન થઈને સાંભળે છે. ત્યાં બધાયનાં તેજ તેમ જ રંગરાગ એક સરખાં જ લાગે છે. ત્યાં આમ વિહાર કરતાં કરતા સૌને મનગમતી મુક્તિ મળે છે અને બધાં કર્મબંધન તેમ જ ભ્રમ દૂર થઈ જાય છે.

રંક ને રાજાનો ભેદ ત્યાં દેખાતો જ નથી અને બધાયે સાથે જ આનંદ માણે છે. એ બધા તો કામ, ક્રોધ, મદ, લોભ, અભિમાન વગેરે સવ પ્રકારનાં પાખંડનો ત્યાગ કરીને સત શબ્દ સ્વરૂપ પરમાત્માની લગનીમાં જ લીન હોય છે.

એ પરમ પુરુષના દિવ્ય વદનનો મહિમા કેવી રીતે વર્ણવું? એને ઉપમા અપાય તેવું જગતભરમાં બીજું કશુંયે નથી અરે! બધા જ સૂય–ચંદ્રનો સમગ્ર પ્રકાશ એના એક નખના પ્રકાશની આગળ કશી જ વિસાતમાં નથી.

જેને પોતાના વંશના મૂળ સ્વરૂપ (આત્મા)નું પ્રમાણભૂત જ્ઞાન પ્રાપ્ત થયુ છે, તે ઊર્ધ્વ પ્રયાણ કરીને આ સત્યપુરુષના લોકમાં જઈ પહોંચે છે.

કબીર કહે છે કે આ રીતે એની પ્રાપ્તિ થાય છે એટલે જ એ સત્ય-લોકનો માર્ગ પ્રગટ રીતે આમ ગાઈ સંભળાવ્યો છે.

## ૧૮

પૃથ્વીની સ્થૂલ ભૂમિકા પરથી ઊર્ધ્વ પ્રયાણ કરનાર જીવાત્મા પિંડમાં તેમજ બ્રહ્માંડમાં સત્યપુરુષના પરમપદને પામવા જતાં નાસૂત *, મલકૂત અને જબરૂત (અર્થાત માનવલોક, અદૃશ્ય લોક અને ઉચ્ચતમ લોક) છોડીને લાહૂત અને હાહૂતની ઊંચેની સૂક્ષ્મ ભૂમિકાઓમાં પહોંચી જાય છે. ત્યાથીયે આગળના સાહૂત અને રાહૂત (અનુક્રમે ઈચ્છાદ્વીપ અને અંકુર દ્વીપના શિવલોક અને વિષ્ણુલોક)ને પણ છોડીને એ કૂદકો મારીને આહુત અને જાહૂત કહેવાતી સત્યલોકની ભૂમિકામાં જઈ પહોંચે છે.

* ઈસ્લામનાં ધર્મગ્રંથો અને સૂફી સંતોની માન્યતા પ્રમાણેની જીવાત્માની ઊર્ધ્વગતિની આ બધી નવ ભૂમિકાઓ છે–નાસૂત, મલકૂત, જબરૂત, લાહૂત, હાહૂત, બાહૂત, સાહૂત, રાહૂત અને જાહૂત

જાય જાહૂત મેં ખુદ ખાવિંદ જહું
વહીં મક્કાન સાકેત સાજી,
કહે કબ્બીર હ્યાં ભિસ્ત દોજખ થકે
વેદ કીતાબ કાહૂત કાજી.

૧૯

જહં સત ગુરૂ ખેલૈં ઋતુ વસંત,
તહં પરમ પુરૂષ સબ સાધુ સંત.
વહ તીન લોક તે ભિન્ન રાજ,
તહં અનહદ ધુનિ ચહું પાસ બાજ.
દીપકૈં બરૈં જહં નિરાધાર,
બિરલા જન કોઈ પાવ પાર.
જહં કોટિ કૃષ્ણ જોરે દુ હાથ,
જહં કોટિ વિષ્ણુ નાવૈં સુમાથ.
જહં કોટિન બ્રહ્મા પઢ પુરાન,
જહં કોટિ મહાદેવ ધરૈં ધ્યાન.
જહં કોટિ સરસ્વતી કરૈં રાગ,
જહં કોટિ ઈન્દ્ર ગાવને લાગ.
જહં ગણ ગંધર્વ મુનિ ગનિ ન જાહિં,
સો તહંવા પરગટ આપુ આહિં.
તહં ચોવા ચંદન અરૂ અબીર,
તહં પુહુપ બાસ ભરિ અતિ ગંભીર.
જહં સુરતિ સુગંધ સુરંગ લીન,
સબ વહી લોક મેં બાસ કીન.
મેં અજર દીપ પહુંચ્યો સુજાઈ,
તહં અજર પુરૂષ કે દરસ પાઈ.
સો કહ કબીર હ્રદયા લગાઈ,
યહ નરક ઉધારન નામ જાઈ.

એ જાહૂત એટલે કે સત્યલોકમાં સ્વય પરમાત્મપુરુષ બિરાજે છે. ત્યાં જ પ્રભુનું સાકેતધામ શોભાયમાન છે.

કબીર કહે છે કે આ પરમધામની આગળ સ્વર્ગ, નરક બધુંય હારી જાય છે વેદ, કુરાન, બીજા ધર્મગ્રંથો કે અન્ય કોઈ પણ એનું વર્ણન કરી શકે તેમ નથી

## ૧૯

જ્યાં સદ્‌ગુરુ પરમાત્મા વસંતઋતુની ઉત્સવલીલા ખેલી રહ્યા છે, ત્યાં એ પરમપુરુષ સાથે (એ નિત્યલીલામાં) સૌ સાધુસંતો (જ્યોતિરૂપે) વિદ્યમાન હોય છે.

એ તો ત્રણે લોકથી નિરાળું એવું રાજ્ય છે. ત્યાં તો ચારે બાજુ અનાહતનાદનો દિવ્યધ્વનિ અખંડ સંભળાયાં કરે છે. ત્યાં કશાયે આધાર વિના દૈવી દીપકોની જ્યોત ઝગમગી રહી હોય છે

આ ધામમાં તો કોઈ વિરલા જ પહોંચી શકે છે. ત્યાં તો કરોડો કૃષ્ણ બે હાથ જોડીને ઊભેલા હોય છે, ત્યાં કરોડો વિષ્ણુ મસ્તક નમાવતા હોય છે; ત્યાં કરોડો બ્રહ્મા પુરાણોનો અખંડ પાઠ કરતા હોય છે અને કરોડો મહાદેવ ત્યાં ધ્યાન ધરતા હોય છે ત્યાં કોટિકોટિ સરસ્વતી વીણા પર રાગરાગિણી છેડે છે અને કોટિકોટિ ઈન્દ્ર ત્યા સ્તુતિગાનમાં તલ્લીન છે

આ વિરાટ ઉત્સવમાં ગંધર્વો અને મુનિઓનાં તો અગણિત ટોળાં હોય છે. આ ધામમા એ પ્રભુ સ્વયં પધારીને પ્રગટ થાય છે.

(વસંતલીલા ખેલતાં) ત્યાં ચુવાચંદન ને અબીલ-ગુલાબ ઊડે છે. પુષ્પોની ખૂબ ઘેરી સુગંધ ત્યાં મહેક્યા કરે છે એ દિવ્ય ફૂલોનાં સુંદર રંગ અને સુગંધના દૈવી અનુભવમાં પ્રભુમિલન ઝંખતી વૃત્તિ (સુરતિ) તલ્લીન રહે છે. બધાયે (હંસલા ઊંચે જઈ જઈને) આ લોકમાં જ નિવાસ કરે છે.

હું પણ એ અજર જ્યોતિની પાસે જઈ પહોંચ્યો અને ત્યાં જ મને એ અજરામર પરમ પુરુષનાં દિવ્ય દર્શન લાધ્યાં! એને હૃદયસરસો રાખીને જ આ કબીર કહે છે કે એનું નામ (સ્મરણ) ખરેખર અધોગતિના નરકમાંથી ઉદ્ધાર કરીને ઊંચે લઈ જનારું છે.

૨૦

સદા બસંત હોત તેહિ ઠાઉં,
સંશય રહિત અમરપુર ગાઉં.
જહંવા રોગ સોગ નહિ કોઈ,
સદા અનંદ કરૈ સબ કોઈ.
સૂરજ ચંદ દિવસ નહિ રાતિ,
બરન ભેદ નહિ જાતિ અજાતિ.
તહંવા જરા મરન નહિ હોઈ,
કર વિનોદ ક્રીડા સબ કોઈ.
પુહુપ વિમાન સદા ઉજિયારા,
અમૃત ભોજન કૈરૈ અહારા.
કાયા સુંદર કો પરવાના,
ઉદિત ભયે ખોડસ ભાના.
પતા એક હંસા ઉજિયારા,
શોભિત ચિકુર ઉદય જનુ તારા.
વિમલ વાસ જહંવા પૈઠાહિં,
જોજન ચાર ઘ્રાન જો જાહિં.
શ્વેત મનોહર છત્ર સિર છાજા,
બૂઝિ ન પરૈ રંક અરુ રાજા.
નહિં તહં નરક સ્વર્ગ કી ખાનિ,
અમૃત બચન બોલૈ ભલ બાની.
અસ સુખ હમરે ઘરન્હ મહં,
કહૈ કબીર બુઝાય,
સત્ય સબ્દ કો જાનિ કૈ
અસ્થિર બૈઠે આય.

૨૧

તૂ સૂરત નૈન નિહાર અંડ કે પારા હૈ,
તૂ હિરદૈ સોચ બિચાર યહ દેસ હમારા હૈ.
પહલે ધ્યાન ગુરુન કા ધારો
સુરત નિરત મન પવન ચિતારો,
સુહેલના ધુન નામ ઉચારો
લહુ સતગુરૂ દીદારા હૈ.

૨૦

એ ધામમાં તો સદાસર્વદા વસંત ઋતુ જ ખીલતી રહે છે. ખરેખર ! હું આ અમરાપુરીનો જ મહિમા નિઃસંશય રીતે લલકારી રહ્યો છું.

એ ધામ એવું છે કે જ્યાં રોગ કે શોક છે જ નહી, અને ત્યાં બધા જ આનંદમાં લીન હોય છે. ત્યાંના અખંડ પ્રકાશમાં સૂર્ય, ચંદ્ર કે રાતદિવસના ભેદ છે જ નહીં. તેમ જ વર્ણના કે ઉચ્ચનીચ જાતિના પણ કોઈ ભેદ નથી.

ત્યાં ઘડપણ કે મરણનું નામ પણ નથી. એટલે બધા જ આનંદપૂર્વક ખેલતા હોય છે.

ત્યાં પુષ્પનાં તો વિમાન હોય છે અને ત્યાં સદાયે અજવાળું જ રહેતું હોય છે. બધાયે ત્યાં અમૃતનું દિવ્ય ભોજન કરતા હોય છે. ત્યાં સૌને સુંદર પતંગિયાં જેવી સૂક્ષ્મ ને દૈવી કાયા હોય છે. ત્યાં તો સોળે સૂર્ય પ્રકાશતા હોય તેવો ઝગમગાટ લાગે છે. તેનું જ્ઞાન એક માત્ર ઉજ્જ્વળ હંસને (આત્માને) જ છે. એને અંગેઅંગે ઊગતા તારા જેવી રૂંવાટી શોભે છે. એણે જે નિર્મળ દિવ્ય સ્થાનમાં વાસ કર્યો છે, તેની સુગંધ તો ચાર યોજન સુધી પહોંચે છે. ત્યાં સૌના શિર પર મનોહર શ્વેત છત્ર છવાયેલું છે. એટલે રંક કોણ ને રાજા કોણ તેની ખબર જ ન પડે !

ત્યાં સ્વર્ગ કે નરક જેવું કંઈ જ નથી ત્યાં બધા જ અમૃત જેવી મીઠી ને સુંદર વાણી બોલે છે.

કબીર સમજાવીને આ જ વસ્તુ કહે છે કે આ દિવ્ય વસંતલીલાનું અનેરું (અનુભવ) સુખ આપણા આ (દેહરૂપી) ઘરમાં જ છે. એટલે પ્રભુના સત્ય શબ્દ સ્વરૂપનું જ્ઞાન પામીને એ સ્વરૂપમાં જ સુસ્થિર થઈને આપણે બેસી જવું જોઈએ.

૨૧

હે જીવ ! તું પ્રભુના સ્વરૂપને નયન ભરીને નીરખી લે એ લાગે છે તો બ્રહ્માંડની પાર, પણ તું હૃદયથી જ્ઞાનપૂર્વક સમજી લે કે એ પ્રભુનું ધામ તે જ આપણું ધામ છે.

(આ દર્શન પામવા માટે) સૌથી પ્રથમ તું ગુરુનું ધ્યાન ધર અને આ પવનવેગી મન દ્વારા સુરત–નિરતના (એટલે કે વૃત્તિની અંતર્મુખતા અને બહિર્મુખતાના) ભેદને ઝીણવટથી સમજ. તેની સાથે સાથે જ તું અખંડ ધૂન રૂપે પ્રભુજીના સુંદર નામનું રટણ કરતો જા અને સદ્ગુરુનાં દર્શન પામી લે.

સતગુરુ દરસ હોય જબ ભાઈ,
વહ દે તુમકો નામ ચિતાઈ.
સુરત શબ્દ દો ભેદ બતાઈ
દેખ સંખ કે પારા હૈ.
સતગુરુ કૃપા દૃષ્ટિ પહિચાના
અંડ સિખર બેહદ મૈદાના,
સહજ દાસ તહં રોપા થાના
અગ્ર દીપ સરદારા હૈ.
સાતુ સુન્ન બેહદ કે માંહિ
સાત સંખ તિનકી ઊંચાઈ,
તીન સુન્ન લૌં કાલ કહાઈ
આગે સત્ત પસારા હૈ.
પરથમ અભય સુન્ન હૈ ભાઈ
કન્યા કઢ યહં બાહર આઈ,
જોગ સંતાયન પૂછો વાઈ
દારા વહુ ભરતારા હૈ.
દૂજે સકલ સુન્ન કર ગાઈ
માયા સહિત નિરંજન રાઈ,
અમર કોટ કે નકલ બનાઈ,
અંડ મધ રચ્યો પસારા હૈ.
તીજે હૈ મહસુન્ન સુ ખાસી
મહાકાલ યહં કન્યા ગ્રાસી,
જોગ સંતાયન આ અવિનાસી
ગલનખ છેદ નિકારા હૈ.
ચૌથે સુન્ન અજોખ કહાઇ,
સુદ્ધ બ્રહ્મ કે ધ્યાન સમાઈ,
આદ્યા યઁા બીજા લે આઈ
દેખો દૃષ્ટિ પસારા હૈ.

હે ભાઈ! તને જ્યારે સદ્ગુરુનાં દર્શન થશે ત્યારે તો એ જ તને પ્રભુ નામનું ગૂઢ રહસ્ય સમજાવી દેશે. અંતરાત્મા (સુરતિ)માં તલ્લીન થવા આવેલા તને એ સુરતિ અને પરમાત્માતત્ત્વરૂપ શબ્દનો ભેદ પણ સમજાવશે. તું જોઈ શકશે કે એ (શબ્દબ્રહ્મનુ) પદ સર્વ ગણતરીથી પાર છે.

સદ્ગુરુ કૃપાદૃષ્ટિથી (શરણાગત જીવને) ઓળખીને અપનાવે છે ત્યારે તેને બ્રહ્માંડથી ઉપરનો અસીમ વિશાળ પ્રદેશ પ્રાપ્ત થાય છે. એ 'સહજ' લોકમાં પ્રભુનો દાસ થાણુ જમાવીને સ્થિર થાય છે. ત્યાં આગળ દીવા ઝગમગતા હોય છે.

(ઊર્ધ્વ લોકના) એ અસીમ પ્રદેશની સાત શંખ જેટલી ઊંચાઈવાળી શૂન્યની સાત ભૂમિકાઓ હોય છે. તેમાંની ત્રણ ભૂમિકા સુધી કાળની ગતિ કહેવાય છે અને તેની આગળ (કાલાતીત) સતનો વિસ્તાર વિસ્તરેલો છે.

હે ભાઈ! એમાં પ્રથમ ભૂમિકા અભય શૂન્યની છે. (સંસારી પતિ છોડીને આવેલી) જીવાત્મારૂપ કન્યાએ અહીં આવીને યોગી અને સંતોને પૂછ્યું તો એને સમજાયું કે પોતે પત્ની છે અને એ (પરમાત્મા) જ એનો પતિ છે.

બીજી ભૂમિકા સ-કલ શૂન્યની કહેવાય છે. ત્યાં નિરંજન રાય માયા રાણી સાથે બિરાજે છે. એમણે જ આ બ્રહ્માંડમાં સૃષ્ટિવિસ્તારની રચના કરેલી છે અને તેમાં કેટલીયે જાતના અમર કોટ રચ્યા છે.

ત્રીજી ભૂમિકા મહાશૂન્યની ગણાય છે. અહીં આવતાં(જીવાત્મારૂપ) કન્યાનો મહાકાળ વિલય કરી નાખે છે. કાળ પોતાના નખથી સ્થૂલને છેદી નાખીને જોગી અને સંતોદ્વારા આ અવિનાશી તત્ત્વને પ્રગટ કરે છે.

ચોથી ભૂમિકા અતુલ શૂન્યની હોય છે અહીં શુદ્ધ બ્રહ્મના ધ્યાનમાં તલ્લીનતા પ્રાપ્ત થાય છે. આદ્યા (મહામાયા) શક્તિ સૃષ્ટિના બીજરૂપ આ સ્થાનમાં લઈ આવે છે. ત્યાંથી તું નજરે નીરખી લે કે આ બ્રહ્માંડનો પસારો કેવો (જબરો) છે!

પંચમ સુન્ન અલેલ કહાઈ
તહં અદલી બંદિવાન રહાઈ,
જિનકા સંતગુરુ ન્યાવ ચુકાઈ,
ગાદી અદલી સારા હૈ.
ષષ્ઠે સાર સુન્ન કહલાઈ,
સાર ભંડાર યાહિ કે માંહિ;
નીચે રચના જાહિ રચાઈ
જાકા સકલ પસારા હૈ.
સતવે સત્ત સુન્ન કહલાઈ
સત્ત ભંડાર યાંહિ કે માંહિ,
નિઃતત રચના તાહિ રચાઈ
જો સબહિન તે ન્યારા હૈ.
સત સુન ઉપર સત કી નગરી,
બાટ બિહંગમ બાંકી ડગરી,
સો પહુંચે ચાલે બિન પગરી
ઐસા ખેલ અપારા હૈ.
પહલી ચકરી સમાધ કહાઈ
જિન હંસન સતગુરુ મતિ પાઈ;
બેદ ભરમ સબ દિયે ઉડાઈ
તજ તિરગુન ભયે ન્યારા હૈ.
દૂજ ચક્રિ અગાધ કહાઈ
જિન સતગુરુ સંગ દ્રોહ કરાઈ;
પીછે આન ગહે સરણાઈ
સો યહં આન પધારા હૈ.
તીજી ચકરિ મુનિકર નામા
નિજ મુનિયન સતગુરુ મમ જાના.
સો મુનિયન યહં આય રહાના,
કરમ ભરમ તજ ડારા હૈં.

પાંચમી ભૂમિકા અલેલ (કલ્લોલ) શૂન્યની કહેવાય છે, ત્યાં આવીને સત્ય પારખનારી વિવેકશક્તિ પણ રુંધાઈ જાય છે, પણ સદ્‌ગુરુ પરમાત્મા જ એનો ન્યાય કરે છે અને આખુયે વિશ્વ એ સત્યરૂપ આત્મશક્તિની જ ગાદી છે એમ એને સમજાવે છે.

છઠ્ઠી ભૂમિકા સારશૂન્ય ગણાય છે. એમાં જ બધા સારસત્ત્વનો ભંડાર ભરેલો છે. જેણે એની નીચેની બધી રચના કરેલી છે અને જેનો આ બધો પસારો દેખાય છે, તે અહીં છે.

સાતમી ભૂમિકા સત્યશૂન્યની કહેવાય છે. એમાં સત્યનો ભંડાર છે. એ સત્યે જ બધી સૂક્ષ્મ રચના કરેલી છે. તેમ છતાંયે એ પોતે તો બધાયથી ન્યારો જ છે.

આ સાતે શૂન્યની ભૂમિકાઓની પણ પાર સત્યપુરુષની નગરી આવેલી છે. એમાં સરસ રસ્તા ને પખીડાં ને વાંકીચૂંકી શેરીઓ છે. જે (જડ સંપ્રદાયોનાં) પગથિયાં વિના (મુક્તપણે અંતરાત્માની પ્રેરણાથી જ) ચાલે છે તે જ એને પહોંચી શકે છે. આ લીલા એવી અપાર છે.

(અહીંથી આગળની ચકરાવા લઈ ને ઊર્ધ્વગતિ કરતી ભૂમિકાઓનું હવે નિરૂપણ થાય છે.)

પ્રથમ ચકરાવો સમાધિનો કહેવાય છે. જેનું જ્ઞાન હંસલાને સદ્‌ગુરુની કૃપાથી થયું છે અને જેના વડે ગ્રંથ ને પંથના ભેદભાવનો લય થયો છે અને ત્રિગુણથી અતીત એવી અવસ્થાને જે પામ્યા તેમનું આ સ્થાન છે.

બીજો અગાધ ચકરાવો ગણાય છે. જેણે પહેલાં સદ્‌ગુરુનો દ્રોહ કરીને ફરી પાછા આવીને એમની શરણાગતિ સ્વીકારી હોય તેવાની ગતિ અહીં છે.

ત્રીજો મુનિ ચકરાવો કહેવાય છે. મને પોતાને માર્ગદર્શન કરાવતા આ મુનિઓને મેં મારા સદ્‌ગુરુ રૂપ જાણ્યા છે. એવા બધાં કર્મની જંજાળ અને ભ્રમનો સદંતર ત્યાગ કરીને આવેલા મુનિઓનું આ ધામ છે.

ચૌથી ચકરિ ધૂન હ ભાઇ
જિન હંસન ધૂન ધ્યાન લગાઇ,
ધૂન સંગ પહુંચે હમરે પાહિં
યહ ધૂન સબ્દ મંઝારા હે.
પંચમ ચકરિ રાસ જો ભાખિ,
અલમીના હૈ તહં મધ ઝાંખિ,
લીલા કોટ અનંત વહાં કી
રાસ વિલાસ અપારા હૈ.
ષષ્ટમ ચકરિ વિલાસ કહાઇ
જિન સતગુરુ સંગ પ્રીતિ નિબાહી,
છૂટત દેહ જગંહ યહ પાઈ,
ફિર નહિ ભવ અવતારા હૈ.
સતવીં ચકરિ વિનોદ કહાનો,
કોટિન બંસ ગુરન તહં જાનો,
કલિ મેં બોધ કિયા જ્યોં માનો
અંધકાર ઉજિયારા હૈ.
અંઠવી ચકરિ અનુરોધ બખાના
તહાં જુલહટી તાનાતાના,
જાકો નામ કબીર બખાના
જો સંતન સિર ધારા હૈ.
ઐસી ઐસી સહસ કરોડી,
ઉપર તલે રચી જ્યૌ પૌડી,
ગાદી અદલિ રહી સિર મોડી
સતગુરુ બંદિ નિવારા હૈ.
અનુરોધી કી ઉપર ભાઈ,
પદ નિર્બાન કે નીચે તાહીં,
પાંચ સંખ હૈ યાહિ ઉંચાઈ
અદભુત ઠાઠ પસારા હૈ.

હે ભાઈ! ચોથો છે ધૂન ચકરાવો, જે હંસલાઓએ (અખંડ ચિંતનરૂપ) ધૂનમાં જ પોતાનું ધ્યાન લગાડેલું છે, તેઓ એ ધૂનની સાથે સાથે જ અહીં નિજપદમાં આવી પહોચે છે. એ ધૂન શબ્દબ્રહ્મમાં જ લીન કરનાર છે.

પાંચમો રાસ ચકરાવો ગણાય છે. ત્યાં નીલ જ્યોતિની ઝાંખી થાય છે, ત્યાંની લીલા અનંત કોટિ વિસ્તારવાળી છે અને ત્યાંની રાસ વિલાસની લીલાનો તો પાર જ નથી

છઠ્ઠો વિલાસ ચકરાવો કહેવાય છે. જેણે સદ્‌ગુરુ સાથેનો પ્રેમ નિભાવ્યો છે, તેને દેહ છૂટતાં આ સ્થાન મળે છે. ત્યાર પછી એને સંસારમાં અવતરવું પડતું નથી.

સાતમો વિનોદ ચકરાવો ગણાય છે. અંધકારમાં અજવાળું કરે એવી રીતે જેમણે કલિકાલમાં જ્ઞાનનો ઉપદેશ કર્યો હોય છે, તેવા ગુરુઓનાં અસંખ્ય કુળોનું સ્થાન અહીં છે.

આઠમો અનુરોધ ચકરાવો કહેવાય છે. કબીરે જેના નામની સ્તુતિ કરેલી છે. આજે સંતોએ જેને શિર પર ધારણ કરેલી છે. તે પરમ સર્જકની મૂળ સત્તાના તાણાવાણાથી રચાએલું આ ધામ છે.

આવી આવી હજારો ને કરોડો ભૂમિકાઓનાં ઉપર નીચે પગથિયાં ફેલાયેલાં છે. એ બધાયેના મસ્તકની ઉપર સતની ગાદી આવેલી છે. સદ્‌ગુરુનું શરણ લેનારે એ બધી ભૂમિકાઓને વટાવી દીધેલી હોય છે.

હે ભાઈ! આ અનુરોધ ચકરાવની ઉપરનું જે ધામ છે તેની ઊંચાઈ પાંચ અબજ કોસ જેટલી છે અને એનો ઠાઠમાઠ ને પસારો પણ અદ્‌ભૂત છે. આ ધામ નિર્વાણપદની નીચેનું જ છે.

સોહંકુ સુતહિત દીપ રચાઈ,
સત સુત રહે તાસુ કે માંહિ,
ગાદી અદલ કબીર યહાં હીં
જો સબહિન સરદારા હે.
પદ નિરબાન હૈ અનંત અપારા,
નૂતન સુરતિ લોક સુધારા,
સત્ત પુરુખ નૂતન તન ધારા,
સતગુરુ સંતન સારા હૈ.
આગે સત્ત લોક હૈ ભાઈ,
સંખન કોસ તાસુ ઊંચાઈ,
હીરા પન્ના લાલ જડાઇ
અદભુત ખેલ અપારા હૈ.
બાગ બગીચે ખીલી ફૂલવારી
અમૃત નહરૈં હો રહી જારિ,
હંસા ખેલ કરત તહં ભારી
અનહદ ઘુરૈ અપારા હૈં.
તાં મધ અધર સિંહાસર ગાજૈ
પુરુખ સબ્દ તહં અધિક બિરાજૈ,
કોટિન સૂર રોમ ઇક લાજૈ
ઐસા પુરુખ દિદારા હે.
હંસી હંસ આરતી ઉતારૈ
ખોડસ ભાનુ સૂર પુનિ ચારૈં,
પગ બીના સત સબ્દ ઉચ્ચારૈ
બેધત હિયે મંઝારા હે.
તાપર આગમ મહલ એક ન્યારા,
સંખન કોટિ તાસુ બિસ્તારા,
બાગ બાવડી અમૃત ધારા
અધરી ચવૈ ફુહારા હે.

(સૃષ્ટિના) સોળે સૂતરના (જડવત્) તંતુને માટે (ચેતનાથી પ્રકાશિત કરવા માટે) અહીં દીપક ઝગમગે છે; અને સપ્ત ધાતુરૂપ સાત તંતુઓ તો એની અંદર જ રહેલા છે. કબીર કહે છે કે જે બધાયના સ્વામી છે; તે સત્ય પરમાત્માની ગાદી અહીં જ છે.

નિર્વાણપદનું ધામ તો અનંત ને અપાર છે. ત્યાં જીવન સાર્થક કરતા નવીન અનુભવો જીવાત્માને થાય છે. સત્યપુરુષ પણ ત્યાં નવીન તનુ ધારણ કરે છે. આ ધામને સદ્દગુરુ સંતોએ ઉત્તમ ગણેલું છે.

હે ભાઈ ! સત્યલોકનો વિસ્તાર તો એનીયે આગળ છે. એની ઊંચાઈ કરોડ કોસ છે. ત્યાં હીરા અને લાલ–પન્ના જેવાં અમૂલ્ય રત્નો જડેલાં છે. ત્યાંનો સમગ્ર ખેલ જ અદ્દભૂત અને અપાર છે.

ત્યાં બાગબગીચા અને ફૂલવાડી ખીલેલાં છે. અને નિજાનંદરૂપ અમૃતની નહેરો ત્યાં અખંડ વહ્યાં કરે છે, ત્યાં અનાહત નાદના અપાર ગુંજન સાથે હંસલા ખૂબ આનંદ કરે છે.

તેની મધ્યમાં અદ્ધર એક સિંહાસન છે. મોટે ભાગે એની ઉપર જ શબ્દ પુરુષ બિરાજે છે એનું મુખ એવું દેદીપ્યમાન છે કે એના એકેક રોમ આગળ કરોડ સૂર્ય ને ચંદ્ર પણ શરમાઈ જાય.

હંસ હસી બધાં જ એની આરતી ઉતારે છે, સોળે સૂર્ય પણ હાજર છે અને ચારે વેદ પણ સ્તુતિનાં સૂર પૂરે છે. નૃત્ય કરતાં ચરણોની વીણા સત્ શબ્દનો ઉચ્ચાર કરી રહી છે. આ બધુંયે દર્શન હૃદયને અંદરથી ભેદી નાંખે છે.

ત્યાં આગળ અનેરો આગમ-મહેલ આવેલો છે. એનો વિસ્તાર તો કરોડો કોટ જેટલો છે. ત્યાં બાગબગીચા, કૂવા અને અમૃતની વહેતી ધારા છે. ત્યાં અદ્ધર ઊડી રહેલા ફુવારા પણ છે.

મોતી મહલ ઔ હીરન ચૌરા
શ્વેત બરન તહં હંસ ચકોરા,
સહસ સૂર છબિ હંસન જોરા
ઐસા રૂપ નિહારા હૈ.
અધર સિંહાસન જિંહા સાઈ
અર્બન સૂર રોમ સમ નાહિં,
હંસ હિરંબર ચંવર ઢુલાઈ,
ઐસા અગમ અપારા હૈ.
અધરી ઉપર અધર ધરાઈ
સંખન સંખ તાસુ ઉંચાઈ,
ઝિલમિલહટ સો લોગ કહાઈ,
ઝિલમિલ ઝિલમિલ સારા હૈ.
બાગબગીચે ઝિલમિલ કારી
રતનન જડે પાત ઔ ડારી,
મોતી મહલ ઔ રતન અટારી
પુરુષ વિદેહ પધારા હૈ.
કોટિન ભાનુ હંસ કો રૂપા,
ધુન હૈ વહુ કી અજબ અનૂપા,
હંસા કરત ચંવર સિર ભૂપા,
બિન કર ચંવર ઢુલારા હૈ
હંસા કેલ સુનો મન લાઈ,
એક હંસ કે જો ચિત આઈ,
દૂજા હંસ સમુચ પુનિ જાઈ
બિન મુખ બૈન ઉચારા હૈ.
તેહિ આગે નિઃલોક હૈ ભાઈ
પુરુખ અનામી અકહ કહાઈ,
જો પહુંચે જાનેંગે વાહી
કહન સુનન તે ન્યારા હૈ.

ત્યાં તો મોતીના મહેલ ને હીરાના ચોતરા છે. ત્યાં વિહરતા સફેદ-રંગનાં હંસ ને ચકોર પક્ષી હોય છે. હજારો સૂર્યની કાંતિ પ્રાપ્ત થઈ હોય તેવું હંસલાનું તેજસ્વી સ્વરૂપ દેખાય છે.

ત્યાં એ અદ્ધર સિંહાસન ઉપર સાક્ષાત સ્વામી બિરાજે છે. અબજો સૂર્યનો પ્રકાશ એના એક રૂંવાની બરાબર પણ નથી. હીરનાં નિર્મળ ચીરવાળો હંસલો એને ચમર ઢાળે છે. આવો અગમ અને અપાર આ પ્રદેશ છે.

એ અદ્ધર સિંહાસનનીયે ઉપર અદ્ધર આવેલો તેજોમય લોક છે. એની ઊંચાઈ અસંખ્ય યોજન છે. એ આખોયે લોક સદા દિવ્ય પ્રકાશથી ઝગમગ ઝગમગ થયા જ કરે છે

ત્યાંના બાગબગીચા પણ ઝગમગ્યા કરે છે. ત્યાંનાં પાન ને ડાળીઓ પર રત્નો જડેલા છે. ત્યાં મોતીના તો મહેલ અને રત્નોની અટારીઓ છે. ત્યાં પરમાત્મપુરુષ વિદેહરૂપે પધારેલા છે.

ત્યાં હંસલાનું સ્વરૂપ કરોડો સૂર્ય જેવું તેજોમય હોય છે. ત્યાંની ધૂન જ અજબ ને અજોડ હોય છે. હંસલો હાથ વિના જ મહારાજા (પરમાત્મા)ને શિરે ચમર હલાવે છે

એક (સદ્‌ભાગી) હંસલાના મનમાં પ્રભુની આ આખી મિલનલીલા સમજાઈ ગઈ અને મુખ વિના જ બોલેલા (સંકેતમય) વેણુથી બીજા હંસલાના ધ્યાનમાં એ આવી ગઈ એટલે તે પણ એમાં લીન થઈ ગયો.

ભાઈ! તેનીયે આગળ નિર્લોક પદ છે. ત્યાં અનામી અને અકથ્ય કહેવાતા પુરુષ પરમાત્મા છે એને તો જે ત્યાં પહોંચે તે જ જાણે છે કારણ કે તે કથન અને શ્રવણથી પર છે.

રૂપ સરૂપ કછુ વહાં નાહીં
ઠૌર ઠાંવ કછુ દીસે નાહીં,
અરજ તૂલ કુછ દષ્ટિ ન આઈ,
કૈસે કહું સુમારા હૈ.
જા પર કિરપા કરિ હૈં સાંઈ
ગગની મારગ પાવૈં તાહિ,
સત્તર પરલય મારગ માંહી
જબ પાવે દીદારા હૈ.
કહ કબીર સુખ કહા ન જાઈ
ના કાગદ પર અંક ચઢાઈ,
માનોં ગૂંગે સમ ગુડ ખાઈ
સૈનન બૈન ઉચારા હૈ.

૨૨

ચુવત અમીરસ ભરત તાલ જહં સબ્દ ઊઠે અસમાની હો,
સરિતા ઉમડ સિંધુ કો સોખૈ નહિં કછુ જાત બખાની હો.
ચાંદ સુરજ તારાગણ નહિં વહં નહિં રૈન બિહાની હો,
બાજે બજે સિતાર બાંસુરી રરંકાર મૃદુબાની હો.
કોટિ ઝિલમિલી જહં વહ ઝલકૈ બિનજલ બરસત પાની હો,
શિવ અજ વિષ્ણુ સુરેસ સારદા નિજંનિજ મતિ અનુમાની હો
દસ અવતાર એક તત રાજૈ અસ્તુતિ સહજ સચાની હો,
કહે કબીર ભેદ કી બાતેં બિરલા કોઈ પહિચાની હો.
કર પહિચાન ફેર નહિ આવે જમ કી જુલમી ખાની હો.

૨૩

સખિયા વા ઘર સબસે ન્યારા
જહં પૂરણ પુરુખ હમારા.
જહં નહીં સુખદુખ સાંચ જૂઠ
નહીં પાપન પુન્ન પસારા.

ત્યાં રૂપ–સ્વરૂપ જેવું કાંઈ જ નથી. ત્યાં પહોળાઈ કે લંબાઈ જેવું કંઈ જ નજરે ચઢતું નથી. એટલે એની સીમાનો સુમાર પણ કેવી રીતે કહી શકાય ?

એ તો જેની ઉપર પ્રભુ પોતે જ કૃપા કરે છે, તેને જ આ ગગનનો બ્રહ્મમાર્ગ મળે છે. એ પંથે જતાં તો સત્તર પ્રલય અર્થાત જુગના જુગ વહી જાય છે ત્યારે એના દર્શન પમાય છે.

કબીર કહે છે કે મુખથી તો એની વાત કહી જ શકાતી નથી કે કાગળ પર અક્ષર લખીને પણ તે સમજાવાય તેમ નથી. મૂંગા માણસે ગોળ ખાધો હોય અને તે એ મીઠા સ્વાદની વાત માત્ર ઈશારાથી જ સમજાવી શકે છે તેમ મેં પણ આ વાત એવી સાનમાં જ સમજાવી છે.

૨૨

(એ રહસ્યમય અસીમ પ્રદેશમાં) અખંડ અમૃતરસ ઝરે છે ને એનું જ સરોવર ભરાય છે. ત્યાં આકાશી (અનાહત) નાદ અખંડ ઊઠયાં કરે છે, ત્યાં સરિતા ઊછળીને સિંધુને શોષી લે છે (અર્થાત ભક્તિનો સ્રોત ભવસાગરની માયાને સૂકવી નાખે છે અને સાંસારિક તાપને દૂર કરે છે.) એનું કંઈ જ વર્ણન થઈ શકતું નથી

ત્યા ચંદ્ર, સૂર્ય કે તારામંડળ નથી તેમ જ ઘોર રાત્રિઓ ત્યાં પસાર કરવાની હોતી નથી ત્યાં તો અખંડ સંગીત ચાલ્યા કરે છે સિતાર ને બંસરીમાં રરકારનો મધુર ધ્વનિ સંભળાયા કરે છે.

ત્યાં કરોડો વીજળીઓનો ઝગમગાટ થયા કરે છે અને વગર પાણીએ આનંદજળનો મેઘ વરસ્યાં જ કરે છે. શિવ, બ્રહ્મા, વિષ્ણું, ઈન્દ્ર અને સરસ્વતી પોતપોતાની શક્તિ ને મતિ પ્રમાણે એની સ્તુતિ કરે છે. ત્યાં દશે અવતાર એક સરખા બિરાજી રહ્યા હોય છે અને સહજભાવે સુંદર સ્તુતિ કરે છે.

કબીર કહે છે કે આ બધી ગૂઢ રહસ્યપૂર્ણ અગમ વાતો કોઈ વિરલો જ સમજે છે અને એ સમજી લઈને જન્મ-મરણના ચક્કરમાં પછી ફસાતો નથી અને યમના નરકાગારમાં પડતો નથી.

૨૩

હે સખી ! જ્યાં અમારો પૂર્ણ પુરુષોત્તમ સ્વામી બિરાજે છે એ પ્રદેશ તો સૌથી નિરાળો જ છે. ત્યાં સુખ કે દુઃખ, સત્ય કે અસત્ય ને પાપ કે પુણ્યનાં દ્વંદ્વોનો પસારો નથી

નહિ દિન રૈન ચંદ નહિ સૂરજ
બિના જ્યોતિ ઉજિયારા.
નહિ તહં જ્ઞાન ધ્યાન નહિ જપતપ
બેદ કિતેબ ન બાની,
કરની ધરની રહની ગહની
યે સબ ઉહાં હૈરાની.
ધર નહીં અધર ન બાહર ભીતર
પિંડ બ્રહ્માંડ કછુ નાહિં,
પાંચ તત્ત્વ ગુન તીન નહીં તહં
સાખી સબ્દ ન તાહીં.
મૂલ ન ફૂલ બેલ નહીં બીજા
બિના વૃચ્છ ફલ સોહૈ,
ઓહં સોહં અરધ ઉરધ નહીં
સ્વાસા લેખન કો હૈ.
નહિ નિરગુન નહિ સરગુન ભાઈ
નહિ સૂછમ અસ્થૂલ
નહિં અચ્છર નહિં અવિગત ભાઈ
યે સબ જગ કે ભૂલ.
જહાં પુરુષ તહંવા કછુ નાહિં
કહે કબીર હમ જાના,
હમરી સૈન લખૈ જો કોઇ
પાવૈ પદ નિરવાના.

૨૪

સુરત સરોવર નહાઇ કે મંગલ ગાઈયે,
દરપન સબ્દ નિહાર તિલક સિર લાઇયે.
ચલ હંસા સત લોક બહુત સુખ પાઈયે,
પરસિ પુરુખ કે ચરન બહુરિ નહિ આઇયે.
અમૃત ભોજન તહાં અમી અચવાઈયે.
મુખ મેં સેત તંબૂલ સબ્દ કો લાઇયે.

ત્યાં દિવસ કે રાત, ચંદ્ર કે સૂર્ય કે કોઈ જ્યોત નથી, તોયે ત્યાં અખંડ અજવાળાં હોય છે! અરે! ત્યાં જ્ઞાન, ધ્યાન, જપ, તપ, વેદ કે કુરાનની શાસ્ત્રવાણી પણ નથી. કર્મ–ધર્મનાં વિધિ–નિષેધના નિયમની ત્યાં હેરાનગતિ નથી.

ત્યાં કંઈ નીચે કે ઉપર, બહાર કે અંદર તેમ જ પિંડ અને બ્રહ્માંડના ભેદ જ નથી. ત્યાં પાંચ તત્ત્વો કે ત્રણ ગુણોના ભેદો પણ નથી. ત્યાં સાખી રૂપ (જ્ઞાન) કે શબ્દ બ્રહ્મરૂપ (જ્ઞેય)ના ભેદ પણ નથી ત્યાં મૂળ કે ફૂલવેલ નથી. બીજ કે વૃક્ષ વિના જ ત્યાં ફળની દિવ્ય શોભા છે. ત્યાં ૐ સોહંનો જાપ કે નીચે ને ઉપર રેચક, પૂરક ઈત્યાદિ શ્વાસ પ્રાણાયામની ગણતરી પણ કરવાની નથી.

ભાઈ! ત્યા નિર્ગુણ કે સગુણ તેમ જ સૂક્ષ્મ ને સ્થૂલના ભેદ પણ નથી. ત્યાં અક્ષર કે અનંતના ભેદ પણ નથી. આ બધી તો આ દ્વંદ્વમય જગતની ભ્રાન્તિઓ છે.

કબીર કહે છે કે આટલું મને સમજાયું છે કે જ્યાં પરમાત્મપુરુષ છે ત્યાં એના સિવાય બીજું કશું જ (અસ્તિત્વમાં) નથી. મારા આ સંકેતને જે ધ્યાનપૂર્વક સમજી લેશે તે નિર્વાણપદને પામશે.

## ૨૪

હે હંસલા! સુરતા (અંતરાત્માના) સરોવરમાં (બ્રહ્મ–અનુભૂતિ કરીને) સ્નાન કરીને મંગળગીત ગા અને (આત્મારૂપી) દર્પણમાં શબ્દ (બ્રહ્મરૂપ પરમાત્મા)-નાં દર્શન કરીને માથે તિલક કર. (બ્રહ્મનો માર્ગ અપનાવ) પછી હે હંસલા! ચાલ, સત્યલોકમાં પહોંચીને ખૂબ આનંદ–સુખ પામીએ. ત્યાં બ્રહ્મપુરુષનો ચરણ-સ્પર્શ પામીને જન્મ–મરણનો ફેરો ટાળી દઈએ. (પુનર્જન્મ ન પામીએ.)

ત્યાં અમૃતનાં ભોજન કરીએ અને અમીરસનું આચમન કરીએ. પછી શબ્દ બ્રહ્મની લગનીરૂપ નિર્મલ તાંબુલને મુખવાસરૂપે ગ્રહણ કરીએ. ત્યાં પુષ્પોની અનુપમ સુગંધ મહેકતી હોય છે. ચાલ હંસલા, ત્યાં જઈએ.

પુહુપ અનુપમ બાસ, હંસ ઘર ચલિ જિયે.
અમૃત કપડે ઓઢિ મુકુટ સિર દીજિયે.
વહુ ઘર બહુત અનંદ હંસા સુખ લીજિયે,
બદન મનોહર ગાત નિરખ કે જીજિયે.

દુતિ બિન મસિ બિન અંક સો પુસ્તક વાંચિયે.
બિન કરતાલ બજાય ચરન બિન નાચિયે.
બિન દીપક ઉજિયાર આગમ ઘર દેખિયે,
ખુલ ગયે સબ્દ કિંવાડ પુરુખ સો ભેટિયે.

સાહબ સન્મુખ હોય ભક્તિ ચિત લાઈયે,
મન માનિક સંગ હંસ દરસ તહં પાઈયે.
કહ કબીર યહ મંગલ ભાગ ન પાઈયે,
ગુરુ સંગત લૌ લાય હંસ ચલ જાઈયે.

* * *

## કર્તાસ્થાન

### ૨૫

સંતૌ ! યોગ અધ્યાતમ સોઈ,
એક બ્રહ્મ સકલ ઘટ બ્યાપૈ દુતિયા ઔર ન કોઈ

પ્રથમ કમલ જહં જ્ઞાન ચારિ દલ તહં ગણેશ કો બાસા,
રિધિસિધિ જાકી શક્તિ ઉપાસી જપતે હોત પ્રકાસા.

ષટદલ કમલ બ્રહ્મ કો સાવિત્રી સંગ સેવા,
ષટ સહસ જહં જાપ જપત હૈં ઈન્દ્ર સહિત સબ દેવા.

એ નિજ ધામમાં પહોંચીને હંસલા, અમરત્વને પામી શકીએ છીએ; માટે ચાલ, હંસલા ! ત્યાં અમૃતત્ત્વરૂપી અંબરના વાઘા પહેરીને માથે (જ્યોતિર્મય) મુગટ પહેરીએ. એ ધામમાં તો આનંદ આનંદ છે. એનું દિવ્ય સુખ માણીએ. ત્યાં પ્રભુના મનોહર મુખકમળ અને અંગેઅંગનાં દિવ્ય દર્શન કરીને જીવન જીવીએ.

ત્યાં (જ્ઞાન માટે) શાહી લેખણ વગર જ લખેલા અક્ષરબ્રહ્મનો ગ્રંથ, વિના અજવાળે જ વાંચીએ અને (ભક્તિરૂપે) કરતાલ વગાડયા વિના તેમજ ચરણ હલાવ્યા વિના આનંદથી નૃત્ય કરીએ. કોઈ પણ સ્થૂલ દીવાના પ્રકાશ વિના જ એ પરમ ધામમાં ઝગમગાટ થતાં અજવાળાં અનુભવીએ હવે તો પરમાત્માનાં મંદિરના દરવાજા ખૂલી ગયા છે. એટલે પ્રભુનુ મિલન આનંદથી માણીએ.

પ્રભુ પોતે આમ સન્મુખ હોય અને હૃદયથી ભક્તિ કરીએ. હે હંસ ! આ મનરૂપી માણેકને સાથે જ રાખીને પ્રભુનાં દર્શન કરીએ કબીર કહે છે કે આવાં મંગલ દર્શન પામવાનું સદ્‌ભાગ્ય ફરી ફરી નહીં મળે, માટે હે હંસલા ! સદ્‌ગુરુનો સત્સંગ કરતાં કરતાં પ્રભુભક્તિની લગનીમાં લીન થઈને તુ તારે આ ધામ પ્રતિ ચાલ્યો જ જા.

*　　　*　　　*

## કર્તાસ્થાન

### ૨૫

હે સંતો ! ઘટઘટમા વ્યાપક બ્રહ્મ તો એક જ છે, બીજુ કંઈ જ નથી. આ જ અધ્યાત્મયોગ છે

(આ બ્રહ્મતત્ત્વની યોગસાધનામાં ભિન્નભિન્ન ચક્રોનું ભેદન કરીને ઊર્ધ્વગતિ સાધતા જીવાત્માને) સૌથી પહેલા મૂલાધાર ચક્રરૂપ ચાર દલવાળા કમળનું જ્ઞાન થાય છે. ત્યાં ગણેશનો વાસ છે. જેની રિદ્ધિ અને સિદ્ધિ આ બે શક્તિઓ ઉપાસના કરે છે અને જેના અખંડ જપથી પ્રકાશ થાય છે.

તે પછી (નાભિ પાસેના) ૭ દલવાળા સ્વાધિષ્ઠાન ચક્રરૂપ કમળમાં બ્રહ્માનો વાસ છે. તેમની સાથે સાવિત્રી એમની સેવા કરે છે. ત્યા ઇન્દ્રની સાથે બધાયે દેવો મળીને ૭ હજાર જાપ જપતા હોય છે.

અષ્ટ કમલ જહં હરિ સંગ લછમી તીજો સેવક પવના,
ષટ સહસ્ત્ર જહં જાપ જપત હૈં મિટિગો આવા ગવના.

દ્વાદસ કમલ મેં સિવ કો બાસા ગિરિજા શક્તિ સારંગ,
ષટ સહસ જહં જાપ જપત હૈ જ્ઞાન સુરતિ લૈ પારંગ.

ષોડસ કમલ મેં જીવ કો બાસા શક્તિ અવિદ્યા જાનૈ,
એક સહસ જહં જાપ જપત હૈં ઐસા ભેદ બખાનૈ.

ભંવર ગુફા જહં દુઈ દલ કમલા પરમ હંસ કર બાસા,
એક સહસ જાકે જાપ જપત હૈં કરમ ભરમ કો નાસા.

સહસ કમલ મેં ઝિલમિલ દરસો આપુઈ બસત અપારા,
જોતિ સરૂપ સકલ જગ વ્યાપી અછય પુરુષ હૈ પ્યારા.

સુરતિ કમલ પર સતગુરૂ બોલે સહસ જાપ જપ સોઈ,
છ : સૈ ઈકિઈસ સહસહિં જપિ લે બૂઝે અજપા કોઈ.

યહિ જ્ઞાન કો કોઈ બૂઝૈ ભેદ અગોચર ભાઈ!
જો બૂઝે સો મન કા પેખૈ કહ કબીર સમઝાઈ.

૨૬

રસ ગગન ગુફા મેં અજર ઝરૈ,
બિના બાજા ઝનકાર ઊઠે જહં સમુઝિ પરૈ તબ ધ્યાન ધરૈ.

એનાથી સહેજ ઉપર અષ્ટદલ ચક્રકમળ હોય છે. ત્યાં ભગવાન વિષ્ણુ સાથે લક્ષ્મી બિરાજે છે અને એ બે ઉપરાંત ત્રીજો ત્યાં પવન સેવા કરી રહ્યો છે. ત્યા પણ ૭ હજાર દેવતા અખંડ જાપ જપતા હોય છે. અહીં પહોંચનારનું જન્મમરણનું આવાગમન ટળી જાય છે.

તે પછી બાર દલવાળા (અનાહત ચક્રરૂપ) કમળમાં શિવ અને ગિરિજા શકિતનો વાસ છે. ત્યાં પણ ૭ હજાર દેવતા જાપ જપતા હોય છે. જ્ઞાન પામીને બ્રહ્મની અભિમુખતા થતાં જીવાત્મા પાર ઊતરે છે.

એની ઉપર (કંઠ પાસે) સોળ દલવાળા (વિશુદ્ધ ચક્રરૂપ) કમળમાં જીવનો વાસ હોય છે. ત્યાં અવિદ્યા માયારૂપી શક્તિ હોય છે. ત્યાં એક હજાર મુખે જાપ થયા હોય છે. આવુ આ કમળોનુ રહસ્ય છે.

એની આગળ ભ્રમરગુફા કહેવાતા બે દલવાળા (આજ્ઞાચક્રરૂપ) કમળમાં પરમ પદને પામેલા પરમહંસનો વાસ હોય છે ત્યાં એક હજાર મુખે જાપ જપાતા હોય છે. આ સ્થાને પહોચનારાના કર્મનાં સૌ બંધનોનો અને સર્વ પ્રકારના ભ્રમોનો નાશ થઈ જાય છે.

એનીયે ઉપર મસ્તકમા શૂન્ય અથવા સહસ્રાર ચક્રરૂપ હજાર દલવાળા કમળમાં જ્યોતિસ્વરૂપ સમગ્ર જગતમાં વ્યાપેલા, અક્ષયરૂપ અનંત પુરુષ, સ્વયં પ્રિયતમ પરમાત્મદેવનાં જ દેદીપ્યમાન દર્શન થાય છે. એમનુ એ નિવાસધામ છે.

સંતોને મતે આ સહસ્રારચક્રની પણ ઉપરના સુરિત કમળમાં પહોંચતા સદ્‌ગુરુની દિવ્યવાણી સંભળાય છે અને અહીં તો સહજ જાપ જ થતો હોય છે. શરીરની નાની મોટી મળી છસો એકવીસ હજાર નાડીઓ ત્યાં અખંડ અજપા જાપ કરતી હોય છે

કબીર સમજાવીને કહે છે કે ભાઈ! આ જ્ઞાનનું રહસ્ય તો કોઈક જ જાણે છે. એ અગમ્ય છે. પણ જે ધ્યાનદ્વારા એને સમજે છે તે જ એને સાચી રીતે જાણી શકે છે ચંચલ મન શું સમજે ? કબીરે એ જ રહસ્ય અહીં સમજાવ્યુ છે.

## ૨૬

ગગનગુફામાં (અર્થાત્ પિંડના સર્વોચ્ચ સ્થાન સત્યલોકમાં) નિત્યનવીન જરાહીન અમૃતરસ ઝર્યા જ કરે છે વાજિંત્રો વિના જ ત્યાં ઝંકાર થયાં કરે છે. એની સમજણ પડે ત્યારે જ એનું ધ્યાન કરી શકાય છે.

બિના તાલ જહંતહં કમલ ફુલાને તેહિ ચઢિ હંસા કેલી કરૈ,
બિન ચંદા ઉજિયારી દરસૈ જહંતહં હંસા નજર પરૈ.

દસવેં દ્વારે તાડી લાગી અલખ પુરુષ જાકો ધ્યાન ધરૈ,
કાલ કરાલ નિકટ નહિ આવૈ કામ ક્રોધ મદ લોભ જરૈ.

જુગુન જુગુન કી તૃષા બુઝાની કરમ ભરમ અઘ વ્યાધિ ટરૈ,
કહે કબીર સુનો ભાઈ સાધો અમર હોય કબહૂં ન મરૈ.

૨૭

મોકો કહાં ઢૂંઢો બંદે મૈં તો તેરે પાસ મેં,
ના મૈં બકરી ના મૈં ભેડી ના મૈં છુરી ગંડાસ મેં.

નહીં ખાલ મેં નહીં પોંછ મેં ના હડ્ડી ના માંસ મેં,
ના મૈં દેવલ ના મૈં મસ્જીદ ના કાબે કૈલાસ મેં.

ના તૌ કૌનો ક્રિયા કર્મ મેં નહી જોગ બૈરાગ મેં,
ખોજી હોય તો તુરતૈ મિલિહૌં પલભર કી તલાસ મેં.

મૈં તો રહૌં સહર કે બાહર મેરી પુરી મવાસ મેં,
કહે કબીર સુનો ભાઈ સાધો સબ સાંસોં કી સાંસ મેં.

* * *

## કર્તાપ્રાપ્તિ સાધન

૨૮

જ્ઞાન કા ગેંદ કર સુરતિ કા દંડ કર
ખેલ ચૌગાન મૈદાન માંહીં.
જગત કા ભરમના છોડ દે બાલકે
આય જા ભેખ ભગવંત પાહીં.

ત્યાં તો જળાશય વિના જ (ચક્રોરૂપી) કમળ ખીલે છે અને તેમાં પહોંચી જઈને (જીવરૂપી) હંસલો પ્રભુમિલનનું સુખ અનુભવી આનંદ માણે છે. એને તો જ્યાં જુએ ત્યાં ચંદ્ર વિના જ અજવાળાં દેખાયાં કરે છે.

(ચક્રો ભેદીને) દશમે દ્વારે પહોંચતા જ સમાધિ લાગી જાય છે અને યોગી લોકો જેનું ધ્યાન ધરે છે તે અલખ પુરુષનાં દર્શન થાય છે. એટલે તો પછી વિકરાલ કાળ પણ પાસે ફરકતો નથી અને કામ, ક્રોધ, મદ, લોભ વગેરે ષડ્રિપુઓ પણ ભસ્મ થઈ જાય છે.

પ્રભુથી વિખૂટા પડી ગયેલા જીવાત્માની જુગજુગની પ્રભુમિલનની તરસ છિપે છે અને કર્મનાં બંધન, ભ્રમ, પાપ, વ્યાધિ બધું જ ટળી જાય છે.

કબીર કહે છે કે હે ભાઈ સંત! આમ અમર થનાર પછી કદી મરતો નથી.

૨૭

હે ભક્ત! તું મને ક્યાં શોધી રહ્યો છે? અરે,હું તો અખંડ તારી પાસે જ છું.

આ ભોગ અપાતા ઘેટા બકરાથી હું મળતો નથી હું કંઈ એ માટેના છરી કે દાતરડાથી અથવા તો એનાં ચામડી, પૂછડી કે હાડમાંસથી પણ મળતો નથી.

હું કંઈ દેવળ કે મસ્જિદ અથવા કાબામાં કે કૈલાસધામમાં મળતો નથી. તેમ જ કોઈ પણ બાહ્ય ક્રિયા કર્મથી અથવા યોગ ને વૈરાગ્યથી પણ પ્રાપ્ત થતો નથી

મને સાચી લગનીથી શોધનારને તો હું ઘડીભરની (તીવ્રતાભરી) શોધમાં જ ઝટ મળી જઉં છું. હું તો દુન્યવી કામકાજની ધમાલથી દૂર અંતરપ્રદેશના રક્ષા-દુર્ગમાં વસું છું. (બધું છોડીને મારી શરણે આવનારને હું સુલભ છું.)

કબીર કહે છે કે હે સંતજન! સાંભળી લેજો. એ તો (પ્રાણરૂપે) આપણા શ્વાસોશ્વાસમાં રહેલો છે.

*

## કર્તાપ્રાપ્તિ સાધન

૨૮

જ્ઞાનનો દડો અને સુરતિસ્વરૂપ (પ્રભુ મિલન ઝંખતી વૃત્તિની) ગેડી બનાવીને વિરાટ મેદાનમાં ખેલવા નીકળી પડ જગતના ભ્રમમાં ભટકવાનું છોડી દે અને પ્રભુનો ભેખ લઈને ભગવાનને શરણે આવી જા.

ભેખ ભગવંત કી સેસ મહિમા કરૈ
સેસ કે સીસ પર ચરન ડારૈ.
કામદલ જીતિ કૈ કમલદલ સોધિ કૈ
બ્રહ્મ કો વેધિ કૈ ક્રોધ મારૈ.

પદમ આસન કરે પવન પરિચૈ કરે
ગગન કે મહલ પર મદન જારૈ.
કહત કબ્બીર કોઈ સંતજન જૌહરી
કરમ કી રેખ પર મેખ મારૈ.

૨૯

દો સુર ચલે સુભાવ સેતી નાભી સે ઉલટા આવતા હૈ,
બિચ ઇંગલા પિંગલા તીન નાડી સુષમન સે ભોજન પાવતા હૈ.

પૂરક્ક કરૈ કુંભક્ક કરૈ રેચક્ક કરૈ ઝરિ જાવતા હૈ,
કાયમ કબીરા ઝૂલના જી દયા ભૂલ પરે પછિતાવતા હૈ.

૩૦

મુરશિદ નૈનોં બીચ નબી હૈં,
સ્યાહ-સપેદ તિલોં બિચ તારા અવિગત અલખ રબી હૈ.

આંખી મદ્ધે પાંખિ ચમકે પાંખિ મદ્ધ દ્વારા,
તેહિ દ્વારે દુરબીન લગાવૈ ઉતરે ભવજલ પારા.

સુન્ન સહર મેં બાસ હમારા તહું સરબંગી જાવૈ.
સાહબ કબીર સદા કે સંગી સબ્દ સહદ મહલ લે આવૈ.

ભગવાનના ભેખનો મહિમા તો શેષ પણ ગાય છે કારણ કે ભેખ લેનાર તો શેષ મસ્તક (નિમ્ન ભૂમિકાઓ) પર ચરણ મૂકીને જ ઊર્ધ્વગતિ કરે છે. કામનાઓને જીતીને, ભિન્નભિન્ન ચક્રોનાં કમળદલોનું શોધન કરીને, બ્રહ્મનો લક્ષ્યવેધ કરતો કરતો (સાધક) ક્રોધનો સંહાર કરી નાખે છે.

પદ્માસન લગાવીને પ્રાણાયામ દ્વારા એ પ્રાણનો પરિચય સાધે છે. અને ગગનગુફામાં પહોંચીને (શંકરની જેમ) મદનદહન (અર્થાત્ વિષયવાસનાનો નિઃશેષ લય) કરે છે. કબીર કહે છે કે કર્મની રેખ પર આવી આત્મસાધનાથી મેખ મારનાર (બ્રહ્મરૂપી રત્નને પ્રાપ્ત કરનાર) ઝવેરી તો કોઈક સંતજન જ હોય છે.

૨૯

નાભિના પ્રદેશથી ઊર્ધ્વગતિ કરતો એ સાધક ઉપર જાય છે. ત્યારે સ્વાભાવિક રીતે જ (ઇડા અને પિંગલાના) બે પ્રવાહો ચાલતા લાગે છે, એ બેની વચ્ચેની સુષુમ્ણા. આ ત્રણ નાડીઓમાંથી સાધકને તો બ્રહ્મનાડીરૂપ સુષુમ્ણાને માર્ગે જ (કુંડલિની શક્તિના ઊર્ધ્વપ્રવાહથી) પોષણ મળતું રહે છે.

'સહિત' પ્રાણાયામ કરતાં એ પૂરક, કુંભક અને રેચક કરીને પ્રાણની શુદ્ધિ દ્વારા કુંડલિનીને ઊર્ધ્વપથે પ્રેરે છે. કબીર તો નિરંતર મસ્ત બનીને આ ઊર્ધ્વપ્રદેશમાં જ ઝૂલતો રહે છે એ માર્ગેથી ભ્રમિત થઈને જે ભૂલો પડે છે તેને પછી પસ્તાવુ પડે છે.

૩૦

હે ઉપદેશક ! પરમાત્મા તો આ નયનોની મધ્યમાં જ રહેલો છે.

(યોગમાં યમુનાનો શ્યામપ્રવાહ તે પિંગલાનાડી, ગંગાનો શ્વેતપ્રવાહ તે ઇડા નાડી અને તે બન્ને વચ્ચેની બ્રહ્મનાડી. સુષુમ્ણામાંથી ચક્રભેદ કરીને ઊંચે ચઢતો કુંડલિની શક્તિનો ગૂઢ ઊર્ધ્વપ્રવાહ. એ ત્રણેનું મિલનસ્થાન તે બે ભ્રમર વચ્ચેનું ત્રિકુટિ સ્થાન અને તેમાં આજ્ઞાચક્ર છે.) કાળા અને સફેદ તલ વચ્ચે તેજસ્વી તારા જેવા એ જ જ્ઞાનમય અલખ પરમાત્મા પ્રતિષ્ઠિત છે.

એ બ્રહ્મનાં નિવાસસ્થાનમાં તો વસંતઋતુ છે. આંખોની વચ્ચે (દ્વિદલ આજ્ઞાચક્રમાં) પાંખડીઓ ચમકે છે અને એની પણ મધ્યમાં જે દ્વાર છે તે દ્વાર પર જ ધ્યાનનું દુરબિન લગાવનાર સાધક ભવસાગરને પાર કરી જાય છે.

આપણો વાસો તો ઊંચે ગગનમંડળના શૂન્ય પ્રદેશમાં (બ્રહ્માંડમાં)છે. આપણી સર્વ અંગથી ત્યાં જ ગતિ છે. કબીર તો પરમાત્માનો નિત્યનો સંગ પામીને શબ્દ બ્રહ્મરૂપ પ્રભુને જ પોતાના (દેહરૂપી) પિંડમહેલમાં પ્રત્યક્ષ લઈ આવે છે. (અને આમ પિંડમાં જ બ્રહ્માંડની લીલા દર્શાવે છે.)

31

કર નૈનાં દીદાર મહલ મેં પ્યારા હૈ.

કામ ક્રોધ મદ લોભ બિસારો સીલ સંતોષ છમા સત ધારો,
મદ્યમાંસ મિથ્યા તજિ ડારો હો જ્ઞાન-ઘોડે અસવાર
ભરમ સે ન્યારા હૈ.

ધોતી નેતી બસ્તી પાઓ આસન પદમ જુગુત સે લાઓ,
કુંભક કર રેચક કરવાઓ પહલે મૂલ સુધાર
કાર્ય હો સારા હૈ.

મૂલ કમલદલ ચતુર બખાનો જાપ કલિંગ લાલ રંગ માનો,
દેવ ગણેશ તહું રોપા થાનો ઋધિ સિધિ ચંવર ઢુલારા હૈ.

સ્વાદ ચક્ર ષટ દલ વિસ્તારો બ્રહ્મ સાવિત્રી રૂપ નિહારો,
ઉલટિ નાગિની કા સિર મારો તહાં સબ્દ ઓમકારા હૈ.

નાભિ અષ્ટકમલ સાજા સેત સિંહાસન વિષ્ણુ બિરાજા,
જાપ હિરિંગ તાસુ સુખ ગાજા લછમી શિવ આધારા હૈ.

દ્વાદશ કમલ હૃદય કે માંહિ સંગ ગૌરી શિવ ધ્યાન લગાઈ,
સોહં શબ્દ તહાં ધૂન છાઈ ગણકર જયજય કારા હૈ.

દો દલ કમલ કંઠ કે માંહિ તેહિ મધ બસે અવિદ્યા બાઈ,
હરિ હર બ્રહ્મા ચમર ઢુલાઈ શ્રીંગ નામ ઉચ્ચારા હૈ.

તાપર કંજ કમલ હૈ ભાઈ બગ ભૌંરા દુઈ રૂપ લખાઈ,
નિજમન કરત તહાં ઠકુરાઈ, સૌ નૈનન પિછરાવા હૈ.

## ૩૧

તું નયનોથી દર્શન કરી લે. આ (દેહરૂપી) મહેલમાં જ પ્રિયતમનો વાસ છે.

કામ, ક્રોધ, મદ અને લોભને તું છોડી દે અને શીલ, સંતોષ, ક્ષમા અને સત્યને ધારણ કરી લે.

મદિરા, માંસ અને અસત્યનો ત્યાગ કર. જ્ઞાનને ઘોડે સવારી કરી લે, કારણ કે પ્રિયતમ પરમાત્મા તો અજ્ઞાનના ભ્રમથી ન્યારો જ છે

ધોતી, નેતી બસ્તી વગેરે શરીર શુદ્ધિની યૌગિક ક્રિયાઓ તુ કરતો જા અને યુક્તિપુરઃસર પદ્માસન લગાવ. તેવી જ રીતે પ્રાણશુદ્ધિ માટે કુંભક, રેચક વગેરે પ્રાણાયામની ક્રિયાઓ કરતો રહે. પ્રથમથી જ મૂળની શુદ્ધિ કરવાથી સર્વ કાર્ય સફળ થાય છે.

મૂલાધાર ચક્રરૂપ કમળના ચાર દલ હોય છે. ત્યાં ક્લીમ્ બીજક મંત્રનો જાપ ચાલે છે અને દલનો રંગ લાલ હોય છે. ત્યાં ગણેશદેવનું આસન છે અને રિદ્ધિસિદ્ધિ એમને ચમ્મર ઢાળી રહ્યા હોય છે.

તેની ઉપર નાભિની પાસે સ્વાધિષ્ઠાન ચક્રરૂપ કમળનાં છ દલ હોય છે. ત્યાં તું બ્રહ્મા અને સાવિત્રીનાં દર્શન કરી લે.

જાગ્રત થઈને ઊર્ધ્વગતિ કરતી કુંડલિની શક્તિરૂપી ઉલટી દિશામાં જતી નાગણને તું ૐકારના જાપથી વશ રાખતો જા.

ત્યાં જ નાભિ પાસે આઠ દલવાળુ એકચક્ર શોભે છે, જ્યાં શ્વેત સિંહાસન પર વિષ્ણુ બિરાજે છે. હ્રીમ્ બીજકમંત્રના જાપગુંજનથી ત્યાંનો સુખાનંદ ગાજે છે. લક્ષ્મી અને શિવનુ આ આસન છે.

હૃદયપ્રદેશમાં બાર દલવાળું અનાહતચક્રરૂપ કમળ છે. તેમાં તો શક્તિ સહિત શિવ ધ્યાન લગાવીને બેઠેલા છે. ત્યાં સોહં જાપની અખંડ ધૂન ચાલે છે અને શિવના અગણિત ગણો જયજયકાર ગજાવી રહ્યા છે.

કંઠની અંદર બે દલવાળુ કમલ છે. તેમાં અવિદ્યા શક્તિનો વાસ છે. વિષ્ણુ, શિવ અને બ્રહ્મા ત્યાં ચમ્મર ઢાળી રહ્યા છે અને શ્રીમ બીજકમંત્રનો ત્યાં જાપ થઈ રહ્યો છે.

હે ભાઈ ! તેની ઉપર શિરોકુંજરૂપ કમલ છે. ત્યાં બગલા (અર્થાત્ શ્વેત) અને ભમરા (અર્થાત્ શ્યામ) એ બન્નેનાં બન્ને રૂપનાં દર્શન થાય છે. આ સ્થાનં સુધી પોતાના મનની સત્તા પ્રવર્તે છે. આ સ્થાન નેત્રોની પાછળ છે.

કમલભેદ કિયા નિરવારા યહ સબ રચના પિંડ મંઝારા,
સતસંગ કર સતગુરુ સિરધારા વહ સતનમ ઉચારા હૈ.

આંખ કાન મુખ બંધ કરાઓ અનહદ ઝિંગા શબ્દ સુનાઓ,
દોનોં તિલ ઈકિતાર મિલાઓ તબ દેખો ગુલજારા હૈ.

ચંદ સૂર એકૈ ઘર લાઓ સુષમન સેતિ ધ્યાન લગાઓ,
તિરબેની કે સંધ સમાઓ ભોર ઉતર ચલ પારા હૈ.

ઘંટા સંખ સુનો ધુન દોઈ સહસ કંવલ દલ ઝગમગ હોઈ,
તા મધ કરતા નિરખો સોઈ બંકનાલ ધસ પારા હૈ.

ડાકિની સાકિની બહુ કિલકારે જમકિંકર ધ્રમદૂત હુંકારે,
સત્તનામ સુન ભાગે સારે સતગુરુ નામ ઉચારા હૈ.

ગગનમંડલ બિચ ઊર્ધમુખ કુંઈયાં ગુરુમુખ સાધુ ભરપર પીયા,
નિગુરે પ્યાસ મરે બિન કીયા જાકે હિય અંધિયારા હૈ.

ત્રિકુટી મહલ મેં વિદ્યા સારા ઘનહર ગરજે બજે નગારા,
લાલ બરન સૂરજ ઉજિયારા ચતુર કમલ મંઝાર ઓમકારા હૈ.

સાધ સોઈ જિન યહ ગઢ લીન્હા નૌ દરવાજે પરગટ કીન્હા,
દસવાં જાય ખોલ જિન દીન્હા જહાં કુલુફ રહા મારા હૈ.

આ પિંડમાં આ જે બધી રચના છે તેમાં રહેલાં જુદાંજુદાં ચક્રોરૂપી કમળોના ભેદનો આ બધો ખુલાસો કર્યો છે. સત્સંગ સેવીને, સદ્‌ગુરુનું શરણુ લઈને પછી જ સાધક સતનામનો ઉચ્ચાર કરે છે. (આગળનો સાધનાક્રમ દર્શાવતાં કબીર કહે છે કે–)

આંખ, કાન અને મુખને બંધ કરો અને ભીતર ગાજતો અનાહતનાદ સાંભળો નેત્રની બન્ને કીકીઓને એક કરી દો. (બે ભૃકુટી વચ્ચે ત્રિકુટીમાં ધ્યાન લગાવો) એટલે લીલાહેર લાગશે.

ઈડા નાડીરૂપી ચંદ્ર અને પિંગલા નાડીરૂપી સૂર્યને ત્રિકુટીરૂપ એક જ સ્થાનમાં લાવીને એમનું બ્રહ્મનાડી સુષુમ્ણા સાથે ધ્યાન દ્વારા મિલન કરાવો. આમ ત્રિવેણીમાં લીન થાઓ, જેથી સાધનાની સિદ્ધિના સૂર્યોદય સમયે પાર ઉતરાય.

ત્રિકુટીના સ્થાનથી આગળ વાંકી નળી જેવા વિકટ માર્ગે ધસી જઈને પાર નીકળતાં મસ્તિષ્કમાં કૈલાસરૂપ ગગનમંડળમાં સહસ્રદલ કમળ ઝગમગી રહ્યું છે. એની જ મધ્યમાં પ્રભુ બિરાજે છે. ત્યાં જતાં ઘંટ અને શંખનો મહામંદિરમા થતો હોય તેવો અખંડ ધ્વનિ સંભળાય છે.

(ત્યાં સાધનામાં વિક્ષેપ કરનારાં) ડાકિની, શાકિની તથા જમદૂતો વગેરે ખૂબ કિકિયારીઓ કરતાં હોય છે અને યમદૂતો ધર્મના દૂતોને ભગાડતા દેખાય છે. પણ સદ્‌ગુરુ પરમાત્માના નામોચ્ચારથી અને સત્યનામના પ્રભાવને લીધે એ બધાં જ વિઘ્નો ભાગી જાય છે

(જ્યાં જ્યોતિર્મય બ્રહ્માનો અખંડ પ્રકાશ દેદીપ્યમાન છે તે) ગગનમંડળની મધ્યમાં સહસ્રદલ કમળની વચ્ચે ઊંધા મુખવાળા ઘડા જેવો ચંદ્રાકાર અમૃત કૂપ છે. ગુરુશરણથી જેનુ મુખ ખુલેલું છે તેવા સદ્‌ભાગી સંતજન આ અમૃતનું ખૂબ ધરાઈને પાન કરે છે; પણ જેના હૃદયમાં અજ્ઞાનનું અંધારું ભરેલુ છે તે ગુરુ વિનાના અભાગી જન આ સાધના વગર તૃષ્ણાથી તરસે મરે છે.

ત્રિકુટી મહેલમાં સર્વ વિદ્યા છે. ત્યાં તો સ્થૂલભાવનું હરણ કરનારો દિવ્ય નગારાંનો ગડગડાટ ગાજે છે. ત્યાં લાલ રંગનો સૂર્યપ્રકાશ ઝગમગે છે અને કમળની મધ્યમાં ૐકાર ગુંજે છે.

જેણે આ ગઢ જીત્યો તે જ સંતજન એણે દેહના નવ દરવાજાને પારખી લઈને તેમને જીતીને પાર કર્યા છે અને તાળાથી બંધ રહેતો (બ્રહ્મરંધ્રનો) દસમો દરવાજો એવા સંતજને સાધનાદ્વારા ત્યાં પહોંચીને ખોલી નાખ્યો હોય છે.

આગે સેત સુન્ન હે ભાઈ માનસરોવર પૈઠિ અન્હાઈ,
હંસન મિલ હંસા હોઈ જાઈ મિલે જો અમી અહારા હૈ.

કિંગરી સારંગ બજે સિતારા અચ્છર બ્રહ્મ સુન્ન દરબારા,
દ્વાદસ ભાનુ હંસ ઉજિયારા, ષટદલ કમલ મંઝાર શબ્દ રરંકારા હૈ.

મહા સુન્ન સિંધ વિષમી ઘાટી, બિન સતગુરુ પાવૈં નહીં બાટી,
બ્યાઘ સિંધ સરપ બહુ કાટી, સહજ અચિંત પસારા હૈં.

અઠદલ કમલ પાર બ્રહ્મ ભાઈ દહિને દ્વાદશ અચિંત રહાઈ,
બાંયે દસ દલ સહજ સમાઈ યોં કંવલન નિરબારા હૈ.

પાંચ બ્રહ્મ પાંચો અંડ બીનો પાંચ બ્રહ્મ નિઃઅક્ષર ચીની,
ચાર મુકામ ગુપ્ત તહં કીના, જા મધ બંદિવાન પુરુખ દરબારા હૈ.

દો પરબત કે સંધ નિવારો ભંવર–ગુફા મેં સંત પુકારો,
હંસા કરતે કેલ અપારો તહાં ગુરુન દરબારા હૈ.

સહસ અઠાસી દીપ રચાએ હીરે પન્ને મહલ જડાએ,
મુરલી બજત અખંડ સદાએ તહં સોહં ઝનકારા હૈ.

સોહં હદ તજી તબ ભાઈ સત્તલોક કી હદ પુનિ આઈ,
ઊઠત સુગંધ મહા અધિકાઈ જાકો વાર ન પારા હૈ.

ષોડસ ભાનુ હંસ કો રૂપા બીના સત ધુન બજે અનૂપા,
હંસા કરે ચંવર સિર ભૂપા સત્ત પુરુષ દરબારા હૈ.

હે ભાઈ! એ ત્રિકુટીથી આગળ શ્વેત (જ્યોતિર્મય) શૂન્યનો કૈલાસરૂપ પ્રદેશ આવે છે. ત્યાંના અમૃતકુંડરૂપ માનસરોવરનાં શુભ્રજળમાં પેસીને સંત સ્નાન કરે છે. ત્યાં તો અમૃતનો આહાર મળતો હોય છે એટલે જીવાત્મા રૂપ હંસલા મળીને અજરામર સોહં પરમાત્મારૂપ બની જાય છે.

આ ગગનમંડળના જ્યોતિર્મય શૂન્યપ્રદેશમાં અક્ષરબ્રહ્મ પરમાત્માનો દરબાર ભરેલો છે. ત્યાં બારે સૂર્યનો પ્રકાશ ઝગમગે છે. આ ૭ દલવાળા કમળમાં રરંકારનો અખંડધ્વનિ થયા કરે છે.

મહાન્શૂન્યના વનની ખીણો બહુ વસમી હોય છે. સદ્ગુરુના સાથ વિના ત્યાં માર્ગ મળતો નથી. ત્યાં તો વાઘ, સિંહ અને સાપ રૂપ ઘણાં વિઘ્નો કરડે છે. (પિંડના મધ્યલોકની જેમ ઊર્ધ્વલોકમાં પણ ભિન્નભિન્ન ચક્રોનાં સ્થાન છે.) તે ચક્રનાં સ્થાનોનો વિસ્તાર અચિંત દ્વીપના પ્રદેશથી સહજ દ્વીપના પ્રદેશ સુધીનો છે (જુઓ નોંધ પદ ૧૭ મું)

હે ભાઈ! ત્યાં અષ્ટદલકમલમાં પરબ્રહ્મનુ સ્થાન છે. એની જમણી બાજુ બાર દલવાળા કમળમાં 'અચિંત'નુ ધામ છે અને ડાબી બાજુએ દસ દલવાળા કમળમાં 'સહજ'નું સ્થાન છે આમ આ ઊર્ધ્વલોકનાં ચક્રરૂપી કમળોનો ઉકેલ છે.

ત્યાં પાચ બ્રહ્મા (સર્જક દેવ રૂપે) પાંચ કોશમાં ગૂઢ થઈને નીરવ બેઠેલા છે. તેમાંયે (અન્નમય સિવાયના) ચાર સૂક્ષ્મ કોશોનાં સ્થાનને તો અંદર જ ગુપ્ત કરીને રાખેલાં છે આમ પરમાત્મપુરુષના આ વિરાટ દરબારનો કેટલોયે ભાગ આ રીતે હજી તો અવ્યક્ત ને અપ્રકટ હોવાથી તે અંદર બદીવાન જેવો જ છે.

પર્વતની બે હારો તમે તોડી લો અને પછી હે સંતજન! એની અંદરની ભ્રમરગુફામાં પોકાર કરો. જ્યા પહોંચીને હંસલા અપાર આનંદલીલા કરે છે. ત્યાં જ ગુરુનો દરબાર છે

ત્યાં અઠ્યાસી હજાર દીવા ઝગમગે છે અને હીરા, પન્ના વગેરે જડેલા મહેલો છે. અખંડ મોરલીનો ત્યાં મધુરધ્વનિ થયા કરે છે અને 'સોહં' 'સોહં'ના ઝંકાર સંભળાય છે.

પછી હે ભાઈ! આ સોહંની સીમા છોડીને સત્યલોકની હદ આવે છે. ત્યાં ખૂબ જ સુગંધ આવે છે કે જેનો પાર પામી શકાતો નથી.

હંસલાનું સ્વરૂપ તો ઝગમગતા સોળે સૂર્ય જેવું જ્યોતિર્મય થઈ ગયું હોય છે અને અનુપમ એવી વીણા પર સતનામની ધૂન અખંડ ત્યાં વાગ્યા કરતી હોય છે. આ સત્યપુરુષના દરબારમાં એ મહારાજાધિરાજને શિરે હંસલો ચમ્મર ઢાળીને એમની સેવા કરે છે.

કોટિન ભાનુ ઉદય જો હોઈ એતેહિ પુન ચંદ્ર લખોઈ,
પુરુષરોમસમ એક ન હોઈ ઐસા પુરુષ દીદારા હૈ.

આગે અલખ લોક હૈ ભાઈ અલખ પુરુષ કી તહં ઠકુરાઈ,
અરબન સૂર રોમ સમ નાહીં ઐસા અલખ નિહારા હૈ.

તાપર અગમ મહલ ઈક સાજા, અગમ પુરુષ તાહી કો રાજા,
ખરબન સૂર રોમ ઈક લાજા ઐસા અગમ અપારા હૈ.

તાપર અકહ લોક હૈ ભાઈ પુરુષ અનામી તહાં રહાઈ,
જો પહુંચા જાનેગા વાહી કહન સુનન તે ન્યારા હૈ.

કાયા ભેદ કિયા નિરવારા યહ સબ રચના પિંડ મંઝારા,
માયા અવગતિ જાલ પસારા સો કારીગર ભારા હૈ.

આદિ માયા કીન્હી ચતુરાઈ જૂઠી બાજી પિંડ દિખાઈ,
અવગતિ રચના રચી અંડમાંહીં તાકા પ્રતિબિંબ ડારા હૈ.

શબ્દ બિહંગમ ચાલ હમારી કહે કબીર સતગુરુ દઈ તારિ,
ખુલે કપાટ શબ્દ ઝનકારી પિંડ અંડ કે પાર સો દેસ હમારા હૈ.

૩૨

કર નૈનોં દીદાર પિંડ સે ન્યારા હૈ,
હિરદે સોચે બિચાર સો અંડ મંઝારા હૈ.

ચોરિ જારી નિંદા ચારો મિથ્યા તજી સતગુરુ સિર ધારો,
સત્સંગ કર સતનામ ઉચારો સનમુખ લહુ દિદારા હૈ.

કરોડો સૂર્યનો ઉદય થાય અને એટલા જ ચંદ્રો પણ સાથે જ દેખાય, તોયે આ પુરુષોત્તમ પ્રભુના એક રોમની પણ બરાબર એ બધાયનું તેજ નહી લાગે. એવા તેજોમય આ પુરુષોત્તમનાં દિવ્યદર્શન હોય છે.

હે ભાઈ ! એનીયે આગળ અલખ લોક છે અને ત્યાં અલખ પુરુષની સત્તા પ્રવર્તે છે. અરે ! અબજો સૂર્ય પણ એના એક રોમ બરાબર નહી થાય એવાં એ અલખ પ્રભુજીનાં દિવ્ય દર્શન હોય છે

એની પણ આગળ એક અગમ મહેલ શોભે છે અને એનો જ રાજા છે અગમપુરુષ ખર્વ નિખર્વ સૂર્ય પણ એના રોમ આગળ શરમાઈ જાય એવાં જ્યોતિર્મય આ અગમ અપારનાં દર્શન હોય છે.

અને તેની પણ આગળ અકથ્ય લોક છે. ત્યાં અનામી પુરુષપ્રભુ બિરાજે છે. ત્યા જે પહોચે છે તેને જ એનુ જ્ઞાન થાય છે કારણ કે એ તો કથન અને શ્રવણથી પર છે.

આમ આ કાયાનગરના ગૂઢ રહસ્યનો ખુલાસો કર્યો છે. આ બધી રચના આ દેહપિંડની અંદર જ રહેલી છે. માયાએ જ જીવની અવગતિની જાળ બિછાવેલી છે એ તો ભારે કારીગર છે

આદિ માયાશક્તિએ ભારે ચાતુરી કરી છે અને આ પિંડમાં ખોટી બાજી પણ બતાવી છે અને આ બ્રહ્માંડમાં (પ્રલોભનો સર્જીને) અવગતિ માટે જે રચના ઉભી કરી છે તેનુ જ પ્રતિબિંબ આ દેહપિંડમાં પાડેલુ છે.

કબીર કહે છે કે સદ્‌ગુરુએ કૃપા કરીને અમને પ્રભુપદમાં તન્મયતા દીધી છે. એટલે જ અમારી ગતિ તો ઊર્ધ્વલોકનાયે સર્વ પ્રદેશોની પેલે પાર વિહંગમ રૂપી શબ્દબ્રહ્મની ગતિની જેમ છે, આ દેહના સૌ દરવાજા ખુલ્લા થઈ ગયા છે અને શબ્દબ્રહ્મની અખંડ ધૂનનો ઝંકાર આ પિંડ અને બ્રહ્માંડને એકાકાર કરીને ગુંજતો જ રહે છે. અમારો દેશ તો આ પિંડ–બ્રહ્માંડનીયે પેલે પાર છે.

## ૩૨

તું નયનોથી દર્શન કરી લે. એ પ્રભુ તો આ પિંડથી ન્યારો છે. તું હૃદયથી ધ્યાનપૂર્વક આ પણ સમજી લે કે એ આ વિરાટ બ્રહ્માંડમાંયે વ્યાપેલો છે..

ચોરી, વ્યભિચાર, નિંદા અને અસત્ય એ ચારેનો ત્યાગ કરીને સદ્‌ગુરુનું શરણ સ્વીકારી લે. સત્સંગ સેવ અને સતનામનું રટણ કર એટલે તું પ્રત્યક્ષ દર્શન પામી શકીશ.

જો જન ઐસી કરી કમાઈ તિનકી જગ દૈવી રોસનાઈ,
આઠ પ્રમાન જગહુ સુખ પાઈ દેખા અંડ મંઝારા હૈ.

સોઈ અંડ કો અવગત રાઈ અકહુ અમરપુર નકલ બનાઈ,
સુદ્ધ બ્રહ્મપદ તહું ઠહરાઈ નામ અનામી ધારા હૈ.

સતવી સુન્ન અંડ કે માંહી ઝિલમિલહટ કી નકલ બનાઈ,
મહાકાલ તહું આન રહાઈ અગમ પુરુષ ઉચ્ચારા હૈ.

છઠવી સુન્ન જો અંડ મંઝારા અગમ મહલ કી નકલ સુધારા,
નિરગુન કાલ તહાં યહ ધારા અલખ પુરુષ કેહું ન્યારા હૈ.

પંચમ સુન્ન અંડ કે માંહિં સત્ત લોક કી નકલ બનાઈ,
માયાસહિત નિરંજન રાઈ સત્ત પુરુષ દીદારા હૈ.

ચૌથી સુન્ન અંડ કે માંહીં પદ નિરવાન કી નકલ બનાઈ,
અવિગત કલ હૈ સતગુરૂ આઈ સોહં સો યહ સારા હૈ.

તાજી સુન્ન કી સુનો બડાઈ એક સુન્ન કે દોય બનાઈ,
ઉપર મહાસુન્ન અધિકાઈ નીચે સુન્ન પસારા હૈ.

સતવી સુન્ન મહાકાલ રહાઈ તાસુ કલા મહાસુન્ન સમાઈ,
પાર બ્રહ્મ કર થાપ્યો તાહી સો નિઃઅચ્છર સારા હૈ.

છઠવી સુન્ન જો નિરગુન રાઈ તાસુ કલા આ સુન્ન સમાઈ,
અચ્છર બ્રહ્મ કહે મુનિ તાહિ સોઈ સબ્દ રરંકારા હૈ.

પંચમ સુન્ન નિરંજન રાઈ તાસુ કલા દુજિ સુન છાઈ,
પુરુષ પ્રકૃતિ પદવી પાઈ સરગુન સુદ્ધ પસારા હૈ.

પુરુષ પ્રકૃતિ દુજિ સુનમાંહી તાસ કલા પરિથમ સુન આઈ,
જોત નિરંજન નામ ધરાઈ સરગુન થૂલ પસારા હૈ.

જેણે આવી આત્મદર્શનરૂપી કમાણી કરી છે એનો પ્રકાશ આખા જગતમાં ફેલાય છે. એણે બ્રહ્માંડભરમાં પ્રભુને નીરખ્યા હોય છે એટલે એને તો સર્વત્ર (ન્યાયશાસ્ત્રનાં) આઠે પ્રમાણોથી સિદ્ધ થાય તેવા પરમસુખનો અનુભવ થાય છે.

એ જ બ્રહ્માંડની નકલરૂપે પરમાત્માએ અકથ્ય એવી અમરાપુરી સર્જી છે. ત્યાં જ અનામી પુરુષરૂપે શુદ્ધ બ્રહ્મનું સ્થાન નક્કી કરેલું છે.

બ્રહ્માંડમાં ઊર્ધ્વલોકના સાતમા શૂન્ય પ્રદેશનું જે જ્યોતિર્મય ધામ છે, તેનાં ઝગમગાટની પણ પિંડમાં પ્રતિમૂર્તિ રચેલી છે ત્યાં મહાકાલ પધારીને રહે છે અને એમને અગમપુરુષ કહે છે.

બ્રહ્માંડનાં છઠ્ઠા શૂન્ય પ્રદેશના અગમ મહેલની પણ પિંડમાં રચના કરેલી છે. ત્યાં નિર્ગુણ કાલનું સ્થાન છે એ અલખ પુરુષ તરીકે ઓળખાય છે.

બ્રહ્માંડના પંચમ શૂન્યના સત્યલોકની જે નકલ પિંડમાં સર્જેલી છે, ત્યાં માયાસહિત નિરંજન મહારાજ સત્યપુરુષરૂપે દર્શન દે છે.

બ્રહ્માંડના ચતુર્થ શૂન્યના નિર્વાણપદની નકલરૂપે રચેલા સોહંના પ્રદેશમાં સદ્ગુરુ જ્ઞાનની સર્વકલા સહિત પધારે છે. આ બધો સોહંનો પ્રદેશ છે.

ત્રીજા શૂન્યના પ્રદેશનો મહિમા સાંભળો. આ એક શૂન્ય પ્રદેશના બે વિભાગ રચેલા હોય છે; તેમાં ઉપરનો મહાશૂન્ય અને નીચેનો શૂન્યનો પ્રદેશ વિસ્તરેલો છે.

સાતમા શૂન્યપ્રદેશમાં જે મહાકાલ રહે છે તેની કલા મહાશૂન્યમાં સમાયેલી છે ત્યા જ પરબ્રહ્મનું સ્થાન છે જે શબ્દાતીત છે.

છઠ્ઠા-શૂન્યપ્રદેશમા જે નિર્ગુણ અલખરાજ વસે છે, તેમની કલા આ શૂન્યપ્રદેશમા સમાયેલી છે. આને અક્ષરબ્રહ્મ પણ કહે છે અને એમાં ૨૨ કારનો ધ્વનિ હોય છે.

પંચમ શૂન્યપ્રદેશના અધિષ્ઠાતા નિરંજનરાજની કલાઓનો વિસ્તાર દ્વિતીય શૂન્યપ્રદેશમા થયેલો છે. ત્યાં જ પુરુષ અને પ્રકૃતિની પદવી એમણે ધારણ કરેલી છે અને શુદ્ધ સગુણનો તેમાથી વિસ્તાર થયેલો છે

આ દ્વિતીય શૂન્યપ્રદેશમા પુરુષ અને પ્રકૃતિ બિરાજે છે. તેમની જ કલાલીલા પ્રથમ શૂન્યપ્રદેશમાંયે વિસ્તરેલી છે. જ્યોતિરૂપે એમણે નિરંજન નામ ધારણ કર્યું છે. સગુણ સ્થૂલ સૃષ્ટિ તેમની જ પસારેલી છે.

પશ્ચિમ સુન્ન જો જોત રહાઈ તાકી કલા અવિદ્યા ખાઈ,
પુત્રન સંગ પુત્રી ઉપજાઈ સિંધ બૈરાટ પસારા હૈ.

સૅતવે આકાસ ઉતર પુનિ આઈ બ્રહ્મા, વિષ્ણુ સમાધિ જગાઈ,
પુત્રન સંગ પુત્રી પરનાઈ શ્રીંગ નામ ઉચ્ચારા હૈ.

છટે આકાશ સિવ અવગતિ ભૌંરા ગંગ ગૌર રિધિ કરતી ચૌરા,
ગિરિ કૈલાસ ગન કરતે સોરા તહં સોહં સિરમોરા હૈ.

પંચમ અકાસમેં વિષ્ણુ વિરાજે લછમી સહિત સિંહાસન સાજે,
હિરિંગ બૈકુંઠ ભક્ત સમાજે ભક્તન કારજ સારા હૈ.

ચઉથ અકાસ બ્રહ્મ વિસ્તારા સાવિત્રી સંગ કરત વિહારા,
બ્રહ્મ ઋદ્ધિ મેં ઓમ્‌પદ સારા યહ જગ સિરજનહારા હૈ.

તીસર અકાસ રહે ધર્મરાઈ નરક સુરગ જિન લીન્હ બનાઈ,
કરમન ફલ જીવન ભુગતાઈ ઐસા અટલ પસારા હૈ.

દૂસર અકાસ મેં ઇન્દ્ર રહાઈ દેવ, મુનિ બાના તહં પાઈ,
રંભા કરતી નિરત સદાઈ કલીંગ સબ્દ ઉચ્ચારા હૈ.

પ્રથમ અકાસ મૃત્યુ હૈ લોકા જનમ – મરન કા જહં નિત ધોકા
સો હંસા પહુંચે સતલોકા સતગુરુ નામ ઉચારા હૈ.

ચૌદહ તબક કિયા નિરબારા અબ નીચે કા સુનો વિચારા,
સાત તબક મેં છઃ રખવારા ભિનભિન સુનો પસારા હૈ.

ઐસે ધવલ વારાહ કહાઈ મીન કચ્છ ઔર કુરમ રહાઈ,
સો છઃ રહે સાત કે માંહીં યહ પાતાલ પસારા હૈ.

* * *

પ્રથમ શૂન્યપ્રદેશમાં જે જ્યોતિ વસે છે તેની જ કલારૂપ આ અવિદ્યા છે. એણે પુત્રોની સાથે પુત્રીને ઉત્પન્ન કરી છે અને વિરાટ સર્જનનો મહાસાગર ફેલાવ્યો છે. (ઊર્ધ્વલોકના સાત શૂન્યપ્રદેશોનું સ્વરૂપ વર્ણવ્યા પછી ઉપરની કુલ ચૌદમાંની બાકીની સાત આકાશની ભૂમિકાઓનું સ્વરૂપ હવે સમજાવાય છે.)

ઉપરના શૂન્યપ્રદેશોમાંથી ઊતરતાં સાતમું આકાશ આવે છે જ્યા બ્રહ્મા અને વિષ્ણુએ સમાધિ લગાવેલી છે. પુત્રની સાથે પુત્રીને પરણાવી છે અર્થાત્ પુરુષ અને પ્રકૃતિનું નર અને નારીરૂપે અહી એકરૂપ મિલન થાય છે. અહી ઓંમ્ નું રટણ હોય છે.

છઠ્ઠા આકાશની ભ્રમરગુફામા શિવ બિરાજે છે અને સાથે ગગા, ગૌરી અને રિદ્ધિ પણ બિરાજેલાં છે તેમ જ એ કૈલાસ શિખર પર શિવના ગણો ચોંધાટ કરી રહ્યા છે. ત્યાં સોહનું ઉત્તમ ગુંજન ચાલી રહ્યું છે

પંચમ આકાશમા લક્ષ્મી સાથે સિંહાસન પર શોભાયમાન એવા વિષ્ણુ બિરાજે છે. એ વૈકુંઠ ધામમા ભક્તોનાં મંડળ હ્રીંનું રટણ કરે છે. એ પ્રભુ ભક્તોનાં કાર્ય પાર ઉતારે છે.

ચોથા આકાશમાં બ્રહ્માનો વિસ્તાર છે. ત્યાં એ સાવિત્રી સાથે વિહાર કરી રહ્યા છે. જગતનું સર્જન કરનારા બ્રહ્માના આ વિસ્તારમાં ૐનુ ધામ ગણાયું છે.

ત્રીજા આકાશમાં સ્વર્ગ અને નરકની રચના કરનાર ધર્મરાજનુ ધામ છે. એમણે એવો ન્યાયી કાનૂન વિસ્તાર્યો છે કે કર્મના ફળ પ્રમાણે સર્વને જીવનને ભોગવવાનો અવસર મળી રહે.

બીજા આકાશમાં ઈન્દ્રનું સ્થાન છે, ત્યાં મુનિઓ, દેવો વગેરેને રહેવાનું મળે છે. ત્યા હમેશા રંભા નૃત્ય કરતી હોય છે અને ક્લીમ્ નું રટણ હોય છે.

અને પહેલું આકાશ તે આ મૃત્યુલોક છે, જ્યા હમેશાં જન્મમરણનો ભય રહેલો છે. જે અહીં સદ્‌ગુરુ પરમાત્માનુ નામ લે છે તે જીવરૂપી હંસલા ઉપર કરેલી બધી જ ભૂમિકાઓ ગુરુકૃપાએ વટાવી લઈ ને સત્યલોકમાં પહોચે છે.

આમ ઉપરની ચૌદે ભૂમિકાઓનો ખુલાસો કર્યો હવે નીચેની ભૂમિકાઓની સમજૂતી સાભળો એ સાતે પ્રદેશોમા ૭ રખેવાળ છે જેમનો જુદોજુદો પસારો હોય છે.

એ છનાં-નામ છે–શેષ, વૃષભ, વરાહ, મીન, કચ્છ અને કૂર્મ. આ ૭ રક્ષપાલો જે સાત પ્રદેશમા રહેલા છે તે જ પાતાળનો વિસ્તાર કહેવાય છે.

# રામનામ મહિમા.

૩૩

રામ કે નામ તે પિંડ બ્રહ્માંડ સબ
રામ કા નામ સુનિ ભરમ માની,.
નિરગુન નિરંકાર કે પાર પરબ્રહ્મ હૈ
તાસુકો નામ રંકાર જાની..
વિષ્ણુ પૂજા કરૈ ધ્યાન સંકર ધરૈ
મનહિંસું બિરંચિ બહુ બિબિધ બાની,.
કહૈ કબીર કો પાર પાવૈ નહીં
રામ કો નામ હૈ અકહ કહાની..

૩૪

રસના રામગુણ રમિ રમિ પીજૈ
ગુણાતીત નિર્મૂલક લીજૈ.
નિરગુણ બ્રહ્મ જપો રે ભાઇ,
જેહિ સુમિરત સુધિબુધિ સબ પાઈ..
બિખ તજી રામ ન જપસિ અભાગે.
કા બૂડે લાલચ કે આગે.
તે સબ તરે રામ રસ સ્વાદિ
કહ કબીર બૂડે બકવાદી.

૩૫

મન રે! જબતે રામ કહ્યો રે,
ફિરિ કહિબે કો કછુ ન રહ્યો રે.
કા ભો જોગ જગ્ન તપ દાના,
જો તૈં રામ નામ નહિં જાના..
કામ ક્રોધ દોઉ ભારે,
ગુરુપ્રસાદ સબ તારે.
કહ કબીર ભ્રમ—નાશી
રામ મિલે. અવિનાશી.

# રામનામ મહિમા

## ૩૩

રામનામથી જ આ પિંડ–બ્રહ્માંડ એ બધું ઉત્પન્ન થયેલું છે. રામનું નામ સાંભળતાં જ ભ્રમનું ભાન થઈ જાય છે.

નિર્ગુણ અને નિરાકારનીયે પેલે પાર પરબ્રહ્મ તત્ત્વ છે. એનું જ જે રંકાર રૂપ નામ છે, તેને જ રામ જાણો.

વિષ્ણુ એ રામની પૂજા કરે છે, શંકર એમનું જ ધ્યાન ધરે છે અને અનેક રીતે વિવિધ વાણીથી એમનું જ વર્ણન–મનન કર્યા કરે છે.

કબીર કહે છે કે તો પણ આ રામની વાત તો એની અકથ્ય ને અવર્ણનીય છે કે કોઈ એનો પાર પામી શકતું નથી.

## ૩૪

હે રસના! રામમાં અખંડ રમણ કરતાં કરતાં એના ગુણનું પાન કર અને એમ કરીને ગુણાતીત અને મૂળ રહિત અનાદિ પરમાત્માને પ્રાપ્ત કરી લે.

હે ભાઈ! જેના સ્મરણથી આ બધી ચેતના અને સુધબુધ પ્રાપ્ત થઈ છે, તે નિર્ગુણ બ્રહ્મનું રટણ કરો.

હે અભાગિયા! આ માયામોહરૂપી ઝેર છોડીને તું રામનું રટણ કરતો નથી? આ માયાની પ્રલોભનોમાં તું કેમ ડૂબી મરે છે?

કબીર કહે છે કે મિથ્યા બકવાદ કરનારા ભવસાગરમાં ડૂબી મરે છે અને રામરસનો સ્વાદ માણનારા બધા તરી જાય છે.

## ૩૫

હે મનડા! જ્યારથી તેં રામનામ લીધું છે ત્યારથી તારે બીજું કંઈ બોલવાનું રહ્યું જ નથી.

જો તેં રામનામ લઈ જાણ્યું નથી તો પછી યોગ, યજ્ઞ, જપ, તપ અને દાન વગેરે કર્યાથી શું વળવાનું છે?

કામ અને ક્રોધ એ બે ભારે ડૂબાડનારા છે, પણ ગુરુનો કૃપા–પ્રસાદ બધું પાર ઉતારી દે છે.

કબીર કહે છે કે ભ્રમનો નાશ થતાં જ અવિનાશી ભગવાન રામનું મિલન થાય છે.

૩૬

રામ કા નામ સંસાર મેં સાર હૈ,
રામ કા નામ અમૃત બાની.
રામ કે નામ તે કોટિ પાતક ટરૈ
રામ કા નામ વિશ્વાસ માની.
રામ કા નામ લૈ સાધુ સુમિરન કરૈ
રામ કા નામ લૈ ભક્તિ ઠાની,
રામ કા નામ લૈ સૂર સનમુખ લરૈ
પૈઠિ સંગ્રામ મેં યુદ્ધ ઠાની,
રામ કા નામ લૈ નારી સતી ભઈ
એહુ બની કંત સંગ જરિ ઉડાની.
રામ કા નામ લૈ તીર્થ સબ ભરમિયા
કરત અસ્નાન અઙ્કોર પાની.
રામ કા નામ લૈ મૂર્તિપૂજા કરૈ
રામ કા નામ લૈ દેત દાની.
રામ કા નામ લૈ વિપ્ર ભિચ્છુક બનૈ
રામ કા નામ દુર્લભ્ભ જાની,
રામ કા નામ ચૌ વેદ કા મૂલ હૈ
નિગમ નિચ્ચોર કર તત્ત્વ છાનિ.
રામ કા નામ ષટ શાસતર મથિયે
ચલિ ષટ દર્શનોં મેં કહાનિ,
રામ કા નામ અગાધ લીલા બડી
ખોજત ખોજ નહિં હાર માનિ,
રામ કા નામ લૈ વિષ્ણુ સુમિરન કરૈ,
રામ કા નામ શિવ જોગ ધ્યાનિ,
રામ કા નામ લૈ સિદ્ધ સાધક બનૈ,
સંભુ સનકાદિ નારદ ગિયાની.
રામ કા નામ લૈ દેહિ લઈ રામચંદ
ભએ વાસિષ્ઠ ગુરુમંત્ર દાની.

## ૩૬

રામનું નામ જ આ સંસારમાં સારરૂપ છે. રામનું નામ એ તો અમૃત-વાણી છે.

રામના નામથી કોટિ કોટિ પાપ દૂર થાય છે. રામનું નામ જ શ્રદ્ધા રાખવા યોગ્ય છે.

રામનુ નામ લઈને જ સંતો પ્રભુસ્મરણ કરે છે. રામનું નામ લેવાથી ભક્તિભાવ દૃઢ થાય છે.

રામનામના જોરે જ શૂરવીર સામે મોઢે સંગ્રામ ખેલે છે અને સમરભૂમિમાં યુદ્ધ જમાવે છે.

રામનામની શક્તિથી જ નારી સતી થાય છે અને મૃત પતિની સાથે અગ્નિમા પ્રવેશીને ખાખ થઈને પરલોક ગમન કરે છે.

રામનું નામ લઈને સંતો બધાં તીર્થધામોમાં ભ્રમણ કરે છે અને તીર્થ-જળમાં ડૂબકી મારીને સ્નાન કરે છે.

રામનું નામ લઈને ભક્તો પ્રતિમાનું પૂજન કરે છે અને રામનામ લઈને જ દાની દાન કરે છે.

રામના નામનું રટણ કરીને બ્રાહ્મણો ભિક્ષા માગે છે. રામનું નામ લેવું એ તો દુર્લભ ગણાય છે.

આ રામનું નામ તો ચારે વેદનુ મૂળ છે. સૌ શાસ્ત્રોનો સાર કાઢીને એનો તત્ત્વ ગાળીને હાથમા મૂક્યો હોય એવુ શ્રેષ્ઠ આ રામનામ છે.

રામનામની જ વાત ષડ્દર્શન શાસ્ત્રોમાં વર્ણવેલી છે, એમ એ શાસ્ત્ર-ગ્રંથોનું મંથન કરતાં સમજાય છે.

રામનામની લીલા એવી અત્યંત અગાધ છે કે એની ગહનતા શોધતાં એનો પાર પામી શકાતો નથી અને અંતે હાર માનવી પડે છે.

રામનામ લઈને જ વિષ્ણુ પ્રભુસ્મરણ કરે છે અને યોગીરાજ શિવ રામનામના ધ્યાનમાં મગ્ન રહે છે.

રામનામથી જ શંભુ, નારદ અને સનક વગેરે જ્ઞાની ઋષિ, મુનિઓ અને સાધકો સિદ્ધપદને પામ્યા છે.

રામનામથી જ અયોધ્યાપતિ રામચંદ્રને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઈ હતી અને એ રામનામના પ્રતાપે જ વસિષ્ઠ ગુરુમંત્રના દાતા થયા હતા.

કહાંલૌં કહૌં અગાધ લીલા રચી,
રામ કા નામ કાહૂ ન જાની.
રામ કા નામ લૈ કૃષ્ણ ગીતા કથી,
બાંધિયા સેત તવ મર્મ જાની.
હૈ પરમ જોતિ ઔ સુન નિરાકાર હૈ
તાસુકા નામ નિરંકાર માની.
રૂપ બિન રેખ બિન નિગમ અસ્તુતિ કરૈ
સત્ત કી રાહ અનકથ કહાની,
વિષ્ણુ સુમિરન કરૈ, જોગ શિવ જેહિ ધરૈ,
ભનૈ સબ બ્રહ્મ વેદાંત ગાયા.
બ્રહ્મ સનકાદિ કોઈ પાર પાવૈ નહીં
તાસુકા નામ કહ રામરાયા;
કહૈં કબીર વહ શખ્સ તહકીક કર
રામ કા નામ જો પૃથી લાયા.

૩૭

નામ અમલ ઊતરૈ ના, ભાઇ !
ઔ અમલ છિનછિન ચઢિ ઊતરૈ
નામ અમલ દિન બઢે સવાઈ.
દેખત ચઢૈ સુનત હિય લાગૈ
સુરત કિયે તન દેત ઘુમાઈ.
પિયત પિયાલા ભયે મતવાલા,
પાયો નામ મિટિ દુચિતાઈ.
જો જન નામ અમલ રસ ચાખા
તર ગઈ ગનિકા સદન કસાઈ,
કહ કબીર ગૂંગે ગુડ ખાયા,
બિન રસના કા કરૈ બડાઈ.

*   *   *

રામનામે રચેલી આ અગાધ લીલાને હું ક્યાં સુધી કહેવા બેસું ? ખરેખર, આ રામનામનું રહસ્ય કોઈએ પણ પૂર્ણપણે જાણ્યું નથી.

રામનામના પ્રતાપે જ શ્રીકૃષ્ણે ભગવદ્દગીતાનો ઉપદેશ આપ્યો છે. રામનામ એ તો ભવસાગર પાર કરવાનો સેતુ છે. એવું એનું રહસ્ય તો જ્યારે રામનામની શક્તિથી રામાવતારમાં સાગર પર સેતુ બંધાયો, ત્યારે જ સમજાયું.

રામનામ તો પરમ જ્યોતિ છે. એ ગુણે નિરાકાર છે. એનુ જ નામ નિરાકાર પરમ પુરુષ છે.

એવા આ રૂપ, રંગ કે રેખા વિનાના રામનામની અખંડ સ્તુતિ વેદ વગેરે શાસ્ત્રો કરી રહ્યા છે. આ સત્યના પંથની વાત તો અકથ્ય જ રહી છે.

જેને પામવા માટે વિષ્ણુ અખંડ સ્મરણ કરી રહ્યા છે, શંકરે જેને માટે યોગનો માર્ગ લીધો છે, બ્રહ્માએ જેની લીલા સમજાવવા વેદવેદાંત લલકાર્યા છે, તેમ છતાં એ જ્ઞાની બ્રહ્મા, સનકાદિ મુનિઓ કે બીજા કોઈ એનો પાર પામી શકતા નથી, એવા એ પરમતત્ત્વનુ જ નામ 'રામ' છે.

કબીર કહે છે કે આ અલૌકિક રામનામને પૃથ્વીલોકમાં લાવનાર વ્યક્તિની તું શોધ કરી લે

## ૩૭

હે ભાઈ! આ રામનામનો કેફ તો ચઢ્યો તે ચઢ્યો.

બીજી બધી જાતનો કેફ તો ઘડીમાં ચડે ને ઘડીમાં જ ઊતરી પણ જાય; પરંતુ આ રામનામનો નશો તો નિત્ય સવાયો થતો જાય છે

એ તો દેખતા જ ચઢી જાય છે અને સાંભળતાં જ હૈયે લાગી જાય છે. એનું સ્મરણ કરતાં જ આ કાયાનો પલટો થઈ જાય છે.

આ નામના નશાનો પ્યાલો જે પીએ છે તે તો મસ્ત–મતવાલો બની જાય છે, આની યથાર્થ પ્રાપ્તિ થતાં જ (તલ્લીનતાથી) ચિત્તની સૌ દ્વિધા, સૌ ખોટી ચિંતાઓ ટળી જાય છે.

જેણે રામનામના અફીણનો રસાસ્વાદ ચાખ્યો છે, તે બધા ગણિકા અને સદના કસાઈની જેમ ભવસાગર તરી જઈને મુક્તિ પામ્યા છે.

કબીર કહે છે કે રામનામના આ અમલના આનંદની વાત તો મૂંગા માણસે ગોળ ખાધા જેવી છે. અંદરનો આ આનંદ જીભ વિના કહેવાય જ કેવી રીતે ?

* * *

## શબ્દમહિમા

### ૩૮

સાધો, શબ્દસાધના કીજૈ,
જાસુ શબ્દ તે પ્રગટ ભએ સબ શબ્દ સોઇ ગહિ લીજૈ.

શબ્દહિ ગુરુ શબ્દ સુનિ સિખ ભૈ સો બિરલા બૂઝૈ,
સોઇ શિષ્ય ઔર ગુરુ મહાતમ જેઈ અંતરગત સૂઝૈ.

શબ્દ વેદ પુરાન કહત હૈ શબ્દ સબ ઠહરાવૈ,
શબ્દૈ સુરમુનિ સંત કહત હૈ શબ્દભેદ નહિ પાવૈ.

શબ્દૈ સુનિસુનિ ભેખ ધરત હૈ શબ્દ કહે અનુરાગી,
ષટદર્શન સબ શબ્દ કહત હૈ શબ્દ કહૈ બૈરાગી.

શબ્દૈ માયા જગ ઉતપાની શબ્દ કેર પસારા,
કહ કબીર જંહ શબ્દ હોત હૈ તબન ભેદ હૈ ન્યારા.

### ૩૯

સાધો, શબ્દ સબનસે ન્યારા
જાનેગા કોઈ જાનનહારા.

જોગી જતિ તપી સંન્યાસી અંગ લગાવૈ છારા,
મૂલ મંત્ર સતગુરુ દયા બિન કૈસે ઊતરૈ પારા.

જોગ જજ્ઞ વ્રત નેમ સાધના કર્મ ધર્મ બ્યોપારા,
સો તો મુક્તિ સબનતે ન્યારી કસ છૂટે જમ દ્વારા.

નિગમ નેતિ જાકે ગુન ગાવૈ સંકર જોગ અધારા,
ધ્યાન ધરત જેહિ બ્રહ્મા વિષ્ણુ સો પ્રભુ અગમ અપારા.

# શબ્દમહિમા

## ૩૮

હે સંત ! શબ્દબ્રહ્મની સાધના કરો. જે મૂળ શબ્દમાંથી સર્વ કંઈ ઉત્પન્ન થયુ છે, તેને જ ગ્રહણ કરી લો.

એ આદિ શબ્દ જ ગુરુ છે. એ શબ્દનો શ્રવણ કરી શિષ્યો જીવન ઉપદેશ પામે છે. એવા શબ્દનુ સાચુ જ્ઞાન તો કોઈ વિરલાને જ હોય છે. જેને અંતરાત્મામાંથી જ એની સૂઝ ઊગે છે એવા કોઈ સ્વામી, શિષ્ય કે ગુરુ મહાત્માને એની ખરી સમજ પડે છે.

વેદ, પુરાણ વગેરે શબ્દનો જ મહિમા ગાઈ રહ્યાં છે અને બધુ યે શબ્દ રૂપ જ છે એમ નક્કી કહે છે દેવો, ઋષિ-મુનિઓ અને સંતો શબ્દનાં જ ગુણગાન કરે છે તોયે એનો ભેદ પામી શકતા નથી

શબ્દનુ જ શ્રવણ કરીને કોઈ ભેખ ધારણ કરે છે. પ્રેમભક્તિ કરનારા પણ શબ્દનું જ રટણ કરે છે અને બધાં છએ દર્શન શાસ્ત્રો આ શબ્દની જ વાત સમજાવે છે વૈરાગીઓ પણ આ શબ્દબ્રહ્મની જ લીલા સમજાવે છે.

આ શબ્દબ્રહ્મે જ જગતની માયા ઉત્પન્ન કરી છે. શબ્દબ્રહ્મે કરેલો જ આ બધો પસારો છે. કબીર કહે છે કે જ્યાં આ શબ્દ બ્રહ્મની શક્તિ છે, ત્યાંનો રહસ્યમય મહિમા અનેરો છે.

## ૩૯

હે સંતો ! શબ્દબ્રહ્મ તો સૌથી ન્યારો છે એનુ રહસ્ય તો કોઈ જાણુ-ભેદુ જ જાણી શકે.

યોગી, જતિ, તપસ્વી અને સંન્યાસી સૌ શરીરે રાખ ચોળે છે, પરંતુ સદ્‌ગુરુની કૃપારૂપ મૂળમંત્ર મળ્યા વિના એ કેવી રીતે પાર ઊતરવાના ?

યોગ, યજ્ઞ, વ્રત, નિયમ અને સાધના એ બધાં (સકામ) વેપારી કર્મ-ધર્મ છે. પણ મુક્તિ તો એ સર્વથી ન્યારી જ વસ્તુ છે. મૃત્યુની પકડમાંથી એ બધા દ્વારા કેવી રીતે છૂટી શકાય ?

વેદશાસ્ત્રો જેનાં નેતિ, નેતિ પોકારીને ગુણગાન કરે છે, શંકરે જેને પામવા યોગનો આધાર લીધો છે અને બ્રહ્મ તથા વિષ્ણુ જેનું અખંડ ધ્યાન ધરે છે એ પરમાત્મા ખરેખર અગમ ને અપાર છે.

લાગા રહે ચરન સતગુરુ કે ચંદ ચકોર કી ધારા,
કહૈ કબીર સુનો ભાઈ સાધો નખસિખ સબ્દ હમારા.

૪૦

શબ્દ કો ખોજિ લે શબ્દ કો બૂઝિ લે
શબ્દ હિ શબ્દ જૂ ચલો, ભાઈ!
શબ્દ આકાસ હૈ શબ્દ પાતાલ હૈ
શબ્દ તે પિંડ બ્રહ્માંડ છાઈ.
શબ્દ બચના બસૈ, શબ્દ સરવન બસૈ
શબ્દ કે ખ્યાલ મૂરતિ બનાઈ,
શબ્દ હિ વેદ હૈ શબ્દ હિ નાદ હૈ
શબ્દ હિ શાસ્ત્ર બહુભાંતિ ગાઈ.
શબ્દ હિ યંત્ર હૈ શબ્દ હિ મંત્ર હૈ
શબ્દ હિ ગુરુ સિખ કો સુનાઈ.
શબ્દ હિ તત્ત્વ હૈ શબ્દ નિઃતત્ત્વ હૈ
શબ્દ આકાર નિરાકાર ભાઈ,
શબ્દ હિ પુરુખ હૈ શબ્દ હિ નારિ હૈ
શબ્દ હિ તીન દેવા થપાઈ.
શબ્દ હિ દૃષ્ટ અનદૃષ્ટ ઓમકાર હૈ
શબ્દ હિ સકલ બ્રહ્માંડ જાઈ,
કહૈં કબીર તૈં શબ્દ કો પરખિ લે
શબ્દ હિ આપ કરતાર ભાઈ.

* *

## માયાપ્રપંચ

૪૧

રામ! તેરી માયા દંદ મચાવૈ.
ગતિમતિ વાકી સમઝિ પરૈ નહીં સુર નર મુનિહિ નચાવૈ.

ચંદ્ર માટે જેમ ચકોરીનું અખંડ ધ્યાન લાગેલું રહે છે તેમ સદ્‌ગુરુના ચરણની સેવામાં જે મંડયો જ રહે છે, તે જ શબ્દબ્રહ્મનુ રહસ્ય પામી શકે છે. કબીર કહે છે કે હે સંતો ! અમારા માટે તો નખશિખ સંપૂર્ણ એવો એક શબ્દબ્રહ્મ જ છે.

### ૪૦

હે ભાઈ ! તું આ શબ્દને શોધી લે ને શબ્દને જ બરાબર સમજી લે. અરે, તું ચાલ તો ખરો. આ બધું શબ્દમય જ છે.

આ આકાશ ને પાતાળ શબ્દરૂપ છે. આ શબ્દ જ પિંડ ને બ્રહ્માંડમાં છવાયેલો છે.

મુખનાં વેણમાં પણ શબ્દનો જ વાસ છે અને શ્રવણમાં પણ શબ્દશક્તિ જ છે. એ શબ્દના સંકલ્પથી જ આ સૌ જીવમૂર્તિઓ સર્જાઈ છે.

શબ્દ જ વેદરૂપે છે અને નાદબ્રહ્મ પણ શબ્દમય જ છે. આ શબ્દ શક્તિએ જ કેટલાયે પ્રકારનાં શાસ્ત્રોની રચના કરેલી છે.

યંત્ર ને મંત્ર પણ એ શબ્દરૂપ જ છે ગુરુદેવ મંત્રના ઉપદેશરૂપે શિષ્યને આ શબ્દ જ સંભળાવે છે.

શબ્દ જ મૂળ ચૈતન્યતત્ત્વ છે, તેમ જ શબ્દ જ નિસ્તત્ત્વ જડરૂપે પણ છે. હે ભાઈ! આ શબ્દ જ સાકાર ને નિરાકારરૂપે રહેલો છે.

શબ્દ જ પુરુષ અને શબ્દ જ નારી રૂપે છે શબ્દે જ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આ ત્રણ દેવોની ત્રિમૂર્તિનુ રૂપ ધારણ કરેલુ છે.

શબ્દ જ પ્રગટ અને શબ્દ જ અપ્રગટ ૐકાર છે. આ શબ્દશક્તિએ જ સમગ્ર બ્રહ્માંડનું સર્જન કરેલું છે.

કબીર કહે છે કે એવા આ પરમ શબ્દને તું પારખીને પામી લે, કારણ કે હે ભાઈ! આ શબ્દબ્રહ્મ જ સ્વયં પરમાત્મસ્વરૂપ છે.

* * *

## માયાપ્રપંચ

### ૪૧

હે રામ ! તારી આ માયા જ મનમાં દ્વિધા ઊભી કરી દ્વન્દ્વ સર્જે છે. એની ગતિમતિની કોઈને કંઈ સમજણ પડતી નથી. એ તો સુર, નર, મુનિ બધાયેને નચાવ્યાં કરે છેઃ

કા સેમર કે સાખ બઢેયે, ફૂલ અનૂપમ બાની,
કેતિક ચાતક લાગિ રહે હૈ ચાખત રૂવા ઉડાની.

કહા ખજૂર બડાઈ તેરી ફલ કોઈ નહીં પાવૈ,
ગ્રીષમ ઋતુ જબ આઈ તુલાની છાયા કામ ન આવૈ.

અપના ચતુર ઔર કો સિખવૈ કામિની કનક સયાની,
કહૈ કબીર સુનો હો સંતો રામ ચરણુરતિ માની.

૪૨

માયા મહા ઠગિની હમ જાનિ.
તિરગુન ફાંસ લિયે કર ડોલૈ બોલૈ મધુરી બાની.

કેશવ કે કમલા હ્વૈ બૈઠિ શિવ કે ભવન ભવાની,
પંડા કે મૂરતિ હ્વૈ બૈઠિ તીરથમેં ભઈ પાની.

યોગી કે યોગિની હ્વૈ બૈઠિ રાજા કે ઘર રાની,
કાહૂ કે હીરા હ્વૈ બૈઠિ કાહુ કે કૌડિ કાની.

ભક્તન કે ભક્તિની હ્વૈ બૈઠિ બ્રહ્મા કે બ્રહ્માની,
કહૈ કબીર સુનો હો સંતો યહ સબ અકથ કહાની.

૪૩

સબહી મદમાતે કોઈ ન જાગ,
સંગહિ ચોર ઘર મૂસન લાગ.

યોગી મદમાતે યોગ ધ્યાન,
પંડિત મદમાતે પઢિ પુરાન.

શીમળાની ડાળી પર, વાણી કહી ન શકે તેવાં અનુપમ ફૂલો ખીલ્યાં તેથી શું ? એમાંથી ખાવાનાં ઉત્તમ ફળ થશે એવી આશાથી કેટલાંયે આતુર પંખીડા તે ફૂલો પર તાકી રહ્યાં હોય છે જ્યારે તેઓ ચાંચ મારી ચાખવા જાય છે ત્યારે એમાંથી અપાર રૂ જ નીકળીને ઊડે છે. આવો છે માયાનો ભ્રમ.

ને આ ખજૂરી ! તારી ઊંચાઈ પણ કેવી વ્યર્થ ? તારાં ફળ પણ કોઈ સહેલાઈથી પામી ન શકે અને ઉનાળો આવે ત્યારે તારો છાંયો પણ કોઈને કામે લાગતો નથી.

માયા જુદીજુદી રીતે પોતાની ઠગનારી ચાતુરી બીજાને શીખવી દે છે. કામિની અને કંચનમાં એ શાણી (માયા) છુપાએલી છે. એટલે જ સૌ એના દૃશ્ય પ્રપંચમાં ફસાય છે.

કબીર કહે છે કે હે સંતો આ માયાપ્રપંચથી મુક્ત થઈ રામના ચરણમાં પ્રેમ રાખવો એ જ મારે મન તો ઉત્તમ છે.

૪૨

માયા તો મહા ઠગારી છે તે અમને ખબર છે. હાથમાં ત્રિગુણનો (રજોગુણ, તમોગુણ અને સતગુણનો) ફાંસો લઈ એ ચોમેર નાચ્યા કરે છે અને મીઠીમીઠી વાણી બોલે છે.

જુઓને, વિષ્ણુની લક્ષ્મી બનીને અને શિવને ત્યાં પાર્વતી થઈને એ બેસી ગઈ છે પંડાપુજારીને ત્યાં એ મૂર્તિરૂપે અને તીર્થધામમાં એ તીર્થજળ રૂપે જઈને વસી છે.

જોગીને ત્યા જોગણ અને રાજાના ઘરમાં રાણીરૂપે તેમ જ કોઈ ને ત્યાં હીરો બનીને કે પછી કોઈ ને ત્યાં વળી કાણી કોડીરૂપે પણ એ જ માયા બેઠેલી છે.

ભક્તની એ ભક્તાણી અને બ્રહ્માની એ બ્રહ્માણી બનીને બેસી ગઈ છે. તેથી જ કબીર કહે છે કે હે સંતો ! આ માયાની લીલાની કહાણી તો ખરેખર અકથ્ય જ છે.

૪૩

દુનિયામાં બધા જ પોતપોતાના નશાની મસ્તીમાં ભાન ભૂલેલા છે. કોઈ ખરા જાગ્રત નથી એટલે એની સાથે જ ષડ્રિપુ જેવા ચોર લોકો એમનું ઘર લૂંટવા લાગે છે

યોગીઓ યોગ ધ્યાનના મદમાં મસ્ત હોય છે તો પંડિતો શાસ્ત્રોના વાચનમાં મસ્ત હોય છે.

તપસી મદમાતે તપ કે ભેવ,
સંન્યાસી મદમાતે કરિ હુમેવ.

મૌલાના મદમાતે પઢિ મોસાફ
કાજી મદમાતે કરિ ઇન્સાફ.

શુકદેવ મતે ઊધો અક્રૂર
હનુમંત મદમાતે લે લંગૂર.

સંસાર મત્યો માયા કે ધાર
રાજા મદમાતે કરિ હુંકાર.

શિવ માતી રહે હરિચરણ સેવ
કલિ માતે નામા જયદેવ.

વહુ સત્ય સત્ય કહુ સુમ્રિત વેદ
જસ રાવણ મારે ઘર કે ભેદ.

યહિ ચંચલ મન કે અધમ કામ
કહુ કબીર ભજ રામ નામ.

૪૪

આંધર ગુષ્ટિ સૃષ્ટિ ભૈ બૌરી
તીની લોક મહીં લાગી ઠગૌરી.

બ્રહ્મા હી ઠગ્યો નાગ સંહારી
દેવન સહિત ઠગ્યો ત્રિપુરારિ.

રાજ ઠગૌરી વિષ્ણુ હી પરી
ચૌદહુ ભવન કેર ચૌધરી.

આદિ અંત જેહિ સાહુ ન જાનિ,
તાકે ડર તુમ કાહે માની.

ઊ ઊતંગ તુમ જાતિ પતંગા
યમ ઘર કિહેહુ જીવ કે સંગા.

તપસ્વી તપસ્યાના રહસ્યમાં અને સંન્યાસીઓ 'હું જ બ્રહ્મ છું' એમ કરતા મદમસ્ત રહેતા હોય છે.

મૌલવીઓ નમાજ પઢવામાં અને કાજીઓ ઇન્સાફ કરવામાં જ ડૂબેલા રહે છે

શુકદેવ, ઉદ્ધવ અને અક્રૂર પણ પોતાની રીતે (જ્ઞાન કે ભક્તિમાં) મસ્ત હતા અને હનુમાન પણ લાંબી પૂંછડીવાળા વાનરો સાથે (રામસેવામાં) મસ્ત હતા.

આમ આખો સંસાર માયાને લીધે ઉન્મત્ત અને ભાન ભૂલેલો છે. રાજા અહંકારમાં ભાન ભૂલેલા છે.

ભગવાનના ચરણની સેવામાં શિવ ભાન ભૂલેલા છે, તો આ કળિકાળમાં નામદેવ અને જયદેવ જેવા ભક્તો ભક્તિમાં ભાન ભૂલેલા છે.

વેદ, સ્મૃતિ વગેરે શાસ્ત્રો કહે છે કે એ જ (પ્રભુ) સત્ય છે, એ જ સત્ય છે એ સત્યને ન સમજીને માયાવશ થઈને ઉન્મત્ત રહેનાર રાવણને એનું જ ઘર ફૂટી જતા મરવું પડયુ.

આ બધાં ચંચલ મનનાં અધમ કામ છે. માટે કબીર કહે છે કે હે ભાઈ, માયાના ભ્રમમા ન ફસાતા તુ રામનામનુ ભજન કર.

૪૪

આંધળાઓના સમૂહને (દેખાય નહી તેથી) જેમ આખી દુનિયા દુશ્મન જેવી લાગે, તેવી આ માયાપ્રપંચની વાત છે ત્રણે લોકમા એનો ઠગારો પ્રપંચ ચાલ્યા જ કરે છે.

એણે બ્રહ્માને તેના નામને વિકૃત કરીને છેતર્યા છે અને શિવનેય બીજા દેવો સાથે ઠગ્યા.

ચૌદે લોકના સ્વામી વિષ્ણુને પણ આ રાજમાયા લાગેલી જ છે

ભલાભલા સજ્જનો પણ જેનો આદિ–અંત ઓળખી શકતા નથી, તેનાથી તું શા માટે ડરે છે ?

એ ભારે મોટી છે અને તું ફૂદા જેવો તુચ્છ છે ! એ તો જીવની સાથે જ વળગી જઈને એને છેક યમરાજને ઘેર પહોંચાડી દે છે.

નીમ કીટ જસ નીમ પિયારા,
બિસ કો અમૃત કહૈ ગઁવારા.
વિષ કે સંગ કવન ગુણ હોઈ,
કિંચિત લાભ મૂલગો ખોઈ.
વિષ અમૃત ગો એકહિ સાનિ,
જિન જાના તિન વિષ કૈ માની.
કહા ભયે નર સુધ બેસૂઝા
જિન પરિચય જગ મૂઢ ન બૂઝા.
મતિ કે હીન કૌન ગુણ કહઈ
લાલચ લાગે આશા રહઈ.
મુઆ અહૈ મરિ જાહુગે મુએ કિ બાજિ ઢોલ,
સ્વપ્નસનેહી જગ ભયા સહિ દાની રહ બોલ.

૪૫

જરાસિંધુ શિશુપાલ સંહારા
સહસ અર્જુને છલ સોં મારા;
ખલછલ રાવણસે ગયે બીતી
લંકા રહ કંચન કી ભીતિ.
દુર્યોધન અભિમાન હિં ગયઉ
પાંડવ કેર મરમ નહીં પયઉ.
માયા કે ડિભ ગે સબ રાજા
ઉત્તમ મધ્યમ બાજન બાજા.
સાંચ કવૈ વિત ધરની સમાના.
યાકો જીવ પરતીતિ ન આના.
કહાં લૌ કહૌ અચેતે ગયઉ
ચેત–અચેત ઝગર એક ભયઉ.
ઈ માયા જગ મોહિની મોહિસી સબ જગ ધાય,
હરિચંદ સત કે કારને ઘરઘર ગયો બિકાય.

કડવા લીમડામાં વસતા જીવડાને એ લીમડો જ પ્રિય લાગે તેમ મૂર્ખ હોય તે જ (માયાના) વિષને અમૃત માને છે.

ઝેરના સેવનથી વળી શો લાભ હોય ? એમા કદીક જરા સરખો લાભ દેખાય; પણ તેય લેવા જતાં આપણી સત્ત્વસંપત્તિ સમૂળગી ગુમાવી દેવી પડે છે.

કોઈ વખત ઝેર અને અમૃત દેખાવમાં તો એક સરખાં જ દેખાય છે, પરંતુ જેને જ્ઞાન થયુ છે તે તો વિષને વિષરૂપે જ ઓળખી લે છે.

બુદ્ધિમાન લોકો પણ ભાનભૂલ્યા થઈ ગયા છે તેમાં આશ્ચર્ય શું ? આખું જગત જ એ માયાને વશ થઈને મૂઢ ને મોહવશ બની ગયેલું છે.

બુદ્ધિહીનને કૃપા કરવાથી શો લાભ ? એ તો લાલચવશ થઈને આશા રાખીને બેઠો હોય છે

મર્યા હશો અથવા તો હવે પછી મરશો, પણ મર્યા કે વિદાયનાં ઢોલ વાગવાનાં હોય ? જગતનો સાથ તો સ્વપ્નામાં થયેલા સ્નેહ જેવો મિથ્યા જ નીવડે છે એ સત્યજ્ઞાનની વાત ઉદાર મહાપુરુષો કરી રહ્યા છે

૪૫

આ માયાએ જ જરાસંધ અને શિશુપાલને માર્યા છે અને સહસ્રાર્જુનને છળ કરીને એણે જ સંહાર્યો છે.

ભારે છળકપટથી એ રાવણ પાસે પહોંચી ગઈ એટલે તો એ સોનાની લંકામાં પણ ડરતો હતો.

દુર્યોધન પાંડવોની શુભનિષ્ઠાના રહસ્યને સમજ્યો જ નહીં, એટલે તો અભિમાનમાં રહીને એ પણ પાયમાલ થયો.

જેના નામનાં, ઉત્તમ મધ્યમ બધાએ સ્તુતિ–ગાન કરતા હતા તેવા બધાએ રાજાઓ માયાનાં બચ્ચાં જેવા હતા–ન હતા થઈ ગયા.

સાચું જ કહેલું છે કે ચેતનરૂપી ધન તો ધરતી જેવુ વ્યાપક છે, પરન્તુ જીવ એમા વિશ્વાસ કરતો નથી, એટલે શુ કહું ?

ક્યાં સુધી અજ્ઞાનમાં જ સમય વહી ગયો ? આમ જ ચેતન-અચેતનનો એક મોટો ઝઘડો ઊભો થઈ ગયો છે.

આ માયા તો જગમોહિની છે. એણે તો દોડી દોડીને આખાયે વિશ્વને મોહવશ કરી રાખ્યુ છે. એના સકંજામાં ન ફસાવાથી, સત્યને કારણે રાજા હરિશ્ચંદ્રને વેચાઈને ઘેરઘેર ભટકવું પડ્યું હતુ !

## ૪૬

યા માયા રઘુનાથ કી બૌરી ખેલન ચલિ અહેરા હો,
ચતુર ચિકનિયા ચુનિચુનિ મારૈ કાહુ ન રાખે નેરા હો.

મૌની બીર નિગંબર મારે ધ્યાન ધરે તે જોગી હો,
જંગલ મેં કે જંગમ મારે માયા કિનહુ ન ભોગી હો.

વેદ પઢંતા પાંડે મારે પૂજા કરંતે સ્વામી હો,
અર્થ બિચારત પંડિત મારે બાંધ્યો સકલ લગામી હો.

શૃંગી ઋષિ બન ભીતર મારે શિર બ્રહ્મા કે ફોરી હો,
નાથ મછંદર ચલે પીઠ દે સિહલ હૂં મેં બોરી હો.

સાકત કે ઘર કર્તા ધર્તા હરિભક્તન કી ચેરી હો,
કહૈ કબીર સુનો સંતો, જ્યોં આવે ત્યોં ફેરી હો.

## ૪૭

નાગિન ને પૈદા કિયા નાગિન ડંસિ ખાયા,
કોઈ કોઈ જન ભાગત ભયે. ગુરૂસરન તકાયા.

શૃગિ ઋષિ ભાગત ભયે બન માં બસે જાઈ,
આગે નાગિની ગાસિ કે વોહિ ડંસિ ખાઈ.

નેજાધારી શિવ બડે ભાગે કૈલાસા,
જોતિરૂપ પરગટ ભઈ પરબત પરકાસા.

સુર નર મુનિ જોગિ જતિ કોઈ બચન ન પાયા,
નોન તેલ ઢૂંઢૈં નહીં કચ્ચે ધરિ ધરિ ખાયા.

નાગિન ડરપે સંત સે ઉહવાં નહિ જાવૈ,
કહ કબીર ગુરુમંત્ર સે આપૈ નરિ જાવૈ.

૪૬

રઘુનાથજીની આ બાવરી માયા શિકાર કરવા નીકળી પડી છે. એ તો ચતુર છેલછબીલાને ચૂંટી ચૂંટીને મારે છે. કોઈને પણ એ પોતાનાં કરીને પોતાની પાસે તો રાખતી જ નથી.

એણે મોટા મોટા ધ્યાન ધરનારા મૌની દિગંબરો અને યોગીઓને પણ માર્યા છે. જંગલમા જઈને સ્થિર થનાર આચાર્યોને પણ એણે હણ્યા છે. માયા કોનો ભોગ નથી લેતી?

વેદપાઠ કરતા પંડિતો અને પૂજાપાઠ કરતા સ્વામીઓને પણ એણે ભરખ્યા છે. શાસ્ત્રાર્થની ચર્ચા કરતા વિદ્વાનોને પણ એણે પટક્યા છે. બધાયને માયાએ પોતાની લગામથી બાંધેલા છે.

એણે જ બ્રહ્માની મતિ ભ્રષ્ટ કરી દીધી હતી અને વનમાં રહેતા શૃંગી ઋષિને પણ એણે જ મહાત કર્યા હતા. ગુરુ મત્સ્યેન્દ્રનાથ આગળ એ ગઈ ત્યારે તે પીઠ ફેરવીને હારી ગયા. અંતે સિંહલદ્વિપ લંકામાં એને (ગોરખનાથે) પકડીને ડુબાવી દીધી (અને ગુરુને આસક્તિમાંથી મુક્ત કર્યા).

આ (વામમાર્ગી) શાક્ત પંથવાળાના ઘરમાં તો એ માયા જ કર્તા હર્તા હોય છે. હરિભક્તોને ત્યાં પણ એ સેવિકા–દાસી બનીને પહોંચી જ હોય છે. કબીર કહે છે કે હે સંતો! એને તો જેવી આવે તેવી જ પાછી કાઢી મૂકો.

૪૭

(માયારૂપી) નાગણે જ સૌને સર્જ્યાં છે અને એ જ બધાને કરડીને ખાઈ રહી છે. એમાથી સદ્ગુરુનુ શરણ લેનારા કોઈક જ ભાગી જઈ શકે છે.

(આ માયાનાગણની ચૂડમાંથી) ભાગતા ભાગતા શૃંગી ઋષિ છેક જંગલમાં જઈને વસ્યા તો ત્યા પણ આ નાગણે આગળથી દોડીને એમને પકડ્યા અને કરડીને ખાઈ ગઈ.

નિયમ પાળનાર મહાદેવ શંકરજી ભાગીને છેક કૈલાસધામ પહોંચ્યા, તો ત્યાંયે પર્વતમાં એ જ્યોતિરૂપે પ્રગટ થઈ અને પર્વતને પ્રકાશમય કરી નાખ્યો

અરે! સુર, નર, મુનિ, યોગી, યતિ કોઈ એનાથી બચી શક્યું નથી. પોતાના શિકારને ખાવા માટે એને મીઠા તેલની જરૂર જ નથી. એ તો બધાને કાચા જ પકડીને ખાઈ જાય છે.

આ ભયંકર નાગણ એક માત્ર સંતથી ડરે છે. સંતની આગળ એ નથી જતી. કબીર કહે છે કે ગુરુમંત્રના પ્રતાપથી તે આપોઆપ જ મરી જાય છે.

૪૮

પૂછહુ પંડિત કરહુ વિચારી પુરુષ અહૈ કિ નારી.

બ્રાહ્મણ કે ઘર બ્રાહ્મણ હોતી યોગી કે ઘર ચેલી,
કલમા પઢિ પઢિ ભઈ તુરકિની કલિ મેં રહે અકેલી.

બર નહીં બરૈ બ્યાહ નહીં કરૈ પુત્ર જન્મ હોનિહારી,
કૂવારે મડે એક નહિ છાંડે અબહિ આદિ કુંવારી.

રહૈ ન મૈકે જાય સસુરે સાંઈ સંગ ન સોવૈ,
કહ કબીર વહ જુગજુગ જીવૈ જાતિ–પાઁતિ કુલ ખોવૈ.

૪૯

તુમ બૂઝહુ પંડિત કૌન નારિ,
કોઈ નાહિં બિઆહલ રહ કુંઆરિ.

ગ્રહિ સબ દેવન મિલિ હરિહિ દીન્હ
તેહિં ચારો જુગ હરિસંગ લીન્હ.

યહ પ્રથમહિં પદ્મિની રૂપ આય,
હ્વૈ સાપિની સબ જગ દેખી ખાય.

યા બર જુવતી વે બર નાહ
અતિ તેજ તિયા હે રૈનિ તાહ.

કહ કબીર સબ જગ પિયારી.
યહ અપને બલકવૈ રહે મારિ.

૫૦

કર પલ્લવ કે બલ ખેલ નારિ
પંડિત જો હોય સો લે વિચારી.

૪૮

હે પંડિતો! સમજીને વિચારી તો જુઓ કે એ (માયા) પુરુષ હશે કે નારી?

બ્રાહ્મણના ઘરમાં એ બ્રાહ્મણી થઈ જાય છે, યોગીને ત્યાં એ ચેલી બની જાય છે અને કલમા પઢી પઢીને એ બીબી બની જાય છે. આ કલિકાલમાં એ બધે આમ એકલી જ ફરતી ફરે છે.

એ કોઈ પતિને વરતી નથી કે લગ્ન પણ કરતી નથી, અને તો યે એ પુત્રને જન્મ આપે છે! એણે તો કુંવારી હોવા છતાં સૌને વશમાં કર્યા છે. કોઈ નેય છોડયા નથી. પણ મૂળથી એ હજી કુંવારી જ છે.

એ અનાદિ હોવાથી પિયરમાં રહેતી નથી ને (સમસ્ત જગત જ એનું પતિગૃહ હોવાથી)- એ બીજે કંઈ સાસરેય જતી નથી, અને પોતાના સ્વામી સાથે પણ એ શયન કરતી નથી. કબીર કહે છે કે પોતાની ન્યાત, જાત ને કુળ ખોનાર એ માયા યુગો સુધી જીવતી રહે છે.

૪૯

હે પંડિત! એ કઈ નારી છે તે સમજો. એ કોઈને પરણી નથી, એ કુંવારી જ રહી છે એટલે કે તે વિધિપૂર્વક કોઈની પત્ની થઈ નથી.

એને બધા દેવોએ મળીને ભગવાનને સોંપી છે એટલે જ ચારે યુગમાં ભગવાને એને સાથે રાખી છે.

સૌથી પહેલાં તો એ સુંદર પદ્મિની રૂપે આવે છે ને પછી (સૌને વશ કરીને) સાપણ થઈને આખી દુનિયાને ભરખી જતી દેખાય છે.

આ (માયા) યુવતી સુંદર છે. અને એના પતિ (ભગવાન) સુંદર છે. તેથી એ નારી એમને લીધે સદાયે અભિમાનમાં જ રહેતી હોય છે.

કબીર કહે છે કે આ (માયારૂપી) નારી તો આખી દુનિયાને પ્રિય છે. પણ એ તો પોતાનાં જ બચ્ચાંને મારીને જીવતી રહે છે. (કારણ કે જન્મ-મૃત્યુના ભવચક્રમાં પડેલા જીવો વસ્તુતઃ માયાને કારણે જ નાશવંત શરીરાદિને આત્મા માનીને દુઃખી થાય છે અને વારંવાર જન્મ મરણના ચક્રમાં પડે છે. આમ આ માયા પોતાનાં જ બાળકોને મારી રહી છે.)

૫૦

આ (માયારૂપી) નારી પોતાના કર–પલ્લવના જોરે જગતમાં ખેલી રહી છે. જે પંડિત હોય તે સમજી લે કે આ નારી કોણ છે?

કપરા નહીં પહિરે રહુ ઉઘારિ
નિરજીવૈ સો ધન અતિ પિયારી.
ઉલટી પલટી બાજૈ સો તાર
કાહુહિ મારૈ કાહુહિ ઉબાર.
કહ કબીર દાસન કે દાસ
કાહુહિ સુખ દૈ કાહુહિ ઉદાસ.

૫૧

સંતો યક અચરજ ભો ભાઈ
કહોં તો કો પતિયાઈ.
એક પુરુખ એક હૈ નારી
તાકર કરહું વિચારા,
એકૈ અંડ સકલ ચૌરાસી
ભર્મ ભૂલા સંસારા.
એકૈ નારી જાલ પસારા.
જગ મેં ભયા અંદેસા,
ખોજત કાહુ અંત ન પાયા,
બ્રહ્મા વિષ્ણુ મહેસા.
નાગ ફાંસ લીન્હે ઘટ ભીતર
મૂસિ સકલ જગ ખાઈ,
જ્ઞાન ખડ્ગ, બિન સબ જગ જૂઝૈ
પકરિ કાહુ નહિ પાઈ.
આપુહિ મૂલ ફૂલ ફૂલવારિ
આપુહિ ચુનિચુનિ ખાઈ,
કહ કબીર તેઈ જન ઉબરે
જેહિ ગુરુ લિયો જગાઈ.

* * *

એ કપડાં પહેરતી નથી. ઉઘાડી જ ફરે છે (એને લાજ શરમ નથી) નિર્જીવને પણ આ માયાનારી અતિ પ્રિય વ્યક્તિ જેવી લાગે છે.

એના વાજિંત્રના તાર એ એવા તો ઊંધા છતા વગાડે છે કે એના પ્રભાવથી એ કોઈને મારે છે તો કોઈને તારે છે

પ્રભુના દાસનો પણ દાસ કબીર કહે છે કે એ કોઈને સુખ દે છે તો કોઈને દુઃખ!

૫૧

સંતો! મેં એક ભારે અચરજ જોયું છે કહું તો કોણ વિશ્વાસ કરશે?

જુઓ, એક છે પુરુષ ને એક છે નારી. એમની આ વાત વિશે જરા વિચાર તો કરી જુઓ!

એક જ અંડબીજમાંથી ઉત્પન્ન થયેલી આ ચોર્યાશી લાખ યોનિનો આખો સંસાર ભાનભૂલ્યો ભ્રમમાં ભટકે છે!

તેનું કારણ એ છે કે (માયારૂપી) આ એક જ નારીએ એવી તો જાળ પાથરી છે કે આખા જગતમાં ફિકર થઈ પડી છે!

એને શોધવા જતાં તો બ્રહ્મા, વિષ્ણુ, મહેશ કે કોઈ પણ એનો પાર પામી શક્યા નથી.

એણે આ સમગ્ર પિંડ બ્રહ્માંડને પોતાનાં નાગપાશનાં બંધનથી જકડી લીધાં છે. બધાને આમ બાંધીને પછી છેતરપિંડી કરીને આખા જગતનો તે કોળિયો કરી જાય છે.

આખો સંસાર જ્ઞાનરૂપી તેજસ્વી ખડ્ગ લીધાં વિના જ એને પકડવા મથે છે. એ કોઈનાથી મહાત થતી નથી!

એ પોતે જ પોતાનાં મૂળ, ફૂલ અને આખી (વિશ્વરૂપી) સુંદર ફૂલવાડીને ચૂંટીને ભરખી જાય છે.

કબીર કહે છે કે (એની આ સંહારલીલામાંથી) એ જ લોકો ઊગરી શકે છે કે જેમને સદ્ગુરુએ (આત્મજ્ઞાનના બોધથી) સમયસર જાગ્રત કરી દીધા છે.

## જગત ઉત્પત્તિ

### ૫૨

જીવરૂપ યક અંતર બાસા અંતર જ્યોતિ કીન પરગાસા.

ઇચ્છારૂપ નારિ અવતરી તાસુ નામ ગાયત્રી ધરી.
તેહિ નારી કે પુત તીન ભયઉ બ્રહ્મા વિષ્ણુ શંભુ નામ ધરેઉ.

તબ બ્રહ્મા પૂછત મહતારી, કો તોર પુરુષ કાકર તુમ નારી,
તુમ હમ હમ તુમ ઔર ન કોઈ તુમ મોર પુરુષ હમૈ તોર જોઈ.

બાપ–પૂત કી નારિ એક એકૈ માય બિઆય,
દિખ્યો ન પૂત સપૂત અસ બાપૈ ચીન્હૈ ધાય.

### ૫૩

અંતર જ્યોતિ શબ્દ યક નારી, હરિ બ્રહ્મા તાકે ત્રિપુરારિ.
બખરી એક બિધાતૈ કીન્હા, ચૌદહ ઠહર પાટિ સો લીન્હા.

હરિ હર બ્રહ્મ મહ તા નાઉં, તે પુની તીન બસાવલ ગાઉં.
તે પુનિ રચિનિ ખંડ ખંડ બ્રહ્માંડા, છ દર્શન છાનબે પખંડા.

પેટ હિ કાહુ ન બેદ પઢાયા, સુનતિ કરાય તુરક નહિ આયા.
નારી ગોચિત ગર્ભ પ્રસૂતિ, સ્વાંગ ધરૈ બહુતે કરતુતી.

તહિયા હમ તુમ એકે લોહૂ, એકૈ પ્રાણ બિયાપલ મોહૂ.
એકૈ જની જના સંસારા, કૌન જ્ઞાન તે ભયો નિનારા.

## જગત ઉત્પત્તિ

### ૫૨

(જગત) એ એક જીવરૂપે બ્રહ્મમાં નિવાસ કરતુ હતું. એને બ્રહ્મની અંતરજ્યોતિએ પ્રકાશિત કર્યું.

ત્યાર પછી ઇચ્છારૂપી એક નારી અવતરી અને એનું નામ ગાયત્રી રાખ્યું. એ નારીને ત્રણ પુત્રો થયા તેમનાં નામ બ્રહ્મા, વિષ્ણુ અને શંકર પડયાં.

ત્યારે (સર્જનશીલ દેવતા) બ્રહ્માએ પૂછ્યુ કે મા! તારો પુરુપ (સ્વામી) કોણ છે અને તું કોની નારી છે? તો એમને જવાબ મળ્યો, "તું ને હું અને હું ને તું એ સિવાય બીજું કોઈ અહીં છે જ નહીં. તું જ મારો પુરુપ અને હુ જ તારી પત્ની!"

આમ બાપ–બેટાની એક જ નાર અને તેય પાછા એક જ માએ એમને પેદા કર્યા. એવો કોઈ સપૂત જન્મ્યો જોયો નથી કે જેણે જન્મતાં જ બીજા કશાય દુન્યવી વિષયમાં લક્ષ્ય ન દોડાવતા દોડીને બાપને (પરમાત્માને) ઓળખી લીધાં હોય!

### ૫૩

શબ્દબ્રહ્મમય અંતરજ્યોતિ સ્વરૂપ એક નારી છે. વિષ્ણુ, બ્રહ્મા અને ત્રિપુરારિ શંકર એના જ (સર્જેલા દેવો) છે. વિધાતાએ એક મોટી વખાર જેવુ આ વિશ્વ ખડુ કરી દીધુ છે અને એના ચૌદ મજલા જેવા ચૌદ લોક રચી દીધા છે

તેમાં વળી હરિ, હર અને બ્રહ્મા એ ત્રણ દેવતાઓના જે નામ છે તેમણે ત્રણ (લોકરૂપ) નગરો વસાવ્યા છે. તે પછી બ્રહ્માંડના બધા ખંડો રચાયા એ બધી ખટપટની ચર્ચા છ દર્શનશાસ્ત્રો કરે છે.

કોઇ હિંદુને પેટમાં જ વેદ ભણાવ્યા નથી કે કોઈ મુસ્લિમ સુન્નત કરાવેલો જન્મ્યો નથી. નારીએ શરીર વડે ગર્ભને જન્મ દીધો અને પછી જન્મેલાઓએ ઘણી જાતના સ્વાંગ ધારણ કરીને સંસારના ભાતભાતનાં કામ કર્યા છે.

અમે ને તમે (ત્યાં મૂળમાં તો) એક જ લોહીનાં છીએ. એક જ પ્રાણમાંથી આપણે સૌ ઉદ્‌ભવ્યાં છીએ. એક જ જનેતાએ આખા સંસારને જન્મ આપ્યો છે. કયા જ્ઞાનને આધારે આ બધું જુદું જુદું ગણી શકાય?

અવગતિ કી ગતિ કાહુ ન જાનિ એક જીભ કિત કહૌં બખાની
જો મુખ હોય જીભ દસ લાખા તો કોઈ આઈ મહંતૌ ભાખા.

કહંહિં કબીર પુકારિ કૈ ઈ લેઉ બ્યવહાર,
રામરામ જાને બિના બૂડિ મૂઆ સંસાર.

૫૪

પ્રથમ આરંભ કૌન કે ભાઊ દૂસર પ્રગટ કીન સો ઠાંઉં.
પ્રગટે બ્રહ્મ વિષ્ણુ શિવશક્તિ પ્રથમૈ ભક્તિ કીન્હ જિવ ઉકિત.
પ્રગટિ પવન પાની ઔ છાયા, બહુ વિસ્તર હ્વૈ પ્રગટિ માયા.
પ્રગટે અંડપિંડ બ્રહ્મંડા પૃથવી પ્રગટ કીન્હ નવ ખંડા.
પ્રગટે સિધ સાધક સંન્યાસી યે સબ લાગિ રહે અબિનાસી.
પ્રગટે સુર નર મુનિ સબ ઝારી તેઊ ખોજિ પરે સબ હારી.

જીઉ સિઉ સબ પ્રગટે વૈ ઠાકુર સબ દાસ,
કબિર ઔર જાનૈ નહીં રામનામ કી આસ.

૫૫

પ્રથમ એક જો આવૈ આપ, નિરાકાર, નિરગુન, નિરજાપ,
નહિં તબ ભૂમિ પવન અકાસા, નહિં તબ પાવક નીર નિવાસા.
નહિં તબ પાંચ તત્ત્વ ગુન તીનિ, નહિં તબ સૃષ્ટિ માયા કીની,
નહિં તબ આદિ અંત મધ તારા, નહિં તબ અંધધુંધ ઉજિયારા.
નહિં તબ બ્રહ્મા વિષ્ણુ મહેસા, નહિં તબ સૂરજ ચાંદ ગનેસા,

આ સત્યજ્ઞાનની ગહન ગતિની કોઈનેય પૂરી સમજ પડતી નથી. એ વિષે આ એક જ જીભથી કહી કહીને કેટલું કહેવાય ? જો દસ લાખ મોઢાં અને જીભ હોય તો વળી કોઈ સત–મહતની ભાષામાં સમજાવીને કહી શકીએ.

કબીર તો પોકાર કરીને કહે છે કે વ્યવહારમાં એક વાત સમજી લેવી જોઈએ કે રામને જાણ્યા વિના આ આખોયે સંસાર ડૂબી મરે છે.

૫૪

હે ભાઈ, આરંભમા પહેલુ કોણ પ્રગટ થયું ? અને ત્યાર પછી તે સ્થાને બીજા કોનુ સર્જન થયું ?

પ્રથમ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ શક્તિસહિત પ્રગટ થયા અને જીવે એમની ભક્તિ કરવા માંડી.

પછી પવન, પાણી અને છાયાનો ઉદ્‌ભવ થયો અને માયાનો વિસ્તાર-પૂર્વક આવિર્ભાવ થયો.

ત્યાર પછી બીજ, પિંડ, બ્રહ્માંડ એ બધુ પ્રગટ થયું અને પૃથ્વી પ્રગટ થતાં તેની ઉપરના નવ ખંડોની રચના થઈ

તે ઉપરાંત સિદ્ધો, સાધકો તથા સન્યાસીઓ પણ અવતર્યા અને એ બધા તો અવિનાશી પરમાત્માને જ વળગી રહ્યા.

આ વિશ્વરૂપી ઝાડીમાં અનેક સુર, નર, મુનિ પ્રગટ થયાં છે અને એમની શોધમાં જ બીજા બધા જીવો ભૂલા પડે છે.

જીવ ને શિવ બધા જ આમ પ્રગટ થયા છે પણ સર્વના માલિક તો એક પરમાત્મા જ છે અને બીજા બધા જ એના સેવક છે આ બધામાં કબીરને તો બીજી કશી જ ખબર નથી એને તો કેવળ રામનામની જ આશા છે.

૫૫

સૌથી પ્રથમ તો જે સ્વયં પ્રગટે છે તે નિરાકાર, નિર્ગુણ અને નિશ્ચલ એવુ તત્ત્વ એક જ છે.

ત્યારે તો પૃથ્વી, પવન કે આકાશ ન હતાં તેમજ પાવક, પાણી કે આ બધા નિવાસસ્થાનો ન હતાં

તે કાળે તો પંચતત્ત્વો કે ત્રણ ગુણોનુંય અસ્તિત્વ ન હતું તે વખતે તો માયાએ પોતાની અપાર સૃષ્ટિનુ સર્જન પણ કરેલું ન હતુ

એ સમયે આદિ, મધ્ય કે અંતરૂપે કાળની વિભક્ત ગણના પણ ન હતી કે અંધકાર અને પ્રકાશનાં દ્વંદ્વ પણ ન હતાં

અરે ! ત્યારે તો બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ કે પછી સૂર્ય, ચંદ્ર, તારા અને ગણેશ પણ ન હતા

નહિં તબ મચ્છ કચ્છ વારાહા, નહિં તબ ભાદોં ફાગુન માહા.

નહિં તબ કંસ કૃષ્ણ બલિ બામન, નહિં તબ રઘુપતિ નહિં તબ રાવન.

નહિં તબ સરગુન સકલ પસારા, નહિં તબ ધારે દસ અવતારા.

નહિં તબ સરસતિ જમુના ગંગા, નહિં તબ સાગર સમુંદ તરંગા,

નહિં તબ તીરથ વ્રત જપ પૂંજા, નહિં તબ દેવ દૈત અરુ દૂજા.

નહિં તબ પાપપુન્ન ગુરુસીખા, નહિં તબ પઢના ગુનના લીખા,

નહિં તબ વિદ્યા બેદ પુરાના, નહિં તબ ભયે કતેબ કુરાના.

કહૈં કબીર વિચારિ કૈ તબ કુછ કિરિતિમ નાહીં,
પરમ પુરુખ તહં આપહિં અગમ અગોચર માંહીં.

૫૬

કરતા એક અગમ હૈ આપ, વાકે કોઈ માય ન બાપ.

કરતા કે નહિ બંધુ ઔ નારી, સદા અખંડિત અગમ અપારી.

કરતા કછુ ખાવ નહીં પીવૈ કરતા કબહું મરૈ ન જીવૈ.

કરતા કે કુછ રૂપ ન રેખા કરતા કે કુછ બરન ન ભેખા.

તાકે જાત ગોત કછુ નાહીં, મહિમા બરનિ ન જાય મો પાહીં.

રૂપ અરૂપ નહીં તેહિં નાંઉ, બર્ન અબર્ન નહીં તેહિ ઠાઉં.

કહે કબીર વિચારિ કૈ જાકે બર્ન ન ગાંવ,
નિરાકાર ઔ નિર્ગુના હૈ પૂરન સબ ઠાંવ.

મત્સ્ય, કૂર્મ કે વરાહ જેવા કોઈ અવતારો ન હતા અને ભાદરવો કે ફાગણ જેવા કાળ ગણતરીના મહિના પણ ન હતા.

કંસ, કૃષ્ણ, બલિરાજા ને વામન અને રઘુપતિ રામ કે રાજા રાવણ પણ ન હતા.

એ સમયે તો સદ્‌ગુણનો આ બધો કશો જ વિસ્તાર ન હતો અને દશ અવતાર પણ થયા ન હતા

તેમ જ આ ગંગા, યમુના અને સરસ્વતી નદીઓ અને સાગર કે એના મોટા તરંગોય ન હતાં.

જગતમાં ત્યારે તો તીર્થ, વ્રત, યજ્ઞ, પૂજા જેવું કંઈ જ ન હતું. દેવો અને દાનવો જેવું કોઈ બીજું હતું જ નહીં.

પાપ કે પુણ્ય, ગુરુ કે શિષ્ય પણ ન હતા અને ભણવું–ગણવું કે લખવું–વાંચવું એવુ કઈયે હતુ જ નહી

ત્યારે તો વિદ્યા કે વેદ કે પુરાણો પણ ન હતાં તેમ જ કુરાન કે એવા બીજા ધર્મગ્રંથો પણ થયા ન હતા

કબીર પૂરેપુરું સમજીને કહે છે કે એ આદિકાળમાં આવું બધું કૃત્રિમ કઈ જ ન હતુ. અગમ અગોચરમાં પરમ પુરુષ પરબ્રહ્મ જ સ્વયં સર્વત્ર વિલસી રહ્યા હતા.

## ૫૬

સમગ્ર બ્રહ્માંડનો કર્તા એક જ છે અને તે અગમ અને સ્વયંભૂ જ છે. એને કોઈ મા કે બાપ નથી

એને કોઈ બંધુ, બાંધવ કે નારી નથી એ તો નિત્ય, અખંડ, અગમ્ય અને અપાર છે.

એ કર્તા પ્રભુ તો કઈ ખાય નહીં, કંઈ પીએ નહીં; એને નથી જીવન કે નથી મરણ !

અરે, આ કર્તાપ્રભુને કોઈ વિશિષ્ટ રૂપ, રંગ, આકાર કે વેશ પણ નથી.

એને કોઈ ન્યાત, જાત કે ગોત્ર નથી એનો અકળ મહિમા મારાથી વર્ણવી શકાતો નથી.

એ રૂપધારી કે અરૂપ નામથી પણ ઓળખાતો નથી. એને કોઈ ખાસ નામઠામ નથી કે એને કોઈ રંગરૂપ નથી.

કબીર પૂરેપૂરું સમજીને કહે છે કે જેને રંગ, રૂપ કે રહેવાનું ગામઠામ નથી એવા આ નિરાકાર અને નિર્ગુણ પરમાત્મા તો સર્વદા સર્વ સ્થળે સભર જ છે.

૫૭

કરતા કિરિતમ બાજી લાઈ, ઓમકાર તે સૃષ્ટિ ઉપાઈ.
પાંચ તત્ત્વ તીનોં ગુન સાજા તાતે સબ કિરતિમ ઉપરાજા.
કિરિતિમ ધરતી ઔર અકાસ કિરતિમ સૂર ચંદ પરકાસ.
કિરતિમ માંચ તત્ત્વ ગુન તીનિ કિરતિમ સૃષ્ટિ જુ માયા કીની.
કિરતિમ આદિ અંત મધ તારા, કિરતિમ અંધ કૂપ ઉજિયારા.
કિરતિમ સરગુન સકલ પસારા કિરતિમ કહિયે દસ અવતારા.
કિરતિમ કંસ ઔર બલિ બામન, કિરંતિમ રઘુપતિ કિરતિમ રાવન.
કિરતિમ કચ્છ મચ્છ વારાહા, કિરતિમ ભાદૌં ફાગુન માહા.
કિરતિમ સહર સમુદ્ર તરંગા કિરતિમ સરસતી જમુના ગંગા.
કરતિમ ઈસમૃત બેદ પુરાના, કિરતિમ કાજી કતેબ કુરાના.
કરતિ જોગ જો પાવત પૂજા, કિરતિમ દેવ દેવી જો દૂજા.
કિરતિમ પાપ પુન્ન ગુરુસીખા, કિરતિમ પઢના ગુનના સીખા.

કહૈ કબીર વિચારિ કૈ કૃતિમ ન કરતા હોય,
યહ સબ બાજી કૃતિમ હૈ સાંચ સુનો સબ કોય.

૫૮

કરતા એક ઔર સબ બાજી ના કોઈ પીર મસાયખ કાજી.
બાજી બ્રહ્મા વિષ્ણુ મહેસા બાજી ઈન્દર ચંદ ગણેસા.
બાજી જલથલ સકલ જહાના બાજી જાન જમીં અસમાના.

૫૭

પરમાત્માએ આ સૃષ્ટિરૂપ કૃત્રિમ જાદુખેલ કરેલો છે અને ૐકારમાંથી (શબ્દબ્રહ્મમાંથી) આ સૃષ્ટિ ઉત્પન્ન કરી છે.

આ પંચતત્ત્વ અને ત્રણ ગુણની સામગ્રીમાંથી બધોયે કૃત્રિમ ખેલ ખડો કર્યો છે.

આ ધરતી ને આકાશ તેમ જ આ ચંદ્ર, સૂર્ય અને પ્રકાશ એ બધું જ કૃત્રિમ છે

પંચતત્ત્વો અને ત્રણ ગુણ તે પણ બનાવટ જ છે. એણે આ સમગ્ર કૃત્રિમ સૃષ્ટિની માયા રચી છે.

આદિ, મધ્ય અને અંત એ (કાળવિભાગો) પણ કૃત્રિમ છે અને અંધારો કૂવો કે અજવાળાના ઓઘ પણ બનાવટી જ છે

સગુણનો આ સર્વ પસારો તેમ જ તેમાંના દસ અવતારો પણ કૃત્રિમ છે.

કંસ તેમ જ બલિરાજા અને વામન તથા રઘુપતિ રામ અને રાવણ પણ કૃત્રિમ છે

મત્સ્ય, કૂર્મ અને વરાહ પણ કૃત્રિમ અને ભાદરવો તેમ જ ફાગણ વગેરે કાળગણના કરવાના મહિના પણ કૃત્રિમ છે

આ શહેરો ને સમુદ્રના તરંગો તથા ગંગા, યમુના ને સરસ્વતી એ બધાં જ કૃત્રિમ છે.

સ્મૃતિઓ, વેદપુરાણો તેમ જ કાજી, કુરાન અને બીજા ધર્મગ્રંથો એ બધુયે કૃત્રિમ છે.

પૂજા સ્વીકારતા જોગી તથા બીજા દેવદેવી એ બધા પણ કૃત્રિમ છે.

પાપ–પુણ્ય અને ગુરુ–શિષ્ય પણ કૃત્રિમ જ છે. આ ભણવું ગણવું વગેરે શિક્ષણ પણ બનાવટી જ છે

પણ કબીર પૂરેપૂરું સમજી વિચારીને કહે છે કે પરમાત્મા (કર્તા) કદી પણ કૃત્રિમ ના હોઈ શકે એણે રચેલો આ બધો ખેલ જ કૃત્રિમ છે. એ સાચા જ્ઞાનની વાત સૌ કોઈ સાંભળી લે

૫૮

અખંડ અને સત્ય તો એક પરમાત્મા જ છે, બાકી બીજો બધો જ ખતમ થનારો ખેલ છે.

અહીં કોઈ પીર, પેગંબર કે કાજી સાચા નથી. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ તેમ જ ઇન્દ્ર, ચંદ્ર અને ગણેશ એ બધોયે પ્રભુનો ખેલ જ છે.

જળ, સ્થળ અને આખી દુનિયા તેમ જ બધા જીવ, જમીન ને આસમાન બધું જ એ બાજીગરનો ખેલ છે.

બાજી બરનોં ઇસ્મૃતિ બેદા બાજીગર કા લખૈ ન ભેદા.

બાજી સિધ સાધક ગુરુ-સિખા જહાં તહાં યહ બાજી દીખા.

બાજી જોગ જગ્ન વ્રત પૂજા બાજી દેવી દેવલ દૂજા.

બાજી તીરથ વ્રત આચારા બાજી જોગ જગ્ન વ્યવહારા.

બાજી જલથલ સકલ કિવાઇ બાજી સોં બાજી લિપટાઈ.

બાજી કા યહ સકલ પસારા બાજી માંહિ રહૈ સંસારા.

કહ કબીર સબ બાજી માંહીં, બાજીગર કો ચીન્હૈ નાહીં.

* *

## મનમહિમા

### પદ

સંતો, યહ મન હૈ બડ જાલિમ.
જાસૌં મનસોં કામ પરો હૈ તિસહી હૂવૈ હૈ માલુમ.

મન કારણ હી ઇનકી છાયા તેહિ છાયા મેં અટકે,
નિરગુન સરગુન મન કી બાજી ખરે સયાને ભટકે.

મનહિ ચૌદહ લોક બનાયા પાંચ તત્ત ગુણ કીન્હે,
તીન લોક જીવન વસ કીન્હે પરે ન કાહૂ ચીન્હે.

જો કોઉ કહે હમ મન કો મારા જાકે રૂપ ન રેખા,
છિન છિન મે કિતનો રંગ લાવૈ જે સપનેહુ નહિં દેખા.

આ ચાર વર્ણો અને સ્મૃતિ, વેદ વગેરે શાસ્ત્રો કૃત્રિમ ખેલરૂપ હોવાથી તેમનો ખેલ કરનારનું સાચુ રહસ્ય સમજાતું નથી.

સિદ્ધો, સાધકો અને ગુરુ તેમ જ ચેલા આ ખેલનાં જ સોગઠાં છે. જ્યાં જુઓ ત્યાં આ ખેલ જ દેખાશે!

યોગ, યજ્ઞ, વ્રત અને પૂજા એ બધું જ ખેલ છે; તેમ જ સર્વ દેવ, દેવી અને દેવળ પણ પ્રભુની જ ખેલબાજી છે

તીર્થયાત્રા, વ્રતનિયમો, એવા બાહ્યાચારો તથા યોગ, યજ્ઞ વગેરે ધાર્મિક વ્યવહારો પણ કૃત્રિમ છે.

આ જળ, સ્થળ બધું જ એ ખેલબાજીના અંગરૂપ છે. અરે! આ તો ખેલમાં ખેલ લપેટેલો છે!

આ ખેલનો જ બધો વિસ્તાર છે. આખોયે સંસાર એ બાજીગરના ખેલમાં ખેલી રહ્યો છે.

કબીર કહે છે કે અરેરે! આ બધાયે લોકો ખેલના જાદુમા જ પડી ગયા છે. કોઈ એ પરમ જાદુગરને તો ઓળખતું જ નથી!

* * *

## મનમહિમા

### ૫૯

હે સંતો! આ મન બહુ જાલિમ છે. આ હકીકતની જાણ તો જેને એની સાથે (એને જ જીતવાનુ) કામ પડયુ છે, તેને જ થતી હોય છે.

મનના કારણને લીધે જ પ્રભુથી ભેદભાવ રહે છે. માયાનો પડછાયો પડેલો છે અને બધા જીવો એમણે સર્જેલી માયા–છાયાના ભ્રમમા જ અટવાઈ પડયા છે આ નિર્ગુણ ને સગુણનો ખેલ પણ મનનું જ સર્જન છે એમાં તો ભલભલા શાણાઓ પણ અટવાયા કરે છે.

આ મને જ ચૌદ લોક રચ્યા છે અને પંચતત્ત્વ અને ત્રણે ગુણો ઉત્પન્ન કર્યા છે. ત્રણે લોકના જીવનને એણે પોતાને વશ કરી લીધા છે, પણ કોઈનેય એની ખબર પડતી નથી.

જો કોઈ કહે કે અમે મનને જીત્યુ તો શું સમજવું? મનને કોઈ નિશ્ચિત રૂપ, રેખા કે આકૃતિ નથી સ્વપ્નામાંયે ન જોયા હોય તેવા કેટલાયે પ્રકારના રંગો એ ઘડીઘડીમાં ધારણ કરે છે

રાસાતલ બક ઈસ બ્રહ્મંડા સબ પર અદલ ચલાવૈ,
ષટરસ મેં ભોગા મન રાજા સો કૈસે કે પાવૈ:

સબકે ઉપર નામ નિરચ્છર તહું લૈં મન કો રાખૈ,
તબ મન કી ગતિ જાનિ પરૈ યહુ સત કબીર મુખ ભાખૈ.

* * *

## નિર્વાણપદ

### ૬૦

પંડિત સોધિ કહૌ સમુઝાઈ, જાતે આવાગવન નસાઈ,
અર્થ ધર્મ ઔ કામ મોક્ષ ફલ, કૌન દિસા બસ ભાઈ.

ઉત્તર દચ્છિન પૂરબ પચ્છિમ સરગ પતાલહિ માંહે,
બિન ગોપાલ ઠૌર નહિં કતહૂં નરક જાત ધોં કાહે.

અનજાને કો નરક સરગ હૈ હરિ જાને કો નાહીં.
જેહિ ડર કો સબ લોગ ડરત હૈ સો ડર હમરે નાહીં.

પાપ પુન્ન કી સંકા નાહીં, નરક સરગ નહિ જાહીં,
કહૈ કબીર સુનો હો સંતો જહં પદ તહાં સમાહિં.

### ૬૧

ચલો સખી વૈકુંઠ વિષ્ણુ માયા જહાં,
ચારિઉ મુક્તિ નિદાન પરમપદ લે તહાં.

આગે શૂન્ય સરૂપ અલખ નહિ લસિ પરૈ
તત્ત્વ નિરંજન જાન ભરમ જનિ ચિત્ત ધરૈ.

આગે હૈ ભગવંત નિરચ્છર નાંવ હૈ,
તૌન મિટાવૈ કોટિ બનાવૈ ઠાંવ હૈ.

આગે સિંધુ બલંદ મહા ગહિરો જહાં,
કો નૈયા લૈ જાય ઉતારૈ કો તહાં.

છેક રસાતલથી સમગ્ર બ્રહ્માંડ પર એ એની સત્તા ચલાવે છે. આ મન તો ષડ્‌રસના ભોગવિલાસમાં મશગૂલ રહેનારો રાજા છે. એને કોઈ કેવી રીતે ઝટ પામી કે જીતી શકે ?

કબીર કહે છે કે અરે, બધાનીયે ઉપર અક્ષરાતીત બ્રહ્મનું ધામ છે. ત્યા મનને લઈ જઈ ને જે સ્થિર કરે છે તેને જ, ત્યારે, મનની અકળગત સમજાય છે

*  *  *

## નિર્વાણપદ

### ૬૦

હે પંડિત ! જેનાથી આ જન્મમરણના ફેરા ટળી જાય એવું પરમસત્ય શોધીને સમજાવીને કહોને ? અરે આ ધર્મ અર્થ, કામ અને મોક્ષ કઈ દિશામાં હશે ?

ઉત્તર, દક્ષિણ, પૂર્વ કે પશ્ચિમમાં તેમ જ સ્વર્ગ ને પાતાળમાં પણ ગોપાલ (પરમાત્મા) વિનાનું કોઈ જ સ્થાન ક્યાંયે છે નહીં. તો પછી ભલા, શા માટે જીવો નરકમા દોડીને જતા હશે ?

અજ્ઞાનીને મન જ આ સ્વર્ગ—નરકના ભેદ છે. હરિને જાણનારને તો એવું કંઈ જ નથી. જે ભયથી બધાય લોકો થથરે છે, તે ભય અમારે તો છે જ નહીં.

પાપ પુણ્યની તો અમારે શંકા જ નથી એટલે સ્વર્ગ કે નરકમાં જવાનુ પણ રહેતું નથી કબીર કહે છે કે હે સંતો ! સાચી વાત સાંભળો. જ્યાં પ્રભુનું છે ત્યાં જ તલ્લીન થઈને સમાઈ રહેવુ.

### ૬૧

ચાલો, સખી ! જ્યાં વિષ્ણુની માયા વ્યાપે છે તે વૈકુંઠ ધામમાં જઈએ અને ત્યાં ચારે પ્રકારની મુક્તિ અને અંતે પરમપદ પામીએ.

એ ધામને પંથે આગળ જતા શૂન્યસ્વરૂપ અલખનું ધામ છે, જે ધ્યાનમાં નહીં આવે. એને તું તત્ત્વરૂપ નિરંજન જાણજે ચિત્તમાં ભ્રમ, દ્વિધા લાવીશ નહિ.

તેથીયે આગળ ભગવાનનું જે ધામ છે, તે અક્ષરાતીત પદ છે. એ જ આ કોટિકોટિ સ્થાનનું સર્જન કરે છે અને તેને સંહારે છે. આ સૃષ્ટિનો એ કર્તાહર્તા છે.

એનાથી આગળ તો મોટો, ઊંડો ને વિશાળ સિંધુ ઘૂઘવે છે. ત્યાં સુધી નાવને કોણ લઈ જાય ? કોણ ત્યાંથી સાધકને પાર ઉતારે ?

કર અજયા કી નાવ તો સુરતિ ઉતારિ હૈ
લેઈ હૌં અજજર નાવ તો હંસ ઉબારિ હૈ.

પાર ઉતર પુરુષોત્તમ પરખ્યો જાન હૈ,
તહૈંવા ધામ અખંડ તો પદ નિરવાન હૈ.

તહૈં નહિ ચાહત મુક્તિ તો પદ ડારે ફિરૈ,
સુનત સનેહી હંસ નિરંતર ઊચરૈ.

બારહુ માસ વસંત અમર લીલા જહાં,
કહે કબીર વિચાર અટલ હ્વૈ રહું તહાં.

૬૨

સત્ત સુકૃત સત નામ જગત જાનૈ નહીં,
બિના પ્રેમ પરતીત કહા માનૈ નહીં.

જીવ અનંત સંસાર ન ચીનત પીવ કો,
કિતના કહુ સમઝાય ચૌરાસીક જીવ કો.

આગે ધામ અખંડ સો પદ નિરબાન હૈ,
ભૂખ નીંદ ના વહાં નિઅચ્છર નામ હૈ.

કહૈ કબીર પુકારિ સુનો મન ભાવના.
હંસા ચલ સતલોક બહુરિ નહિં આવના.

૬૩

હંસ લોક હમારે આઈ હૌં, તાતેં અમૃતફલ તુમ પાઇ હૌં.

લોક હમારા અગમ દૂર હૈ, પાર ન પાવૈ કોઈ,
અતિ આધીન હોય જો કોઈ તાકો દેવ લખાઈ.

મિરત લોક સે હંસા આયે, પુહુપ દીપ ચલી જાઈ,
અંબુદીપ મેં સુમિરન કરિહૌં તબ વહ લોક દિખાઈ.

એ પથે જતાં તું અંજય બ્રહ્મ–શક્તિની નૌકા લેશે તો તને આંતરવૃત્તિ પાર ઉતારશે. અને જો તું અજરામરપદ પ્રાપ્તિની નાવ લેશે તો, હે હંસલા, તું પાર ઊતરી જઈશ.

ત્યાંથી પાર ઊતર્યા પછી સમજી લે કે પુરુષોત્તમ પરમાત્માનું પારખું થઈ જ ગયું. અખંડ નિવાસ ત્યાં જ છે એટલે તને નિર્વાણપદ પ્રાપ્ત થશે જ.

ત્યાં મુક્તિ ન જોઈતી હોય તો તુ પગલાં માંડીને એ પ્રભુધામમાં વિહરતો રહેજે.

ત્યાં તો પ્રેમમસ્ત હંસલો નિરંતર એમ જ કહેતો સંભળાય છે કે જ્યાં બારે માસ દિવ્ય વસંતની અમરલીલા હોય છે તે જ ધામમાં સ્થિર બનીને રહેવું.

કબીર કહે છે કે હે જીવ! વિચારીને તું એમ જ કર.

## ૬૨

સત્યસ્વરૂપ અને પુણ્યમય પરમાત્માના નામને જગત જાણતું નથી. એટલે પ્રેમ અને શ્રદ્ધા નહી હોવાથી તે કહ્યું પણ માનતું નથી.

આ સસારના અનંત જીવો પોતાના પ્રિયતમને પણ પિછાણતા નથી. ચોર્યાશી લાખના ફેરામાં ભટકતા જીવોને કેટકેટલું કહીને સમજાવીએ તોયે તેમને સમજાતુ નથી.

આગળનું જે અખડધામ છે એ જ નિર્વાણપદ છે. ભૂખ કે નિદ્રા જેવું કંઈ નથી. ત્યાં અક્ષરાતીત પ્રભુનું નામ અખંડ ગુંજે છે.

કબીર પોકારીને કહે છે કે એ ધામ ખૂબ મનોહર છે એમ સાંભળ્યું છે, તો હે હંસલા! ચાલ, એ સત્યલોકમા જ જઈએ કે જેથી ફરી ફરીને જન્મમરણનું આવગમન રહે નહી.

## ૬૩

હે હંસલા! જો તું અમારા લોકમાં આવી પહોંચીશ તો તને અમૃતફળની પ્રાપ્તિ થશે

અમારો એ લોક દૂર અને અગમ છે એટલે કોઈને એનો પત્તો ઝટ લાગતો નથી. પરંતુ જે કોઈ અત્યંત વિનમ્ર થઈ શરણાગત બનીને આવે, તો તેને એ દેખાય છે

મૃત્યુલોકમાથી હંસલો આવે છે. તે પુષ્પદ્વીપમાં ચાલ્યો જાય છે. તે પછી અંબુદ્વીપમાં એ અખંડ પ્રભુસ્મરણ કર્યા કરે છે. ત્યારે તેને આ લોકનાં દર્શન થાય છે.

માટી કા પિંડા છૂટ જાયગા ઔ યહ સકલ બિકારા.
જ્યોં જલમાંહિ રહત હૈ પુરઇનિ ઐસે હંસ હમારા.

લોક હમારે ઐહો હંસા તબ સુખ પૈહો ભાઈ,
સુખસાગર અસનાન કરોગે અજર અમર હ્વૈ જાઈ.

કેહ કબીર સુનો પ્રેમદાસા હંસન કરી બધાઈ,
સંત સિંહાસન બૈઠક દેહોં જુગજુગ રાજ કરાઈ.

* * *

## સદ્ગુરુ મહિમા ઔર લક્ષણ

### ૬૪

ચલ સદ્ગુરુ કી હાટ જ્ઞાન બુધ લાઈયે,
કર સાહબ સોં હેત પરમપદ પાઈયે.

સતગુરુ સબ કછુ દીન્હ દેન કછુ નહિ રહ્યો,
હમહિં અભાગિન નારિ છોરિ સુખ દુઃખ લહ્યો.

ગઈ પિયા કે મહલ હિયા અંગ ના રચિ,
રહ્યો કપટ હિય છાય માન લજ્જા ભરી.

જહાં ગેલ સિલહિલી ચઢૌં ગિરિ ગિરિ પરૌં,
ઉઠૌં સમ્હારિ સમ્હારિ ચરણ આગે ધરૌં.

પિયા મિલન કી ચાહ કૌન તેરે લાજ હૈ.
અરધ મિલો કિન જાય ભલા દિન આજ હૈ.

ભલા બના સંજોગ પ્રેમ કા ચોલના,
તનમન અરપૌં સીસ સાહબ હસ બોલના.

ત્યારે તો આ દેહરૂપી માટીનો પિંડ અને આ બધા વિકારોની આસક્તિ છૂટી જશે અને જળમાં જેમ કમળ (નિર્લેપ) રહે છે તેમ મારો આ હંસલો શુદ્ધ રૂપે નિર્લેપ અને નિર્વિકાર બની રહેશે.

માટે જ કહું છું કે હે હંસલા ! અમારા આ લોકમાં આવીશ ત્યારે જ તને સાચુ સુખ મળશે. ભાઈલા ! ત્યા તો તું શાશ્વત સુખના સમુદ્રમાં સ્નાન કરવા પામીશ. એમ કરીને તુ અજરઅમર થઈ જઈશ.

કબીર કહે છે કે હે ધર્મના દાસ ! સાંભળો. હંસલો આ લોકમાં આવનાં એને વધાવી લઈ ને પ્રભુના શ્વેત સિંહાસન પર બેસાડીને જુગજુગ રાજ કરાવીશ. (અર્થાત્ એને પ્રભુથી અભિન્ન એવુ પરમપદ પ્રાપ્ત થઈ જશે.)

* *

## સદ્ગુરુ મહિમા ઔર લક્ષણ

### ૬૪

(હે સખી !) ચાલ, સદ્ગુરુને શરણે જઈએ અને જ્ઞાન તથા બુદ્ધિ પ્રાપ્ત કરીએ પ્રભુથી પ્રેમ કરીને પરમપદને પ્રાપ્ત કરીએ

અરે ! સદ્ગુરુએ તો બધું જ દઈ દીધું છે. હવે દેવાનુ કઈ બાકી રહ્યું જ નથી. આપણે જ અભાગી નારી છીએ કે સ્વામીએ સર્વસ્વ આપી દીધું છે પણ તેમાંથી સુખને છોડીને આપણે દુ ખ જ વહોર્યું છે. આપણે પ્રિયતમના મહેલમા તો ગયા પણ આ હૃદય અને અગેઅંગના, એમને પ્રસન્ન કરનારા શણગારે કર્યા નહી; પરંતુ આ હૈયામા તો ઊલટાં કપટ અને અભિમાન તેમ જ લાજ શરમ વ્યાપી રહેલાં છે.

ત્યાંનો રસ્તો ભીનો અને ચીકણો છે. એટલે ચડું ચડું ને વળી પડી જાઉં. તેથી હવે સભાળી સંભાળીને પાછા ઊઠીને આગળ પગલું ભરું છું.

અરે ! પ્રિયતમને મળવાની ઝંખના છે, તો પછી તારે લાજશરમ શાની છે ? આમ મિલનને અધૂરું છોડીને પાછું કોણ જાય ? આજનો દિવસ તો મિલન પૂર્ણ કરી લેવા માટે સરસ છે.

સંજોગ પણ કેવો સરસ મળ્યો છે કે પ્રેમભક્તિ કરનારો આ માનવ-દેહ મળ્યો છે ! સ્વામી પ્રસન્ન થઈને બોલે તે માટે તો હું તન, મન અને શીષ પણ સમર્પી દઉં.

જો ગુરુ રૂઠે હોય તો તો તુરત મનાઈયે,
હુઈયે દીન અધીન ચૂકિ બકસાઈયે.

જો ગુરુ હોય દયાલ દયા દિલ હેરિ હૈં,
કોટિ કરમ કટિ જાય પલક છિન ફેરિ હૈ.

કહ કબીર સમુઝાય સમુઝ હિરદૈ ધરો,
જુગન જુગન કર રાજ કુમતિ અસ પરિહરો.

૬૫

ભાઈ, કોઈ સતગુરુ સંત કહાવૈ, નૈનન અલખ લખાવૈ.

ડોલત ડિગં ન બોલત બિસરૈ જબ ઉપદેશ દઢાવૈ,
પ્રાનપૂજ્ય કિરિયાતે ન્યારા સહજ સમાધિ સિખાવૈ.

દ્વાર ન રૂંધે પવન ન રોકૈ નહિં અનહદ અરુઝાવૈ,
યહ મન જાય જહાં લગ જબહિં પરમાતમ દરસાવૈ.

કરમ કરૈ નિહકર્મ રહૈ જો ઐસો જુગુત લખાવૈ,
સદા વિલાસ ત્રાસ નહિં મન મેં ભોગ મેં જોગ જગાવૈ.

ધરતી ત્યાગી અકાસ હું ત્યાગે અધર મડૈયાં છાવૈ,
સુન્ન સિખર કે સાર સિલા પર આસન અચલ જમાવૈ.

ભીતર રહા સો બાહર દેખૈ દૂજા દૃષ્ટિ ન આવૈ,
કહત કબીર બસા હૈ હંસા આવાગવન મિટાવૈ.

જો ગુરુ રૂઠયા હોય તો વિલંબ કર્યા વિના જ તેમને પ્રસન્ન કરી લઈએ. દીનભાવે તેમનું શરણ પુનઃ સ્વીકારીને ભૂલચૂકની ક્ષમા માગી લઈએ.

ગુરુ દયાળુ થઈને કરુણાપૂર્ણ હૃદયથી આપણી તરફ જોશે તો પલક માત્રમાં કોટિકોટિ કર્મબંધનો તૂટી જશે અને ઘડીકમાં જ પલટો થઈ જશે.

કબીર સમજાવીને કહે છે તે બરાબર સમજીને હૃદયમાં ધારણ કરો અને એવી રીતે કુમતિને છોડો કે પ્રભુપદને પામીને જુગજુગનું રાજ્ય પામી શકો.

૬૫

હે ભાઈ! એવા સદ્‌ગુરુ સંત તો કોઈક જ હોય કે જે આ નયનોથી જ અલખના દર્શન કરાવે. જ્યારે એ ઉપદેશ હૃદયમાં દૃઢ કરે તો બોલતાં છતાં એમના વચનોનુ વિસ્મરણ થાય નહીં; તેમ જ બીજું બધું ચલિત થાય તો પણ ચિત્તવૃત્તિ જરા પણ ડગે નહીં, નિશ્ચલ બની રહે.

એ સદ્‌ગુરુ તો પ્રાણાયામ, પૂજાપાઠ ઈત્યાદિ ક્રિયાકર્મથી ન્યારી સહજ સમાધિ શીખવે છે એ પ્રાણના દ્વાર રૂંધીને પ્રાણાયામ વગેરેથી પવનને રોકતા નથી કે અનાહત નાદમાં ગૂંચવતા નથી.

એ સદ્‌ગુરુ તો એવી યુક્તિ શીખવી દે છે કે જેથી આ મન જ્યારે જ્યાં પહોંચે ત્યારે ત્યા બધે જ એને પરમાત્માનાં દર્શન થાય અને કર્મ કરવા છતાંય તે મનથી સદા નિષ્કામ રહે.

મનમા કોઈ પ્રકારનો ત્રાસ કે દુ:ખ રહેતાં નથી અને સદાયે પરમ આનંદનો ઉલ્લાસ અનુભવાય છે તેમ જ ભોગની વચ્ચે રહ્યા છતાય નિર્લેપ વૃત્તિથી યોગની અનુભૂતિ કરાવે છે.

એવા સદ્‌ગુરુની કૃપાથી સાધકજીવ ધરતીની સ્થૂલ ભૂમિકા છોડીને તેમ જ આકાશને પણ છોડી દઈને છેક ઊંચેના અદ્ધર પ્રદેશમાં પોતાની મઢુલી જમાવે છે અને ત્યાંયે શૂન્યશિખરની શ્રેષ્ઠતત્ત્વરૂપ શિલા પર પોતાનું અચલ આસન લગાવે છે.

એ આંતર્ પ્રદેશમાં રહેનાર બ્રહ્મને સર્વત્ર બહાર જુએ છે. એને બ્રહ્માંડમાં પ્રભુ વિના બીજુ કઈ જ દેખાતું નથી.

કબીર કહે છે કે આ જે જીવાત્મારૂપ હંસલો છે તે એવા સ્થાને જઈ, વસ્યો છે કે જ્યાં આવાગમન ટળી જાય છે.

૬૬

સાધો, સો સતગુરુ મોહિં ભાવૈ,
સત્તનામ કા ભરભર પ્યાલા આપ પીવૈ મોહિં પ્યાવૈ.

મેલે જાય ન મહુંત કહાવૈ પૂજા ભેટ ન લાવૈ,
પરદા દૂર કરે આંખિન કા નિજ દરસન દિખલાવૈ.

જાકે દરસન સાહબ દરસૈ અનહદ શબ્દ સુનાવૈ,
માયા કે સુખ દુઃખ કર જાનૈ સંગ ન સુપન ચલાવૈ.

નિસદિન સત સંગિત મેં રાચૈ શબ્દ મેં સુરત સમાવૈ,
કહ કબીર તાકો ભય નાહીં નિરભય પદ પરસાવૈ.

૬૭

દસોં દિસા કર મેટિ ધોખા સો કંડહાર બૈઠહિ ચોખા.

દસોં દિસા કર લેખા જાનૈ, સો કંડહાર આરતિ ઠાનૈ,
ઇસિ ઇન્દ્રિ કો પારખ પાવૈ, સો કંડહાર આરતિ ગાવૈ.

જો નહિ જાને એતિક સાજે, ચૌકાયુક્તિ કરૈ કેહિ કાજે,
હિંસ કારન કરહિ ગરુઆઈ બિગરૈ જ્ઞાન જો પંથ પરાઈ.

પદ સાખી અરુ ગ્રંથ દઢાવૈ બિન પારખ ઉત્તમ ઘર પાવૈ,
શબ્દ સાખી સિખી પારસ કરહિં હોય ભૂત પુનિ નરકહિ પરહિં.

બિના ભેદ કંડહાર કહાવૈ આગિલ જન્મ સ્વાન કો પાવૈ,
પદ સાખી નહિ કરહિં વિચારા ભૂંકિ ભૂંકિ જસ મરે સિયારા.

૬૬

હે સંતજન ! મને તો એ જ સદ્‌ગુરુ ગમે જે સતનામરૂપી અમૃતરસના પ્યાલા ભરી ભરીને પોતે પીએ અને મને પણ પીવડાવે.

એ નથી મેળામાં જતા કે નથી મહંત કહેવડાવતા. કોઈ એમને માટે પૂજાભેટ ધરતુ નથી. એ તો આંખઆડે આવતો અજ્ઞાનનો પડદો દૂર કરીને. દિવ્યદૃષ્ટિ દઈને આત્મસ્વરૂપનું દર્શન કરાવે છે.

જેમનાં દર્શનથી પરમાત્માનાં દર્શન પ્રાપ્ત થાય અને અનાહતનાદનું શ્રવણ થાય, દુન્યવી માયાનાં સુખો દુઃખરૂપ છે એવો જે અનુભવ કરાવે, તેમ જ સ્વપ્નમાંયે આસક્તિથી જે ચલિત ન થવા દે તેવા સદ્‌ગુરુ મને ગમે.

એવા ગુરુની કરુણાથી તો રાતદિન સત્સંગમાં જ આનંદ અનુભવાય અને શબ્દબ્રહ્મમાં આ આંતરવૃત્તિ વિલીન થઈ જાય.

કબીર કહે છે કે એવા સદ્‌ગુરુને શરણે રહેનારને પરમાત્માના અભયપદનો સ્પર્શ પ્રાપ્ત થયો હોય છે એટલે એને પછી ડરવાપણુ રહેતુ જ નથી.

૬૭

શ્રેષ્ઠ સુકાની (સદ્‌ગુરુ) તો એ જ છે કે જેણે દશે દિશાનો ભય ટાળ્યો છે.

જેને દશે દિશાનું પાકું જ્ઞાન હોય તે જ સુકાની દુઃખનું શમન કરે છે. જેને ઈશ્વર અને વિષયી જીવના ભેદની પરખ છે તેવા જ સદ્‌ગુરુરૂપ સુકાનીની સૌ આરતી ગાય છે.

આટલા પણ સાધનનું જેને જ્ઞાન ન હોય તેણે કરેલાં બાહ્ય આચરણરૂપ ચોકા પાઠપૂજા શા કામનાં ? હિંસક સ્વાર્થી વૃત્તિથી તે (બાહ્યાડંબરવાળો ગુરુ) બડાઈ કરે છે, એટલે જો કોઈ એવા અન્ય પંથમાં પડે તો એનુ પ્રાપ્ત જ્ઞાન પણ ભ્રષ્ટ થઈ જાય

પ્રભુજ્ઞાનમાં પદ, સાખીઓ અને ધર્મના ગ્રંથોનુ રહસ્ય જે હૃદયથી ઘૂંટીને જીવનમાં દૃઢ કરે છે તે કોઈ પરખ દા વિના પણ પ્રભુના ઉત્તમ ધામને પ્રાપ્ત કરે છે. પરન્તુ રહસ્યને પામ્યા વિના જ જે આ પદ અને સાખીઓના માત્ર શબ્દો જ (પોપટની જેમ) શીખીને એને જ પારસમણિ ગણી લે છે તે એનુ યથાર્થ ફળ પામ્યા વિના પાછો ભૂત થઈને નરકમાં પડે છે ને અવગતિ પામે છે.

જે પરમાત્માના રહસ્યને સમજ્યા વિના જ સુકાની (ગુરુ) કહેવડાવે છે તે દુર્ગતિને પામી બીજે જન્મે કૂતરાનો અવતાર પામે છે. આ સર્વ પદો અને સાખીઓમાં રહેલા રહસ્યનું જે ચિંતન કરતો નથી તે શિયાળની જેમ વૃથા જ ભૂંક્યા કરતો અંતે અવગતિને પામે છે.

પદ સાખી હૈ ભેદ હમારા જો બૂઝે સો ઉતરૈ પારા,
જબ લગ પૂરા ગુરુ ન પાવૈ, તબ લગ ભવજલ ફિરિ ફિરિ આવૈ.

પૂરા ગુરુ જો હોય લખાવૈ, શબ્દ નિરખિ પરગટ દિખલાવૈ,
એક બાર જિય પરચોં પાવૈ ભવજલ તલે બાર નહિં લાવૈ.

શબ્દ ભેદ જો જાનહિં સો પૂરા કંડહાર,
કહ કબીર ધૂમચ્છ હૈ સોહં શબ્દ હિ પાર.

૬૮

સાંચે સદગુરુ કી બલિહારી,
જિન યહ કુંજી કુકુલ ઉઘારી.

નખ સિખ સાહબ હૈ ભરપૂરા,
સો સાહબ કયોં કહિયે દૂરા.

સતગુરુ દયા અમીરસ ભીજૈ
તન મન ધન સબ અરપન કીજૈ.

કહત કબીર સંત સુખદાઈ
સુખસાગર અસ્થિર ઘર પાઈ.

* * *

## સંત-લક્ષણ

૬૯

હરિજન હંસ દશા લિયે ડોલૈં,
નિર્મલ નામ ચુનિચુનિ બોલૈં.

મુક્તાફલ લિયે ચોંચ લુભાવૈં
મૌન રહૈ કે હરિગુન ગાવૈં.

અમારું તો (પરમાત્માના અખંડ સાક્ષીપદનું) સર્વ રહસ્ય આ પદો અને સાખીઓમાં રહેલું છે. જે એને હૃદયપૂર્વક સમજીને પામે છે એ ભવસાગર તરી જાય છે જ્યાં સુધી પૂર્ણ સદ્દગુરુરૂપ પરમાત્માની પ્રાપ્તિ થતી નથી ત્યાં સુધી જીવ ફરીફરીને આ ભવસાગરમાં જ આવ-જા કરે છે.

પૂર્ણપદને પામેલા જે સદ્‌ગુરુ હોય ને તો શબ્દબ્રહ્મનાં સ્વયં દર્શન કરીને એના પ્રત્યક્ષ દર્શન કરાવે છે. એવા સદ્‌ગુરુની જીવને જો એક વાર પણ પિછાન થઈ જાય તો જીવ ભવસાગર તરી જાય અને ફરી વાર એને જન્મમરણના ફેરામાં આવવાનુ રહે જ નહીં.

શબ્દબ્રહ્મરૂપ પરમાત્માના રહસ્યને જે જાણે છે તે જ પૂર્ણપદને પામેલા સદ્દગુરુ મુકાની છે. કબીર કહે છે કે આ સસાર માયાના ધુમાડાથી છવાયેલો છે. એમાંથી પાર ઉતારી આપનાર તો કેવળ સોહં શબ્દનું રહસ્યજ્ઞાન જ છે.

૬૮

સાચા સદ્‌ગુરુની તો બલિહારી જ છે. એમણે જ આ આત્મજ્ઞાનરૂપી ચાવીથી અંતરનું અજ્ઞાનનું તાળુ ખોલી નાખ્યુ.

નખશિખ સર્વાંગે ને સર્વત્ર પરમાત્મા સભર ભરેલા છે, એવા સર્વવ્યાપી પરમાત્માને કેવી રીતે દૂર કહી શકાય ?

એવા સદ્‌ગુરુની કૃપારૂપ અમૃતરસમાં તરબોળ થઈએ અને એમને ચરણે તન, મન, ધન અને બધુ જ અર્પણ કરી દઈએ.

કબીર કહે છે કે સાચા સુખના દેનાર તો આવા સંત જ હોય છે. સદ્દભાગ્ય છે કે આપણને સદ્‌ગુરુની કૃપાથી સુખના સાગર સમુ પરમાત્માનુ અચલધામ પ્રાપ્ત થયું છે !

* * *

## સંત-લક્ષણ

૬૯

હરિના જન પરમહંસની મુક્ત સ્થિતિ પ્રાપ્ત કરી મસ્ત મહાલે છે અને (મોતીનો ચારો ચણતા હંસની જેમ) પ્રભુનાં નિર્મળ નામરૂપી મોતી ચણી ચણીને મુખેથી અખંડ પ્રભુનામ બોલે છે. એમનું મુખ નામસ્મરણરૂપી મુક્તા-ફળના ચારામાં જ સદાયે લુબ્ધ હોય છે. કાં તો એ મૌન જ રહે છે કે કાં તો એ હરિગુણ ગાયા કરે છે.

માનસરોવર તટ કે બાસી,
રામચરણ ચિત અંત ઉદાસી.
કાક કુબુદ્ધિ નિકટ નહિ આવૈ,
પ્રતિદિન હંસા દરસન પાવૈ.
નીરછીર કો કરૈ નિબેરા,
કહ કબીર સોઈ જન મેરા.

૭૦

સીલ સંતોખ તે સબ્દ જા મુખ બસૈ
સંતજન જૌહરી સાંચ ગાની.
બદન બિકસિત રહ ખ્યાલ આનંદ મેં
અધર મેં મધુર મુસકાત બાની.
સાંચ ડોલ નહીં, ઝૂઠ બોલૈ નહીં,
સુરત મેં સુમતિ સોઈ શ્રેષ્ઠ જ્ઞાની.
કહત હૌં જ્ઞાન પુકારિ કે સબન સોં
દેત ઉપદેસ દિલ દર્દ જાની.
જ્ઞાન કો પૂર હૈ, રહનિ કો સૂર હૈ
દયા કી ભક્તિ દિલમાંહિ ઠાની.
ઓર તે છોર લૌં એકરસ રહત હૈ
અસે જન જગત મેં બિરલે પ્રાની.
ઠગ્ગ બટપાર સંસાર મેં ભરિ રહે
હંસ કી ચાલ કહ કાગ જાની.
ચપલતા ચતુર હૈ બને બહુ ચીકને
બાત મેં ઠીક પૈ કપટ ઠાની.
કહા તિન સોં કહૌં દયા જિનકે નહીં,
ઘાત બહુતૈ કરૈ બકુલ-ધ્યાની.
દુર્મતિ જીવ કી દુવિધ છૂટૈ નહીં
જન્મજન્માત્ર પડ નર્કે બાની.

એ તો (આત્મજ્ઞાનરૂપી) માનસરોવરના કિનારાના નિવાસી હોય છે. એટલે એમનું ચિત્ત તો રામનાં ચરણમાં જ લાગેલું હોય છે અને સંસાર પ્રતિ તે ઉદાસીન વૃત્તિ રાખે છે.

કુબુદ્ધિરૂપી કાગડો તો એમની પાસે ફરકી પણ શકતો નથી એ હંસલાને સદાય પ્રભુનાં દર્શન થયાં કરે છે

તેથી જ એ દૂધ-પાણીને જુદાં પાડીને સારાસારનો વિવેક કરી શકે છે. કબીર કહે છે કે એ જ મારો પ્રભુનો પ્યારો સંતજન છે.

૭૦

શીલ અને સંતોષ સાથે જેના મુખમાં પ્રભુનામ (શબ્દ) વસે છે તેને જ પરખંદાઓ સાચા જ્ઞાની સંતજન ગણે છે.

એનું વદન ચિત્તવૃત્તિના આનંદથી સદાય પ્રફુલ્લિત રહે છે અને મીઠું મીઠું મલકતાં એના હોઠમાંથી મધુર વાણી જ ઝરતી હોય છે.

એ સત્યને છોડતો નથી અને અસત્ય બોલતો નથી એની સન્મતિ તો સદાયે પ્રભુમિલનમા મગ્ન રહે છે; એટલે એ જ (અનુભવી સંત) શ્રેષ્ઠ જ્ઞાની છે.

હૃદયમા રહેલી જીવમાત્ર પ્રત્યેની કરુણાને લીધે જ આ પોતાના અનુભવનું જ્ઞાન હું બધાયને પોકારીને સંભળાવી રહ્યો છું.

સંતના જીવનમાં જ્ઞાનની પૂર્ણતા અને આચરણની દિવ્યતાનાં દર્શન થાય છે તથા દયા અને ભક્તિ એના હૃદયમા સદા વસેલાં હોય છે.

એ તો આદિથી અંત સુધી એકરસ જ (નિર્વિકાર) રહે છે. આવા સંતો જગતમાં બહુ વિરલ હોય છે.

ઠગારા વાટમારુઓ સંસારમાં ભરપૂર પ્રમાણમાં છે જ, પણ કાઈ હંસની ગતિની કાગડાને ખબર હોય?

ઠગ લોકો તો બહુ ચપળ, ચતુર અને મીઠાબોલા હોય છે; વાતો પરથી સારા લાગે, પણ અંતે તે દગો કરનારા હોય છે.

ધર્મના મૂળરૂપ દયા જ જેના દિલમાં નથી તેવા બગલા જેવા દંભી ધ્યાન ધરનારાને શું કહેવું ?

કુબુદ્ધિવાળા એવા જીવોની મનની દ્વિધા ટળતી નથી. એને લીધે જ તેઓ જન્મજન્માંતર સુધી નરકની ખાણમાં અવગતિ ભોગવે છે.

કાગ કુબુદ્ધિ સુબુદ્ધિ પાવૈ કહાં
કઠિન કઠોર વિકરાલ બાની.

અગિન કે પુંજ હૈ સિતલતા તન નહીં
અમૃત ઔ વિષ દોઉ એક સાની.

કહા સાખી કહે સુમતિ જાગી નહીં
સાંચ કી ચાલ બિન, ધૂરધાની.

સુકૃત ઔ સત્ય કી ચાલ સાચી સહી
કાગ બક અધમ કી કૌન ખાની.

કહે કબ્બીર કોઉ સુઘર જન જૌહરી,
સદા સબ ધાન પય નીર છાની.

૭૧

હે સાધુ, સંસાર મેં કઁવલા જલ માહીં,
સદા સર્વદા સંગ રહે પરસત જલ નાહીં.

જલ કેરી જ્યોં કૂકહી જલમાંહિ રહાની,
પંખ પાની વેધૈ નહીં કછુ અસર ના જાનિ.

મીન તરૈ જલ ઉપરૈ જલ લગૈ ન ભારા,
આડ અટક માને નહિ પૈરે જલ ધારા.

જૈસે સીપ સમુદ્ર મેં ચિત્ત દેત આકાસા,
કુંભ કલા હ્વૈ ખેલહિ તસ સાહેબ દાસા.

જુગતિ જમૂરા પાઈ કે સરપે લપટાના,
વિખ વાકે વેધે નહીં ગુરૂ ગમ્મ સમાના.

દૂધ ભાત ઘૃત ભોજના બહુ પાક મીઠાઈ.
જિભ્યા લેસ લગૈ નહીં ઉનકે રોસનાઈ.

દુષ્ટ બુદ્ધિવાળા કાગડાને સદ્‌બુદ્ધિ ક્યાંથી આવે ? એની વાણી કઠોર કર્કશ અને ભયકર લાગે તેવી હોય છે. એ તો બળતા અંગારા જેવા દાહક હોય છે. એમનામાં શીતલતા હોતી જ નથી અમૃત અને ઝેર બન્નેય એમનામાં સેળભેળ થઈ ગયેલાં હોય છે.

સાખીઓ ને ભજનો લલકારવાથી શુ વળે? જો સુબુદ્ધિ જાગ્રત ન થાય તો સત્ય આચરણ વિના એ બધુયે ધૂળધાણી છે

સત્કર્મ કરવા અને સત્યનુ આચરણ કરવું એ જ સૌથી ઉત્તમ છે. કાગડા અને બગલા જેવા કુમતિ અને દભી જીવોની તો કેવીયે અવગતિ હશે !

કબીર કહે છે કે એવા પરખંદા કુશળ સંતજન તો કોઈક જ હશે, જે બધાંમાંથી હંસલાની જેમ વિવેકવૃત્તિથી સારાસારનો નિશ્ચય કરીને દૂધ અને પાણી જુદાં કરી લે અને સત્ત્વને જ ગ્રહણ કરે.

૭૧

સસારમાં સંતજન એટલે જળમા કમળ સદાસર્વદા જળમાં વાસ હોય તોયે તેનાથી નિર્લેપ । એ તો કમળની જેમ (સસારરૂપી) જળમાં જ રહે છે, તોયે એની પાખડીઓને પાણીની કઈ જ અસર થતી નથી. (સતને સસાર બાધારૂપ થતો નથી)

માછલી તળિયે તરતી હોય છે અને પાણી તેની ઉપર હોય છે તોયે તેને પાણીનો ભાર લાગતો નથી. એ તો પાણીના પ્રવાહને બાધારૂપ ન ગણતાં તેમા જ તર્યા કરે છે.

જેમ ખારા સમુદ્રમાં રહેલી મોતીની છિપલી અતરમાં તો સ્વાતિના મેઘ-બિદુ માટે આકાશનુ જ ચિતન કરે છે, તે જ રીતે પ્રભુનો દાસ સસારમાં કુંભકલા કરતો (અર્થાત્ દેહમા રહેલા તેમજ વિશ્વમાં વ્યાપેલા ચૈતન્યમય પરમાત્માની એકરૂપતા અનુભવતો) સ્થૂલની માયાથી નિર્લેપ રહે છે.

ગુરુગમમા લીન રહેવાને લીધે એવા સતને સસારનાં ઝેર કંઈ જ વિઘ્ન કરી શકતાં નથી ગુરુદત્ત યુક્તિ–પ્રયુક્તિરૂપ ચીપિયાથી તે સસારના માયાવી સર્પને પકડી લે છે.

દૂધ, ભાત અને ઘીનાં ભોજન ઉપરાંત ભાતભાતનાં પકવાન ને મિઠાઈ મળવા છતાયે સંતની જીભને એની સ્વાદિલી ઝલક જરા પણ લોભાવી શકતી નથી. (એવા ઇન્દ્રિયોના વિષયભોગો પરત્વે એ અનાસક્ત હોય છે.)

બામી મેં બિખધર બસૈ કોઇ પકરિ ન પાવૈ,
કહ કબીર ગુરૂમંત્ર સે સહજૈ ચલિ આવૈ.

૭૨

દરસ દિવાના બાવરા અલમસ્ત ફકીરા,
એક અકેલા હ્વૈ રહા અસ મત કા ધીરા.

હિરદે મેં મહબૂબ હૈ હર દમ કા પ્યારા,
પીયેગા કોઈ જૌહરી ગુરુમુખ મતવારા.

પિયત પિયાલા પ્રેમ કા સુધરે સબ સાથી,
આઠ પહર ઝૂમત રહૈ જસ મૈગલ હાથી.

બંધન કાટે મોહ કે બૈઠે નિરસંકા,
વાકે નજર ન આવતા ક્યા રાજા ક્યા રંકા.

ધરતી તો આસન કિયા તંબુ અસમાના,
ચોલા પહિરા ખાક કા રહ પાક સમાના.

સેવક કો સદગુરુ મિલે કછુ ન રહિ તબાહી,
કહ કબીર નિજ ઘર ચલો જહાં કાલ ન જાહી.

૭૩

જેહિ કુલ ભગત ભાગ બડ હોઈ.
અબરન બરન ન ગનિય રંક ધનિ બિમલ બાસ નિજ સોઈ,
બ્રાહ્મન છત્રિ બૈસ સૂદ્ર સબ ભગત સમાન ન કોઈ.

સંસારનાં ઝેર રૂપી વિષધર સાપ એવી બખોલમાં ભરાઈ બેઠેલો હોય છે કે કોઈ એને પકડી શકતું નથી, પણ કબીર કહે છે કે સદ્ગુરુના મંત્રના પ્રભાવથી તે સુહેલાઈથી પકડાઈને દૂર થઈ જાય છે.

૭૨

પ્રભુનાં દર્શન માટે દીવાનો ભેખધારી પાગલ તો મસ્ત હોય છે. એ એવો ધીરજ બુદ્ધિવાળો હોય છે કે સર્વત્ર રહેલા એક પરમાત્માની સાથે જ તે સદા એકાકાર બનીને રહે છે.

આ પ્રાણનો પ્રિયતમ તો હૃદયમાં જ બિરાજે છે પણ કોઈ ગુરુને મુખે ઉપદેશ પામીને મસ્ત થયેલો આત્મજ્ઞાની સંત જ પ્રભુના મિલનનું એ અમૃત-પાન કરી શકે છે.

પછી તો એ પ્રભુના પ્રેમનો પ્યાલો સમરસિયા સંત સાથીઓની સંગે મળીને પીધા જ કરે છે અને મદગળતા માતંગની જેમ એ આઠે પહોર પ્રભુ-પ્રેમની ખુમારીમાં મસ્ત મહાલે છે.

એનાં મોહનાં સર્વ બંધન અને બધી શંકાઓ નિર્મૂળ થઈ જાય છે. એની નજરમાં રાયરંકના ભેદ પણ રહેતા નથી.

ધરતી પર એનું આસન હોવા છતાંયે એણે તો એનો તંબુ વિરાટ આસમાનનો બનાવેલો છે. એણે ખાખનો (વૈરાગ્યનો) ભેખ ઓઢેલો છે અને એ પવિત્ર તેમ જ સમભાવયુક્ત જીવન ગાળે છે.

સેવકને સદ્ગુરુ મળી જાય એટલે સર્વસ્વનુ સમર્પણ કર્યા પછી કોઈ બરબાદીની વાત રહેતી નથી. એવા ધન્યભાગ્ય પામનારને કબીર કહે છે કે ચાલો, ભાઈ! અમરપદ રૂપી સ્વધામમાં પહોંચી જઈએ કે જ્યાં કાળ પહોંચી પણ ના શકે

૭૩

જે કુળમાં ભક્ત પાકે તે કુળના મહાસદ્ભાગ્ય. એ (ભક્ત) ન્યાતજાતના કે ગરીબ તવંગરના ભેદને ગણતો જ નથી. એ તો પોતાના નિર્મળ આત્માના ધામમા જ નિરંતર વાસો રાખે છે.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર એ બધીયે જાતોમાં ભક્ત સમાન કોઈ શ્રેષ્ઠ નથી.

ધન વહ ગાંવ ઠાંવ અસ્થાના હ્વૈ પુનીત સંગ લોઈ,
હોત પુનીત જપૈ સતનામ આપુ તરૈ તારૈ કુલ દોઈ.
જૈસે પુરઈનિ રહ જલ ભીતર કહ કબીર જગ મેં જન સોઈ.

## વેદાન્તવાદ

### ૭૪

સાધો સતગુરુ અલખ લખાયા આણ આપ દરસાયા.

બીજ મધ્ય જ્યોં બૃચ્છા દરસૈ બૃચ્છા મધ્યે છાયા,
પરમાતમ મેં આતમ તૈસે આતમ મધ્યે માયા.

જ્યોં નભ મેં સૂન્ન દેખિયે સૂન્ન અંડ આકારા,
નિ:અચ્છર તે અચ્છર તૈસે, અચ્છર છર વિસ્તારા.

જ્યોં રવિ મધ્યે કિરિન દેખિયે કિરિન મધ્ય પરકાસા,
પરમાતમ મે જીવ બ્રહ્મ ઇમિ જીવ મધ્ય તિમિ શ્વાસા.

શ્વાસા મધ્ય શબ્દ દેખિયે અર્થ શબ્દ કે માંહિં,
બ્રહ્મ તે જીવ જીવ તેં મન ઇમિ ન્યારા મિલા સદાહિં.

આપહિ બીજ બૃચ્છ અંકૂર આપ ફૂલ ફલ છાયા,
આપહિ સૂર કિરિન પરકાસા આપ બ્રહ્મ જિવ માયા.

અંડાકાર સૂન્ન નભ આપૈ સ્વાંસ શબ્દ અરથાયા,
નિ:અચ્છર અચ્છર છર આપૈ મન જીવ બ્રહ્મ સમાયા.

આવો ભક્ત જ્યાં વસે છે તે ગામઠામને ધન્ય છે. એના સત્સંગથી એ લોકો પાવન થાય છે. એ પ્રભુનું સતનામ જપતો પવિત્ર જ રહે છે અને એમ કરીને પોતે તો ભવસાગર તરી જાય છે, પણ બન્ને કુળને (એટલે કે પોતાની સાથે જેના સંપર્કમાં આવે તે બધાને) તારે છે.

કબીર કહે છે કે એવો ભક્તજન તો જળમાં રહેતા કમળની જેમ સંસારમાં સદાયે નિર્લેપ રહે છે:

## વેદાન્તવાદ

### ૭૪

હે સંતજન! સદ્ગુરુદેવે અલખનાં દર્શન કરાવીને મને પોતાના સત-સ્વરૂપનું આત્મદર્શન કરાવ્યું.

જેમ બીજમાં રહેલા વૃક્ષનું અને વૃક્ષમાં રહેલી છાયાનું જ્ઞાનભાન થાય, તેમ પરમાત્મામાં આત્માનું અને આત્મામાં માયા હોવા વિશેનું જ્ઞાન એમણે મને દીધું.

જેમ આકાશમાં શૂન્ય દેખાય અને એ શૂન્યનો બ્રહ્માંડરૂપ આકાર જણાય, તેમ અક્ષરાતીત બ્રહ્મમાંથી અક્ષર પરમાત્મા અને તેમાંથી આ ક્ષર (નાશવંત) સંસારનો વિસ્તાર થયેલો હવે સમજાય છે.

જેમ સૂર્યમાં કિરણો દેખાય છે અને એ કિરણોમાં પ્રકાશ હોય છે. તેમ જ પરમાત્મામાં આ જીવબ્રહ્મ અને જીવમાં પ્રાણરૂપ શ્વાસ રહેલો છે.

એ શ્વાસમાં પણ તમે શબ્દબ્રહ્મનાં જ દર્શન કરી લો. એ શબ્દમાં જ અર્થરૂપ રહસ્ય સમાયેલું છે. બ્રહ્મમાંથી જીવ અને જીવમાંથી મન એમ એ ન્યારા હોવા છતાં સદાયે મૂળે એકરૂપ જ હોય છે

પોતાનું જ ચૈતન્યમય સ્વરૂપ આ બીજ, અંકુર, વૃક્ષ, તેમજ ફૂલ, ફળ અને છાયાના વિસ્તારમાં વિલસી રહેલું છે.

એ જ રીતે સૂર્ય, કિરણ અને પ્રકાશમાં તેમ જ બ્રહ્મ, જીવ અને માયામાં પણ એ જ પોતાનું આત્મસ્વરૂપ વિસ્તરેલું છે

આ વિરાટ બ્રહ્માંડાકાર શૂન્ય આકાશમાં તેમ જ આ શ્વાસ, તેમાં રહેલા શબ્દ અને અર્થ, એ બધું જ પરમાત્માના ચૈતન્યમય છે.

અક્ષરાતીત, અક્ષર તેમજ ક્ષર સ્વરૂપે પણ પરમાત્મા પોતે જ છે. આ મન, જીવ અને બ્રહ્મમાં પણ એ જ (ચૈતન્યરૂપે) સમાયેલા છે.

આતમ મેં પરમાત્મ દરસૈ પરમાતમ મેં ઝાંઈ,
ઝાંઈ મેં પરછાઈ દરસૈ લખ કબીરા સાંઈ.

૭૫

પાની બિચ મીન પિયાસી
મોહિ સુન સુન આવત હાંસિ.
આતમ જ્ઞાન બિના સબ સૂના,
ક્યા મથુરા ક્યા કાસી.
ઘર મેં વસ્તુ ધરિ નહિ સૂઝ,
બાહર ખોજત જાસી.
મૃગ કી નાભિ માહિ કસ્તૂરી
બનબન ખોજત જાસી.
કહૈ કબીર સુનો ભાઈ સાધો
સહજ મિલે અવિનાસી.

૭૬

ચંદા ઝલકૈ યહિ ઘટ માહિં
અંધિ આંખિન્હ સૂઝૈ નાહિં.
યેહિ ઘટ ચંદા યેહિ ઘટ સૂર
યેહી ઘટ ગાજૈ અનહદ તૂર.
યેહી ઘટ બાજૈ તબલ નિસાન
બહિરા શબ્દ સુને નહિ કાન.
જબ લગ મેરી મેરી કરૈ,
તબ લગ કાજ ન એકૌ સરૈ.
જબ મેરી–મમતા મરિ જાય,
તબ પ્રભુ કાજ સંવારે આય.
જબ લગ સિંહ રહૈ બન માંહિ
તબ લગ વહ બન ફૂલૈ નાહિ.
ઉલટા સ્યાર સિંહ કો ખાય
ઉકડા બન ફૂલૈ હરિઆય.

કબીર સમજાવીને બતાવે છે કે આત્મામાં પરમાત્માનાં દર્શન થાય છે અને પરમાત્મામાં (પોતાના આત્માનો) પડછાયો દેખાય છે. એ પડછાયામાં પ્રભુના પ્રતિબિંબનાં દર્શન થતાં આત્મા પરમાત્માની એકરૂપતાનાં દર્શન થાય છે. આવો અનુભવ સદ્‌ગુરુ કૃપાથી પ્રાપ્ત થાય છે.

૭૫

અરે! જળમાં માછલી તરસે મરે એ વાત જ સાંભળીને મને તો હસવુ આવે છે!

શું મથુરા કે શું કાશી! એ બધુંયે યાત્રાભ્રમણ આત્મજ્ઞાન વિના વ્યર્થ છે.

મૂળ (પરમાત્મરૂપ) વસ્તુ તો આપણા પોતાના જ આ દેહરૂપી ઘરમા છે; તો પણ તે દેખાતી નથી. એટલે જીવ તેને શોધવા બહાર જ ભટક્યા કરે છે.

પોતાની નાભિમાં જ કસ્તૂરી હોવા છતાંયે (અજ્ઞાનને કારણે) મૃગ એ શોધી કાઢવા વનમાં ભટક્યા કરે છે!

કબીર કહે છે કે હે સતજન! અવિનાશી પરમાત્મા તો (ઘરમાં જ છે તેથી તેને ઓળખી લેવાથી) સહજ સાધનાથી મળી જાય છે.

૭૬

આ (દેહરૂપી) ઘટમાં જ ચંદ્ર ચમકી રહ્યો છે, પણ આંધળી આંખોને એ દેખાતો નથી!

અરે! આ ઘટમાં જ અનાહતનાદનાં નગારાં ગાજે છે આ ઘટમાં જ તબલાં ને ડંકાનિશાન ગડગડે છે, પરંતુ બહેરાને કાને આ શબ્દ બ્રહ્મનો મહાનાદ સંભળાતો નથી

જ્યાં સુધી જીવ મારુ મારું કૂટ્યા કરે છે ત્યા સુધી એનુ એકે કામ પાર પડતુ નથી

જ્યારે એ મારું અને મમત્વ મરી જાય છે, ત્યારે પ્રભુ પોતે જ પધારીને તેનું કામ સંભાળી લે છે.

જ્યાં સુધી સિંહ (આ બળવાન મન) આ વન (શરીર)માં રહે છે, ત્યાં સુધી આ વન (શરીર) પ્રફુલ્લિત નથી રહેતું (અર્થાત્ એની આધ્યાત્મિક શક્તિઓનો વિકાસ નથી થતો)

જ્યારે શિયાળ (ગુરુનો શબ્દ) તે સિંહ (મન)ને ખાય છે તો સમસ્ત સફી વનરાજિ (શરીરના ચક્ર અને કમળ) ખીલી ઊઠે છે.

જ્ઞાન કે કારન કરમ કમાય,
હોય જ્ઞાન તબ કરમ નસાય.
ફલ કારન ફૂલૈ બનરાય
ફલ લાગે પર ફૂલ સુખાય.

મિરગ પાસ કસ્તૂરી બાસ,
આપ ન ખોજૈ ખોજૈ ઘાસ.
પારૈ પિંડ મીન લૈ ખાઈ
કહે કબીર લોગ બૌરાઈ.

૭૭

અવધૂ, અંધ કૂપ અંધિયારા.

યા ઘટ ભીતર સાત સમુંદર યાહી મેં નદી નારા.

યા ઘટ ભીતર કાશિ દ્વારિકા યાહિ મેં ઠાકુરદ્વારા.

યા ઘટ ભીતર ચંદ સૂર હૈ યાહિ મેં નૌલખ તારા.

કહૈ કબીર સુનો ભાઈ સાધો યાહિ મેં સત કરતારા.

૭૮

સાધો, એક આપુ જગ માહિં,
દૂજા કરમ ભરમ હૈ કિરતિમ જ્યોં દરપન મેં છાહિં.

જલ તરંગ જિમિ જલતે ઉપજૈ ફિર જલ માંહિં રહાઈ,
કાયા ઝાંઈ પાંચ તત્ત કી બિનસે કહાં સમાઈ.

યા બિધ સદા દેહગતિ સબકી યા બિધિ મનહિ બિચારો,
આયા હોય ન્યાવ કરિ ન્યારો પરમતત્ત્વ નિરવારો.

જ્ઞાનને માટે જ કર્મની કમાણી થતી હોય છે, પણ સત્યજ્ઞાન પ્રાપ્ત થતાં જ સર્વ કર્મબંધનનો નાશ થાય છે.

ફળપ્રાપ્તિ માટે જ વનમાં વૃક્ષો પર ફૂલ બેસે છે, પણ ફળ બેસે એટલે આપોઆપ બધાં ફૂલ સુકાઈ જ જાય છે.

મૃગની પોતાની પાસે જ એની નાભિમાં કસ્તૂરી સુગંધ કરી રહેલી હોય છે, પરંતુ તે પોતાનામાં જ શોધીને તેને પ્રાપ્ત ન કરતાં અજ્ઞાનને લીધે જંગલમાં ઘાસમાં શોધ્યા કરે છે.

એ જ રીતે (માનવી પણ) અજ્ઞાનમાં (આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યા વિના) દુર્લભ દેહ ગુમાવે છે અને આ તે એને માછલાં ચરી ખાય છે! કબીર કહે છે કે આ તો અજ્ઞાની લોકોનું ગાંડપણ જ છે.

૭૭

હે અવધૂત! આંધળાને મન જ (દેહ) અંધારો કૂવો છે પણ વસ્તુતઃ આ ઘટમાં તો જ્ઞાન સાગરો છે અને એમાં જ અનેક નદીનાળા પણ છે

આ ઘટમા જ કાશી ને દ્વારિકા તેમ જ એમાં જ ઠાકોરજીનું મંદિર પણ છે.

આ ઘટમાં જ ચંદ્ર ને સૂર્ય છે અને એમાં જ નવલખ તારા ચમકે છે.

અરે! કબીર તો કહે છે કે હે સંત! સાંભળી લો, આ દેહ–મંદિરમાં જ સત પરમાત્મા સ્વયં બિરાજી રહ્યા છે

૭૮

હે સંત! જગતમાં એક આત્મ–સ્વરૂપ જ સત્ય છે. બીજુ બધુ દર્પણમાં દેખાતા પ્રતિબિંબની જેમ કર્મથી થતો કૃત્રિમ ભ્રમ છે.

જળના તરંગો જેમ જળમાથી ઉત્પન્ન થાય છે અને જળમાં જ રહે છે ને શમે છે, તેમ આ પંચતત્ત્વનું બનેલું કાયારૂપ પ્રતિબિંબ નાશ પામીને ક્યા સમાતું હશે તેનો વિચાર કરો.

આ જ પ્રમાણે સૌના દેહની ગતિ થાય છે. તેનો મનમાં ઊંડે ઊતરી વિચાર કરો એ (દેહમાનો ચૈતન્યરૂપ આત્મા) જો બીજેથી આવેલો (દેહથી ભિન્ન) લાગે, તો વિવેકવિચારથી એને અલગ કરીને એના વિષે વિચાર કરી નિર્ણય કરો.

સહજૈ રહૈ સમાય સહજ મૈં ના કહું આયા ન જાવૈ,
ધરૈ ન ધ્યાન કરૈ નહિ જપતપ રામ રહિમ ન ગાવૈ.

તીરથ બરત સકલ પરિત્યાગૈ સૂન્ન ડોર નહિ લાવૈ,
યહ ધોખા જબ સમુઝિ પરૈ તબ પૂજૈ કાહિ પુજાવૈ.

જોગ જુગત મેં ભરમ ન છુટૈ જબલગ આપ ન સૂઝૈ,
કહ કબીર સોઈ સતગુરૂ પૂરા, જો કોઈ સમુઝે બૂઝૈં

૭૯

સાધો, સહજૈ કાયા સોધો;
કરતા આપ આપમેં કરતા લખ મન કો પરમોધો.

જૈસે બટ કા બીજ તાહિ મેં પત્ર ફૂલ ફલ છાયા,
આપા મદ્ધે બુંદ બિરાજૈ બુંદે મદ્ધે કાયા.

અગ્નિ પવન પાની પિરથી નભ તા બિન મેલા નાહિં,
કાજી પંડિત કરો નિબેરા કાકે માહિ ન સાંઈ.

સાંચે નામ અગમ કી આસા હૈ વાંહિ મેં સાંચા,
કરતા બીજ લિયે હૈ ખેતૈ ત્રિગુન તીન તત પાંચા.

જલભરિ કુંભ જલૈ બીચ ધરિયા બાહિર ભીતર સોઈ,
ઉનકો નામ કહન કો નાહિ દૂજા ધોખા હોઈ.

કઠિનપંથ સતગુરુ કો મિલના ખોજત ખોજત પાયા,
ઈકિલગ ખોજ મિટિ જબ દુબિધા ના કહું ગયા ન આયા.

કહૈ કબીર સુનો ભાઈ સાધો સત્ત શબ્દ નિજ સારા,
આપા મદ્ધે આપૈ બોલે આવૈ સિરજનહારા.

તમને જણાશે કે વસ્તુતઃ એ ચૈતન્યરૂપ આત્મા, પ્રભુના સર્વવ્યાપી સહજ સ્વરૂપમાં જ રહે છે અને અંતે તે સહજ સ્વરૂપમાં જ સમાઈ જાય છે. એ ક્યાયથી આવ્યો નથી કે ક્યાયે જતો નથી. એ ધ્યાન ધરતો નથી કે જપતપ કરતો નથી. એ રામ કે રહીમનાં ભજન ગાતો નથી.

એણે તો તીર્થ, વ્રત વગેરેનો પણ ત્યાગ કરેલો છે. એ શૂન્યના સૂત્રનું અનુસધાન પણ કરતો નથી જ્યારે આ વિશેનો ભ્રમ ભાગે છે અને આત્મ-સ્વરૂપનુ યથાર્થ જ્ઞાન થાય છે, ત્યારે પછી કોણ કોની પૂજા કરે ને કરાવે?

યોગની આ બધી યુક્તિપ્રયુક્તિભરી સાધનાથી પણ જ્યાં સુધી આત્મ-દર્શન થયુ નથી ત્યાં સુધી, ભ્રમ ભાંગતો નથી. કબીર કહે છે કે જે આ બધું આત્મજ્ઞાન ઊંડા ધ્યાન ને ચિંતનપૂર્વક સમજે છે તે જ પૂર્ણ સદ્‌ગુરુ છે.

૭૯

હે સંતજન! સહજ અવસ્થાની પ્રાપ્તિ અર્થે કાયાનું શોધન કરો.

પોતે જ કર્તા પરમાત્મા સ્વરૂપ છે અને પરમાત્મા (બહાર નહી પણ) પોતાની અંદર જ છે, એવુ નિશ્ચયપૂર્વક સમજીને મનને જ્ઞાન આપો.

જેમ વડનુ બીજ હોય છે અને તેમાં જ વૃક્ષનાં પાદડા, ફૂલ, ફળ વગેરે સમાયેલા છે, તથા જેમ જન્મનારમાં (વીર્ય શક્તિરૂપ) બૂંદ રહેલું હોય છે અને તે બૂંદમાં કાયા સમાયેલી હોય છે, તે જ રીતે આ આત્મબીજમાં વિરાટ પરમાત્મા રહેલો છે

આ અગ્નિ, વાયુ, જળ, પૃથ્વી અને આકાશનો પંચતત્ત્વનો મેળો પણ એના વિના કંઈ જ નથી. બધા વિદ્વાનો મળીને આ પ્રશ્નનો નિકાલ તો કરો કે પરમાત્મા કોનામાં નથી?

સતનામ અગમ પરમાત્માની જ (જીવને) એક આશા છે. એ જ સૌમાં સત્યસ્વરૂપ પ્રભુ રૂપે છે. ખુદ કર્તા પ્રભુ જ (આત્મ ચૈતન્ય રૂપી) બીજ અને ત્રણ ગુણો તેમ જ પાચે તત્ત્વો લઈ ને આ વિરાટ સંસારક્ષેત્રની ખેતી કરી રહ્યો છે.

ચેતનરૂપ પાણીથી ભરીને દેહરૂપી ઘડાને એ પાણીમાં જ રાખેલો છે, એટલે બહાર ને અંદર બધે જ એ (ચેતનજલરૂપી) તત્ત્વ છવાયેલું છે. એનુ નામ કહેવાનુ હોય જ નહીં. સર્વત્ર એ એક જ પરમાત્માતત્ત્વ વિલસે છે. બીજું કંઈ છે એમ કહેવા જતાં જ ભ્રમ ઊભો થશે.

આ પંથે જતાં સદ્‌ગુરુનુ મિલન થવું કઠિન તો છે. અંતે શોધતાં શોધતાં તે પ્રાપ્ત થયા ખરા, હૃદયની દ્વિધા ટળી ત્યા સુધી એ એકધારી શોધ (અંતર્મુખ થઈને) કર્યા જ કરી, એટલે તેમાં તો હું બીજે ક્યાય ગયો કે આવ્યો નથી.

કબીર કહે છે કે હે સંતજન! સાભળો. આ સત્ય સ્વરૂપ, શબ્દબ્રહ્મમય પોતાનું આત્મરૂપ જ ઉત્તમ સાર રૂપ છે, કારણ કે એ તો પોતાનામાં રહીને પોતે જ બોલે છે અને બધાનો સરજનહાર પણ એ (આત્મા) પોતે જ છે.

૮૦

દરિયાવ કી લહર દરિયાવ હૈ જી
દરિયાવ ઔ લહર ભિન્ન કોયમ્,

ઊઠે તો નીર હૈ બૈઠતા નીર હૈ
કહો કિસ તરહ દૂસરા હોયમ્.

ઉસી નામ કો ફેર કે લહર ધારો
લહર કે કહે કયા નીર ખોયમ્,

જક્ત હી ફેર હૈ જક્ત સબ બ્રહ્મ મેં
જ્ઞાન કરિ દેખ કબ્બીર ગોયમ્.

૮૧

મન, તૂ માનત કયોં ન મના રે!

કૌન કહન કો કૌન સુનન કો દૂજા કૌન જના રે.

દર્પન મેં પ્રતિબિંબ જો ભાસૈ આપ ચહું દિસિ સાંઈ,

દુવિધા મિટૈ એક જબ હોવૈ તો લખ પાવૈ કોઈ.

જૈસે જલતે હીમ બનત હૈ હીમ ધૂમ જલ હોઈ.

તૈસે યા તત વાહૂ તત સોં ફિર યહ અરુ વહ સોઈ.

જો સમઝૈ તો ખરી કહન હૈ ના સમઝ તો ખોટી,

કહ કબીર દોઊ પખ ત્યાગૈ તાકી મતિ હૈ મોટી.

૮૨

ના મૈં ધર્મી નાહીં અધરમી ના મૈં જતિ ન કામી હો,

૮૦

સમુદ્રનો તરંગ તે સમુદ્ર જ છે, ભાઈ! સમુદ્ર અને તરંગ ભિન્ન હોય જ કેમ?

એ તરંગ ઊછળે તોયે સમુદ્રજળ છે અને પડે તોયે તે તો સમુદ્રજળ જ છે; તો પછી કહો જોઈએ, એ બીજું કંઈ હોય જ કેમ?

એ તરંગ, એ જ સમુદ્રના નામને ફેરવીને બીજું નામ–રૂપ ધારણ કરે છે, એટલે તરંગના જુદા દેખાતા નામરૂપને લીધે શું એ (મૂળ સ્વરૂપ) સમુદ્રજળ મટી જાય છે?

આ જગતમાં એટલે કે ગતિમાન લાગતા સંસારમાં જ નામ–રૂપના ભેદ-ભાવો લાગે છે. પણ આખુયે જગત જ સાગર અને તરંગની જેમ બ્રહ્મમય છે.

કબીર કહે છે કે આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને જગતનો બ્રહ્મમાં લય પ્રત્યક્ષ અનુભવ કરી લે.

૮૧

અરે મન! મના કરવા છતાં કે બ્રહ્મ વિના ક્યાંયે બીજુ કંઈ છે જ નહીં, તું હજી કેમ માનતું નથી?

આ કહેનાર કોણ છે તથા સાભળનાર કોણ છે? એ (મૂળરૂપે) તો એનો એ જ (આત્મા) છે. બીજું છે જ કોણ?

દર્પણમાં જેમ પ્રતિબિંબ દેખાય છે તેમ જગતમાં ચારે દિશામાં પરમાત્મા જ છે. (પ્રભુથી સસાર જુદો છે એવો ભેદભાવ ટળીને) જ્યારે તે એકાકાર થઈ જાય ત્યારે જ મનની સૌ દ્વિધા ટળી જાય છે. તેમ થાય છે ત્યારે જ, કોઈ વિરલા જનને આવું દર્શન લાધે છે.

જળમાથી હિમ બને છે. જેમ હિમ અને વરાળ બન્ને જળ જ છે, તેમ આ બધું મૂળ પરમાત્મા તત્ત્વરૂપ જ છે, અને તે બધુ પણ એ તત્ત્વરૂપ જ છે. તો પછી આ અને તે બધુયે એક જ તત્ત્વમય અને અભિન્ન છે.

જે સમજે છે તેને આ જ કથન સત્ય લાગે છે પણ ના સમજે તેને તે અસત્ય ભાસે છે

કબીર કહે છે કે જેણે આ બન્ને પક્ષોને પાર કર્યા છે, તેની દ્વિધાથી, ભેદભાવથી પર થયેલી પક્ષાતીત પ્રજ્ઞા ખરેખર મહાન છે.

૮૨

ના, આ (આત્મસ્વરૂપ) હું ધર્મ કરનાર કે અધર્મી નથી તેમ જ હું ત્યાગી, યતિ, મુનિ કે કામી પણ નથી.

ના મૈં કહતા ના મૈં સુનતા ના મૈં સેવક સ્વામી હો,
ના મૈં બંધા ના મૈં મુક્તા ના નિરબંધ સરબંગી હો.
ના કાહૂસેં ન્યારા હૂવા ના કાહૂકો સંગી હો,
ના હમ નરક લોક કો જાતે ના હમ સરગ સિધારે હો.
સબહિ કરમ હમારા કીયા હમ કર્મનતે ન્યારે હો.
યા મત કો કોઈ બિરલા બૂઝે સો સતગુરૂ હો બૈઠે હો,
મત કબીર કાહૂકો થાપૈ મત કાહૂકો મેટે હો.

૯૩

ફ઼હમ કરુ, ફ઼હમ કરુ, ફ઼હમ કરુ માન યહ
ફ઼હમ બિનુ ફ઼િકિર નહિ મિટે તેરી.
સકલ ઉજિયાર દીદાર દિલ બીચ હૈ
જોક ઔ શૌક સબ મૌજ તેરી,
બોલતા મસ્ત મસ્તાને મહબૂબ હૈ
ઈના સા અદલ કહુ કૌન કેરી.
એક હિ નૂર દરિયાવ વહ દેખિયે,
ફ઼ૈલ વહ રહા સબ સૃષ્ટિ મેરી,
આપ હિ ગન્ની ગરીબ હૈ આપ હિ
આપ ગન્નીમ હો આપ ઘેરી.
આપ હિ ચોર પુનિ સાધુ હૈ આપ હિ
જ્ઞાન કથી આપ હિ આપ સુનેરી,
આપ હિ હરિ હરિનાકુસા આપ હિ
આપ નરસિંહ હો આપ ગેરિ.
આપ હી રાવના આપ રઘુનાથજી
આપકો આપ હી આપ દલેરી,
આપ બલિ હોઈ કે દાન વસુધા કિયા,
આપ હો બામના આપ છલેરી.

હું કહેનાર પણ નથી અને સાંભળનાર પણ નથી. હું સેવક નથી ને સ્વામી પણ નથી.

હુ બંધાયેલો નથી તેમ જ હુ સર્વ અંગોવાળો (શરીરધારી) પણ નથી.

હુ કદીયે કોઈથી અળગો થયો નથી કે હુ કોઈનોય સંગી નથી (હું અનાસક્ત છું.)

હું નરકમાં જતો નથી ને સ્વર્ગમાં પણ સિધારતો નથી

આ બધાં જ કર્મો છે તો મારાં કરેલાં, પણ હુ (આત્મારામ) તો એ બધાંય કર્મથી તદ્દન ન્યારો (નિર્લેપ) છુ.

આ (આત્મતત્ત્વના) વિચારને તો કોઈક જ વિરલા સમજે છે. જે એ સમજે છે એ સદ્‌ગુરુરૂપ જ બની જાય છે

કબીર કહે છે કે એક પંથ, મત કોઈને પરમપદમાં સ્થિર કરે છે તો બીજો પંથ, મત કોઈને પતનના આરે લઈ જાય છે

## ૮૩

અરે ! તું આત્મચિંતન કર આટલું સમજી લઈને ચિંતન કર કે આ ચિંતન વિના તારી ચિંતા મરવાની નથી.

સર્વ પ્રકાશનુ દર્શન તો હૃદયમા જ છે અને તારા જીવનનું બધું લ્હાવલશ્કર ને સુખભોગ વગેરે તારા આત્મસ્વરૂપમા જ પ્રતિષ્ઠિત છે.

એ જ નિત્યપ્રસન્ન મસ્ત પ્રિયતમ ભીતરથી બોલી રહ્યો છે એના જેવી છટા બીજા કોની કહી શકાય એમ છે? એ તો અજોડ જ છે.

એ એક જ પ્રકાશનો મહાસાગર આ સમગ્ર સૃષ્ટિમા ફેલાયેલો તુ નીરખી લે.

એ પોતે જ ધનિક ને પોતે જ ગરીબ છે એ પોતે જ ઘેરી લેનાર શત્રુ અને ઘેરાનાર પણ એ પોતે જ છે.

પોતે જ ચોર ને પોતે જ શાહુકાર ! પોતે જ જ્ઞાનની વાતો સંભળાવે અને પોતે જ પોતાનું કથન સાંભળે !

અરે ! એ પોતે જ હરિ અને પોતે જ હિરણ્યકશિપુ થયા છે અને પોતે જ નૃસિંહ રૂપે પ્રગટીને પોતાને જ પટકવાની અકળ લીલા કરી છે.

અરે ! રાવણ પણ પોતે અને રામચંદ્ર પણ પોતેજ આવીને પોતાનો જ સંહાર કરતા હોય છે !

પોતે જ બલિરાજા બનીને પૃથ્વીનુ દાન કર્યું છે અને પોતે જ પાછા વામનરૂપે આવીને પોતારૂપ બલિને છેતરી ગયા છે.

આપ હી કૃષ્ણ હૈ કંસ હૈ આપ હી
આપકો આપ આપ હિ હતેરી,
આપ હી ભક્ત ભગવંત હૈ આપ હી
ઔર નહીં દૂસરા અર્જ સુને રી.

૮૪

મુક્ત હોવૈ છૂટે બંધન સેતી
તબ કૌન મરૈ તિસૈ કૌન મારૈ.
અહંકાર તજૈ ભય રહિત હોવૈ
તબ કૌન તરૈ તિસૈ કૌન તારૈ.
મરના જીના હે તાહિકો જી
જો આપુ કો આપ બિસારી ડારૈ.
ચૈતન્ય હોવે ઊઠિ જાગ દેખે દયા
દેખિકૈ જોતિ કબીર ધારૈ.

૮૫

યહ તો એક હુબાબ હૈ જી
સાકિન દરિયાવ કે બીચ સદા,
હુબ્બાબ તો ઐન દરિયાવ હૈ જી
દેખો નહીં વહ સે મૌજ જૂદા.
હુબ્બાબ તો હૈ ઉઠને હિ મેં જી
હૈ બૈઠને મેં મતલબ્બ ખુદા,
હોબાબ દરિયાવ કબીર હૈ જો
દુજા નામ બોલે સો બુદબુદા.

૮૬

ઘટઘટમેં રટના લાગિ રહી
પરગટ હુઆ અલેખ હૈ જી,

પોતે જ શ્રીકૃષ્ણ અને કંસ પણ પોતે જ ! એટલે આમ પોતે જ પોતાની હત્યા કરેલી દેખાય છે !

અરે ! ભક્ત પણ પોતે અને ભગવાન પણ સ્વયં પોતે જ છે. આ સમગ્ર બ્રહ્માંડમાં સર્વ વિવિધ રૂપે એક પરમાત્મા જ છે એટલે સ્તુતિ કરનારા ભક્તથી જુદો એવો કોઈ તે સાંભળનારો પ્રભુ છે જ નહી !

## ૮૪

બંધનમાંથી (આત્મજ્ઞાન પામીને) મુક્ત થાય તો પછી કોણ મરે ? અને એને મારનાર પણ કોણ રહે ?

અહંકાર છોડીને નિર્ભય થઈ જાય તો પછી તરવાનું કે તારવાનુ કોને રહે ?

આ મરવા-જીવવાનું એવાને માટે છે કે જેણે પોતાના અસલ આત્મ-સ્વરૂપનુ ભાન જ સાવ વિસારી દીધુ હોય

કબીર કહે છે કે (એવી અજ્ઞાન દશામાંથી) જાગી ઊઠીને પોતાના આત્મતત્ત્વનું ભાન પ્રાપ્ત કરીને, પ્રભુની કરુણા નીરખીને એની પરમાત્મ-જ્યોતિને જ (જ્ઞાનીજનો) હૃદયમા અખંડ ધારણ કરે છે.

## ૮૫

આ (જીવન) તો (ચૈતન્ય મહાસાગરનો) એક પરપોટો છે પ્રિયતમ પરમાત્મા (ચૈતન્ય) મહાસાગરમાં સદા તન્મય થઈને રહેલા છે.

એ પરપોટો (મૂળરૂપે) તો મહાસાગર જ છે. આ સમુદ્રથી કંઈ એના તરંગ ભિન્ન નથી. એ પરપોટાના ઊઠવામાં અને ફૂટવામાંયે મૂળ તો ચૈતન્યરૂપ મહાસાગર જ છે.

કબીર કહે છે કે આ જીવરૂપ પરપોટો અને બ્રહ્મરૂપ સમુદ્ર એક જ છે. એ સિવાય બીજું જો કંઈ કહો તો તે બધુ જ ક્ષણભંગુર પરપોટા સમાન છે.

## ૮૬

ઘટઘટમાં એની ધૂન ચાલી રહી છે અલખ પરમાત્મા ઘટઘટમાં પ્રગટ થયેલા છે.

કહું ચોર હુઆ કહું સાખ હુઆ
કહું બ્રાહ્મન હૈ કહું સેખ હૈ જી.
બહુરંગી પ્યારા સબસે ન્યારા
સબહી મેં એક ભેખ હૈ જી.
કબ્બીર મિલા મુરશીદ ઉસમેં
હમ તુમ નાહીં વહ એક હૈ જી.

૮૭

અસમાન કા આસરા છોડ પ્યારે
ઉલટિ દેખો ઘટ અપના જી,
તુમ આપમેં આપ તહકીક કરો
તુમ છોડો મન કી કલ્પના જી.
બિન દેખે જો નિજ નામ જપે
સો કહિયે રૈન કા સપના જી.
કબીર દિદાર પરગટ દેખા તબ
જાપ કૌન કા જપના જી.

૮૮

અપનપો આપ હી બિસરો.
જૈસે સોનહા કાંચ મંદિર મેં ભરમત ભૂંકિ મરો.
જ્યોં કેહરિ બપુ નિરખિ કૂપ જલ પ્રતિમા દેખિ પરો.
ઐસે હિ મદગજ ફટિક શિલા પર દસનનિ આનિ અરો.
મરકટ મૂઠિ સ્વાદ ના બિસરે ઘરઘર નટત ફિરો.
કહ કબીર લલની કે સુવના તોહિ કોનૈ પકરો.

* * *

(વિવિધ નામરૂપ ધારણ કરનાર) એ ક્યાંક ચોર થયો છે, તો ક્યાંક શાહુકાર, ક્યાંક બ્રાહ્મણ બન્યો છે, તો ક્યાંક વળી શેખ.

એ બહુરંગી પ્યારો પ્રભુ તો સૌથી ન્યારો છે, પણ બધાયેમાં એનું અસલ સ્વરૂપ તો એક જ છે.

કબીર કહે છે કે સદ્ગુરુ મળ્યા એટલે સમજાઈ ગયું કે એ અખંડ એકરસ પરમાત્મામાં હું–તું ના ભેદ નથી. એ તો સદા સર્વત્ર એક જ છે.

૮૭

હે પ્રિય (જીવાત્મા), બહારના આ દશ્ય જગતરૂપ આસમાનનો આશરો છોડી દઈને જરા નજર પલટો કરીને પોતાના જ ઘટની ભીતર તું નીરખી લે.

તુ પોતાની અંદર સ્વરૂપની ઊંડી શોધ કર અને આ બધી મનની તરંગી કલ્પનાઓ મૂકી દે.

જે (આત્મદર્શન વિના) ભગવાનનું નામ જપ્યા કરે છે, તે તો રાત્રિના નિદ્રામા આવેલા સ્વપ્ન જેવું મિથ્યા જ કહેવાય.

કબીર કહે છે કે ઘટમાં પરમાત્માનાં પ્રગટ દર્શન પામ્યા પછી બીજા કોના જાપ જપવાના બાકી રહે ?

૮૮

અરે, પોતાના સ્વરૂપને જ પોતે વિસારી મૂક્યું છે !

જેમ અરીસાથી મઢેલા મકાનમાં પોતાનાં અનેક પ્રતિબિંબો જોઈને અજાની કૂતરો ભસ્યા કરે, જેમ કૂવાના પાણીમાં પોતાનું જ પ્રતિબિંબ નીરખીને અજાની સિંહ તેમા કૂદી પડે, જેમ મદમસ્ત હાથી સ્ફટિકની શિલામાં પોતાનું જ પ્રતિબિંબ જોઈને અજ્ઞાનને લીધે દંતશૂળથી તેની સામે લડવા માટે ધસી જાય અને જેમ મદારીનુ માંકડુ મૂઠીભર ખાવાનું પામવાની લાલચને લીધે ઘરઘર નાચતું ભટકે, તે જ રીતે તું અજ્ઞાનવશ થઈ તારા આત્મસ્વરૂપને વિસારીને આ સંસારના માયા-મોહમાં ફસાઈ ગયેલો છે.

કબીર કહે છે કે માયાના બંધનમાં પડેલા હે જીવ રૂપી પોપટ ! તું વિચારી તો જો કે તને આ માયાના પાંજરામા કોઈએ ક્યાં પકડી રાખ્યો છે ? (આત્મારૂપે તુ મુક્ત જ છે)

* * *

## સામ્યવાદ

### ૮૯

આપુહિં કરતા ભે કરતારા, બહુ બિધ બાસન ગઢૈ કુમ્હારા.

બિધના સબૈ કીન યક ઠાંઉ, અનિક જતન કૈ બનક બનાઉં.

જઠર અગ્નિ મહં દિય પરજાલિ, તામેં આર ભયે પ્રતિપાલી.

બહુત જતન કૈ બાહર આયા, તબ શિવ શક્તિ નામ ધરાયા.

ઘર કો સુત જો હોય અયાના, તાકે સંગ ન જાય સયાના.

સાંચી બાત કહૌં મૈં અપની, ભયા દિવાના ઔર કિ સપની.

ગુપ્ત પ્રગટ હૈ એકૈ મુદ્રા કાકો કહિએ બ્રાહ્મન શૂદ્રા.

જૂઠ ગરબ ભૂલૈ મતિ કોઈ હિંદૂ તુરક જૂઠ કુલ દોઈ.

જિન યહ ચિત્ર બનાઈયા સાંચિ સૂરત ઢારિ,
કહ કબીર તે જન ભલે જે તેહિ લેહિ બિચારી.

### ૯૦

જો તોહિ કર્તા વર્ણ વિચારા જન્મત તીન દંડ અનુસારા.

જન્મત શૂદ્ર ભએ પુનિ શૂદ્રા, કૃત્રિમ જનેઉ ઘાલિ જગદુંદ્રા.

જો તુમે બામ્હન બામ્હની જાએ, ઔર રાહ તુમ કાહે ન આએ.

# સામ્યવાદ

## ૮૯

પ્રભુ પોતે જ કુંભાર (ઘડવૈયો) બન્યા છે, અને કુંભારની જેમ અનેક પ્રકારનાં વાસણના ઘાટ ઘડી રહ્યા છે.

વિધાતાએ બધું એક જગાએ એકત્રિત કર્યું છે અને એમાંથી પછી ખૂબ કાળજીપૂર્વક આ બધો (જગતનો) ઠાઠમાઠ તૈયાર કર્યો છે.

એ ઘડવૈયાએ પેટમાં જઠરાગ્નિ પ્રગટાવી દીધો છે. એનું રક્ષણ કરનાર પણ (વૈશ્વાનરરૂપે) પોતે જ છે.

એ જ પરમાત્મા કેટલી બધી કાળજી લઈને બહાર પ્રગટ થયા છે!! ત્યારે શિવ અને શક્તિ (નર–નારી રૂપે) નામ ધારણ કર્યું છે.

ઘરના દીકરારૂપ જીવ જ જો અજ્ઞાની હોય તો તેની સાથે શાણો માણસ (જ્ઞાની) નહી જાય

હું તો મારી પોતાની સાચી વાત કહી સમજાવું છું. તમારે મને દીવાનો કે સ્વપ્નદર્શી, જે કહેવું હોય તે કહેજો.

જે ગુપ્તરૂપે અંદર છે અને બહાર પ્રગટ પણ દેખાય છે તે સર્વ એક જ (પરમાત્માનો) આકાર છે એમા વળી બ્રાહ્મણ કોને કહેવો અને શૂદ્ર કોને કહેવો?

કોઈ કોઈની બુદ્ધિ મિથ્યા ગર્વ કરીને આ અટપટ ભેદોમા અટવાઈ પડે છે. ખરી રીતે તો હિન્દુ અને મુસલમાન એવા બન્ને જાતિભેદો નકામા છે.

કબીર કહે છે કે જેણે સત્યસ્વરૂપ આત્મચેતના સીંચીને આ વિરાટ વિશ્વચિત્રની રચના કરી છે, તે સરજનહાર પરમાત્માનું ચિંતન, ધ્યાન કરીને તેને જે પ્રાપ્ત કરે છે તે જ સાચા માણસ છે.

## ૯૦

જો સરજનહારે જ તારી જાત નક્કી કરેલી હોત તો (શૂદ્ર, બ્રાહ્મણ અને મુસલમાન વગેરે) ત્રણે જુદી જુદી લાકડીઓની જેમ જુદા જ જન્મ્યા હોત!

જન્મથી તો બધા શૂદ્ર જેવા જ હોય છે ને વળી પાછા (શૂદ્ર કુળમાં જન્મ્યા હોય તો) ફરી શૂદ્ર કહેવાય! કોઈ તો વળી બનાવટી જનોઈ ઘાલીને શ્રેષ્ઠ ગણાતો બ્રાહ્મણ બની બેસે છે!

અરે! જો તું જન્મથી જ (એવાં શ્રેષ્ઠ) બ્રાહ્મણીને પેટે જન્મેલો બ્રાહ્મણ હોય તો તું આ દુનિયામાં (જનેતાની કૂખને બદલે) બીજે કોઈ ખાસ રસ્તેથી શા માટે ન આવ્યો?

જો તૂ તુરક તુરકિની જાયા, પેટૈ કાહે ન સુનત કરાયા.

કારી પીરી દૂહૌ ગાઈ, તાકર દૂધ દેહુ બિલગાઈ.

છાંડું કપટ નર અધિક સયાની, કહુ કબીર ભજુ સારંગપાની.

૯૧

દુઈ જગદીશ કહાં તે આયે કહુ કૌને ભરમાયા,
અલ્લા રામ કરિમ કેશવ હરિ હજરત નામ ધરાયા.

ગહના એક કનકતે ગહના તામેં ભાવ ન દૂજા,
કહન સુનન કો દુઈ કર થાતે એક નેવાજ એક પૂજા.

વહી મહાદેવ વહી મુહમ્મદ બ્રહ્મા આદમ કહિએ,
કોઈ હિન્દૂ કોઈ તુરુક કહાવૈ એક જમીં પર રહિએ.

વેદ કિતાબ પઢૈ વે કુતબા વે મોલવી વે પાંડે,
બિગત બિગત કૈ નામ ધરાયો એક માટી કે ભાંડે.

કહ કબીર તે દોનોં ભૂલે રામહિ કિનહુન પાયા,
વે ખસિયા વે ગાય કટાવૈં વાદૈ જન્મ ગંવાયા.

અને જો તું જન્મથી જ મુસ્લિમ સ્ત્રીને પેટે મુસલમાન જન્મ્યો હો, તો પછી જનેતાના પેટમાં હતો ત્યારે જ શા માટે તારી સુન્નત કરાવી ન લીધી ? ( અર્થાત્ આ બાહ્ય કોમ ને ધર્મના ભેદો વ્યર્થ છે.)

આ જુદા જુદા રંગની ગાયોને દોહીને એમના રંગ પ્રમાણે દરેકનું દૂધ જુદું પાડી આપોને ?

કબીર કહે છે કે હે શાણા જીવ ! એ બધા બહારના ભેદભાવનાં છળકપટ છોડી દે અને સર્વમા એક જ તત્ત્વરૂપે રહેલા સારંગપાણિ પરમાત્માનું જ ભજન તું કર્યે જા.

૯૧

અરે ! એ પરમેશ્વર ક્યાંથી આવ્યા ? આમ તને કોણે ભરમાવ્યો તે તો કહે !

એક જ પરમેશ્વરે અલ્લા ને રામ, કરીમ ને કેશવ તેમ જ હરિ ને હજરતનાં જુદાં જુદાં નામ ધારણ કરેલાં છે

સોનામાંથી ઘડાયેલા ( જુદાં જુદાં નામ અને આકારવાળા ) અલંકારો મૂળે તો સુવર્ણમય જ છે. એ બધામાં તત્ત્વરૂપે કોઈ જુદાઈ હોતી જ નથી.

નમાજ અને પૂજામાં માત્ર નામની જ કહેવા—સાંભળવા પૂરતી જુદાઈ છે. ખરી રીતે બન્ને એક જ છે.

વસ્તુતઃ એ જ મહાદેવ અને એ જ મહંમદ, એ જ આદિપુરુષ બ્રહ્મા અને એ જ બાવા આદમ ગણાય છે.

કોઈ જીવ હિંદુ તો કોઈ મુસ્લિમ કહેવાય છે, પણ બધાંયે આ એક જ ધરતી પર રહેનારા જીવો છે.

એક વેદ વાચે છે તો બીજો કુરાન વાંચે છે. એક પંડિત કહેવાય છે તો બીજો વળી મૌલાના કહેવાય છે. પણ અરે ! આ બધાંયે એક જ માટીનાં પાત્રો છે, માત્ર એ બધાએ ભાતભાતનાં જુદાં જુદા નામ જ ધારણ કરેલાં છે.

કબીર કહે છે કે એવા ભેદો ઊભા કરનારા બન્ને જણા (હિંદુ ને મુસ્લિમ) ભૂલમાં અટવાયેલા છે એવા બન્નેમાંથી કોઈનેય પ્રભુની પ્રાપ્તિ થતી નથી કારણ કે પેલા હિંદુ હજી (ભોગ ધરાવવા માટે) બકરા કાપે છે અને પેલા મુસ્લિમો હજીય ગાયની હત્યા કરે છે. આમ ને આમ ભેદના વાદવિવાદમાં એમનો (દુર્લભ માનવ) જન્મ તેઓ વૃથા જ ગુમાવી દે છે.

૯૨

ઐસો ભરમ બિગુરચન ભારી,
વેદ કિતાબ દીન ઔ દોજખ કો પુરુષા કો નારી.

માટી કે ઘર સાજ બનાયા નાદે બિન્દુ સમાના,
ઘટ બિનસે કયા નામ ધરહુગે અહમક ખોજ ભુલાના.

એકે હાડ ત્વચા મલમૂત્રા રુધિર ગુદા એક મુદ્રા,
એક બિન્દુ તે સૃષ્ટિ રચ્યો હૈ કો બ્રાહ્મણ કો શૂદ્રા,

રજગુણ બ્રહ્મ તમોગુણ શંકર સતોગુણી હરિ સોઈ.
કહે કબીર રામ રમિ રહિયા હિંદૂ તુરુક ન કોઈ.

* * *

## ભક્તિ ઉદ્રેક

૯૩

ઓઢન મેરો રામનામ મૈં રામહિ કો બનજારા હો,
રામનામ કો કરૈ બનિજ મૈ હરિ મોરા હટવારા હો.

૯૨

આ ભ્રમનો ગૂંચવાડો તો એવો ભારે છે! આ વેદ ને શાસ્ત્રો, આ દીન (ધર્મપંથો) અને આ સ્વર્ગ–નરક! એમાં વળી પુરુષ કોણ ને નારી કોણ?

માટીના ઘર પર જ આ બધો શરીરનો શણગાર કરેલો છે. આ (સમષ્ટિમાં વ્યાપ્ત અનાહત) નાદ જ (વ્યષ્ટિરૂપમાં) બિંદુ રૂપે સમાયેલો છે અને તેમાંથી જ પિંડનું સર્જન થયેલું છે

આ દેહરૂપી ઘટ તો નાશ પામશે (એટલે કે નાશવંત નામ અને રૂપમાંથી લય થઈ જશે) ત્યારે શું માત્ર નામને પકડી રાખશો? આ અહંભાવ જ સત્ય આત્મસ્વરૂપની શોધમા જીવને ભૂલાવે છે.

આ હાડકાં, ચામડી, મળમૂત્ર. રુધિર અને ગુદા એ બધુંય એક જ જમીનું રૂપ છે. (ચૈતન્યના) એક જ બિંદુમાંથી આ સૃષ્ટિ રચેલી છે. પછી એમાં વળી બ્રાહ્મણ કોણ ને શૂદ્ર કોણ?

એ જ (પરમતત્ત્વ) રજોગુણરૂપે બ્રહ્મા, તમોગુણરૂપે શંકર અને સત્ત્વગુણરૂપે વિષ્ણુ પણ કહેવાય છે

કબીર કહે છે કે સર્વત્ર સદા કેવળ એક જ રામ રમી રહ્યો છે. એમાં કોઈ હિંદુયે નથી ને કોઈ મુસલમાન પણ નથી

* ~ *

## ભક્તિ ઉદ્રેક

૯૩

રામનામ જ મારી ઢાલ છે અને હું તો એ રામનામનો જ વણજારો છું. રામનામનો જ હું લેવડદેવડનો વેપાર કરું છું. મારો દુકાનદાર શેઠ પણ એ ભગવાન જ છે.

સહસનામ કો કરૈં પસારા દિનદિન હોત સવાઈ હો,
કાન તરાજૂ સેર તિન પૌવા ડહકિન ઢોલ બજાઈ હો.

સેર પસેરી પૂરા કર લે પાસંઘ કતહું ન જાઈ હો,
કહૈ કબીર સુનો હો સંતો જોરિ ચલે જંહડાઇ હો.

## ૯૪

તોકો પીવ મિલેંગે ઘૂંઘટ કા પટ ખોલ રે.
ઘટઘટ સેં વહ સાંઇ રમંતા કટુક વચન મત બોલ રે.

ધન જોબન કો ગરબ ન કીજૈ જૂઠા પઁચરંગ ચોલ રે.
સુન્ન મહલ મેં દિયના બારિ લે આસા સોં મત ડોલ રે.

જોગ જુગત સોં રંગ મહલ મેં પિય પાયો અનમોલ રે,
કહૈ કબીર અનંદ ભયો હૈ બાજત અનહદ ઢોલ રે.

## ૯૫

પાયો સતનામ ગરૈ કૈ હરવા.

સાંકર ખટોલના રહંનિ હમારી દુબરે દુબરે પાંચ કહરવા,
તાલા કુંજી હમેં ગુરુ દીન્હી જબ ચહૈં તબ ખોલેં કિવરવા.

એનાં હજારો નામ છેઃ એનો જ હું વિસ્તાર વધારું છું. એટલે એ તો દહાડે દહાડે મને ( ભક્તિભાવની વૃદ્ધિરૂપે ) સવાયો લાભ જ કરાવે છે.

અહીં આ સંસારના કાણા ત્રાજવામાં તો શેરનુ પોણોશેર ઊતરે તેવી ઠગામણીની બોલબાલા છે, પણ (હે જીવ !) તું તારે જે બશેર-પાંચશેર તોલવું હોય તે પૂરી રીતે બરોબર તોલ. તોલવાનાં કાટલાં અને દાંડી આમ તેમ ન નમે, બરોબર જોખાય તે તુ જો.

કબીર કહે છે કે હે સત ! સાંભળો. આપણે તો ખોટને (રામનામની ભરપૂર કમાઈથી ) પૂરી કરીને ચાલવા માંડવાના !

૯૪

આ ઘૂંઘટનો પડદો ખોલી નાખ, તો તને પ્રિયતમ મળી જશે !

ઘટઘટમાં એ જ પ્રિયતમ સાંઈ રમી રહ્યો છે, માટે તું કદી પણ કડવાં વેણ બોલ નહીં.

આ ધન–દોલત અને જુવાનીનો તું લગીરે ગર્વ ના કરીશ કારણ કે આ પંચતત્ત્વનું બનેલુ પચરંગી ખોળિયું તો અનિત્ય અને નાશવંત છે.

તું ( આત્મજ્ઞાનની સાધના દ્વારા ) શૂન્ય મહેલમાં (બ્રહ્માંડમાં) જ્યોતિર્મય બ્રહ્મનો દીપક પ્રગટાવી લે અને બીજી ભૌતિક આશા તૃષ્ણાઓથી તું ચલિત ન થા

કબીર કહે છે કે મને તો યોગની સાધના દ્વારા બ્રહ્માંડ રૂપી રંગ-મહેલમાં જ્યોતિર્મય પ્રિયતમનો, અલભ્ય બ્રહ્મનો સાક્ષાત્કાર થયો છે. જ્યારે ( યોગ સાધના દ્વારા ) એ ગગન ગુફાના શૂન્ય મહેલમા અણમોલ પ્રિયતમ પરમાત્માનુ દિવ્ય મિલન થાય છે, ત્યારે કબીર કહે છે કે સર્વત્ર આનંદ આનંદ વરતાય છે અને બ્રહ્મના એ દિવ્ય આનંદની અનાહત દુંદુભિ ગાજી રહે છે.

૯૫

મારા ગળાના હાર સમા, મારા કંઠને શોભા આપનાર (સતનામ) પ્રભુ મને મળી ગયા છે.

આ દેહરૂપી સાંકડી ખાટલીમાં આપણો નિવાસ છે અને એને આ પાંચ (ઇન્દ્રિયોરૂપી) ઉપાડનારા સાવ દૂબળા છે.

સદ્‌ગુરુએ તો આ (જીવનમંદિરના) તાળાની કૂંચી અમને જ સોંપી દીધી છે, એટલે જ્યારે ઇચ્છા થાય ત્યારે એનાં સર્વ દ્વાર ખોલાય તેમ છે.

પ્રેમ પ્રીતિ કી ચુનરી હમારી જબ ચાહોં તબ નાચૌં સહરવા,
કહૈં કબીર સુનો ભાઈ સાધો બહુરિ ન ઐબે એહિ નગરવા.

૯૬

મિલના કઠિન હૈ, કૈસે મિલૌગી પિય જાય.

સમુઝિ સોચ પગ ધરૌ જતન સે બારબાર ડિગ જાય,
ઊંચી ગૈલ રાહ રપટિલી પાંવ નહીં ઠહરાય.

લોકલાજ કુલ કી મરજાદા દેખત મન સકુચાય,
નૈહર બાસ બસા પીહર મેં લાજ તજી નહિં જાય.

અધર ભૂમિ જહાં મહલ પિયા કા હમ પૈ ચઢો ન જાય,
ધન ભઈ બારિ પુરુખ ભયે ભોલા સુરત ઝકોરા ખાય.

દૂતિ સતગુરુ મિલે બીચ મેં દીન્હોં ભેદ બતાય,
સાહબ કબીરા પિયાસોં ભેંટચો સીતલ કંઠ લગાય.

૯૭

દુલહિન ગાવો મંગલચાર. હમરે ઘર આયે રામ ભતાર.

તન રતિ કર મૈં મન રતિ કરિહોં પાંચો તત્ત્વ બરાતી,
રામદેવ મોહિં બ્યાહન આયે મૈ જોબન મદમાતી.

અમે તો પ્રેમભક્તિની ચૂંદડી ઓઢેલી છે એટલે જ્યારે મન થાય ત્યારે નગરમાં (મસ્ત થઈ) નાચવા નીકળી પડીએ છીએ.

કબીર કહે છે કે હે સંતો ! આ માનવદેહરૂપી નગરીમાં ફરીફરીને આવવાનું મળતું નથી (માટે આ જન્મને જ પ્રભુપ્રાપ્તિથી સાર્થક કરી લો.)

## ૯૬

હું કેવી રીતે જઈને પ્રિયતમને મળીશ ? મળવું તો મુશ્કેલ છે !

કેટલું સમજી વિચારીને કાળજીપૂર્વક પ્રિયતમના માર્ગ પર ડગલાં માંડું છું તોયે વારંવાર પગ ખસી પડે છે. પ્રિયતમને પંથે જવાની ગલી તો ઊંચી છે અને રસ્તો લસરણો છે, એટલે પગ પણ સ્થિર રહી શકતા નથી.

લોકલાજ અને કુળની મર્યાદા વગેરે વ્યવહાર સંભાળવા જતાં મનને સંકોચ થાય છે. આ સંસારરૂપી પિયરમાં જ વાસ કરેલો છે એટલે અહીં જલદી લાજ-શરમ છોડાતી નથી

જ્યાં પ્રિયતમનો મહેલ આવેલો છે, તે તો ઉચ્ચ પ્રદેશ છે; એટલે આપણાથી તો ત્યાં ચઢી શકાય તેમ નથી

આ (જીવરૂપી) વધૂ તો બાલિકા જેવી અબુઝ છે અને પ્રિયતમ પુરુષ પરમાત્મા તો અત્યંત સરળ છે, એટલે જ (આગ્રહ વગર) આ મિલનની મારી લગની ઝોલે ચડી ગઈ છે.

પણ ત્યા તો પ્રિયતમ પ્રભુનું મિલન કરાવી દેનાર દિવ્ય દૂત જેવા સદ્‌ગુરુ માર્ગમા જ મળી ગયા અને એમણે પ્રભુમિલનનું રહસ્ય સમજાવી દીધું. પરિણામસ્વરૂપ, કબીરને પ્રિયતમને ભેટીને ત્રિતાપથી મુક્ત થઈ શીતલ થવાનો પરમાનંદ મળી ગયો છે!

## ૯૭

હે નવવધૂ! મંગળગીત ગાઓ. આપણે ત્યાં ભગવાન જ ભરથાર રૂપે પધાર્યા છે

તનનું મિલન સાધીને પછી હું મનનું મિલન માણીશ. આ પાંચે તત્ત્વો જાનૈયા બનેલા છે. યૌવનમાં મદમસ્ત મુજને પરણીને અપનાવવા પ્રભુ પોતે જ પધાર્યા છે.

સરિર સરોવદ વેદિ કરિહૌં બ્રહ્મા વેદ ઉચારા,
રામદેવ સંગ ભૅાવર લૈહૌં ધનધન ભાગ હમારા.

સુર તૈતીસો કૌતુક આયે મુનિવર સહસ અઠાસી,
કહ કબીર મોહિ બ્યાહી ચલે હૈ પુરુષ એક અબિનાસી.

૯૮

હરિ મોર પીવ મૈ રામ કી બહુરિયાં,
રામ મોર બડા મૈં તન કી લહુરિયાં.

હરિ મોર રંહટા મૈં રતન પિઉરિયાં,
હરિ કો નામ લૈ કાતલ બહુરિયાં.

છ માસ તાગ બરસ દિન કકુરી,
લોગ બોલૈ ભલ કાતલ બપુરી.

કહૈ કબીર સૂત ભલ કાતા,
રંહટા ન હોય મુક્તિ કર દાતા.

૯૯

સાંઈ કે સંગ સાસુર આઈ,
સંગ ન સૂતી સ્વાદ ન જનિ જોબન ગો સપને કી નાંઈ.

જના ચારિ મિલિ લગન સોચાઈ જના પાંચ મિલિ મંડપ છાઈ,
સખી સહેલી મંગલ ગાવૈ દુઃખ સુખ માથૈ હરદિ ચઢાઈ.

આ શરીરને હું લગ્ન માટેની વેદી કરીશ અને બ્રહ્મા વેદમંત્રોનો મંગલ ઘોષ કરશે; એટલે હું પતિદેવ (પરમાત્મા) સાથે મંગળફેરા ફરીશ. સાચે જ, ધન્યભાગ્ય છે. મારા આ મંગળ લગ્નનુ કૌતુક નીરખવા તેત્રીસ કોટિ દેવતાઓ અને અઠયાસી હજાર ઋષિ–મુનિઓ પધાર્યા છે.

કબીર કહે છે કે એ અદ્વિતીય અવિનાશી પરમ પુરુષ પરમાત્મા મારી સાથે લગ્ન કરીને મને પોતાની સાથે લઈ જાય છે.

૯૮

પ્રભુ મારા પિયુજી છે ને હુ પ્રભુની પ્રિયા છું. મારા માલિક તો રામ છે. હું તો એ મારા વડીલના અંગની એક નાની શી લહેર છુ.

રામ મારો રેંટિયો છે ને હુ તો અણમોલ રતન સમી કંતાઈને એકતાર થઈ જનાર પૂણી છું.

પ્રભુનું નામ લઈ લઈને મે ઘણું સૂતર કાંત્યુ, તેમાંથી છ મહિના એક ધારો તાર કાઢતા વરસ દહાડે કોકડુ ભરાયું.

લોકો કહેવા લાગ્યા કે બિચારીએ કાંત્યુ છે તો બહુ સારુ. (અર્થાત્ પ્રભુ-સ્મરણથી પુણ્યની કમાણી તો સારી કરી છે.)

કબીર કહે છે કે ઘણુ ને સારુ સૂતર છોને કાંત્યુ, પણ (આત્મજ્ઞાન વિનાનો) આ બાહ્યકર્મનો રેંટિયો મુક્તિ દેનાર નથી.

૯૯

સ્વામીની સાથે હુ તો સાસરે આવી છું. હું એમની સાથે રહી જ નથી એટલે પતિસંગનો આનંદ મે જાણ્યો જ નથી. મારી આ જુવાની તો સ્વપ્નાની જેમ વીતી ગઈ છે.

ચાર જણે મળીને લગ્નનુ મુહૂર્ત કઢાવ્યુ અને આ પાંચ જણે મળીને મંડપ રચી દીધો. બધી સખી સાહેલીઓ મંગળગીત ગાવા લાગી. મારે માથે સૌએ મળીને સુખ દુઃખની પીઠી ચોળી દીધી.

નાના રૂપ પરિ મન ભાંવરિ ગાંઠી જોરી ભઈ પતિ આઈ,
અરઘ દેઈ દેઈ ચલી સુઆસિની ચૌકહિં રાંડ ભઈ સંગ સાંઈ.

ભયો બિયાહુ ચલી બિન દુલહુ બાટ જાન સમધી સમુઝાઈ,
કહૈ કબીર હમ ગૌને જૈબે તરબ કંત લૈ તૂર બજાઈ.

* * *

## વિરહ–નિવેદન

### ૧૦૦

બાલમ આઓ હમારે ગેહ રે,
તુમ બિન દુખિયા દેહ રે.
સબ કોઇ કહૈ તુમારી નારી
મોંકો યહ સંદેહ રે.
એકમેક હ્વે સેજ ન સોવૈ
તબ લગ કૈસે નેહ રે.
અન્ન ન ભાવૈ નીંદ ન આવૈ
ગૃહ બન ધરૈ ન ધીર,
જ્યોં કામી કો કામિની પ્યારી
જ્યોં પ્યાસે કો નીર રે.
હૈ કોઈ ઐસા પર–ઉપકારી
પિયસે કહૈ સુનાય રે.
અબ તો બેહાલ કબીર ભયે હૈં
બિન દેખે જીવ જાય રે.

### ૧૦૧

સદ્‌ગુરૂ હો મહારાજ, મોપૈ સાંઇ રંગ ડારા,
શબ્દ કી ચોટ લગી મેરે મન મે બેધ ગયા તન સારા.

વિધવિધ રૂપ ધારણ કરતા પ્રિયતમ સાથે આ મન ફેરા ફર્યું અને પતિ સાથે મારી જીવનગાઠ જોડાઈ ગઈ, અને હુ અહી સાસરે આવી.

સૌભાગ્યવંતીઓ આશિષ દેતી ગઈ, પણ પતિ સગે હોવા છતાં આ ચોકમાં જ હુ વિધવા થઈ ગઈ

લગ્ન થવા છતાં હુ આમ પતિ વિનાની જ ફર્યા કરું છુ ! મને પતિના (પ્રભુપ્રાપ્તિના) માર્ગનું જ્ઞાન સૌ સમ્બન્ધીઓ સમજાવે છે.

કબીર કહે છે કે (આત્મભાન થયુ છે એટલે) હવે તો હુ આણુ કરીને પ્રિયતમની પાસે જ રહીશ અને પિયુજીને પામીને અનાહતનાદના ઢોલ બજાવીને આ ભવસાગર તરી જઈશ.

*　　*　　*

## વિરહ-નિવેદન

### ૧૦૦

વહાલા મારા ! ઘેર આવોને ! આ જીવન તો તમારા વિના દુ:ખી-દુ:ખી થઈ ગયું છે !

બધાયે કહે છે કે હું તમારી પરણેતર છુ, પણ મને જ એમા શંકા થાય છે. એકરૂપ થઈને સેજમા સૂઈએ નહી ત્યા સુધી બન્નેનો પ્રેમસબંધ છે એમ કેવી રીતે કહેવાય ? (અહી આત્મા અને પરમાત્માની અદ્વૈત ભાવનાનો સકેત છે)

તમારા વિરહને લીધે મને અન્ન ભાવતુ નથી અને નિદ્રા પણ આવતી નથી. ઘર અને જગલ ક્યાયે હે પ્રિય ! આ મનમાં ધીરજ નથી રહેતી કામીને જેમ કામિની જ પ્રિય લાગે, તરસ્યાને જેમ પાણીની જ ઝખના રહે તેમ આ હૃદય પણ તમારે માટે અધીરું થઈ ગયું છે.

છે કોઈ એવુ પરોપકારી કે જે મારા પિયુજીને જઈને કહી સંભળાવે કે વહાલા ! હવે તો આ વિરહી કબીરાની એવી દુર્દશા થઈ પડી છે કે તમને જોયા વિના આ જીવ 'જઉં જઉ' જ કરી રહ્યો છે.

### ૧૦૧

હે સદ્‌ગુરુ મહારાજ ! મને તો મારા સાહ્યબાએ(પ્રેમભાવથી)રંગી નાખી છે !

આ દિલમા શબ્દ (જ્ઞાન)ની એવી તો ચોટ લાગી ગઈ છે કે મારું આખુંયે શરીર વીધાઈ ગયું છે.

ઔષધ મૂલ કછુ નાહિ લાગે કયા કરે બૈદ બિચારા.
સુરનર મુનિજન પીર ઔલિયા કોઈ ન પાવૈ પારા,
સાહબ કબીર સર્વ રંગ રંગિયા સબ રંગ સે રંગ ન્યારા.

૧૦૨

કૈસે દિન કટિ હૈ જતન બતાયે જઈએ.
એહિ પાર ગંગા વોહિ પાર જમુના,
બિચવાં મંડૈયા હમકાં છવાયે જઈએ.
અચરા ફારિકે કાગદ બનાઈન,
અપની સુરતિયાં હિયરે લિખાયે જઈએ.
કહત કબીર સુનો ભાઈ સાધો,
બહિયાં પકરિકે રહિયા બતાયે જઈએ.

૧૦૩

પ્રીતિ લગિ તુમ નામ કી પલ બિસર નાહીં,
નજર કરો અબ મેહર કી મોહિ મિલો ગુસાંઈ.
બિરહ સતાવે મોહિકો જીવ તડપૈ મેરા,
તુમ દેખન કી ચાવ હૈ પ્રભુ મિલો સવેરા,
નૈન તરસે દરસ કો પલ પલક ન લાગૈ,
દરદ બંદ દિદાર કા નિસ બાસર જાગૈ.
જો અબ પ્રીતમ મિલૈ કરું નિમિખ ન ન્યારા,
અબ કબીર ગુરુ પાઇયા મિલા પ્રાન પિયારા.

૧૦૪

હૂં બારિ મુખ ફેરિ પિયારે
કરવટ દે મોહિ કાહે કો મારે.
કદ્દવત ભલા ન કરવટ તેરી,
લાગ ગરે સુન બિનતિ મેરી.

આ વૈદ બિચારો શું કરે ? એના ઓસડિયાં કે મૂળિયાં કંઈ કામે લાગતાં નથી.

અરે. આ રંગની ભુરકીના ભેદનો પાર તો દેવો, માનવો, ઋષિ-મુનિઓ કે પીર-ઓલિયા કોઈથી પામી શકાતો નથી

કબીરનુ તો સર્વસ્વ એના સાહ્યબાએ આ (પ્રેમભક્તિના) રંગે રંગી નાખ્યું છે આ રંગ તો બધાયે રંગોથી કંઈ ન્યારો જ છે !

૧૦૨

તમારા વિના દહાડા કેવી રીતે જશે ? પ્રિયતમ ! કંઈક ઉપાય બતાવીને જાઓને!

આ બાજુ (ઇડાનાડીરૂપી) ગંગા અને પેલી બાજુ (પિંગલાનાડીરૂપી) જમુના છે. એની વચમાં (સુષુમ્ણાના માર્ગે) મારે માટે એકાંત મઢૂલી (સ્થિર આસન) બનાવીને જજો ( મને તમારામાં જ લીન રહેવાની સાધનામા સ્થિર કરતા જજો )

આ જીવન ચૂંદડીનો પાલવ ચીરીને એનો જ કાગળ બનાવીને તમારી પ્યારી મુરત આ હૈયે એમાં અંકિત કરતા જજો

કબીર કહે છે કે હે સંતજન ! સાંભળો. બાંહ્ય પકડીને હે પ્રિયતમ ! અમને તમારો (નિત્યમિલનનો) રાહ બતાવી જજો

૧૦૩

તમારા નામનો એવો તો નેડો લાગ્યો છે નાથ ! કે ઘડીભર પણ એ ભુલાતુ જ નથી હવે તો કૃપાદૃષ્ટિ કરીને મને આવી મળો મારા પ્રિયતમ ! !

તમારો વિયોગ મને સતાવી રહ્યો છે હે પ્રભુ ! તમારાં દર્શનની મને તીવ્ર ઝંખના છે, તો સવેળા પધારોને !

આ આંખો તમારા દર્શનની એવી તો તરસી છે કે પાંપણનો પલકારોયે થતો નથી. દર્શનની ઝંખનાની વેદના ભરેલાં આ નયન તો રાતદિવસ જાગે જ છે.

હવે જો પ્રીતમ મળી જાય તો ક્ષણભર માટે પણ અળગા ન થવા દઉં.

કબીરને તો હવે સદ્ગુરુ મળ્યા છે અને તેમના પ્રતાપે પ્રાણથીયે પ્રિય એવા સ્વામી પણ મળી ગયા છે

૧૦૪

હુ અજ્ઞાન બાળકી જેવી છું એટલે હે પ્રિયતમ ! મુખ ફેરવી લઈને આમ પડખુંયે બદલી લઈને મને શું કામ દંડો છો ?

આમ મો ફેરવીને રહો છો, તે તો મને ગળા પર કરવત મુકાતી હોય તેવું વસમુ લાગે છે, તેથી મારી વિનંતી તો સાંભળો !

હમ તુમ બીચ ભયા નહિ કોઈ
તુમહિ સો કંત નારિ હમ સોઈ.

કહત કબીર સુનો નર લોઇ
અબ તુમરી પરતીત ન હોઇ.

૧૦૫

શબ્દ કી ચોટ લગી તન મેં
ઘર નહિ ચૈન ચૈન નહીં બન મેં.

ઢૂંઢત ફિરૈં પીવ નહી પાંવૌં
ઔષધ મૂલ ખાઈ ગુજરાવૌં.

તુમસે બૈદ ન હમસે રોગી
બિન દીદાર ક્યોં જિયે બિયોગી.

એકૈ રંગ રંગી સબ નારી
ના જાનૌં કો પિય કી પ્યારી.

કહ કબીર કોઇ ગુરુમુખ પાવૈ
બિન નૈનન દીદાર દિખાવૈ.

૧૦૬

ચલી મૈ ખોજ મેં પિય કી, મિટી નહીં સોચ યહ જિય કી.
રહે નિત પાસ હી મેરે, ન પાઉં યાર કો હેરે.
વિકલ ચહું ઓર કો ધાઉં, તબ હું નહિં કંત કો પાઉં.
ધરોં કેહિ ભાંતિ સે ધીરા ગયો ગિર હાથ સે હીરા.
ફટી જબ નૈન કી ઝાંઇ લખ્યો તબ ગગન મેં સાંઇ.

નાથ ! મારી અને તમારી વચ્ચે બીજું કોઈ આડે છે જ નહીં, તમે જ મારા (પ્રભુસ્વરૂપ) કંથ અને હું જ તમારી (જીવરૂપા) નારી છું.

કબીર કહે છે કે હે નર લોકો ! આ વાતની તમને હજીયે પ્રતીતિ નહીં થાય કે પરમાત્મા જ (એક માત્ર) પુરુષ છે અને પ્રત્યેક જીવાત્મા એનુ જ મિલન ઝંખતી નારી છે

## ૧૦૫

આ જીવનમાં શબ્દ (જ્ઞાન)ની ચોટ એવી તો લાગી છે કે મને ઘર સંસારમાં કંઈ ચેન પડતું નથી ને વનમાયે ચેન નથી લાગતું.

હું શોધમા ભટક્યા કરું છું તોયે મને પિયુજી મળતા નથી એટલે એમના વિયોગના અસહ્ય દર્દ પર ઔષધ ને મૂળિયાં ખાઈને દહાડા કાઢું છું.

હે પ્રિયતમ ! તમારા જેવા કોઈ વૈદ નહી હોય ને મારા જેવી કોઈ રોગી પણ નહી હોય ! એટલો તો ખ્યાલ કરો કે વહાલાના દર્શન વિના વિરહિણી જીવે જ કેવી રીતે ?

આ તો બધીયે નારીઓ (જીવાત્મા) એક જ રંગે રંગાએલી છે, એટલે જાણે સરખી જ દેખાય છે. એમાં પ્રિયતમની કોણ પ્રિયા છે તેની કંઈ જ ખબર પડતી નથી.

કબીર કહે છે કે જે સદ્ભાગીને ગુરુના મુખેથી (ઉપદેશ પામીને) આત્મ-જ્ઞાનની દૃષ્ટિ પ્રાપ્ત થાય, તેને તો આ નયનો વિના પણ પ્રિયતમનાં દર્શન પ્રાપ્ત થાય છે.

## ૧૦૬

હું તો પિયુની શોધમાં નીકળી પડી છું પણ હજીયે આ હૃદયની ચિંતા શમી નથી.

અરે ! એ તો સદાયે મારી પાસે જ રહે છે તોયે હું મારા પિયુનાં દર્શન પામી શકતી નથી !

આકુળવ્યાકુળ થઈને હુ ચારે બાજુ ભટક્યાં કરુ છું, તો પણ મને મારા નાથ મળતા નથી !

હુ તે કેવી રીતે ધીરજ ધરું ? આ તો જાણે હાથ આવેલો હીરો હાથથી સરી ગયો લાગે છે !

અને જ્યારે આંખેથી અજ્ઞાનનાં પડળ દૂર થઈ ગયાં ત્યારે મે મારા સ્વામીને (હૃદયના) ગગનમંડળમાં જ નીરખ્યા !

કબીરા શબ્દ કહી ત્રાસા નયન મેં યાર કો બાસા.

૧૦૭

અબિનાસી દૂલહા કબ મિલિ હૈં ભક્તન કે રછપાલ.

જલ ઉપજી જલહી સોં નેહા રટત પિયાસ પિયાસ,
મૈં ઠાડિ બિરહિન મગ જોઉં પ્રિયતમ તુમરિ આસ.

છોડે ગેહ નેહ લગિ તુમસોં ભઇ ચરનન લવલીન,
તાલાબેલિ હોત ઘટ ભીતર જૈસે જલબિનુ મીન,

દિવસરૈન ભૂખ નહિ નિદ્રા ઘર અંગના ન સુહાય,
સેજરિયાં બૈરિન ભઇ હમકો જાગત રૈન બિહાય.

હમ તો તુમરી દાસી સજના તુમ હમરે ભરતાર,
દીનદયાલ દયા કરિ આઓ સમરથ સિરજનહાર.

કૈ હમ પ્રાન તજત હૈં પ્યારે કૈ અપના કર લેવ,
દાસ કબીર વિરહ અતિ બાઢયો હમ કૈ દરસન દેવ.

૧૦૮

સુન સતગુરુ કી તાન નીંદ નહિ આતી,
બિરહા મૈ સૂરત ગઈ પછાડે ખાતી.

તેરે ઘર મેં હુઆ અંધેર ભરમ કી રાતી,
નહિ ભઈ પિયા સે ભેટ રહી પછતાતી.

કબીર કહે છે કે એના શબ્દોમાં (નામસ્મરણ કરતા કરતાં) એને શોધી શોધીને જીવ હેરાન થઈ ગયો ત્યારે અંતે એ પ્રિયતમનો વાસ આ નયનમાં થયો અને મધુર મિલન–સુખ મળ્યું.

૧૦૭

હે અવિનાશી પ્રિયતમ ! હે ભક્તોના રખવાળા ! ક્યારે મળશો ?

પાણીમાં જન્મીને પાણીથી જ પ્રેમ હોવા છતાંયે હે પ્રીતમ ! હું તરસે મરતી પાણી માટે પોકાર કરી રહી છું. ઊભી ઊભી હું વિજોગણ તમારી વાટ જોયા કરું છું કેમ કે હે નાથ ! મને કેવળ તમારા જ મિલનની ઝંખના છે.

આ તમારો નેડો લાગ્યો છે ત્યારથી મે ઘરબાર છોડયાં છે અને તમારાં ચરણોના ધ્યાનમાં હું લવલીન થઈ ગઈ છું.

ને આ દેહની અંદર હૃદયમા તો જળ વિનાની માછલી તરફડતી હોય તેવી તમારે માટે તાલાવેલી લાગેલી છે.

રાત કે દહાડો, નથી ભૂખ કે નથી નિદ્રા; મને આ ઘરમા કે ઘર બહાર (સંસારરૂપી) આંગણામા ક્યાયે ગમતું નથી. આ સૂની સેજ પણ હવે વેરણ થઈ પડી છે; એટલે આખી રાત જાગરણમાં જ પસાર થાય છે.

હે વહાલા ! અમે તો તમારી દાસી છીએ અને તમે જ અમારા પ્રિયતમ છો. હે સમર્થ સરજનહાર ! હે દીનદયાળ ! કરુણા કરીને હવે આવોને !

હે પ્રીતમ ! હવે કાં તો તમે મને અપનાવી લો નહિ તો હવે હું આ પ્રાણ ત્યજી દઉં !

કબીરદાસને હૈયે આ વિરહ દાવાનલ અત્યંત વધી ગયો છે: હે નાથ ! હવે દર્શન દોને।

૧૦૮

સદ્‌ગુરુના શબ્દ (આત્મજ્ઞાનના બોધ)ની હાકલ સાભળતાં જ મારી અજ્ઞાનની ઊંઘ ઊડી ગઈ અને મારો જીવ પ્રિયતમ પરમાત્માના વિરહમાં તરફડિયાં મારવા લાગ્યો.

(મને લાગી આવ્યું કે રે જીવ !) તારા આ (જીવનરૂપી) ઘરમાં જ ભ્રમ અને અજ્ઞાનની ઘનઘોર રાત છવાયાથી બધું અંધારું થઈ પડ્યું છે. એમાં જ અથડાતા તને પ્રિયતમનું મિલન પણ ના થયું અને તારે આમ પસ્તાવાનું જ રહ્યું !!

સિખ નૈન સૈન સો ખોજ ઢૂંઢ લે આતી,
મેરે પિયા મિલે સુખચૈન નામગુન ગાતી.

તેરી આવાગમન કી ત્રાસ સબ મિટ જાતી,
છબિ દેખત ભઈ હૈ નિહાલ કાલ મુરઝાતી.

સખી માનસરોવર ચલો હંસ જહાં પાતી,
યહ કહૈં કબીર વિચાર સીપ મિલિ સ્વાતિ.

૧૦૯

તલફે બિન બાલમ મોર જિયા.
દિન નહિ ચૈન રાત નહિ નિંદિયાં
તલફ તલફ કે ભોર કિયા.
તનમન મોર રંહટ અસ ડોલૈ
સૂન સેજ પર જનમ છિયા.
નૈન થકિત ભયે પંથ ન સૂઝે
સાંઈ બેદરદી સુધ ન લિયા.
કહત કબીર સુનો ભાઈ સાધો,
હરો પીર દુઃખ જોર કિયા.

૧૧૦

પિયા મિલન કી આસ રહો કબ લૌં ખરી,
ઊંચે નહિ ચઢિ જાય મને લજ્જા ભરી.
પાંવ નહીં ઠહરાય ચઢૂં ગિર ગિર પરૂં,
ફિરિ ફિરિ ચઢૈ સમ્હારિ ચરન આગે ધરૂં.
અંગ અંગ થહરાય તો બહુ વિધિ ડરી રહું.
કરમ કપટ મગ ઘેરિ તો ભ્રમ મેં પરી રહું.
બારિ નિપટ અનારી તો ઝીની ગૈલ હૈ,
અટપટ ચાલ તુમ્હાર મિલન કસ હોઈ હૈ.

હવે આ સંકેત સમજી લઈને, આંખો ખોલીને એને શોધીને મેળવી લાવ ને! મને મારા પ્રિયતમ મળી જાય તો આરામથી એમનાં જ નામગુણગાન કર્યા કરું.

એના દર્શનથી તો તારો જન્મમરણના આવાગમનનો અને બીજો સર્વ પ્રકારનો ત્રાસ ટળી જશે. કાલે જેની દશા મરવા જેવી હતી તે તો એ પ્રીતમનાં દર્શન કરતાં જ ન્યાલ થઈ ગઈ છે!

હે સખી! ચાલો,આપણે માનસરોવર જઈએ,જ્યાં મુક્તાત્મારૂપ હંસલાની હાર મળે છે કબીર તો આટલું કહે છે કે ત્યા તત્ત્વવિચારની (હૃદયરૂપ) છીપમાં (આત્મજ્ઞાનનું) સ્વાતિબિન્દુ મળતાં જીવનસાર્થકતાનુ અમૂલ્ય મોતી પ્રાપ્ત થશે.

## ૧૦૯

વાલમ વિના મારો આ જીવ તરફડી રહ્યો છે

દહાડે ચેન નથી અને રાતે નીંદ નથી, એટલે તરફડિયાં મારતાં જ સવાર થાય છે. મારાં આ તનમન રેંટની જેમ ચકરચકર ફરે છે અને સૂની પથારીમા મારો આ જન્મારો એળે જઈ રહ્યો છે

વાટ જોતી જોતી મારી આ આંખો પણ થાકી ગઈ છે એટલે મને માર્ગ પણ સૂઝતો નથી. મારા નાથ કેવા નિર્દય ને કઠોર છે કે મારી ખબર સુદ્ધા કાઢતા નથી!

કબીર કહે છે કે હે સતજન! સાભળો આ વિરહની વેદના તો હવે અસહ્ય થઈ પડી છે નાથ! હવે તો અમારી આ પીડાને દૂર કરો!

## ૧૧૦

પ્રિયતમના મિલનની આશામા ને આશામાં હુ ક્યાં સુધી આમ ઊભી રહુ?

મારાથી ઊંચે તો ચઢાતું નથી, મને શરમ આવે છે. પગલુ ભરું છું તો મારો પગ ટકતો નથી અને ચારે બાજુ ગબડી પડું છુ, તોયે પાછી ફરી ફરીને સંભાળપૂર્વક ચઢું છું ને આગળ પગલુ માંડું છું.

મારાં તો આ અંગેઅંગ ધ્રૂજે છે એટલે હું ઘણી વાર ડરી જાઉં છુ.. મારે કમભાગ્યે કપટ વગેરે અવગુણો મને રસ્તે જ ઘેરી વળે, તો હું પાછી ભ્રમમાં પડી જઉ છું આ બાળકી તો તદ્દન અજ્ઞાન ને અણઘડ જેવી છે ને (પ્રિયતમને) મળવા જવાની ગલી તો અત્યંત સાંકડી છે. મારી ચાલ પણ વાંકીચૂકી છે. તો હે નાથ! આવા સંજોગોમાં મને કેવી રીતે તમારુ મિલન થાય?

છોરો કુમતિ વિકાર સુમતિ ગહિ લીજીએ,
સતગુરુ શબ્દ સંભારી ચરન ચિત્ત દીજીએ,

અંતરપટ દે ખોલ સબ્દ ઉર લાવ રી.
દિલ બિચ દાસ કબીર મિલૈં તોહિ બાવરી.

*　　　*　　　*

## ગૃહ–વૈરાગ્ય

### ૧૧૧

અવધૂ, ભૂલે કો ઘર લાવૈ, સો જન હમકો ભાવૈ.

ઘર મેં જોગ ભોગ ઘર હી મેં ઘર તજિ બન નહિ જાવૈ,
બન કે ગએ કલપના ઉપજૈ, તબ ધૌં કહાં સમાવૈ.

ઘર મેં મુક્તિ, ભુક્તિ ઘર હી મેં જો ગુરૂ અલખ લખાવૈ,
સહજ સૂન્ન મેં રહે સમાના સહજ સમાધિ લગાવૈ.

ઉનમુની રહૈ બ્રહ્મ કો ચીનૈ પરમતત્ત કો ધ્યાવૈ,
સુરત નિરત સો મેલા કરિકૈ અનહદ નાદ બજાવૈ.

ઘર મેં બસ્તુ, બસ્તુ મેં ઘર હૈ ઘર હી બસ્તુ મિલાવૈ,
કહૈ કબીર સુનો હો અવધૂ જ્યોં કા ત્યોં ઠહરાવૈ.

### ૧૧૨

દૂર વે દૂર વે દૂર વે દૂરમતિ
　　દૂર કી બાત તોહીં બહુત ભાવૈ.

બહે હજૂર હાજિર સાહબ ધની
　　દૂસરા કૌન કહું કાહિ ગાવ.

કબીર કહે છે કે કુમતિ અને વિકાર છોડી દે અને સન્મતિ ગ્રહણ કર. સદ્‌ગુરુનાં બોધ વચનનું સ્મરણ કરીને કાળજીપૂર્વક એમનાં ચરણમાં ચિત્ત પરોવ.

હૃદયના દ્વાર ખોલી નાખ. તેમાં શબ્દ (બ્રહ્મ)ને પ્રગટ કર, આમ કરવાથી જ હે બાવરી, તને તારા દિલમાં જ તારો પ્રિયતમ મળી જશે.

* 0

## ગૃહ વૈરાગ્ય

### ૧૧૧

હે અવધૂત ! ભ્રમમાં ભૂલેલાને પોતાના ઘરમાં (સ્વરૂપ જ્ઞાન તરફ) પાછા વાળી લાવે, એવા સંતજન મને ગમે છે.

આ ઘરમાં જ યોગ અને ઘરમાં જ ભોગ છે. એમ સમજીને એ ઘર છોડીને વનમાં ભાગી જતો નથી, કારણ કે વનમાં ગયા પછી ત્યાં ભોગ વગેરેની કલ્પનાઓ જાગે, ત્યારે ભલા ! એને એ કયાં જઈ શમાવે ?

એ તો સમજે છે કે આ ઘરમાં જ ભુક્તિ (ભોગ) છે, અને જો ગુરુ અલખનાં દર્શન કરાવે તો મુક્તિ પણ આ ઘરમાં જ છે. એવા ગુરુ સંત તો શૂન્ય અવસ્થામાં રહીને એકધારા સમભાવથી સહજ સમાધિ લગાવે છે. (અને બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે)

આમ બ્રહ્મને પામીને સર્વ વૃત્તિઓને એમા જ લીન કરી દેતી ઉન્મની સ્થિતિમા એ રહે છે અને નિરંતર તે પરમ તત્ત્વનું જ ધ્યાન ધરે છે. એ સુરતિ-નિરતિનું મહામિલન અનુભવીને મંગલ ધ્વનિ રૂપે અનાહત નાદ ગજાવે છે.

આમ ઘરમાં જ એ પરમાત્મ તત્ત્વ રૂપ મૂળ વસ્તુ છે અને એ મૂળ વસ્તુમાં જ આ ઘર છે. આ ઘર જ ( માનવી તન જ ) એના માલિકનું (પરમાત્મ સ્વરૂપનુ) મિલન કરાવનાર છે.

કબીર કહે છે કે હે અવધૂત ! સાભળી લો કે આવા સંતજન તો જીવાત્માને જ્યા હોય ત્યાં જ ( સ્થિતપ્રજ્ઞ બનાવીને ) બ્રહ્મપદ અપાવે છે.

### ૧૧૨

હે દુર્મતિ ! તુ દૂરમતિ છે એટલે એ (પ્રભુ) દૂર છે, દૂર છે. દૂર છે. એમ માનીને દૂર ભટકવાની વાત જ તને બહુ ગમતી લાગે છે !

પણ અરે ! એ માલિક પરમાત્મા તો સદાય હાજરાહજૂર જ છે. એના વિના અહીં બીજો છે જ કોણ ? બીજા કોની સ્તુતિ ગાવી તે તો કહે

છોડ દે કલ્પના દૂર કા ધાવના
રાજ તજિ ખાખ મુખ કાહિ લાવૈં,
પેડ કે ગહેતે ડાર પલ્લવ મિલૈ
ડાર કે ગહે નહિ પેડ પાવૈં.
ડાર ઔ પેડ ઔ ફૂલ ફલ પ્રગટ હૈ.
મિલૈ જબ ગુરુ ઇતનો લખાવૈં,
સંપતિ સુખ સાહુબી છોડ જોગી ભયે,
સૂન્ય કી આસ બનખંડ જાવૈ.
કહહિ કબ્બીર બનખંડ મેં ક્યા મિલે
દિલ હી કો ખોજ દીદાર પાવૈ.

૧૧૩

અનપ્રાપત વસ્તુ કો કહા તજે
પ્રાપત કો તજે સો ત્યાગી હૈ.
સુઅસીલ તુરંગ કહા ફેરે.
અફ્તર ફેરે સો બાગી હૈ.
જગભવ કા ગાવના ક્યા ગાવૈ
અનુભવ ગાવ સો રાગી હૈ.
બનગેહુ કી બાસના નાસ કરૈ.
કબ્બીર સોર બૈરાગી હૈ.

*　　　*　　　*

## કર્મગતિ

૧૧૪

કરમગતિ ટારે નાહિં ટરી,
મુનિ વસિષ્ઠ સે પંડિત જ્ઞાની સોધ કે લગન ધરી.
સીતા હરન મરન દસરથ કો બન મેં વિપતિ પરી,
કહાં વહ ફંદ કહાં વહ પારધિ કહાં વહ મિરગ ચરી.

એવી બધી જ કલ્પનાઓ અને દૂરની દોડાદોડ છોડી દે. આ(આત્માનુભવનું) રાજ્ય માણવાનું મૂકીને ભ્રમણાની ભસ્મમાં શા માટે મોઢું રગદોળો છે?

વૃક્ષને જ પકડવાથી તેનાં ડાળ પાન બધું જ મળી શકે છે, પણ ડાળખી પકડી લેવાથી કંઈ આખા વૃક્ષની પ્રાપ્તિ થતી નથી.

જ્યારે સદ્ગુરુનો મેળાપ થાય છે, ત્યારે આટલું જ્ઞાન થાય છે કે આ જગતમાં ડાળ, વૃક્ષ ને ફળફૂલ રૂપી જે બધું નજરે પ્રગટ દેખાય છે, તે બધું વિરાટ પરમાત્મ વૃક્ષનું જ બાહ્ય દર્શન છે.

સુખ સાહેબી અને સંપત્તિ છોડી દઈને જોગી બનીને શૂન્યપદની આશાથી જંગલમાં જઈને વાસ કર્યો તેથી શું વળ્યું?

કબીર કહે છે કે એવા વનવાસથી શું થવાનું છે? તારા દિલને જ તું શોધ, દિલમાં જ તને એનાં દર્શન થશે

૧૧૩

અપ્રાપ્તનો ત્યાગ શા કામનો? જે પ્રાપ્ત પદાર્થને ત્યજી દે તે જ ખરો ત્યાગી છે.

સુશીલ શાંત ઘોડાને ફેરવ્યા કરો તેથી શું? મોજા જેવા તોફાની ઘોડાને જે પલાણે તે જ ખરો વીર સવાર કહેવાય.

આ સંસારના ગીતોમાં વળી ગાવાનું શું? જે (આત્માના) અનુભવનો લલકાર કરે તે જ ખરો રાગી (પ્રેમી) છે.

કબીર કહે છે કે વન કે ઘર વિશેની વાસના માત્રને જે નિર્મૂળ કરે છે તે જ સાચો વૈરાગી છે.

* * *

## કર્મગતિ

૧૧૪

કર્મની ગતિ ટાળી ટળતી નથી. એણે તો વસિષ્ઠ મુનિ જેવા વિદ્વાન જ્ઞાનીઓને પણ શોધી કાઢીને એમને પોતાની લગની લગાડી (પોતાના વશમાં કર્યા)

જુઓ તો ખરા! કર્મની ગતિને લીધે જ સીતાનું હરણ થયું, દશરથનું મરણ થયું અને (રામને) વનમાં કેટકેટલાં દુઃખો પડ્યાં! ક્યાં એ માયાવી જાળ, ક્યાં એ શિકારી ને ક્યાં એ વનમાં ચરતા કાંચનમૃગને જોઈને સીતાની હઠ?

સિયા કો હરી લગો રાવન સુબરન લંક જરી,
નીચ હાત હરિચંદ બિકાને બલિ પાતાલ ધરી.

કોટિ ગાય નિત પુન્ન કરત નૃપ ગિરગિટ જોન પરી,
પાંડવ જિનકે આપુ સારથી તિન પર બિપતિ પરી.

દુર્યોધન કો ગર્વ ઘટાયો જદુકુલ નાસ કરી,
રાહુ કેતુ ઔ ભાનુ ચંદ્રમા બિધિ સંજોગ પરી.

કહત કબીર સુનો ભાઈ સાધો હોની હોકે રહી.

૧૧૫

અપને કરમ ન મેટો જાઈ,
કર્મ કે લિખા મિટે ધૌં કૈસે જો જુગ કોટિ સિરાઈ.

ગુરુ વસિષ્ઠ મિલિ લગન સોધાઈ સૂર્યમંત્ર ઈક દીન્હા.
જો સીતા રઘુનાથ બિયાહી પલ એકે સંચ ન કીન્હા.

નારદ મુનિ કો બદન છિપાયો કીન્હો કપિ સે રૂપા.
સિસુપાલ હું કી ભુજા ઉપારિ આપુન બૌધ સરૂપા.

તીન લોક કે કરતા કહિયે બાલિ બધ્યો બરિયાઈ.
એક સમય ઐસી બની આઈ ઊનહું અવસર પાઈ.

પારવતી કો બાંઝ ન કહિયે ઇસ ન કહિય ભિખારી,
કહ કબીર કરતા કી બાતેં કરમ કી બાત નિયારી.

* * *

બલવાન કર્મગતિના પ્રભાવે જ રાવણ સીતાનું હરણ કરી ગયો. એને પરિણામે એની આખી સુવર્ણની લંકા બળીને ખાખ થઈ ગઈ! કર્મના જ પ્રતાપે રાજા હરિશ્ચંદ્રને ચંડાળને ઘેર વેચાવું પડેલું અને બલિરાજાને છેક પાતાળમાં પેસવુ પડ્યું.

તેમ જ કરોડો ગાયોનું નિત્ય પુણ્યદાન કરતા રાજાને પણ કાચંડાની યોનિમાં અવતરવું પડ્યું! અરે! સ્વયં શ્રીકૃષ્ણ પોતે જ જેના સારથિ બનેલા એવા પાંડવો પર પણ કેટકેટલાં સંકટો પડ્યાં!

દુર્યોધનનો ગર્વ તો ઉતાર્યો પણ અંતે યાદવાસ્થળીને લીધે યદુવંશનો પણ સંહાર થઈ ગયો! આ સૂર્ય અને ચંદ્ર તથા રાહુ અને કેતુની ગતિ પણ વિધાતાએ કર્મને આધીન જ કરેલી છે.

કબીર કહે છે કે હે સંતજનો! આ ઉપરથી સમજી લેવું કે જે થનાર છે તે થઈને જ રહે છે.

૧૧૫

પોતાનાં કર્મફળ રૂપ નસીબને કોઈ મિટાવી શકતું નથી.

કોટિ યુગ વહી જાય તોયે, ભલા! કર્મના લેખ કેવી રીતે મિથ્યા થઈ શકે?

વસિષ્ઠ ગુરુ પાસે મુહૂર્ત પુછાવીને સૂર્યદેવે દીધેલા મંત્રના આશીર્વાદ સાથે જે સીતાનુ રામચંદ્રજી સાથે લગ્ન થયેલુ, તેનુ ઘડી પણ રક્ષણ ન કરી શક્યા!

નારદમુનિનુ રૂપ વાંદરાનુ થઈ ગયુ જેથી તેમને મુખ છુપાવવું પડ્યુ!

પોતે જ્ઞાની હોવા છતાં શ્રીકૃષ્ણને શિશુપાલને હણવા હાથ ઉપાડવો પડ્યો!

કર્મફળને લીધે એક વાર એવુ બન્યુ કે પ્રસંગ પ્રાપ્ત થતાં ત્રણે લોકના સ્વામી હોવા છતાયે રામને (રામાવતારમાં) સુગ્રીવનો પક્ષ કરીને (છળકપટથી) વાલીનો વધ કરવો પડેલો!

(જગન્માતા) પાર્વતીને વંધ્યા ના કહેવાય અને ભગવાન શંકરને ભિખારી પણ ના કહેવાય!

કબીર કહે છે કે-આ સૌ તો પ્રભુની લીલાની વાતો છે, પણ ખરેખર, કર્મની ગતિ તો ન્યારી જ છે.

* * *

## મોહમહિમા

### ૧૧૬

બુઢિયાં હંસિ કહે મૈં નિત કીં બારિ,
મોહિં ઐસી તરુન કહું કૌન નારી.

યે દાંત ગયે મોર પાન ખાત,
ઔ કેસ ગયલ મોર ગંગ નહાત.

ઔ નયન ગયલ મોર કજલ દેત,
ઔ બયસ ગયલ પરપુરુષ લેત.

ઔ જાન પુરુખવા મોર અહાર,
મૈં અનજાને કો કર સિંગાર.

કહ કબીર બુઢિ આનંદ ગાય,
નિત પૂત ભતાર હિં બૈઠિ ખાય.

### ૧૧૭

મોર મનુખ હૈ અતિ સુજાન, ધંધા કુટિકુટિ કર બિહાન;

ઊઠિ બડે ભોર આંગન બુહાર, લૈ બડિ ખાંચ ગોબર હિ ડાર;

બાસી ભાત મનુખ લૈ ખાય, બડ ઘૈલા લૈ પાની જાય;

અપને સૈયાં બાંધિ પાટ, લૈ રે બેચૈં હાટૈ હાટ;

કહ કબીર યે હરિ કે કાજ, જોઈયાં કે ઢિંગર કૌન કાજ.

## મોહમહિમા

### ૧૧૬

(મોહની) ડોસલી હસીને કહે છે કે હું તો હમેશની કુંવારી બાળકી જ છું ! મારા જેવી જુવાન નારી બીજી છે કોણ તે તો કહો !

જુઓ, મારા આ દાંત પાન ખાતાં ખાતાં ગયા, મારા આ કેશ ગંગા નહાતાં નહાતા પાકી ગયા; આ આખો કાજળ આંજતાં આંજતાં જ ગઈ અને આ આખીયે ઉમર પરપુરુષનો ભોગ માણવામાં ગઈ.

અરે ! પુરુષને તો તુ મારો આહાર જ જાણી લે, તેમાયે અજ્ઞાનીને તો (રમકડાંની જેમ પકડીને) હું મારા શણગાર કરું છું.

કબીર કહે છે કે આ (મોહમાયારૂપી) ડોશી આમ બેઠી બેઠી આનંદથી ગાયા કરે છે અને સદાયે પોતાના સંતાન અને સ્વામીને ભરખ્યા કરે છે. (માનવો અને દેવોને પોતાના ફંદામાં ફસાવીને તેમનો નાશ કરે છે.)

### ૧૧૭

(માયા પોતાને વશ થઈ રહેતા જીવની હાલત વર્ણવતાં કહે છે કે) મારો ધણી (જીવ) તો બહુ ચતુર ને કામગરો છે. એ તો રોજ ધંધો કરી કરીને દહાડો પૂરો કરે છે.

એ વહેલી સવારે ઊઠીને આંગણું સાફ કરે છે અને મોટો ટોપલો લઈને છાણ વાસીદાં નાખી આવે છે.

એ તો વાસી ભાત પણ ખાઈ લે છે અને મોટો હાંડો લઈને પાણી ભરવાયે જાય છે.

મારો પ્રિયતને (જીવે) રેશમી વસ્ત્ર પહેર્યાં છે (મારા મોહથી તે મોજમાં આવી ગયા છે) પણ હું (આવા શણગાર કરાવીને) બજારમા તેને વેચી પણ દઉં છું. (માયાનો મોહ માણસને આંધળો બનાવે છે)

કબીર કહે છે કે આ મોહમાયા પણ હરિનું જ કામ છે. આવી મોહ-માયા રૂપી વંઠેલી નારીને વળી પ્રિયતમનું શું કામ ? એને વળી પ્રીત શું અને પ્રિયતમ શું ?

૧૧૮

ડર લાગે હાંસી આવૈ અજબ જમાના આયા રે.

ધનદૌલત લે માલ ખજાના વેસ્યા નાચ નચાય રે,
મુઠ્ઠી અન્ન સાધ કોઈ માંગૈ કહૈ નાજ નહિ આય રે.

કથા હોય તહાં શ્રોતા સોવૈ વકતા મૂડ પચાયા રે,
હોય જહાં કહીં સ્વાંગ તમાસા તનિક ન નીંદ સતાયા રે,

ભંગ તમાકુ સુલફા ગાંજા સૂખા ખૂબ ખૂબ ઉડાયા રે.
ગુરુ ચરનામૃત નેમ ન ધારે મધુવા ચાખન આયા રે.

ઊલટિ ચલન ચલી દુનિયા મેં તાતેં જિય ઘબરાયા રે.
કહત કબીર સુનો ભાઈ સાધો ફિર પાછે પછતાયા રે.

૧૧૯.

ઐસી દુનિયા ભઈ દિવાની ભક્તિભાવ નહિં બૂઝૈ જી.

કોઈ આવૈ તો બેટા માંગે યહી ગુસાઈ દીજૈ જી.

કોઈ આવૈ દુઃખ કા મારા હમ પર કિરપા કીજૈ જી.

કોઈ આવૈ તો દૌલત માગૈ ભેટ રૂપૈયા લીજૈ જી.

કોઈ કરાવૈ બ્યાહ સગાઈ સુનત ગુસાંઇ રીઝૈ જી.

સાંચે કા કોઈ ગાહક નાહીં જૂઠે જગત પતીજૈ જી.

કહૈ કબીર સુનો ભાઈ સાધો અંધોં કો ક્યા કીજૈ જી.

૧૧૮

જમાનો તો એવો અજબનો આવ્યો છે કે એને જોતાં જ ડર લાગે અને હસવું પણ આવે!

ધન, દોલત અને માલખજાના એ બધું લઈને (મોહમાયારૂપી) વેશ્યાએ આ જીવોને નાચ નચાવવા માંડ્યો છે.

કોઈ સાધુસંત આવીને મુઠ્ઠીભર અનાજ માગે તો કહેશે કે 'હજી અનાજ આવ્યું નથી!'

જ્યાં હરિકથા થતી હોય છે ત્યાં સાંભળનારા ઊંઘતા હોય છે અને બોલી બોલીને વકતાનું માથું પાકી જતું હોય છે! પરન્તુ જ્યાં કંઈ ખેલ કે તમાશો ચાલતો હોય છે ત્યાં લોકોને જરાપણ ઊંઘ સતાવતી નથી.

ભાંગ, તમાકુ, ગાંજો ચરસ ને એવી નશીલી ચીજો તો બધા ખૂબ ખૂબ ઉડાવે છે. સદ્‌ગુરુનું પાવન ચરણામૃત લેવાનો નિયમ કોઈ નેય રાખવો નથી. પણ મદિરાનું પાન કરવા બધા જ જાય છે

દુનિયામાં આ રીતે લોકો આજે ઊંધી જ ચાલ ચાલી રહ્યા છે. મારો જીવ તો આથી ખૂબ જ અકળાય છે

કબીર કહે છે કે હે સંતજન! આમ કરનારા જીવો પછી પાછળથી પસ્તાય છે.

૧૧૯

આ દુનિયા એવી તો દિવાની છે કે એ ભક્તિભાવને સમજતી જ નથી.

(સંત પાસે) કોઈ આવીને દીકરો માગે છે ને કહે છે, "ગોસાંઈજી! ફક્ત આટલું જ આપો ને!"

કોઈ વળી દુઃખ નો માર્યો આવીને કરગરે છે, "અમારી ઉપર આટલી કૃપા કરો."

તો વળી કોઈ આવીને ધન દોલત માગે છે ને કહે છે, "જોઈએ તો ભેટના આ રૂપિયા લઈ લોને!"

કોઈ વળી સગપણ ને લગ્ન કરાવી આપવા માટે પ્રાર્થના કરે છે અને એવું ઈચ્છે કે એનું સાંભળીને ગોસાંઈજી રીઝે.

કબીર કહે છે કે હે સંતજન! આ આખી દુનિયામાં સત્યજ્ઞાનનું ગ્રાહક કોઈ જ નથી. આખું જગત જૂઠા પર જ વિશ્વાસ રાખે છે સંસારના આવા અજ્ઞાની આંધળાઓને શું કરીએ?

## ૧૨૦

યહ જગ અંધા, મૈ કેહિ સમુઝાવૌં.

ઈક દુઈ હોય ઉન્હેં સમુઝાવૌં, સબહિ ભુલાના પેટ કે ધંધા,
પાની કે ઘોડા પવન અસવરવા ઢરકિ પરૈ જસ ઓસ કે બુંદા.

ગંહિરી નદિયાં અગમ બહૈ ધરવા ખેવનહારા પડિગા ફંદા,
ઘર કી વસ્તુ નિકટ નહિ આવત દિયના બારિ કે ઢૂંઢત અંધા.

લાગી આગ સકલ બન જરિગા બિન ગુરુ જ્ઞાન ભટકિગા બંદા,
કહૈ કબીર સુનો ભાઈ સાધો ઈક દિન જાય લંગોટિઆર બંદા.

## ૧૨૧

ચલિ હૈ કુલ બોરની ગંગા નહાય.

સતુવા કરાઇન બહુરિ ભુંજાઈનિ,
ઘૂંઘટ ઓટે ભસકત જાય,
ગઠરિ બાંધિન મોટરિ બાંધિન
ખસમ કે મૂંડે દિહિન ધરાય.

બિછુવા પહિરિનિ, ઔંઠા પહિરિન
લાત ખસમ કે મારિન જાય,
ગંગા ન્હાઈનિ જમુના ન્હાઇન
નૌ મન મૈલ હૈં લિહિન ચઢાય.

પાંચ પચીસ કે ધક્કા ખાઈનિ
ઘર હું કી પૂંજી આઈ ગંવાય,
કહત કબીર હેત કર ગુરુ સૌં
નહિં તોર મુક્તિ જાઈ નસાય.

૧૨૦

હું તે કોને સમજાવું ? આ આંખુયે જગત આંધળું છે !

એક બે હોય તો તો એમને સમજાવુ પણ આ તો એકેએક પેટ ભરવાનો ધંધો કરવામાં સ્વાર્થથી અંધ બનીને ભૂલો પડેલો છે.

આ તો (શરીરરૂપી) જળઘોડા ઉપર (પ્રાણરૂપી) પવનની સવારી જેવું છે. પણ એ તો ક્ષણભંગુર ઝાકળના બિન્દુની જેમ ઢળી પડશે !

આ તો (માયારૂપી) નદીનો ઊંડો પ્રવાહ અગમ્ય દિશામાં વહી રહ્યો છે. એને પાર કરવા જનારો જીવાત્મા એના વમળમાં ફસાઈ ગયો છે.

પોતાના જ ઘરમા અમૂલ્ય (આત્મરૂપ) વસ્તુ છે, પણ મૂઢ જીવ એની પાસે જતો નથી અને આંધળાની જેમ દીવો બાળીને (એને જ) બહાર શોધતો ભટકે છે.

(મોહરૂપી) આગ લાગી છે તેમાં આખુ જગત–વન બળીને ખાખ થઈ ગયુ છે. ગુરુ પાસેથી (મોહનાશક) જ્ઞાન મેળવ્યા વિના જીવ જગતમાં આમ તેમ ભટક્યા જ કરે છે.

કબીર કહે છે કે હે સંતજન ! આમ ને આમ બંદાને લંગોટી પણ ઝાટકી નાખીને, બધુ જ પડતું મેલીને ચાલી નીકળવું પડશે !

૧૨૧

જુઓ તો ખરા, આ કુળ–બોળુ (માયાવશવૃત્તિ) ગંગા નહાવા ચાલી !

ખૂબ લોટ શેકીને સાથવો કરીને એ સાથે લઈ જાય છે અને ઘૂંઘટની ઓથમાં પાછી એ ફાકતી જાય છે !

એણે (માયાએ)તો નાની મોટી ગાંસડી પોટલી (સાંસારિક જીવનની) બાંધીને ધણીને (જીવને) માથે ચડાવી દીધી છે.

એણે પોતે તો વીંટીઓ ને વીંછુવા પગમાં પહેર્યા છે ને ધણીને તો એ લાત મારતી જાય છે !

એ તો જઈને ગંગામા નહાઈ ને જમુનામા પણ નહાઈ અને વળી પાછો એણે તો અંગઅંગમાં નવ મણ મેલ ભરી દીધો.

આમ ને આમ એ (જીવની) મોહવૃત્તિએ પાંચ પચીસના (ઇન્દ્રિયોના વિકારના)ધક્કા ખાધા અને અંતે પોતાની ઘરની પૂંજીને(સતતત્ત્વને)ગુમાવી આવી.

કબીર કહે છે કે (વૃત્તિઓને વશ કરી શકનાર) હે જીવ ! તું ગુરુ ઉપર પ્રેમ રાખ. એમ નહી કરે તો (દુર્લભ માનવજન્મમાં તને મળી શકનારી) મુક્તિ ચાલી જશે

## ઉદ્બોધન

### ૧૨૨

પંડિત બાદ બદૌ સો જૂઠા,
રામ કે કહે જગત ગતિ પાવૈ ખાંડ કહૈ મુખ મીઠા.

પાવક કહે પાંવ જો દાહૈ જલ કહે તૃખા બુઝાઈ,
ભોજન કહે ભૂખ જો ભાગૈ તો દુનિયા તરિ જાઈ.

નર કે સંગ સુવા હરિ બોલૈ હરિપ્રતાપ નહિ જાનૈ,
જો કબહું ઊડિ જાય જંગલ કો તૌ હરિ સુરતિ ન આનૈ.

બિનુ દેખે બિનુ અરસપરસ બિનુ નામ લિયે કા હોઈ,
ધન કે કહે ધનિક જો હો તો નિરધન રહત ન કોઈ.

સાંચી પ્રીતિ વિષય માયા સોં હરિ ભગતન કી હાંસી.
કહ કબીર એક રામ ભજે બિન બાંધે જમપુર જાસી.

### ૧૨૩

પંડિત, દેખા મન મોં જાની,
કહુ ધૌં છૂત કહાં તે ઉપજિ તબહીં છૂત તુમ માની.

નાદરુ બિદુ રુધિર એક સંગૈ ઘટ હી મેં ઘટ સજજૈ,
અષ્ટ કમલ કો પુહુમી આઈ કહાં યહ છૂત ઉપજૈ.

# ઉદ્‌બોધન

## ૧૨૨

પંડિત જે વાદવિવાદ કરે છે તે ખોટો છે. માત્ર રામ કહેવાથી જ જો દુનિયાને મોક્ષ મળતો હોત તો 'ખાંડ' બોલવાથી જ મોં મીઠું થઈ જાત

'અગ્નિ' એટલું બોલવાથી જ જો પગ દાઝી જતો હોત, માત્ર 'પાણી' કહેવાથી જ તરસ છિપતી હોત અને 'ભોજન' બોલતાં જ ભૂખ મટી જાતી હોત તો આ દુનિયાનો ઉદ્ધાર જ થઈ જાત !

મનુષ્યની સોબતમા રહેતો પોપટ (અનુકરણ રૂપે જ) 'રામરામ' બોલે છે, પણ તેને હરિસ્મરણના પ્રતાપની ખબર જ નથી હોતી. તેથી એ કદીક ઊડીને જો જ ગલમા જતો રહે છે, તો ત્યાં જઈને એ હરિને યાદ પણ કરતો નથી.

તેથી જોયા જાણ્યા વિના તેમ જ એનું સાચું રહસ્ય સમજ્યા વિના નામ રટવાથી શુ થવાનું છે ?

જો 'ધન 'ધન' એમ બોલવાથી જ ધનિક થવાતું હોત તો વિશ્વમાં કોઈ નિર્ધન રહેત જ નહીં.

હે જીવ ! તને સાચી પ્રીતિ તો વિષય ભોગમાં અને માયામા છે અને ભગવાન તથા ભક્તોની તો તું હાસી ઉડાવે છે !

કબીર કહે છે કે હે જીવ ! બધુ કરે, પણ જો હૃદયથી આ રામનું ભજન જ તું નહીં કરે, તો મોહમાયાના બંધનમા પડીને તુ જરૂર જમપુરીમા જ જવાનો છે.

## ૧૨૩

હે પંડિત ! મનમાં સમજીને જરા જુઓ તો ખરા !

ભલા, આ આભડછેટ ક્યાથી ઊપજી ? ને તમે વળી ક્યારથી એને માનતા થયા ?

નાદ, બિન્દુ અને રુધિર (અર્થાત વાયુ, વીર્ય અને રજ )ના સંગમથી આ શરીરમા જ ગર્ભરૂપે નવું શરીર સરજાય છે. ત્યાથી એ અષ્ટ કમલ દલની નીચેથી ઊતરીને જન્મ લઈને પૃથ્વી પર આવે છે. આવી ( સર્વ જીવોના જન્મ માટે ) સમાન પરિસ્થિતિ છતાં આ અસ્પૃશ્યતા વચ્ચે ક્યાંથી પેદા થઈ ?

લખ ચૌરાસી બહુત બાસના સો સબ સરિ ભો માટિ,
એક હિ પાટ સકલ બૈઠારે સીંચિ લેત ધૌં કાટિ.

છૂત હિ જેવન, છૂત હિ અંચવન, છૂત હિ જગ ઉપજાયા,
કહુ કબીર તે છૂત બિબર્જિત જાકે સંગ ન માયા.

૧૨૪

પંડિત દેખો હૃદય વિચારી, કૌન પુરુષ કો નારી.

સહજ સમાના ઘટઘટ બોલે વાકો ચરિત અનૂપા,
વાકો નામ કહા કહિ લીજૈ ના ઓહિ બરન ન રૂપા.

તૈં મૈં કાહુ કરે નર બૌરે કયાં તેરા કયા મેરા,
રામ ખોદાય શક્તિ શિવ એકૈ કહુવૌં કાહિ નિબેરા.

બેદ પુરાન કુરાન કિતેબા નાના ભાંતિ બખાની,
હિંદૂ તુરુક જૈન ઔ જોગી એકલ કાહુ ન જાની.

છ દરશન મેં જો પરવાના તાસુ નામ મનમાના,
કહુ કબીર હમ હીં હૈં બૌરે ઇ સબ ખલક સયાના.

૧૨૫

માયા મોહહિ મોહિત કીન્હા, તાતે જ્ઞાનરતન હરી લીન્હા.

જીવન ઐસો સપના જેસો જીવન સપન સમાના,
શબ્દ ગુરુ ઉપદેશ દિયો તૈ છાંડયો પરમ નિધાના.

આ એ જ ધરતી છે કે જેમાં ચોર્યાશી લાખ યોનિનાં અસંખ્ય વાસનાવાળા પ્રાણીઓનાં શરીરો સડી જઈ ને માટી બની ગયાં છે.

પૃથ્વીના આ એક જ વિરાટ પાટલા પર પ્રભુએ સૌને સમાનરૂપે બેસાડેલાં છે, તો પછી આ આભડછેટનું તૂત કયે ખૂણેથી ખેંચી કાઢયું છે ?

ખાવામાં આભડછેટ ને પીવામાંયે આભડછેટ ! આ આભડછેટને દુનિયાએ સરજી છે.

કબીર કહે છે કે જેમને માયાનો સંગ નથી લાગ્યો, તે જ આભડછેટ-વિનાના ને પવિત્ર છે

## ૧૨૪

હે પડિતજી ! હૃદયથી વિચારી તો જુઓ કે વળી પુરુષ કોણ અને નારી કોણ ?

ઘટઘટમાં સહજ અને સમાનરૂપે વ્યાપીને જે (પરમાત્મા) પોકાર્યા કરે છે એની લીલા તો અનુપમ જ છે. એને તો કોઈ રંગ કે રૂપ નથી, તો પછી એને શા નામે બોલાવાય ?

અરે બાવરા જીવ ! આ હું-તું શું કૂટયા કરે છે ? શું તારું ને શું મારું ?

રામ, ખુદા, શક્તિ અને શિવ એ બધાંયે એક જ છે, એ સત્ય કોને કહેવા જવું ? વેદ અને પુરાણો તેમ જ કુરાન વગેરે ધર્મગ્રથોએ જુદી જુદી રીતે એનું જ વર્ણન કરેલુ છે. હિંદુ, મુસલમાન, જૈન કે જોગીઓમાંથી કોઈ યે આ એકને પૂર્ણ રૂપે જાણ્યો નથી.

છ દર્શનશાસ્ત્રોમા એ વિશે જે પ્રમાણો આપેલાં છે તે પણ મનની માનેલી બધી કલ્પનાઓ જ છે. વસ્તુત એ (પરમાત્મતત્ત્વ) તો કલ્પનાતીત છે.

કબીર કહે છે કે આવી આવી એની વાત કરનાર અમે જ એક પાગલ છીએ ને આ આખી દુનિયા શાણી છે બસ !

## ૧૨૫

આ મોહમાયાએ, હે જીવ ! તને મોહિત કરી મૂક્યો છે અને તેથી જ તારુ જ્ઞાનરૂપી રત્ન એમણે ચોરી લીધું છે.

આ જીવન તો સ્વપ્ન જેવું મિથ્યા છે. તને ગુરુજીએ આત્મજ્ઞાનનો સત્ય ઉપદેશ દીધો. તોયે તેં એ મહાન ખજાનો જતો કર્યો ?

જોતિ હીં દેખ પતંગ હુલસૈ પસુ નહિ પેખૈ આગિ,
કામ ક્રોધ નર મુગુધ પરે હૈં કનક કામિની લાગી.

સૈયદ સેખ કિતાબ નિરખૈં પંડિત શાસ્ત્ર બિચારૈ,
સતગુરુ કે ઉપદેસ બિના તુમ જાનિ કે જીવહિં મારૈ.

કરૌ વિચાર, વિકાર પરિહરૌ તરન તારને સોઈ,
કહુ કબીર ભગવંત ભજન કરુ દ્વિતીયા ઔર ન કોઈ.

૧૨૬

આપન આસ કિયે બહુતેરા,
કાહુ ન મર્મ પાવ હરિકેરા.

ઇન્દ્રિ કહાં કરે વિશ્રામ,
સો કહાં ગયે જો કહુતે રામ.

સો કહાં ગયે હોત અજ્ઞાન
હોય મૃતક ઓહિ પદહિ સમાન.

રામાનંદ રામરસ છાકે,
કહુ કબીર હમ કહિ કહિ થાકે.

૧૨૭

કહો, હો અંબર કાસોં લાગા
ચેતનહારે ચેત સુભાગા.

અંબર મધ્યે દીસે તારા,
એક ચેતે દુજૈ ચેતવનહારા.

જેહિ ખોજે સો ઉહવાં નાહીં
સો તો આહિ અમરપદ માહિં.

દીપકની જ્યોત જોઈને મોહથી તેમાં પડીને બળી મરતાં અજ્ઞાની પતંગિયું હરખાય છે. પણ એ મૂર્ખ જીવને દાહક અગ્નિનું ભાન જ હોતું નથી!

તેવી જ રીતે કાંચન અને કામિનીના મોહથી કામ ક્રોધની માયાજાળમાં જીવો લપટાઈ પડેલા છે.

ભલે સૈયદ અને શેખ સાહેબો કુરાન વાંચે અને પંડિતો ધર્મશાસ્ત્રોની ચર્ચા વિચારણા કર્યા કરે. પણ તું એટલું નિશ્ચય જાણી લેજે કે એ બધું જ સદ્‌ગુરુના ઉપદેશ વિના જીવને મારનારું જ થાય છે. માટે સત્યનો વિચાર અર્થાત આત્મચિંતન કર અને વિકારનો ત્યાગ કર. તરવાનો અને તારવાનો પણ એ જ એક માત્ર ઉપાય છે.

કબીર કહે છે કે (આમ હૃદયથી) ભગવાનનું ભજન કર કારણ કે એ વિના બીજો કોઈ જ ઉપાય નથી.

## ૧૨૬

અત્યંત આશા ને તૃષ્ણાથી ભરેલા કોઈ નેય પ્રભુનુ રહસ્ય સમજાયું નથી.

ઇન્દ્રિયોના વિશ્રામ એટલે કે ભોગમાંથી નિવૃત્તિ લેવાની એ તો માત્ર વાતો જ કર્યા કરે છે. જે (સમજ વિના જ) રામ રામ બોલતા અને જે અજાન હતા એમની કેવી ગતિ થઈ તે જાણો છો? અરે! એમની દશા તો જીવતા મુએલાના જેવી જ ગણાય છે.

કબીર કહે છે કે ગુરુ રામાનંદના પ્રતાપે આ જીવન તો રામરસમાં મસ્ત થયું છે· એ વાત હું તો કહી કહીને થાકી ગયો!

## ૧૨૭

કહો તો ખરા કે આ આકાશ શાને આધારે ટકેલું છે? હે ચેતી જવાની ઈચ્છા રાખનાર સદ્‌ભાગી, આનું રહસ્ય સમજીને તું ચેતી જા.

આ (ચિત) આકાશની મધ્યમાં તારા દેખાય છે. તેમાં એક સ્વય પ્રકાશિત જ્યોતિરૂપ છે અને બીજો ચેતાવનાર જ્ઞાનરૂપ છે.

જેને જીવ બહાર શોધ્યા કરે છે, તે (જ્યોતિ) એને ત્યાં નહીં મળે; એ તો (અંતરના) અમર ધામમાં છે.

કહે કબીર પદ બૂઝે સોઈ
મુખ હૃદયા જાકર એક હોઈ.

૧૨૮

બાબૂ ઐસો હૈ સંસાર તિહારો હૈ યહ કલિ વ્યવહારા,
કો અબ અનખ સહૈ પ્રતિદિન કો નાહિન રહન હમારા.

સુમૃત સુભાવ સબૈ કોઈ જાનૈ હૃદયા તત્ત્વ ન બૂઝૈ,
નિરજિન આગે સરજીવ થાપૈ, લોચન કછુઅ ન સૂઝૈ.

તજિ અમૃત બિખ કાહે અચવૌં ગાંઠિ બાંધૌં ખોટા,
ચોરન કો દિય પાટ સિંહાસન સાહુ કિં કીન્હો ઓટા.

કહ કબીર જૂઠો મિલી જૂઠા ઠગ હિ ઠગ વ્યવહારા,
તીન લોગ ભરપૂર રહ્યો હૈ નાંહીં હૈ પતિયારા.

૧૨૯

નૈનન આગે ખ્યાલ ઘનેરા.

અરધ ઉરધ બિચ લગન લગી હૈ
કયા સંધ્યા રૈન સબેરા.

જેહિ કારન જગ ભરમત ડોલૈ
સો સાહબ ઘટ લિયા બસેરા.

પૂરિ રહ્યો અસમાન ધરનિં મેં
જિત દેખૌં તિત સાહબ મેરા.

તસબી એક દિયા મેરે સાહબ
કહ કબીર દિલ હી બિચ ફેરા.

કબીર કહે છે કે જ્યોતિર્મય પરમપદનો અનુભવ તો એને જ થઈ શકે કે જેનાં મુખ અને હૃદય (અર્થાત્ બહાર તેમજ અંદરની સ્થિતિ) એકાકાર થઈ ગયાં હોય

૧૨૮

અરે બાપુ, તારો આ સંસાર તો આવો જ છે! આ બધો તો કળિયુગનો પ્રપંચી વ્યવહાર જ ચાલે છે!

આ રોજની ગ્લાનિ હવે કોણ વેઠે? આપણાથી તો હવે રહેવાય તેમ નથી.

સુન્દર મતિ અને સુંદર સ્વભાવને તો બધાયે જાણે છે, પણ હૃદયથી એને કોઈ જ સમજતું નથી. એટલે જ જડને ચેતનની પહેલાં લાવીને મૂકે છે! (પહેલું શરીર ને પછી આત્મા એમ ગણે છે) એમની આંખે કંઈ દેખાતુંય નથી!

અરે, આ સંસારમાં અમૃતને છોડીને ઝેર શા માટે પીવું? અને જૂઠની ગાંસડી શા માટે બાંધવી? આ જીવનમાં હૃદયનું જે ઉચ્ચ સિંહાસન છે તેની ઉપર તો તે (દુર્ગુણોરૂપી) ચોરોને બેસાડ્યા છે અને જે (સદ્‌ગુણોરૂપી) શાહુકારો છે તેમને તો તેં કાઢી મૂક્યા છે!

કબીર કહે છે કે આ સંસારમા તો આ સૌ જૂઠે જૂઠા જ મળ્યા છે અને ઠગેઠગ એકબીજાને ઠગી રહ્યા છે. પ્રભુ તો ત્રણે લોકમાં ભરપૂર ભરેલો જ છે, પણ એમા સંસારને વિશ્વાસ નથી.

૧૨૯

આ નયનો સામે તો કેટલીયે સ્મૃતિઓ રમી રહી છે. શું સાંજ કે શું સવાર! આ ચિત્તવૃત્તિ ઉપર બ્રહ્મજ્યોતિથી પ્રકાશિત શૂન્યમાં અખંડ સંલગ્ન થઈ રહી છે!

આખું જગત જેને માટે ભ્રમમાં ભટક્યાં કરે છે તે મારા પ્રભુજીએ તો આ દેહમા જ વાસ કર્યો છે!

ધરતી અને આસમાનના અણુએ અણુમા એ ભરપૂર ભરેલો છે. મારો નાથ તો જ્યાં જોઉં ત્યાં હાજરાહજૂર જ છે.

કબીર કહે છે કે મારા પ્રભુજીએ મને એવી આરાધના–પદ્ધતિ આપી છે કે જેથી મારુ મન હૃદયમાં જ શ્વાસેશ્વાસમાં જ ડૂબેલું રહે છે.

## ૧૩૦

જાગુરે જિવ જાગુ રે અબ
કયા સોવૈ જિવ જાગુ રે.
ચોરન કો ડર બહુત રહત હૈ
ઉઠિ ઉઠિ પહિરે લાગુ રે.
ररों ખોલિ મમો કરિ ભીતર
જ્ઞાન રતન કરિ જાગુ રે.
ઐસે જો અજરાયલ મારૈ
મસ્તક આવૈ ભાગુ રે.
ઐસી જાગનિ જો કોઈ જાગ
તો હરિ દેહુ સોહાગુ રે.
કહુ કબીર જગોઈ ચાહિયે
કયા ગિરહી બૈરાગુ રે.

* * *

# ઉપદેશ ઔર ચેતાવની

## ૧૩૧

બોલના કાસોં બોલિયે ભાઈ,
બોલત હિ સબ તત્ત્વ નસાઈ.
બોલત બોલત બાઢુ વિકારા
સો બોલિયે જા પરૈ વિચારા.
મિલૈ જો સંત બચન દુઇ કહિયે,
મિલે અસંત મૌન હ્વૈ રહિયે.
પંડિત સોં બોલિય હિતકારી
મૂરખ સોં રહિયે ઝખ મારી.
કહુ કબીર આધા ઘટ ડોલૈ
પૂરા હોય બિચાર લૈ બોલૈ.

૧૩૦

અરે જીવ ! હવે તો જાગી જા ! આમ શું ઘોરી રહ્યો છે ?

ચારે બાજુ ષડ્રિપુરૂપી ચોરનો ઘણો ભય છે, માટે જાગી જઈને પહેરો ભરવા માંડ.

રોમ રોમ રામરટણથી ખોલીને, આંતરપ્રદેશમાં ઉલ્લાસ પ્રગટાવી, આત્મ-જ્ઞાનરૂપી રત્નનો પ્રકાશ પામવા તુ જાગ્રત થઈ જા

આમ જે સદા માટે ચોરોને મારે છે તેના જ ભાગ્યમાં અક્ષરપદનું અમૃત હોય છે.

જે કોઈ આવી અખંડ જાગૃતિ રાખે છે તેને પરમાત્મા પરમપદનું સદ્ભાગ્ય આપે છે.

કબીર કહે છે કે ગૃહસ્થ હો કે વૈરાગી હો, આવી જાગૃતિ તો દરેક જીવને હોવી જ જોઈએ.

*　　*　　*

## ઉપદેશ તથા ચેતવણી

૧૩૧

હે ભાઈ! કહેવાનુ કોને કહીએ? કહેવા જતા જ એ (અનિર્વચનીય) તત્ત્વનું રહસ્ય મર્યું જાય છે!

એ તત્ત્વનુ લાબું વિવેચન કરવા બેસતા જ (અભિમાન વગેરે) વિકારો વધે છે, એટલે માત્ર એટલુ જ બોલવુ જોઈએ કે જેની ઊંડી સમજણ (અનુભૂતિ) પ્રાપ્ત થઈ હોય.

જો સંત મળી જાય તો તેમની પાસે એ વાત કહેવી, પણ જો દુર્જનનો ભેટો થઈ જાય તો (અનર્થને ટાળવા) મૌન જ સેવવું.

વિદ્વાન પાસે હિતકર વચન બોલવા, કારણ કે મૂર્ખ આગળ તો ઝખ મારીને શાંત જ રહેવુ પડે

કબીર કહે છે કે અધૂરો ઘડો જ છલકાયા કરે છે. (અર્થાત્ અપુર્ણ જ્ઞાન હોય તે જ વારંવાર બોલબોલ કર્યા કરે.) જે ભરપૂર (જ્ઞાનવાન) હોય તે તો સ્થિર જ રહે છે અને જ્ઞાનપૂર્વક સમજીને જ બોલે છે.

૧૩૨

મરિહૌં રે તન કા લૈ કરિ હૌં,
પ્રાન છૂટે બાહર લૈ ધરિહૌં.
કાય બિગુરચન અનબન બાટી,
કોઈ જારૈ કોઈ ગાડૈ માટિ.
જારૈ હિન્દુ તુરક લૈ ગાડૈ
ઈ પરપંચ દુનોં ઘર છાંડૈ.
કર્મ ફાંસ જગ જાલ પસારા
જ્યોં ધીમર મછરી ગહિ મારા.
રામ બિના નર હ્વૈ હો કૈસા
બાટ માંઝ ગોબરોરા જૈસા.
કહ કબીર પાછે પછિતૈ હૌં
યા ઘર સોં જબ વા ઘર જૈહૌં.

૧૩૩

ચલત કા ટેઢે ટેઢે ટેઢે?
દસોં દ્વાર નરક મેં બૂડે દુરગંધોં કે બેડે.
ફૂટે નયન હૃદય નહિ સૂઝે મતિ એકૌ નહિ જાની,
કામ ક્રોધ તૃષ્ણા કે મારૈ બૂડિ મૂએ બિનુ પાની.
જારે દેહ ભસમ હ્વૈ જાઈ ગાડૈ માટી ખાઈ,
સૂકર સ્વાન કાગ કે ભોજન તન કી યહૈ બડાઈ.
ચેતિ ન દેખુ મુગુધ નર બૌરે તોતે કાલ ન દૂરિ,
કોટિન જતન કરૈ બહુતેરે તન કી અવસ્થા ધૂરિ.
બાલૂ કે ઘરવા મેં બૈઠે ચેતત નાહિં અયાના,
કર કબીર એક રામ ભજે બિન બૂડે બહુત સયાના.

૧૩૨

અરેરે ! જીવડા ! તું તો મરવાનો છે, પછી આ શરીરને લઈને શું કરવાનો ? એમાંથી પ્રાણ નીકળી જશે એટલે તો એને ઊંચકીને બધા બહાર કાઢી મૂકશે !

આ કાયા તો ભારે ભ્રમ ઊભો કરનાર ઢંગ વિનાનો પિંડો છે; કોઈ એને બાળી મૂકે છે તો કોઈ વળી જમીનમાં દાટી દે છે. હિંદુઓ શરીરને બાળે છે અને મુસલમાનો દાટી દે છે. બન્ને જણના (દેહરૂપી) ઘરમાંથી જીવ તો આ સંસારનો માયા પ્રપંચ છોડીને જતો જ રહે છે

જે રીતે માછીમાર જાળ નાખીને માછલાને પકડીને મારે છે, તે જ રીતે સર્વ જીવોને ફસાવવા સંસારમાં કર્મબંધનની જાળ ફેલાવેલી છે.

રામ-શરણ વિનાનો માણસ તો રસ્તે પડેલા છાણના પોદળા જેવો નકામો ગણાય !

કબીર કહે છે કે જ્યારે આ લોકમાંથી બીજા લોકમાં જવાનું થશે ત્યારે હે જીવ ! તારે પાછળથી પસ્તાવું પડશે.

૧૩૩

(રે અજ્ઞાની જીવ !) આમ વાંકો ને વાંકો જ કેમ ચાલે છે ?

આ દસે ઇન્દ્રિયોના દ્વાર તો (વિષયભોગરૂપી) નરકમાં ડૂબાડૂબ રહે છે. શરીર દુર્ગંધના વહાણ જેવું છે.

તારી આંખો ફૂટી ગઈ છે; હૃદયથીયે તને સૂઝ પડતી નથી અને એકે સન્મતિ તારામાં જણાઈ નથી. કામ, ક્રોધ અને તૃષ્ણાના માર્યા પાણી વગર તમે સૌ ડૂબી મરો છો !

આ નશ્વર દેહને બાળતા એની રાખ થઈ જશે અને દાટતાં એની ધૂળ થઈ જશે અથવા તો (એવા અંતિમ સંસ્કાર નહી પામે તો) આ દેહ કુક્કર, કૂતરા ને કાગડાનુ ભોજન થઈ પડશે. આ શરીરની આવી તો મોટાઇ છે!

અરે, મોહવશ પાગલ બનેલા માનવી ! તુ ચેતી જઈને આટલુયે જોતો નથી કે કાળ કંઈ તારાથી દૂર નથી તું કોટિ જતન કરીને ખૂબ સંભાળ રાખ્યા કરશે તો પણ આ શરીર અંતે તો માટીમા જ મળી જવાનું છે.

અરે અજ્ઞાની ! આમ રેતીના (ક્ષણભંગુર) ઘરમાં બેઠો હોવા છતાયે તું કેમ ચેતી જતો નથી ?

કબીર કહે છે કે (ચેતી જઈને) રામનું ભજન કર્યા વિના, શાણા ગણાયેલા કેટલાયે લોકો પણ ભવસાગરમાં ડૂબી મર્યા છે.

૧૩૪

ફિરહુ કા ફૂલે ફૂલે ફૂલે!
જો દસ માસ ઉરધ મુખ ઝૂલે સો દિન કાહે ભૂલે!
જ્યોં માખી સ્વાદૈ લહિ બિહરે સોચિ સોચિ ધન કીન્હા,
ત્યોંહિ પીછે લેહુ લેહુ કરિ ભૂત રહનિ કછુ દીન્હા.
દેહરી લોં વર નારિ સંગ હૈ આગે સંગ સહેલા,
મૃતક થાન સંગ દિયો ખટોલા ફિરિ પુનિ હંસ અકેલા.
જારે દેહ ભસમ હ્વૈ જાઈ ગાડે માટી ખાઈ,
કાંચે કુંભ ઉદક જ્યોં ભરિયા તન કી ઈહિ બડાઈ.
રામ ન રમસિ મોહ મેં માતે પર્યો કાલ બસ કૂવા,
કહ કબીર નર આપ બંધાયો જ્યોં નલિની ભ્રમ સૂવા.

૧૩૫

અલ્લહ રામ જીવ તેરી નાંઇ,
જન પર મેહર કરહુ તુમ સાંઈ.
ક્યા મૂંડો ભીમ હિં સિર નાયે,
ક્યા જલ દેહ નહાયે.
ખૂન કરૈ મસકીન કહાવૈ.
ગુન કો રહૈ છિપાયે.
ક્યા ભો ઉજૂ મજ્જન કીને
ક્યા મસજીદ સિર નાયે.
હૃદયે કપટ નેવાજ ગુજારે
કા ભો મક્કા જાય.
હિંદુ એકાદસી ચૌબીસ રોજા
મુસલીમ તીસ બનાયે.
બારહ માસ કહો ક્યોં ટારો
યે કેહિ માંહ સમાયે.

૧૩૪

આમ ફૂલણજી થઈને શાનો ફરે છે ? ઊંધે માથે ગર્ભવાસમાં દસ માસ લટકતો હતો તે દિવસો ભૂલી ગયો ?

જેમ મધમાખી સ્વાદની લાલચની મારી (ફૂલે ફૂલે) ભટકયા કરે છે અને ટીપુ ટીપું કરી મધરૂપી ધન ભેગું કરે છે, તેમ જીવ લાલચવશ સંસારમાં બધુ ભેગુ તો કરે છે પણ તેની પાછળ 'લઈ લો, લઈ લો,' કરતા કશુંક દેવા માટે એનુ ભૂત રહે છે.

મરણ થતાં ઉંબરા સુધી વરની વહુ સાથ કરે છે; એની સહેજ આગળ સુધી મિત્રો સાથ દે છે અને સ્મશાન સુધી ઠાઠડી એનો સંગાથ કરે છે. પછી તેનીયે આગળ તો (જીવાત્મારૂપ) હંસલાને એકલા જ પરલોકમાં જવાનું હોય છે.

આ દેહને બાળી દેતાં એ રાખ થઈ જાય છે અને દાટી દેતાં એ માટીમાં ખવાઈ જાય છે. કાચા ઘડામાં પાણી ભરેલુ હોય તેના જેવી આ શરીરની હાલત હોય છે

કબીર કહે છે કે તુ મોહમાં ઉન્મત થઈ જઈને, રામનુ શરણુ સ્વીકારી ખરો આનંદ લેતો નથી અને આમ કાળને વશ થઈને હાથે કરી કૂવામાં પડ્યો છે હે જીવ ! રસના લોભનો માર્યો ભમરો કમળમાં પુરાઈ જાય તેમ મોહવશ થઈને તું પણ બંધાઈને મરી રહ્યો છે

૧૩૫

હે રામ ! હે અલ્લા, આ જીવ તો તમારો સગોત્ર છે હે સાંઈ ! તમે સ્વજન પર કૃપા કરો

મુંડન કરેલુ માથું મહાદેવને નમાવ્યાથી શું ? પાણીમા દેહને ડૂબકીઓ ખવડાવ્યાથી શું ? એક બાજુ ખૂન કરે અને બીજી બાજુ પોતાને બિચારો ગણાવીને પોતાના પાપ છુપાવે ! એ શી રીતે બને ?

નિર્મલ થવા માટે સ્નાન કર્યાથી કે પછી મસ્જિદમાં માથુ નમાવ્યાથી શુ વળવાનું છે ? હૃદયમાં કપટ રાખીને નમાજ પઢે કે મક્કાની હજ કરવા જાય તેથી શું વળે ?

હિંદુઓએ બારે માસની ચોવીસ એકાદશીના ઉપવાસ અને મુસ્લિમોએ રોજાના ત્રીસ ઉપવાસ કર્યા કેમ ભાઈ ! તે સિવાયના આ બારે માસના દહાડાને કેમ બાકી રાખ્યા ? એ બધા જો અપવિત્ર હોય તો ક્યાં જાય ? (સરજનહારના સૌ દિન સરખા )

પૂરબ દિસિ મેં હરિ કો આસા,
પચ્છિમ અલહ મુકામા.
દિલ મેં ખોજ દિલે મેં દેખો
યહૈ કરીમા રામા.
જો ખોદાય મસજીદ મેં બસતુ
હૈ ઔર મુલુક કેહિ કેરા.
તીરથ મૂરત રામ નિવાસી
દુઈ મેંહ કિનહું ન હેરા.
બેદ કિતાબ કીન કિન્હ જૂઠા
જૂઠા જો ન વિચાર.
સબ ઘટ માંહિ એક કરિ લેખૈ
ભૈ દૂજા કરિ મારૈ.
જેતે ઔરત મર્દ ઉપાને
સો સબ રૂપ તુમ્હારા.
કબીર પોંગરા અલહ રામ કા
સો ગુરુ પીર હમારા.

૧૩૬

ભંવર ઉડે બક બૈઠે આય
રૈનિ ગઈ દિવસોં ચલિ જાય.
હલ હલ કાંપૈ બાલા જીવ,
ના જાનૈં કા કરિ હૈં પીવ.
કાંચે બાસન ટિકે ન પાની,
ઉડી ગૈ હંસ કાય કુમિલાની.
કાગ ઉડાવત ભુજા પિરાની,
કહ કબીર યહ કથા સિરાની.

૧૩૭

રામનામ કા સેવહુ બીરા દૂર નહીં દુરઆસા હો,
ઔર દેવ કા પૂજહું બૌરે ઈ સબ જૂઠી આસા હો.

પૂર્વ દિશામાં પ્રભુનો વાસ છે અને પશ્ચિમમાં અલ્લાનો મુકામ છે! (આવા વિચાર મિથ્યા છે) અરે, ભાઈ! દિલની અંદર શોધ કરીને દિલમાં જ એનાં દર્શન કરી લો ને! એમા જ કરીમ અને એમાં જ રામ છે.

જો ખુદા મસ્જિદમાં જ રહેતા હોય તો પછી આ બીજો બધો પ્રદેશ કોનો કહેવો?

જો તીર્થધામમા અને મૂર્તિઓમાં જ રામ રહેતા હોય તો એ બનેમાં એમને કેમ કોઈએ જોયા નહિ?

વેદ અને કુરાનને કોણે જૂઠા કહ્યા છે? જે (ઈશ્વરનો) વિચાર કરતો નથી તે જ જૂઠો છે ઘટઘટમાં સર્વત્ર એ એક જ સમાયેલો છે એમ જે ગણે છે તે જ સત્ય છે. તેમાં દ્વૈતનો ભેદભાવ થતાં જ એ સત્યજ્ઞાનનો નાશ થાય છે.

જેટલાં નર ને નારી જન્મ્યા છે તે બધાંયે તમારાં જ સ્વરૂપો છે, પ્રભુ!

કબીર કહે છે કે અલ્લા કે રામનો જે દીવાનો છે તે જ અમારો ગુરુ કે પીર છે.

૧૩૬

ભમરા (કાળા વાળ) ઊડી ગયા ને બગલા (ધોળા વાળ) બેઠા.

કૈંક રાતો વહી ગઈ અને આયુષ્યના દહાડા પણ ચાલ્યા જાય છે.

અજાની બાળા (જીવાત્મા) થરથર ધ્રૂજે છે એને ખબર નથી કે અજ્ઞાનમાં આયુષ્ય ગુમાવ્યા બદલ મારા પ્રિયતમ મને શું કરશે?

કાચી માટીના વાસણમાં પાણી ટકતું નથી. તેમ આ નાશવંત દેહમાંથી પણ હંસલો જ્યારે ઊડી જાય છે, ત્યાર પછી શરીર તો કરમાઈને ખલાસ થઈ જાય છે.

જીવનક્ષેત્રની ચોકી કરતાં, માયામોહના વિકારો રૂપી કાગડા ઉડાડતાં તો હાથ-પગ પણ દુખી ગયા.

કબીર કહે છે કે જન્મથી મરણ સુધીની જીવની કથા આટલામાં જ પૂરી થાય છે.

૧૩૭

અરે મારા વીરા! આમ શા માટે રામનામ બોલ્યા કરે છે? તેં તારા મનમાંથી આશા-તૃષ્ણા હજી દૂર કરી નથી.

અરે ગાંડા! આમ બીજા દેવોને શા માટે પૂજે છે? એ બધીયે આશા ફોગટ છે.

ઉપર કે ઉજરે. કહુ ભો બૌરે ભીતર અજહું કારો હો,
તન કે વૃદ્ધ કહા ભો બૌરે ઈ મન અજહું બારો હો.

મુખ કે દાંત ગયે કા બૌરે અંદર દાંત લોહે કે હો,
ફિર ફિર ચના ચબાઓ વિષય કે કામ ક્રોધ મદ લોભે હો.

તન કી સક્તિ સકલ ઘટ ગયઉ, મનહિ દિલાસા દૂની હો.
કહૈ કબીર સુનો હો સંતો સકલ સયાનપ ઊની હો.

૧૩૮

રામનામ બિનુ રામનામ બિનુ મિથ્યા જન્મ ગંવાઈ હો.

સેમર સેવા સૂઈ જો જંહુડે ઉન પરે પછતાઈ હો,
જૈસે મહિપ ગાંડિ અરથૈ દે ઘરહું કિ અકિલ ગંવાઇ હો.

સ્વાદે ઉદર ભરત ધૌં કૈસે ઓસૈ પ્યાસ ન જાઈ હો,
દ્રવ્યક હીન કૌન પુરૂષારથ મનહિ માંહિ તબાઇ હો.

ગાંઠિ રતન ભરમ નહિ જાનેહુ પારખ લીન્હિ છોરિ હો,
કહ કબીર એહિ અવસર બીતે રતન ન મિલે બહોરિ હો.

ઉપરથી જ ઊજળા થયે શું વળે ? અંદર તો હજી તું કાળો પાપી જ છે.

અરે પાગલ ! શરીરથી ઘરડા થયે શું થયું ? આ મન તો હજીયે ભોગ-લોલુપતાવાળુ જુવાન જ રહ્યુ છે.

આ મોઢાના દાત પડી ગયા છે તેથી શુ ? અંદર તો (સ્વાદ ઝંખતા) લોખંડી દાંત સાબૂત છે એ અંદરની લોલુપવૃત્તિઓના દાંતથી જ ફરીફરીને વિષયભોગના તેમ જ કામ, ક્રોધ, મદ અને લોભના ચણા તું ચાવ્યા જ કરે છે.

તારી શરીરની બધી જ શક્તિ ઘટી ગઈ છે, પણ આ મનમા તો ભોગ-વિલાસ કરવા માટે બમણો ઉત્સાહ છે.

કબીર કહે છે કે હે સતો ! સાંભળી લેજો કે ભોગવૃત્તિના શમન વિના બધું જ ડહાપણ ને જ્ઞાન અપૂર્ણ છે.

## ૧૩૮

રે જીવ ! તેં રામનામ લીધા વિના મોહમાયામાં આખો જન્મારો વૃથા ગુમાવ્યો..

જે પોપટ શીમળાના ફળને રસભર્યા માનીને તે ખાવા માટે પાસે બેઠો હોય છે, તે અજ્ઞાની, મૂર્ખ અને છેતરાઈ જતા તેમાંથી રૂના રેસા ઊડતાં પસ્તાય છે. તેમ આ ભોગોમાંથી તને કંઈ સાચું સુખ પ્રાપ્ત ન થતાં તુ પણ પસ્તાય છે.

કોઈ રાજા શું માટીના ઢેફા માટે અક્કલ વેચીને પોતાનો મહેલ આપી દે ખરો ? (હે જીવ, તેં એવુ કરવા માંડયું છે)

માત્ર સ્વાદથી કંઈ પેટ ભરાય ? ભલા ! ઝાકળથી કંઈ તરસ છિપી શકતી હશે ખરી ?

ગરીબ માણસનાં કયા મનોરથ પૂરા થાય છે ? એ તો મનમાં જ ખલાસ થઈ જાય છે.

અરે ! તારી જિંદગીની ગાઠડીમાં જ (આત્મારૂપી) અણમોલ રતન બાંધેલું છે, પણ તું માયામોહમા પડી જઈને એનો ભેદ જાણતો નથી. એને પારખનાર તો એ ગાંઠડી છોડીને એને પામી જાય છે.

કબીર કહે છે કે આ માનવ જન્મનો દુર્લભ અવસર વીતી જશે તો પછી ફરીફરીને આવું અમૂલ્ય રત્ન તારે હાથ લાગવાનું નથી તે નક્કી જાણજે.

૧૩૯

જો તૈં રસના રામ ન કહિ હૈ,
ઉપજત બિનસત ભારમત રહિ હૈ.

જસ દેખિ તરૂવર કી છાયા,
પ્રાન ગયે કહુ કાકી માયા.

જીવત કછુ ન કિયે પરમાના.
મુએ કર્મ કહુ કાકર જાના.

અંત કાલ સુખ કોઉ ન સૂવૈ
રાજા રંક દોઉ મિલી રોવ.

હંસ સરોવર કમલ સરીરા,
રામ રસાયન પિવૈ કબીરા.

૧૪૦

સોચ સમજ અભિમાની ચાદર ભઈ હૈ પુરાની.

ટુકડે ટુકડે જોડિ જુગત સોં સીકે અંગ લપટાની,
કર ડારી મૈલી પાપન સોં લોભ મોહ મેં સાની.

ના એહિ લગ્યો જ્ઞાન કે સાબુન ના ધોઇ મલપાની,
સારી ઉમર ઓઢતે બીતી ભલી બુરી નહિ જાની.

સંકા માન જાન જિય અપને યહ હૈ ચીજ બિરાની,
કહ કબીર ધરિ રાખુ જતન સે ફેર હાથ નહિ આની.

૧૪૧

બહુર નહિ આવના યા દેસ,
જો જો ગયે બહુર નહિ આયે પઠવત નાહિ સંદેસ.

૧૩૯

હે જીભ! જો તું રામનું રટણ નહી કરે તો જન્મથી મરણ સુધી ભ્રમમાં જ ભટકતી રહી જઈશ.

જેમ ઝાડની છાયા અસ્થિર દેખાય છે, તેમ ભૌતિક પ્રેમ પણ અસ્થિર જ છે. શરીરમાં પ્રાણ છૂટી ગયા પછી તેને માટે કોઈનીયે માયા મમતા રહેતી નથી.

અરેરે! જીવતાં તેં કંઈ જ સાર્થક કર્યું નહી! મરેલા પાછળ કરેલાં કર્મ કોણે જાણ્યાં છે?

આવા ભ્રમમા જ જીવન ગાળનાર કોઈ પણ જીવ અંતકાળે સુખશાંતિ પામતો નથી એ વખતે તો રાજા હોય કે રંક, બંને જણા કલ્પાંત જ કરે છે

(તત્ત્વજલથી છલકાતા) આતમસરોવરમાં, શરીરરૂપી કમલમાં રહીને આ કબીર તો દિવ્ય રામરસાયણનું પાન કરતો મસ્ત છે

૧૪૦

હે અભિમાની જીવ! જરા સમજીને તું વિચાર તો કર. આ તારી કાયારૂપી ચાદર જૂની થઈ ગઈ છે.

(જુદાં જુદા તત્ત્વોરૂપી) ટુકડાઓને યુક્તિપૂર્વક ભેગા કરીને એને સીવી લઈને તારે અંગેઅંગે એ ચાદર લપેટેલી છે.

તેં પાપકર્મથી એને લોભમોહમા ગ્ગદોળીને મેલી કરી નાખી છે. તેં એને સ્વચ્છ ને શુદ્ધ રાખવા માટે નથી લગાડ્યો જ્ઞાનરૂપી સાબુ કે નથી એને સત્સંગના શુદ્ધ જળથી કદીયે ધોઈ

એ ઓઢીને તો તેં આખીયે ઉંમર વીતાવી દીધી, તેમાં એ સારી રહી છે કે એ બગડી ગઈ છે તેની પણ તેં સભાળ રાખી નથી.

આ હકીકત ઉપર ધ્યાન દઈને પોતાના જીવને પ્રશ્ન કરીને તું આટલું જાણી લે કે આ મનુષ્ય શરીર પાછું પારકુ છે, તારુ નથી.

કબીર એટલે જ કહે છે કે તું એને બહુ જ કાળજીપૂર્વક સાચવીને રાખ કારણ કે એક વાર તે હાથમાંથી ગયા પછી ફરી પાછુ તારે હાથ નહીં લાગે,

૧૪૧

આ (મૃત્યુલોકના) દેશમાં ફરીફરીને આવવાનું નહીં બને કારણ કે અહીં જન્મ લીધા પછી જે જે પરલોક ગયા છે તે પાછા ફરીને આવ્યા નથી તેમ જ તેઓએ કંઈ સદેશો પણ મોકલ્યો નથી.

સુર નર મુનિ ઔ પીર-ઔલિયા દેવી દેવ ગણેસ,
ધરિ ધરિ જનમ સબૈ ભરમે હૈં બ્રહ્મા વિષ્ણુ મહેસ.
જોગી જંગમ ઔર સંન્યાસી દિગંબર દરવેસ,
ચુંડિત મુંડિત પંડિત લોઈ સરગ રસાતલ સેસ.
જ્ઞાની ગુની ચતુર ઔ કવિતા રાજા રંક નરેસ,
કોઈ રહીમ કોઇ રામ બખાને કોઈ કહે આદેસ.
નાના ભેખ બનાય સબૈ મિલિ ઢૂંઢિ ફિરૈ ચહુ઼ં દેસ,
કહે કબીર અંત ના પૈહો બિન સતગુરુ ઉપદેસ.

૧૪૨

વા દિન કી કછુ સુધ કર મન મેં.

જા દિન તૈ ચલુ તૈ ચલુ હોઈ,
તા દિન સંગ ચલૈ નહિ કોઈ,
તાત માત સુત નારી રોઈ.
માટિ કે સંગ દિયો સમોઈ;

સો માટી કાટેગી તન મેં.

ઉલફત નેહા કુલફત નારી,
કિસકી બીબી કિસકી બાંદી?
કિસકા સોના - કિસકી ચાંદી?
જા દિન જમ લે ચલિ હૈં બાંધી.

ડેરા જાય પરે વહિ બન મેં.

ટાંડા તુમને લાદા ભારી.
બનિજ કિયા પૂરા બ્યોપારી,
જૂઆ ખેલા પૂંજી હારી,
અબ ચલને કી ભઈ તયારી.

હિત ચિત મત લાઓ ધન મેં.

સુર, નર, મુનિ અને પીર–ઓલિયા કે ગણેશ વગેરે દેવદેવીઓ તેમ જ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ પણ જન્મ લઈને બધા જ સંસારી માયાના ભ્રમમાં પડી જાય છે.

આ ઉપરાંત મહાત્મા, યોગી, મુનિ, સંન્યાસી અને દિગંબર સાધુ કે ફકીર તથા ચોટલીવાળા કે મુંડન કરાવેલા પંડિત લોકો, તેમ જ સ્વર્ગના દેવ અને પાતાળના શેષ પણ એવા માયાના ભ્રમમા જ ભમી રહ્યા છે

જ્ઞાનવાન, ગુણવાન અને ચતુર કવિજન તેમજ નરપતિ રાજા કે રંક એ બધામાં કોઈ રહીમની તો કોઈ રામની સ્તુતિ કરે છે. તો વળી કોઈ (ગોરખપંથી લોકોની જેમ) આદેશ રૂપે પ્રભુને માને છે.

જાતજાતના વેષપલટા કરીને બધી દિશાઓમાં બધા લોકો પરમાત્માને શોધતા ફરે છે. પણ તેનો પાર પામતા નથી.

કબીર કહે છે કે સદ્‌ગુરુદેવના ઉપદેશ વિના એનો અંત કોઈ નહી પામી શકે.

## ૧૪૨

રે મોહમાયાવશ જીવ! એ અંતિમ દિવસનો તો મનમાં કાંઈક ખ્યાલ રાખ!

એ દિવસે જ્યારે બધા મળીને નિષ્પ્રાણ દેહને 'લઈ ચાલો, લઈ ચાલો' એમ બૂમો પાડતા હશે, ત્યારે તારી સાથે કોઈ જવાનુ નથી.

મા, બાપ, દીકરો અને પત્ની એઘડી રડીને વેગળાં રહેશે અને તારી કાયાને માટીમાં (દાટીને કે બાળીને) સમાવી દેશે તે દહાડે માટી તને અંગે અંગે કરડતી લાગશે, માટે તે અંતિમ દિનનો તુ ખ્યાલ તો રાખ!

જે દિવસે, જમરાજ તને બાધીને લઈ જશે ત્યારે ભાઈ, તને સમજાશે કે નારીના સ્નેહનો કે તેના રુદનનો કશો અર્થ નથી. અરે, કોની ઓરી ને કોની દાસી? કોનુ સોનુ ને કોની ચાદી? તે દિવસથી તો એ બધુંય છોડીને જંગલમા (સ્મશાનમાં) ધામા નાખવા પડે છે

તે તો સંસારમાં વાણિયાંની જેમ પૂરો વેપારી થઈને વણજારની પેઠે ભારે માલ લાદી દીધો છે. પણ પછી જુગાર ખેલ્યો તેમાં તુ બધી જ પૂંજી ગુમાવી બેઠો છે, હવે તો નીકળી પડવાની તૈયારી થઈ રહી છે. તારી અવસ્થા થઈ છે અને અંતકાળ નજીક છે. દુર્ભાગ્યે તે ધન કમાવાના લોભમાં, જગતના વેપારમાં આત્મકલ્યાણનો વિચાર જ ન કર્યો.

જા કોઈ ગુરુ સે નેહ લગાઈ
બહુત ભાંતિ સોઇ સુખ પાઇ,
માટી મેં કાયા મિલિ જાઈ,
કહ કબીર આગે ગોહરાઈ.

સાઁચ નામ સાહેબ કો સંગ મૈં.

૧૪૩

ના જાને તેરા સાહેબ કૈસા ?

મહજીદ ભીતર મુલ્લા પુકારૈ ક્યા સાહેબ તેરા બહિરા હૈ ?
ચિઉટી કે પગ નેવર બાજૈ સો ભી સાહબ સુનતા હૈ.

પંડિત હોય કે આસન મારૈ લંબી માલા જપતા હૈ,
અંતર તેરે કપટ કતરની સો ભી સાહબ લખતા હૈ.

ઊંચા નીચા મહલ બનાયા ગહરી નેવ જમાતા હૈ,
ચલને કા મનસૂબા નાહીં રહને કો મન કરતા હૈ.

કૌડિ કૌડિ માયા જોડી ગાડિ જમીં મેં ધરતા હૈ,
જેહિ લહના હૈં સો લૈ જૈહેં પાપી બહિ બહિ મરતા હૈ.

સતવંતી કો ગજિ મિલૈ નહીં વેશ્યા પહિરે ખાસા હૈ,
જેહિ ઘર સાધુ ભીખ ન પાવૈ ભડુઆ ખાત બતાસા હૈ.

હીરા પાય પરખ નહિ જાને કૌડિ પરખ ન કરતા હૈ,
કહત કબીર સુનો ભાઈ સાધો હરિ જૈસે કો તૈસા હૈ.

જે કોઈ સદ્‌ગુરુની પ્રેમથી ભક્તિ કરશે તેને અનેક પ્રકારે સુખ શાંતિ મળી રહેશે. આ કાયા તો માટીમાં મળી જશે.

કબીર એટલા માટે જ પ્રથમથી પોકારીને ચેતાવે છે કે પરમાત્માનું સત્યનામ જ સદાયનો સંગાથ કરનાર છે. .

## ૧૪૩

કોણ જાણે તારો માલિક કેવો છે! મસ્જિદમાં મુલ્લાજી મોટેથી બાંગ પોકારે છે, તે શું તારો અલ્લા બહેરો છે? અરે, એ તો કીડીના પગનાં ઝાંઝરનો ઝંકાર પણ સાંભળે છે.

તું પંડિત થઈને આસન લગાવીને લાંબી માળા ફેરવતો જાપ કરે છે, પરંતુ તારા અંતરમાં તો કપટની કાતર જ ચાલતી હોય છે. તે પણ તારો ભગવાન જુએ જ છે!

ઊંડા પાયા નાખીને તું ઊંચા ઊંચા મહેલો ચણાવે છે. તે ઉપરથી તો લાગે છે કે અહીંથી તારે એક દહાડો જવાનું જ છે એનો તને ખ્યાલ જ નથી. તને તો સદા કાળ અહીં આ દુનિયામાં રહેવાનું જ મન થતુ લાગે છે

તેં કોડીકોડી ભેગી કરીને સંપત્તિ જમા કરી છે અને તેય તું ખા' ખોદીને જમીનમાં દાટી રાખે છે પણ તે તો જેને નસીબે મળવાની હશે તે જ છેવટે લઈ જવાનાં છે. તું તો લોભનો માર્યો પાપ કરતો એને ભાર ખેંચીને મરી રહ્યો છે!

અરે! આ દુનિયામાં સદાચારી નારીને પહેરવા પૂરતું એક વાર કપડું પણ નથી; ત્યારે વેશ્યા ઘણાં બધાં વસ્ત્રો પહેરીને મહાલે છે!

સાધુ-સંતને જે ઘરમાંથી પેટપૂરતી ભિક્ષા પણ નથી મળતી ત્યાં દુષ્ટજનો મિષ્ટાન્નની મોજ માણે છે!

મનુષ્યજીવને આત્મારૂપી હીરો મળેલો છે પણ તેને એનું ભાન નથી, અને તુચ્છ કોડોની પણ તેને પરીક્ષા કરતાં નથી આવડતી. વિવેકનો અભાવ છે.

કબીર કહે છે કે હે સંતજન! આટલું જાણી લો કે ભગવાન તો જેવાની સાથે તેવા છે.

૧૪૪

સુખડા ક્યા દેખો દરપન મેં, તેરે દયા ધરમ નહીં તન મેં.

આમ કી ડાર કોયલિયાં બોલે સુવાના બોલેં બન મેં,
ઘરબારી તો ઘર મેં રાજી ફક્કડ રાજી બન મેં.

એંઠિ ધોતી પાગ લપેટી તેલ ચુવા જુલફન મેં,
ગલી ગલી કી સખી રિઝાઈ દાગ લગાયા તન મેં.

પાથર કી ઈંઠ નાવ બનાંઈ ઉતરા ચાહે છન મેં,
કહત કબીર સુનો ભાઈ સાધો વે ક્યા ચઢિ હૈ રન મેં.

૧૪૫

મોરે જિયારા બડા અંદેસવા મુસાફિર જૈહો કૌની ઓર.

મોહ કા સહર કહર નરનારી દુઈ ફાટક ઘનઘોર,
કુમતિ નાયક ફાટક રોકે પરિહૌં કઠિન ઝંઝોર,

સંશય નદી અગાડી બહતી બિષમ ધાર જલજોર,
ક્યા મનુવા તૂ ગાફિલ સોવ ઈહાં મોર ઓર તોર.

નિસદિન પ્રીતિ કરૌં સાહબ હૈ નાહિન કઠિન કઠોર,
કામ દિવાના ક્રોધ હૈ રાજા બસૈ પચીસોં ચોર.

સત્ત પુરુખ ઈક બસૈ પચ્છિમ દિસિ તાસોં કરોં નિહોરે.
આવૈ દરદ રાહ તોહિં લાવૈ તબ પૈહૌં નિજ ઔર.

૧૪૪

અરે, તું દર્પણમાં મોઢું શું જુએ છે?

તારામાં દયાધર્મ તો છે નહીં. આંબાની ડાળે પેલી કોયલ ટહુકે છે ને વનમાં પોપટ બોલે છે. (એ બધાં તને આ જ પ્રશ્ન પૂછે છે.)

ગૃહસ્થ હોય તે ઘરમાં રાજી રહે છે અને ફકીર હોય તે એકાંત જ ગલમાં રાજી રહે છે.

તે અક્કડ ધોતિયું પહેર્યું છે અને માથે પાઘડી મૂકી છે. જુલ્ફાંમાં સુગંધિત તેલ નાખ્યું છે. આમ શણગાર કરીને તેં જગતની ગલીએ ગલીએ ઘૂમીને દરેક ઈન્દ્રિયના વિષયભોગ માણતાં તારી સખીઓને રીઝવ્યાં કરી છે. આમ તેં તારા આ અમૂલ્ય જીવનને કલંકિત કર્યું છે.

ભવસાગર તરવા માટે આમ તેં તો પથ્થરની નૌકા બનાવી છે. અને તેનાથી ક્ષણમાં જ તું પાર જવા માગે છે!!

કબીર કહે છે કે અરે, સંતજન! સાંભળો તો ખરા. એના (નમાલા જીવો) કંઈ સંસારનો રણસંગ્રામ જીતવા જઈ શકશે?

૧૪૫

આ તો મારા મનમાં ભારે ફિકર પેઠી છે કે હે મુસાફર! હવે તું જઈશ કઈ બાજુથી?

આ મોહની નગરીમાં અપાર નરનારીઓ વસે છે અને એમાંથી નીકળવાના બન્ને દરવાજા પર ભારે ઘેરો ઘાલેલો છે.

કુબુદ્ધિરૂપી સરદારે દરવાજો રોકેલો છે એટલે તું ત્યાં ભારે આફતમાં પડી જઈશ.વળી આગળ જતાં સંશયરૂપી જોશબંધ પ્રવાહવાળી નદી વહી રહી છે.

અરે મનડા! તું શાને આમ બેદરકાર થઈને સૂતો છે અને આમ મારું-તારું કરી રહ્યો છે? તું દિનરાત પ્રભુજીથી પ્રેમ કર, તો આ બધી જ આફતો પાર કરવી તને ભારે નહીં લાગે.

આ મોહનગરીમાં કામરૂપી દીવાન, ક્રોધરૂપી રાજા અને મદમત્સર વગેરે (પ્રકૃતિની માયારૂપ) પચીસેક ચોરો મળીને જીવને ખૂબ ભમાવે છે.

સત્યસ્વરૂપ પરમાત્માનો વાસ તો પશ્ચિમ બાજુએ (અર્થાત્ મેરુદંડમાં રહેલી ઊર્ધ્વગામી ઈડા, પિંગલા અને સુષુમ્ણા નાડીને યોગમાર્ગે) છે. તો હે જીવ તું એની યાચના કર.

એ કરુણા કરશે તો તને સીધે માર્ગે લાવી મૂકશે અને ત્યારે જ તને સ્વરૂપજ્ઞાનની પ્રાપ્તિ થશે.

ઉલટિ પાછિલો પૈડા પકડો, પસરા મના બટોર,
કહૈ કબીર સુનો ભાઈ સાધો તબ પૈહૌં નિજ ઠૌર.

૧૪૬.

પીલે પ્યાલા હો મતવાલા પ્યાલા નામ અમીરસ કા રે,
બાલપના સબ ખેલિ ગંવાયા તરૂન ભયા નારી બસ કા રે.

બિરધ ભયા કફ બાયન્હ ઘેરા ખાટ પડા ન જાય ખસકા રે,
નાભિકંવલ બિચ હૈ કસ્તૂરી જૈસે મિરગ ફિર બન કા રે.

બિન સતગુરૂ ઇતના દુખ પાયા બદ મિલા નહિ ઇસ તન કા રે,
માતા પિતા બંધુ સુત તિરિયા સંગ નહિ કોઈ જાય સકા રે.

જબ લગ જીવૈ ગુરૂગુન ગાલે ધન જોબન કે દિન દસ કા રે,
ચૌરાસી જો ઉબરા ચાહૈ છોડે કામિની કા ચસકા રે.

કહત કબીર સુનો ભાઈ સાધો નખસિખ પૂરા રહા બિસ કા રે.

૧૪૭

નામ સુમિર; પછતાયેગા.
પાપી જિયરા લોભ કરત હૈં આજકાલ ઉઠિ જાયેગા.

હવે તું પાછો ફરીને અંતર્મુખ થઈને પાછળનો (યોગદ્વારા બ્રહ્મપ્રાપ્તિનો) માર્ગ પકડ અને પસારો કરી બેઠેલા મનને રોકીને પાછું અંદર વાળી લે.

કબીર કહે છે, હે સંતજન! સાંભળી લો. આમ કરશો ત્યારે જ તમને પોતાના સ્થાનસમા આત્મપદની પ્રાપ્તિ થશે.

## ૧૪૬

પી લે, આ નામસ્મરણરૂપી અમીરસનો મસ્ત પ્યાલો તું પી લે.

તેં બાળપણું રમતમાં ગુમાવ્યું અને જુવાન થતાં તને સ્ત્રીના મોહે ગુલામ કરી રાખ્યો. ઘરડો થયો ત્યારે તને કફ અને વાયુએ ઘેરી લીધો. તું ખસી પણ ન શકે તેવો લાચાર થઈને હવે ખાટલે પડ્યો છે!

અરે, અજ્ઞાનને લીધે તારી આ જિંદગીની કેવી દુર્દશા થઈ છે? કસ્તુરી મૃગની નાભિમાં જ કસ્તૂરીની માદક સુગંધ હોય છે, તોયે તેની શોધમાં તે અજ્ઞાન મૃગ બહાર વનમાં ભટકે છે!

તું સદ્‌ગુરુ વિના જ આટલો દુ:ખી થયો છે. તને આ અજ્ઞાનના રોગોનું નિવારણ કરનાર સાચા વૈદરાજ મળ્યા નથી.

તારાં માતાપિતા, બીજા સગા, પુત્ર કે પત્નીમાંથી કોઈ પણ તારી સાથે જઈ શકવાનું નથી. એટલે હે જીવ! સત્ય સમજી લઈને હવે તું જીવશે ત્યાં સુધી તો સદ્‌ગુરુ પરમાત્માનાં ગુણગાન કરી લે. આ ધન અને જુવાની તો દસ દહાડાનાં જ છે.

જો ચોર્યાશી લાખ યોનિમાં ભટકવાથી તું ઊગરી જવા માગતો હોય, તો કામિનીના ભોગનો ચસકો છોડી દે.

કબીર કહે છે, હે સંતજન! સાંભળી લો. જીવ અજ્ઞાન રહે છે ત્યાં સુધી એ નખશીખ માયા-મોહના વિષમાં જ તરબોળ રહે છે.

## ૧૪૭

પ્રભુનું નામ લે, નહીં તો પસ્તાવું પડશે. પાપી જીવડા! તું લોભ --- રહ્યો છે પણ આજકાલમાં તો તું ચાલ્યો જવાનો છે.

લાલચ લાગિ જનમ ગંવાયા માયા ભરમ ભૂલાયેગા.

ધન જોબન કા ગરવ ન કીજૈ કાગદ જ્યોં ગલિ જાયેગા,.
જબ જમ આઈ કેસ ગહિ પટકૈ તા દિન કુછ ન બસાયેગા.

સુમરિન ભજન દયા નહિ કીન્હી તો મુખ ચોટા ખાયેગા,.
ધરમરાય જબ લેખા માંગે ક્યા મુખ લેકે જાયેગા ?

કહેત કબીર સુનો ભાઈ સાધો સાધસંગ તરિ જાયેગા.

૧૪૮

મેરા તેરા મનુવા ! કઈ કઈ હોઈ રે ?

મૈં કહતા હું આંખિન દેખિ, તૂ કહતા કાગદ કી લેખિ,.
મૈં કહતા સુરઝવાન હારી તૂ રાખ્યો અરૂઝાઈ રે.

મૈં કહતા તૂ જાગત રહિયો તૂ રહતા હૈ સોઈ રે,.
મૈં કહતા નિરમોહી રહિયો તૂ જાતા હૈ મોહિ રે.

જુગન જુગન સમુઝાવત હારા કહા ન માનત કોઈ રે,
તૂ તો રંડી ફેર બિહંડી સબ ધન ડારે ખોઈ રે.

સતગુરુ ધારા નિરમલ બાહૈ વામેં કાયા ધોઈ રે,.
કહેત કબીર સુનો ભાઈ સાંધો તબ હી વૈસા હોઈ રે.

લાલચમાં જ તેં તારો જન્મારો ગુમાવ્યો છે, એટલે માયા હવે તને એના ભ્રમના ભુલાવામાં નાખશે.

આ ધનસંપત્તિ અને જુવાનીનો તું ગર્વ ના રાખીશ. એ તો પાણી-માંના કાગળની જેમ ગળી જઈને નાશ પામશે. જ્યારે જમદૂતો આવીને તને ચોટલો ઝાલીને ઘસડી જશે ત્યારે તો તારાથી એમાંથી કશું જ સાથે લેવાશે નહી !

તેં જો હરિ-સ્મરણ, પ્રભુ-ભજન કે દયા-પરોપકાર નહીં કર્યા હોય તો તારે મોઢા ઉપર તમાચા જ ખાવા પડશે.

તારા પાપ-પુણ્યનો જ્યારે ધર્મરાજા હિસાબ માગશે ત્યારે તું શું મોઢું લઈને તેમની સામે ઊભો રહીશ?

કબીર કહે છે કે હે ભાઈ સંતજન ! સાંભળો સંત સાધુનો સત્સંગ સેવ્યા કરશો તો એમની સંગે તમે પણ ભવસાગર તરી જશો.

## ૧૪૮

હે મનડા ! મારો ને તારો મેળ કેની રીતે ખાય ?

હું કહુ છું કે મેં પ્રત્યક્ષ જોયેલી અનુભવની આ વાત છે. તો તું તેમાં શ્રદ્ધા ન રાખતાં એને પોથીના તર્કની જ વાત ગણાવે છે !

હું કહુ છું કે આ (મનુષ્યજન્મ) મુક્તિ અપાવનાર છે, ત્યારે તેં તો એને તર્ક-વિતર્ક કરીને ગુંચવાડામાં જ ફસાવી રાખ્યો છે !

હું ચેતાવું છું કે તું જાગ્રત અને સાવધાન રહેજે, ત્યારે તું તો પ્રમાદમાં ઘોર્યા જ કરે છે !

હું તને સાવધ કરતાં પોકારું છું કે તું નિર્મોહી રહેજે, ત્યારે ઊલટો તું તો મોહના ચક્કરમાં જ પડી રહે છે !

અરે ! હું તો જુગજુગથી સમજાવતાં હારી ગયો છું, પણ કોઈ મારું કહ્યું માનતું નથી

તું તો બધી માલમિલકત ઉડાવી દેનાર અવળચંડી રાંડ જેવો છે જે આમતેમ ફર્યા કરે છે.

કબીર કહે છે, હે ભાઈ સંતજન ! સાંભળો. સદ્ગુરુનો પાવનકારી આત્મબોધનો પ્રવાહ વહેતો હોય છે, તેમાં તમારી મોહમાયાથી મલિન કાયાને ધોઈ લો; પછી હું કહું છું તેવા તમે મુક્ત થઈ શકશો.

૧૪૯

સમઝ દેખ મન મીત પિયરવા
આસિક હો ફિર સોના ક્યા રે?
રૂખા સૂકા ગમ કા ટૂકડા
ફીકા ઔર સલોના ક્યા રે?
પાયા હો તો દે લે પ્યારે!
પાય પાય ફિર ખોના ક્યા રે?
જિન આંખિન મેં નીંદ ઘનેરી
તકિયા ઔર બિછૌના ક્યા રે?
કહેં કબીર સુનો ભાઈ સાધો
સીસ દિયા તબ રોના ક્યા રે?

૧૫૦

જાકે નામ ન આવત હિએ.

કહા ભયે નર કાસી બસે સે કા ગંગાજલ પિએ.
કાહ ભયે નર જટા બઢાએ કા ગુદરી કે લિએ.
કાહ ભયો કંઠી કે બાંધે કાહ તિલક કે દિએ.
કહેત કબીર સુનો ભાઈ સાધો નાહક ઐસે જિએ.

૧૫૧

ગુરુ સે કર મેલ ગંવાર કા સોચત બારંબારા,
જબ પાર ઉતરના ચાહિએ તબ કેવટ સે મિલ રહિએ.
જબ ઉતરિ જાય ભવપારા તબ છૂટે યહ સંસાર,
જબ દરસન દેખા ચહિએ તબ દરપન માંજત રહિએ.
જબ દરપન લાગત કાઈ તબ દરસન કહાંતે પાઈ,
જબ ગઢ પર બજી બધાઈ તબ દેખિ તમાસે જાઈ.

## ૧૪૯

અરે મારા મન ! વહાલા દોસ્ત ! તું આટલું તો સમજી લે કે પ્રેમમસ્ત આશક થઈને તે વળી સૂવાનું હોય કે?

લૂખાસૂકા દુઃખના ટુકડામાં વળી એ મીઠાવાળો છે કે ફીકો છે તે જોવાનું હોય કે?

તને પ્રેમપદાર્થ પ્રાપ્ત થયો હોય તો પ્રિય મિત્ર, તું એની અખંડ આપ લે કર્યા જ કર. એ મળ્યા પછી કંઈ ગુમાવવાનું હોય કે?

આંખો ઘેરી ઊંઘથી ઘેરાઈ ગઈ હોય ત્યારે સૂવા માટે ગાદલાં ઉશીકાંની જરૂર હોય કે?

શીષને સાટે મળતા પ્રેમનું રહસ્ય સમજાવતાં કબીર કહે છે, હે ભાઈ! શીષ સોંપ્યા પછી રોવાનું તે હોય કે?

## ૧૫૦

હરિનામ જેને હૈયે વસતું નથી એવો માણસ કાશીમાં રહીને રોજ ગંગાજળ પીએ તેથી શું વળે?

અરે, એવો માણસ જટા વધારે, કથા ઓઢે કે પછી કંઠી બાંધીને ટીલાં તાણે તોયે શું વળે?

કબીર કહે છે કે હે ભાઈ સંતજન ! એવાનું તો જીવન જ તદ્દન વ્યર્થ છે.

## ૧૫૧

અરે ગમાર ! સદ્‌ગુરુનો સમાગમ સેવી લે.વારંવાર આમ શો વિચાર કરે છે?

જ્યારે સામે પાર જવું હોય ત્યારે તો નાવના સુકાનીની સાથે જ હળીમળીને રહેવું જોઈએ.

જ્યારે ભવસાગરની પાર ઊતરી જવાય ત્યારે જ આ સંસારનાં માયા મોહ છૂટી શકે. જો (પ્રભુનાં) દર્શન કરવાં હોય તો દિલનું દર્પણ સત્સંગથી માંજતાં જ રહેવુ જોઈએ.

જ્યારે એ દર્પણ પર જ મેલ ચઢી જાય ત્યારે પછી દર્શન કે આત્મજ્ઞાન ક્યાંથી મેળ થાય? અરે, જ્યારે આ જિંદગીના કિલ્લા પર મોહમાયાના આક્રમણનાં ઢોલ વાગતાં હોય, ત્યારે તુ તો સંસારના તમાશા જ જોયાં કરે છે?

જબ ગઢ બિચ હોત સકેલા તબ હંસા ચલત અકેલા.

કહૈ કબીર દેખ મન કરની વાકે અંતર બીચ કતરની,
કતરની કૈ ગાંઠ છૂટૈ તબ પકરિ પકરિ જમ લૂટૈ.

૧૫૨

ચલ ચલ રે ભૌંરા કંવલ પાસ
તેરી ભૌંરી બોલૈ અતિ ઉદાસ.

વહ કરત ચોજ બારહી બાર
તન બન ફૂલ્યો કસ ડાર ડાર,

હૈ લિયો બનસ્પતિ કેર ભોગ
કુછ સુખ ન ભયો તન બઢ્યો રોગ,

દિવસ ચાર કે સુરંગ ફૂલ
તેહિ લખિ ભૌંરા રહ્યા ભૂલ,

બનસ્પતિ જબ લગૈ આગ
તબ ભૌંરા કહાં જૈહો ભાગ,

પુહુપ પુરાને ગયે સુખ
લગી ભંવર કો અધિક ભૂખ,

ઉડ ન સકત બલ ગયો છૂટ
તબ ભંવરા રોવૈ સીસ કૂટ,

ચહુ દિસિ ચિતવૈ મુંહ પસાય
લે ચલ ભંવરી સિર ચઢાય,

કહૈ કબીર યે મન કે ભાવ,
નામ બિના સબ જમ કે દાંવ.

જ્યારે આ કાયાના કિલ્લાની અંદર અંતવેળાનો સંગ્રામ ચાલે છે, ત્યારે તો જીવાત્માને હારી જઈને એકલા જ નીકળી પડવાનું આવે છે.

કબીર કહે છે કે તું મારા મનની કરણી જો. એની અંદર જ કપટની કાતર ચાલ્યાં કરતી હોય છે. એવી કપટની કાતરથી માયામોહ અને કર્મ બંધનની ગાંઠ તૂટતી નથી; એટલે એ જ ગાંઠમાં બંધાયેલા તને પછી દુનિયા પકડીને લૂટી લે છે.

## ૧૫૨

ચાલ, હે (ભોગલુબ્ધ જીવ!) ભમરા! કમળ પાસે જઈએ. (આત્મદર્શન કરીએ.)

તારા બહાર ભટકવાથી અત્યંત ઉદાસ થઈ ગયેલી તારી (આત્મા ચેતના-રૂપી) ભમરી તને ભીતર પોકારી રહી છે. તો ચાલ.

એ તો તારો વારંવાર ઉપહાસ કરી રહી છે કે તારાં બાહ્ય અંગરૂપી વનની ડાળેડાળ કેવી ખીલી ઊઠેલી છે!

તેં તો આ સંસારવનની વનસ્પતિનો ભોગ માણ્યો છે, પણ તેમાંથી તને કંઈ (સ્થાયી) સુખ શાંતિ મળ્યાં નથી. ઊલટા તારા તનમાં ભોગના ફળ રૂપે રોગો વધ્યા છે.

હે જીવ ભમરા! આ સંસારના ક્ષણિક ભોગરૂપ, ચાર દિવસ ટકનારા રંગબેરંગી ફૂલો પાછળ તું નકામો ભટકી રહ્યો છે.

આ વનસ્પતિમાં જ્યારે આગ લાગશે ત્યારે હે ભમરા! તુ ભાગીને ક્યાં જઈશ?

આ ઇન્દ્રિયભોગ માટે સંસારરૂપી વૃક્ષના જૂનાં ફૂલો તો સુકાઈ ગયાં છે; ત્યારે ભમરાને તો ભોગતૃષ્ણાની વધારે ભૂખ લાગી છે. પણ એનામાં તે વખતે તો ઊડવાનીયે શક્તિ રહી નથી. એ તો એનું બધું જ બળ ગુમાવી બેઠો છે, એટલે માથાં કૂટતો એ કલ્પાંત કરે છે.

મોં વકાસીને ચારે બાજુ તે જોયાં કરે છે અને ભમરીને કરગરે છે કે હવે મને તું તારે માથે મૂકીને લઈ જા તું જ હવે મારો ઉદ્ધાર કર.

કબીર કહે છે કે મનની ભોગતૃષ્ણાની લાલસા આવી હોય છે. તેમાંથી છૂટવા માટે પ્રભુનું નામ ન લેવાય તો એ જ ભોગતૃષ્ણા જીવને મોતની ખાઈમાં ધસડી જાય છે.

૧૫૩

ભજુ મન જીવન નામ સુબેરા.

સુંદર દેહ દેખ નિજ ભૂલો ઝટ લેત જમ બાજ બટેરા.
યહ દેહી કો ગર્વ ન કીજૈ ઉડ પંછી જસ લેત બસેરા.
યા નગરી મેં રહન ન પૈહો કોઈ રહિ જાગ ન દુખ ઘનેરા.
કહૈ કબીર સુનો ભાઈ સાધો માનુખ જનમ ન પૈહો ફેરા.

૧૫૪

અસી નગરિયાં મેં કેહિ બિધ રહના.
નિત ઉઠ કલંક લગાવે સહના.

એકૈ કુવા પાંચ પનિહારી,
એકૈ લેજૂર ભરૈ નવ નારી.

ફટ ગયા કુંવા બિનસ ગઈ બારિ,
બિગલ ભાઈ પાંચોં પનિહારી.

કહૈ કબીર નામ બિનુ બેરા,
ઉઠ ગયાં હાકિમ લુટ ગયા ડેરા.

૧૫૫

નર સોવત મોહ નિસા મેં
જાગત નાહિં કૂચ નિયરાના.

પહિલ નગારા સેત કે સમયે
દૂજે બૈન સુનત નહિં કાના.
તીજે નયન દૃષ્ટિ નહિં સૂઝે
ચૌથે આન ગિરા પરવાના.

## ૧૫૩

હે મન! હવે વેળાસર ભગવાનનુ નામ લેવા માંડ.

તારો આ સુંદર દેહ જોઈને તું ભોગના ભુલાવામાં પડી ગયો છે, પણ પક્ષીની જેમ ઝાપટ મારીને કાળ આ કાયારૂપી પક્ષીનો શિકાર કરી જશે તે યાદ રાખ.

આ દેહનો તું ગર્વ ના કરીશ. ઊડતું પંખી જેમ કોઈ જગાએ ક્ષણિક વાસો કરે, તેમ, તું આ દેહમાં આવીને વસેલો છે.

આ કાયાનગરીમાં તને ચિરકાળ માટે ભોગ ભોગવવા રહેવાનું મળવાનું નથી. જે કોઈ તેમાં રહે છે, તે પણ જો જાગ્રત નથી રહેતા, તો પછી ખૂબ દુઃખ પામે છે.

કબીર આટલું કહે છે કે હે ભાઈ! સાંભળી લો. આ મનુષ્યનો જન્મ ફરી ફરીને મળવાનો નથી.

## ૧૫૪

આવી માયાવી નગરીમાં તે કેવી રીતે રહેવાય? રોજ ઊઠીને કંઈક કલંક લાગે તે કેવી રીતે સહેવાય? કાયા રૂપી કૂવો તો એક જ છે. ત્યાં ભોગતૃપ્તિરૂપી જળ ખેંચતી પાંચ ઇન્દ્રિયરૂપી પનહારીઓ છે એક જ (શરીર-રૂપી) દોરડાથી નવ યુવતીએ (ઇન્દ્રિયો) ભોગજલ ભરે છે

ત્યાં તો કૂવો જ ખલાસ થઈ જાય છે અને સંસારના ભોગોની ફૂલવાડી પણ નાશ પામે છે; એટલે પાંચે પનિહારીએ પણ છૂટી પડી ગઈ છે.

કબીર કહે છે કે પ્રભુનામ લીધા વગર આરો નથી. બસ, દેહમાંથી એના માલિક આતમારામે ચાલતી પકડી કે આખો પડાવ લૂટાઈ જાય છે.

## ૧૫૫

હે મનુષ્ય! મોહની નિંદ્રામાં તું શું ઘોરી રહ્યો છે? જો, આ કાળની કૂચ તો છેક તારી પાસે આવી પહોંચી છે ને તું હજીયે જાગતો નથી?

કાળા નગારાનો પહેલો ડંકો થતાં કેશ સફેદ થવાનો વખત આવે છે અને બીજે ડંકે કાને કોઈનાં વેણુ સંભળાતાં નથી ત્રીજે ડંકે આંખે સૂઝતું નથી. આમ કરતાં સર્વ ઇન્દ્રિયો નકામી થઈ પડતાં ચોથે ડંકે તો મૃત્યુનો પરવાનો આવી જાય છે.

માતાપિતા કહુના નહિં માન
વિપ્રન સોં કીન્હા અભિમાના.
ધરમ કી નાવ ચઢન નહિં જાનૈ
અબ જમરાજ ને ભેદ બખાના.
હોત પુકાર નગર કસબે મેં
રૈયત લોગ સબૈ અકુલાના.
પૂરન બ્રહ્મ કી હોત તૈયારી
અંત ભવન બિચ પ્રાન લુકાના.
પ્રેમનગર મેં હાટ લગત હૈ
જહાં રંગરેજવા હૈ સતભાના.
કહ કબીર કોઈ કામ ન એહૈ

૧૫૬

રે દિલ, ગાફિલ ગફલત મત કર
એક દિન જમ આવેગા.
સૌદા કરને યા જગ આયા,
પૂંજી લાયા મૂલ ગવાયા,
પ્રેમનગર કા અંત ન પાયા
જ્યોં આયા ત્યોં જાવેગા.
સુન મેરે સાજન સુન મેરે મીતા,
યા જીવન મેં ક્યા ક્યા કીતા,
સિર પાહન કા બોઝા લીતા,
આગે કૌન છુડાવેગા.
પરલિ પાર મેરા મીતા ખડિયા,
ઉસ મિલને કા ધ્યાન ન ધરિયા,
ટૂટી નાવ ઉપર જા બૈઠા
ગાફિલ ગોતા ખાવેગા.

અરે જીવ! મોહવશ થઈને તું માબાપનું કહ્યું માનતો નથી. જ્ઞાની બ્રાહ્મણો પાસે તું અભિમાન કરતો રહ્યો છે. ભવસાગર પાર કરાવનારી ધર્મની નૌકામાં બેસવાનું તો તું જાણતો જ નથી. હવે તો જમરાજે તારી આ વિપરીત કરણીનો ભેદ તને કહી નાખ્યો છે! એટલે કાળની સવારી આવી પહોંચતાં આખા નગરમાં ને ગામેગામ બૂમ પડે છે. બધાયે લોકો, સમગ્ત પ્રજા અકળાઈ ઊઠે છે. પૂર્ણબ્રહ્મ પરમેશ્વરના ધામમાં પરલોક જવાની તૈયારી થઈ રહી છે, ત્યારે અંત ઘડીએ પણ દેહમંદિરમાં જ ક્યાંક પ્રાણ સંતાઈ જાય છે.

પરમાત્માના આ પ્રેમનગરમાં તો બજાર ભરેલું છે. ત્યાં સત્યવચનરૂપી પ્રભુરંગે રંગનારા (જ્ઞાની) રંગરેજ પણ બેઠેલા છે.

કબીર કહે છે કે બીજું કોઈ પણ કંઈ કામે લાગવાનું નથી. આસક્તિના બધા બાહ્ય સંબંધો વૃથા છે. આ માટીનો દેહ પણ અંતે તો માટીમાં જ મળી જવાનો છે.

૧૫૬

રે ગાફિલ મન! હવે ગફલત ના કર. એક દહાડો તો જમરાજ આવશે જ.

આ જગતમાં તું સોદો કરવા આવેલું છે પણ તું જે પૂંજી લઈને આવ્યું હતું તેમાં તેં તો ખોટનો ધંધો કરીને મૂળ મૂડી પણ ગુમાવી દીધી છે.

આ પ્રેમનગરીનો તને છેડો જણાયો નહીં અને એમાં જ તું અટવાયા કર્યું, એટલે તું તો જેવું આવેલું તેવું જ પાછું જવાનું!

સાંભળ મારા પ્રિયતમ! મારા પ્રિય મિત્ર! જરા સાંભળ. આ જીવનમાં તેં શું શું કર્યું તે તો કહે. તેં તો માથે નકામા પથરાનો બોજો ઉપાડ્યો છે. આ અપકર્મના બોજાથી તને કોણ છોડાવશે?

આ પેલે પાર મારા પ્રિયતમ પ્રભુજી ઉભા છે. પણ ધર્મની નાવમાં બેસીને એમને મળવાની વાતપર તો તેં જિંદગીમાં ધ્યાન જ આપ્યું નથી! તું ભવસાગર તરવા માટે તૂટેલી નૌકા પર ચઢી બેસવાની ભૂલ કરી બેઠું છે; એટલે એ ગફલતને લીધે હવે તો તું ડૂબકાં જ ખાવાનું.

દાસ કબીર કહૈ સમુઝાઈ,
અંતકાલ તેરા કૌન સહાઈ.
ચલા અકેલા સંગ ન કોઈ
કીયા અપના પાયેગા.

૧૫૭

સુમિરો સિરજનહાર મનુખ તન પાય કે.

કાહે રહૌ અચેત કહાં યહ અવસર પૈહો,
ફિર નહિ માનુખ જનમ બહુરિ પીછી પછિતૈહો.

લખ ચૌરાસી જીવજંતુ મેં માનુખ પરમ અનૂપ,
સો તન પાય ન ચેતહુ કહો રંકા કા ભૂપ.

ગર્ભબાસ મેં રહ્યો કહ્યો મૈં ભજિહૌં તોહિ,
નિસદિન સુમિરૌં નામ કષ્ટ સે કાઢો મોહિં.

ઇકિ મન ઇકિ ચિત હ્વૈ રહૌં, રહૌં નામ લવ લાય,
પલક ન તુમ્હેં બિસારિહૌં યહ તન રહૈ કિ જાય.

ઇતના કિયો કરાર તબૈ પ્રભુ બાહર કીન્હા,
બિસર ગયો વહ ઠાંવ ભયો માયા આધીના.

ભૂલિ બાત ઉદર કી યહાં તો મત ભઈ આન,
બારહ બરસ ઐસ હી બીતે ડોલત ફિરત અજાન.

બિખયા પવન સમાન તબૈ જવાની મદમાતે,
ચલત નિહારૈ છાંહ તમક કે બોલૈ બાતેં.

ચોવા ચંદન લાઈ કે પહિરે બસન બનાય,
ગલિયોં મેં ડોલત ફિરૈ પરતિય લખ મુસકાય.

કબીરદાસ સાચી વાત સમજાવીને કહે છે કે તું જરા વિચારી તો જો. અંતકાળે તારી મદદ કરનાર કોણ છે? તારે તો એકલા જ ચાલી નીકળવાનું છે. સાથે કોઈ જનાર નથી. તને પોતાના જ કર્મનાં ફળ મળનાર છે.

૧૫૭

સરજનહારનું સ્મરણ કર, ભાઈ! આ મનખા દેહ પામીને સરજનહારનું સ્મરણ કર.

તું આમ બેધ્યાન કેમ રહે છે? તને આવો અવસર ફરી ક્યાં મળવાનો છે? આ મનુષ્ય જન્મ તને ફરીફરીને નહી મળે અને પાછળથી ખૂબ પસ્તાવું પડશે.

ચોર્યાશી લાખ જીવજંતુની યોનિમાં મનુષ્યનો અવતાર સૌથી અનુપમ છે. રંક હોય કે રાજા હોય, પણ આ માનવજન્મ પામીને પણ તું કેમ ચેતતો નથી જીવ!

જન્મતાં પહેલાં જ્યારે તું ગર્ભમાં હતો ત્યારે તો તેં પ્રભુને કહેલું કે 'હું તમારું ભજન કરીશ. રાતદિન હું તમારું નામસ્મરણ કરીશ; પણ આ ગર્ભવાસના કષ્ટમાંથી મને બહાર કાઢોને! હે પ્રભુ! હું એકાગ્ર ચિત્ત રાખીને મનને સ્થિર કરીને નામરટણની લગનીમાં જ લાગ્યો રહીશ. આ દેહ ટકી રહે કે નાશ પામે તોયે હું તો તમને ઘડીયે નહીં ભૂલું.'

તેં આટલી બધી કબૂલાત આપી ત્યારે તો પ્રભુએ તને જન્મ દઈને બહાર કાઢ્યો. પણ જન્મીને જ તું તો માયાને વશ થઈ ગયો અને એ ગર્ભવાસના કરારની વાત જ તું તદ્દન ભૂલી ગયો છે! તારી તો જાણે મતિ જ ફરી ગઈ છે!

તારાં બાળપણનાં બાર વર્ષ તો અજ્ઞાનમાં ખેલવા કૂદવામાં વીતી ગયાં તે પછી વાયુ જેવા ચંચળ વિષયોએ તને ઘેરી લીધો ત્યારે તું જુવાનીમાં ઉન્મત્ત થઈ ગયો! અને અક્કડાઈમાં ચાલતાં પાસેના પડછાયાને પણ તિરસ્કારથી જોતો અને બોલતો, ને પશુ ખુમારીમાં તડૂકીને! તે વખતે ભોગ[illegible]માં ડૂબેલો તું [illegible]ને! સુગંધિત લેપ કરી ઠાઠમાઠથી વસ્ત્રોના [illegible] કરતો [illegible] ગલીએ ઘૂમીને મહાલતો, ત્યારે તો [illegible]ઓને જોઈને તું મોં મલકાવતો

ગા તરૂનાપા બીત બુઢાયા આઈ તુલાના,
કંપન લાગે સીસ ચલત દોઉ પાંવ પિરાના.

નયન નાસિક ચૂવન લાગે કર્ન સુને નહિ બાત,
કંઠ માંહિં કફ ઘેર લિયો હૈ બિસર ગયે સબ નાત.

માતા પિતા સુત નારી કહો કાકે સંગ લાગિ,
તનમન ભજિ લો નામ કામ સબ હોય સુભાગી.

નહિ તો કાલ ગરાસિ હૈ પરિહૌં જમ કે જાર,
બિન સતગુરૂ નહિ બાંચિહૌં હિરદૈ કરહુ બિચાર.

સુફલ હોય યહ દેહ નેહ સતગુરૂ હે કીજૈ,
મુક્તિ મારગ યહી સંતચરનન્હ ચિત દીજૈ.

નામ જપો નિરભય રહો અંગન વ્યાપૈ પીર,
જરા મરન બહુ સંસય મિટૈ ગાવૈ દાસ કબીર.

૧૫૮

તોરિ ગઠરિ મેં લાગે ચોર બટોહિયા કા રે સોવૈ ?

પાંચ પચીસ તીન હૈં ચોરવા યહ સબ કીન્હા સોર,

જાગ સવેરા બાટ અનેરા ફિરા નહિં લાગૈ જોર.

ભવસાગર એક નદી બહત હૈ બિન ઉતરે જીવ બોર,

કહે કબીર સુનો ભાઈ સાધો જાગત કીજૈ ભોર.

પણ એ તારી ઝાકમઝોળ જુવાનીયે વહી ગઈ અને હવે તો તને ઘડપણે ઘેરી લીધો છે. તારું માથું કંપવાથી હાલ્યા કરે છે અને ચાલતાં તો તને પગમાં પીડા થાય છે. તારાં આંખ અને નાક પણ ક્ષીણ થઈને ગળવા લાગ્યાં છે. તને કાને પણ હવે સંભળાતું નથી. કફથી તારો આ કંઠ રૂંધાવા લાગ્યો છે. બધાંયે જાણે તારો નાતો જ ભૂલી ન ગયાં હોય!

તું કહે તો ખરો કે માતાપિતા, પુત્ર કે પત્ની કદી કોઈનીયે સાથે થયાં છે? આ ઊંડો વિચાર કરીને તું તનમન પરોવીને પ્રભુનું નામ ભજી લે કે જેથી તારાં સૌ સારાંવાનાં થાય.

એમ નહીં કરે તો પછી તું કાળનો કોળિયો તો થવાનો જ છે અને યમની જાળમાં તું પડવાનો જ છે. સદ્ગુરુના શરણ વિના તું બચી નહીં શકે માટે તું અંતરથી વિચાર કરી લે.

રે જીવ! તું સદ્ગુરુ સાથે પ્રેમ બાંધ કે જેથી તારી આ કાયા સાર્થક થાય. સંતની ચરણ સેવામાં તારું દિલ પરોવી દે. બસ, એ જ મુક્તિનો માર્ગ છે.

તું પ્રભુનામ જપતો રહે અને નિર્ભય બની જા. એમ કરવાથી અંતકાળે પણ શરીરમાં પીડા નહીં થાય.

કબીરદાસ હરિગુણ ગાતાં કહે છે કે પ્રભુસ્મરણથી ઘડપણ અને મરણના દુઃખ ઉપરાંત કેટલાયે સંશયોનું પણ નિવારણ થઈ જાય છે.

## ૧૫૮

રે મુસાફર! તું સૂઈ કેમ રહ્યો છે? તારી આ ગાંઠડીને તો ચોરે ઝાલી છે!

આ ભોગાસક્ત પાંચ કર્મેન્દ્રિયો અને પંચતત્ત્વની પાંચપાંચ પ્રકૃતિઓ રૂપી પચીસ તથા ત્રિગુણાત્મક માયારૂપી ચોરોએ તારો પીછો પકડીને તારા જીવનમાં ઉત્પાત મચાવ્યો છે.

તું વેળાસર જાગી જા અને ભક્તિનો અનેરો માર્ગ ગ્રહણ કર, જેથી તે ચોરોનું જોર ચાલે જ નહિ.

આ ભાવસાગરનો નદી જેવો ભારે પ્રવાહ ઊછળી રહ્યો છે. જીવ એ પાર ના કરે તો પછી તે એમાં જ ડૂબી મરે છે.

કબીર એટલા માટે જ કહે છે કે હે સજ્જન! જાગીને જ સવાર પાડજો અને સન્માર્ગે ચાલજો.

૧૫૯

ક્યા સોવો સુમિરન કી બેરિયા?

જિન સિરજા તિનકી સુધિ નાહીં
ઝકત ફિરો ઝકઝલનિ ઝલરિયા,
ગુરુ ઉપદેસ સંદેસ કહત હૈં
ભજન કરો ચઢિ ગગન અટરિયા.
નિત ઉઠિ પાંચ-પચીસ કે ઝગરા
વ્યાકુલ મોરિ સુરત સુંદરિયા,
કહત કબીર સુનો ભાઈ સાધો
ભજન બિના તોરિ સૂની નગરિયા.

૧૬૦

બાગોં ના જા રે તેરે કાયા મેં ગુલજાર;
કરની ક્યારિ બોઈ કે રહનિ કરૂ રખવાર;
દુરમતિ કાગ ઉડાઈ કે દેખૈં અજબ બહાર.
મનમાલી પરબોધિએ કરિ સંજમ કી બાર,
દયા પૌધ સૂખૈ નહિ છમા સીંચ જલ ઢાર.
ગુલ ઔર ચમન કે બીચ મેં ફૂલા અજબ ગુલાબ,
સુઝિ કલી સતમાલ કો પહેરૂં ગૂંથી ગલહાર.
અષ્ટ કમલ સે ઉપજૈ લીલા અગમ અપાર,
કહ કબીર ચિત ચેત કે આવાગમન નિવાર.

૧૬૧

સુમિરન બિન ગોતા ખાઓગે.
મુઠ્ઠી બાંધી ગર્ભ સે આએ હાથ પસારે જાઓગે.
જૈસે મોતી પરત ઓસ કે બેર ભયે ઝર જાઓગે.

૧૫૯

હરિસ્મરણની આ વેળાએ હે જીવ ! તું કેમ સૂતો છે ? જેણે તને સરજ્યો છે તેનું જ તને ભાન નથી; તે છતાંય તું બનીઠનીને બકબક કરતો બધે મહાલતો ફરે છે !

સદ્‌ગુરુના બોધવચન તને સંદેશો સંભળાવે છે કે તું ગગનમંડળના ઊર્ધ્વ પ્રદેશમાં સ્થિર થઈને પ્રભુનું ભજન કરતો થઈ જા.

રોજ ઊઠીને આ પાંચે ભોગેન્દ્રિયો અને પચીસ પ્રકૃતિતત્ત્વોની ખેંચાખેંચનો ઝગડો જીવનમાં ચાલ્યાં જ કરે છે; એમાં મારી સુરતા–પ્રભુવિજોગણ વૃત્તિ–તો આકુળવ્યાકુળ થઈ ઊઠી છે !

કબીર કહે છે કે હે સંતજન ! સાંભળો. પ્રભુના ભજન વિના આખી જીવન નગરી સૂની જ રહી જશે, માટે સવેળા ભજન કરો.

૧૬૦

હે જીવ ! તું જગ–બગીચામાં ક્યાંય ભટકવા ન જા. તારી આ કાયામાં જ ફૂલવાડી ખીલેલી છે.

કરણીની ક્યારી વાવીને રહેણીથી એનું રખવાળુ કરતો રહે. કુબુદ્ધિરૂપી કાગડાને તુ ઉડાડતો રહે અને પછી તારી વાડીની કેવી અજબ બહાર ખીલે છે તે તું જોઈ લેજે.

તારી આ ફૂલવાડીમાં સંયમરૂપી વાડ બાંધીને મનમાળીને શિખામણ દેજે. દયાનો છોડ સુકાય નહીં તે માટે ક્ષમારૂપી પાણીની ધાર સીંચતો જ રહેજે.

એમ કરતાં કરતાં ફૂલોની આ બહારની વચ્ચે જ એક અજબ ગુલાબ ખીલી ઊઠશે. એ (મુક્તિરૂપી) ગુલાબની દિવ્ય કળીને સત્યની માળામાં ગૂંથીને એ દૈવીહાર કંઠમાં પહેરી લે એટલે દેહમંદિરનાં અષ્ટચક્રોરૂપી કમલમાંથી પ્રભુની અગમ ને અપાર લીલાનાં તને દર્શન થશે

કબીર કહે છે કે હે જીવ ! તું ચિત્તથી ચેતી જઈને આ પ્રમાણે સાધન સાધીને તારો આવાગમનનો ફેરો સદાને માટે ટાળી દે.

૧૬૧

હરિસ્મરણ વિના, હે જીવ ! તું ગોથાં જ ખાઈશ. બાંધી મૂઠી લઈને તું ગર્ભવાસમાંથી બહાર આવ્યો છે પણ એ જ હાથ પહોળા કરીને તારે ખાલી હાથે જ જવાનું છે.

મોતી જેવાં ઝાકળનાં બિન્દુની ક્ષણિક શોભાની જેમ તું પણ ટાણે સમય થતાં જ સંસારથી ખરી પડવાનો છે.

જૈસે હાટ લગાવૈ હુંટવા સૌદા બિન પછતાઓગે.
કહૈ કબીર સુનો ભાઈ સાધો સૌદા લેકર જાઓગે.

૧૬૨

અરે મન, સમુઝકે લાદુ લદનિયાં.
કાહેક ટટુઆ કાહેક પાખર કાહેક ભરી ગૌનિયાં.
મન કે ટટુઆ સુરતિ કે પાખર ભર પુનપાપ ગૌનિયાં.
ઘર કે લોગ જગાતિ લાગૌ છીન લેય કરધનિયાં.
સૌદા કરૂ તો યહીં કરૂ ભાઈ, આગે હાટ ન બનિયાં.
પાંની પી તો યહીં પી ભાઈ, આગે દેસ નિપનિયાં.
કહૈ કબીર સુનો ભાઈ સાધો સન્તનામ કા બનિયા.

૧૬૩

દિવાને મન, ભજન બિના દુઃખ પૈહોં.
પહિલે જનમ ભૂત કા પૈહોં સાત જનમ પછિતહોં
કાંટા પરકૈ પાની પૈહોં પ્યાસ નંહિ મરી જૈહોં.

દૂજા જનમ સુવા કા પૈહોં બાગ બસેરા લહોં,
તૂટે પંખ બાજ મંડરાન અધફ્ડ પ્રાન ગવૈહોં.

બાજીગર કે બાનર હુવહોં લકડિન નાચ નચૈહોં.
ઊંચનીચ સે હાથ પસરિહોં માંગે ભીખ ન પૈહોં.

તેલી કે ઘર બૈલા હોઈહોં આંખિન ઢાંપ ઢપહોં,
કોસ પચાસ ઘરૈ મેં ચલિહોં બાહર હોના ન પૈહોં.

દુકાનદાર દુકાન માંડીને બેસે તો ખરો પણ સોદો જ થાય નહીં તો તે પસ્તાય છે, તેમ તું પણ ભજનકમાણી વિના પસ્તાઈશ.

કબીર કહે છે કે હે સંતજન! સાંભળો. પ્રભુસ્મરણ કરશો તો જ જિંદગીની ખરી કમાણી કરીને જઈ શકશો.

૧૬૨

અરે મન! જરા સમજીને બોજો લાદને! કયું ટટ્ટુ છે અને તેના પર માલ લાદવા શાની ગુણો ભરવાની છે તે તું બરાબર જાણે છે ને?

જો, આ મનરૂપી ટટ્ટુ પર પ્રભુ પ્રત્યેની વૃત્તિનું કાઠડું છે અને પાપ પુણ્યરૂપ કર્મની ગુણીઓ તેના પર ભરાય છે.

તારા ઘરનાં સગાં જેવી ઈન્દ્રિયો તો તારી પાસેથી જકાત જ વસૂલ કરવા તારી પાછળ લાગેલી જ છે. એ તો તારો કંદોરો પણ છીનવી લેશે.

જો તારે સોદો કરીને કમાવું જ હોય તો અહીં આ જન્મમાં જ એ કરી લે. આગળ નથી બજાર કે નથી દુકાનદાર.

તારે તૃષ્ણા શમાવનાર શીતલ પાણી (ભક્તિનું) પીવુ હોય તો તે પણ અહીં જ (રામરસ પાન કરીને) મેળવી લે કારણ કે આગળનો પ્રદેશ તો નપાણિયો છે.

કબીર કહે છે કે હે સંતજન! સાંભળો. તમે આ જન્મમાં કેવળ સત્યનામ પરમાત્માના જ વેપારી બની રહો.

૧૬૩

હે પાગલ મન! ભજન વિના તું દુઃખી થઈશ. પહેલો જન્મ તને ભૂતનો મળશે અને તું સાત જન્મ સુધી પસ્તાયા કરીશ. તું કાંટામાં કુટાઈશ અને તને પીવાનું પાણી પણ નહીં મળે, એટલે તુ તરસે મરી જઈશ.

બીજો જન્મ તને સૂડાનો મળશે એટલે તારો વાસ વાડીબગીચામાં ઝાડ પર રહેશે: પણ ત્યાંયે ઘૂમતો શિકારી બાજ પક્ષી તારી પર તૂટી પડશે એટલે તારી પાંખો તૂટી જશે અને અંગે અંગે ઘાયલ થઈને તું જાન ગુમાવીશ.

પછીના જન્મમાં તું મદારીનું મર્કટ બનીને લાકડી લઈને મદારી નચાવે તેમ નાચ્યા કરીશ અને ઊંચનીચમાં બધા જ લોકો પાસે હાથ લંબાવીને ભીખ માગીશ તોયે તને મળશે નહીં.

ત્યાર પછી તું ઘાંચીને ત્યાં એનો બળદિયો બનીશ તારી આંખો ઢાંકેલી જ રહેશે. ત્યારે તો તારે પચાસેક ગાઉ રોજ ઘરમાં જ ચાલવાનું રહેશે. આમ ઘાણીના ચક્કર ફરતાં ફરતાં બહાર નીકળવાનું તો તને મળશે જ નહીં.

પંચવા જનમ ઊંટ કે પૈહૌં બિન તોલે બોઝ લદૈહેં,
બૈઠે સે તો ઉઠૈ ન પૈહેં ઘુરચ ઘુરચ મરિ જહેં.

ધોબી ઘર કે ગદહા હોઈહૌં કટી ઘાસના પૈહેં,
લાદી લાદી આપુ ચઢિ બૈઠે લ ઘાટે પહુંચહેં.

પચ્છી માં તો કૌઆ હોઈહૌં કરર કરર ગુહરૈહેં,
ઊડિકે જાઈ બૈઠિ મૈલે થલ ગહિરે ચોંચ લગૈહેં.

સત્તાનામ કી ટેર ન કરિહૌં મન હિ મન પછતૈહેં,
કેહૈ કબીર સુનો ભાઈ સાધો નરક નિસાની પૈહેં.

૧૬૪

સાધો, યહ તન ઠાઠ તંબૂરે કા.

અચત તાર મરોરત ખૂંટિ નિકસત રાગ હજૂરે કા.

તૂટે તાર બિખરી ગઈ ખૂંટિ હો ગયા ધૂરમ ધૂરે કા.

યા દેહી કા ગરબ ન કીજૈ ઊડિ ગયા હંસ તંબુરે કા.

કહત કબીર સુનો ભાઈ સાધો અગમ પંથ કોઈ સૂરે કા.

૧૬૫

ગગનઘટા ગહરાની સાધો, ગગનઘટા ગહરાની.

પૂરબ દિસિ સે ઊઠિ બદરિયાં રિમઝિમ બરસાત પાની,

પાંચમો જન્મ તને ઊંટનો મળશે. ત્યારે તારી ઉપર તોલ્યા વિના જ ભારે ભારે બોજા લદાશે. એટલે જો તું બેઠો હશે તો એ ભારને લીધે ઊઠવા પણ નહી પામે. અંતે તું એ ભાર વહેતાં જ ચીસો પાડી પાડીને મરી જઈશ.

ત્યાર પછી તું ધોબીનો ગધેડો થઈશ. તને કાપેલું ઘાસ પણ ખાવા નહીં મળે. એ તો તારા પર ખૂબ ભારે ગાંસડા લાદીને પછી પોતે પણ તારી પીઠે ચડી બેસશે અને તને ધોબી ઘાટે પહોંચાડશે.

તે પછી તું પંખીની જાતમાં કાગડો થઈશ અને આખો વખત કા કા કર્યા કરીશ. તું કાગડારૂપે ઊડતો ઊડતો ગંદકીવાળી જગાએ બેસીશ અને મેલામાં તારી ચાંચ ખોસ્યાં કરીશ.

માટે જો તું પ્રભુના સત્યનામનો દિલથી અખંડ પોકાર નહીં કરે તો તારે મનમાં ખૂબ પસ્તાવું પડશે.

કબીર કહે છે કે હે સંતજન ! સાંભળો. પ્રભુના નામસ્મરણ વિના આ બધાં નરકનાં દુઃખદ લક્ષણો તમારે ભોગવવા પડશે.

## ૧૬૪

હે સંત ! આ દેહનું ઘડતર તંબૂરા જેવું જ છે. જેમ તંબૂરાની ખૂંટી મચેડીને તાર ખેંચવાથી તેમાંથી માલિકને મનપસંદ સંગીતના સ્વરો નીકળે છે, તેમ ઇન્દ્રિયદમન અને સંયમથી આ દેહતંબૂરાના તારમાંથી પ્રભુપ્રેમનો રાગ પ્રગટ થાય છે.

પણ જેમ તંબૂરાના તાર તૂટી જાય છે, તેની ખીટીઓ વેરવિખેર થઈ જાય છે, ત્યારે તબૂરો ધૂળધાણી થઈ જાય છે, તેમ જ્યારે મન, બુદ્ધિ વગેરે અનિયંત્રિત બની જાય છે ત્યારે આ સ્થૂલ અને સૂક્ષ્મ શરીર પણ અસ્તવ્યસ્ત થઈ જાય છે. પરિણામે જીવન ધૂળધાણી થાય છે.

એટલે જ આ તનતંબૂરાનુ અભિમાન રાખવું નહીં. અંતે તો એમાં ગીત ગૂંજાવનારો આતમહંસલો પણ ઊડી જાય છે અને એ નકામો થઈ પડે છે.

કબીર કહે છે કે હે સંતજન ! સાંભળો. આ પ્રેમભક્તિનો પ્રભુપંથ એવો અગમ છે કે કોઈ શૂરો જ જઈ શકે.

## ૧૬૫

હે સંતો ! ગગન મંડળમાં (બ્રહ્માંડમાં પ્રેમની) ઘટા ઘેરાઈ છે. (પૂર્વ-જન્મના પુણ્યરૂપ) પૂર્વ દિશાએથી વાદળીઓ (પ્રેમોર્મિઓ) ઊંચે ચઢી છે અને (સમાધિમાં) રિમઝિમ કરતો (પ્રેમ) મેઘ વરસી રહ્યો છે.

આપન આપન મેંડ સમ્હારો બહ્યો જાત યહ પાની.

મન કે બૈલ સુરત હરવાહા જોત ખેત નિરબાની,
દુબિધા દૂબ છોલ કરૂં બાહર બોવ નામ કી ધાની.

જોગ જુગત કરી કરુ રખવારી ચર ન જાય મૃગ ધાની,
બાલી ઝારા કૂટ ઘર લાવૈ સોઈ કુશલ કિસાની.

પાંચ સખી મિલ કીન રસોઈયાં એક સે એક સયાની,
દૂનોં થાર બરાબર પરસૈ જેવૈ મુનિ અરુ જ્ઞાની.

કહત કબીર સુનો ભાઈ સાધો યહ પદ હૈ નિરબાની,
જો યા પદ કો પરિચય પાવૈ તાકો નામ વિજ્ઞાની.

* * *

## સકુચ ઔર શિક્ષા

૧૬૬

નૈહર સેં દાગ લગાય આઈ ચુનરી.

ઉ રંગરેજવાં કે મરમ ન જાનૈ,
નહિ મિલૈ ધોબિયા કવન કરૈ ઉજરી.

તન કે કુંડિ જ્ઞાન કે સોદન
સાબુન મહંગ બિકાય યા નગરી.

પહિરિ ઓઢિ કે ચલી સસુરિયા
ગૌવા કે લોગ કહે બડી ફુહરી.

કહત કબીર સુનો ભાઈ સાધો
બિન સતગુરૂ કબીર નહિ સુધરી.

પોતપોતાના જીવન ખેતરના શેઢા સૌ (સંયમનિયમથી) સંભાળી લો. આ (ઈશ્વર પ્રેમનું) જલ તો વહી જાય છે.

મન રૂપી બળદને ઈષ્ટધ્યાનરૂપી હળની સાથે જોડીને નિર્વાણપદની ખેતી કરવા માંડો. શંકાસંશય રૂપી ઘાસને ઉખાડીને ફગાવી દો અને પ્રભુના નામ રૂપી ધાણની વાવણી કરી દો.

આ દિવ્ય ખેતીની રખવાળી યોગની સાધના સાધીને કરતાં રહો કે જેથી (માયાવિકારનાં) હરણાં વગેરે જાનવરો ખેતરમાં ઘૂસીને પાકને નુકસાન ના કરે. જે પાકના ડોડાઓને ફૂટીને, સાફ કરીને ઘેર લાવે છે (પરમ પુરુષાર્થની પ્રાપ્તિરૂપી પાક ઉતારીને લાવે છે) તેણે જ કુશળ ખેતી કરી એમ કહેવાય.

પછી તો પાંચ ઇન્દ્રિયરૂપી સખીઓ મળીને રસોઈ તૈયાર કરે. એ બધી તો એકથી એક ચડી જાય તેવી શાણી છે. એમણે સુરતિ અને નિરતિ બન્નેના થાળ બરાબર પીરસી દીધા છે.-મુનિ અને જ્ઞાની બન્ને સ્વાદ માણીને જમે છે.

કબીર કહે છે કે હે સંતજનો! સાંભળો. આ દિવ્ય અનુભવ એ જ નિર્વાણનું એટલે કે બ્રાહ્મી સ્થિતિનું પદ છે. આ પદની જેને પ્રાપ્તિ થાય છે તે જ (વશિષ્ટ અધ્યાત્મજ્ઞાન ધરાવનાર) સાચો વિજ્ઞાની કહેવાય.

- - +

## સંકોચ ને શિખામણ

### ૧૬૬

આ જીવનચૂંદડીને તો સંસારપિયેરમાં ડાઘ લાગી ગયો છે.

એને (પ્રેમરંગે) રંગી દેનારા રંગરેજની મને જાણ નથી અને (ગુરૂરૂપ) ધોબી પણ મળતા નથી એટલે એને હવે ઊજળી પણ કોણ કરી દે ?

આ સંસારનગરીમાં શરીરરૂપી કુંડીમાં એને ધોવા માટે જ્ઞાનરૂપી ક્ષાર-જલ અને સાબુ તો બહુ મોંઘાં મળે છે.

આની મેલી ડાઘવાળી ચૂંદડી ઓઢીને પ્રિયતમ (પ્રભુ)ના મિલન માટે હું સાસરિયાને પંથે નીકળી પડી તો નગરીના લોકો હાંસી ઉડાવવા લાગ્યા. મનને ભારે ફૂવડ કહેવા લાગ્યા. (દુષ્કર્મનો પોટલો લઈ પ્રભુપંથે નીકળી પડનારને જગત હસે છે.)

કબીર કહે છે કે હે સંતજન! સાંભળો આ (ડાઘવાળી જીવનચૂંદડી) સદ્‌ગુરુના શરણ વિના કદી પણ સુધરી શકતી નથી.

૧૬૭

મોરી ચુનરી મેં પરિ ગયો દાગ, પિયા.
પાંચ તત્ત કે બની ચુનરિયા
સોરહ સેં બંધ લાગે જિયા,
યહ ચુનરી મેરે મૈકે તે આઈ
સસુરે મેં મનુઆ ખોય દિયા.
મલિ મલિ ધોય દાગ ન છૂટે
જ્ઞાન કો સાબુન લાય પિયા,
કહત કબીર દાગ જબ છુટિહે
જબ સાહબ અપના લિયા.

૧૬૮

પિયા ઊંચી રે અટરિયાં તોરી દેખન ચલી.
ઊંચી અટરિયાં જરદ કિનરિયાં
લગી નામ કી ડોરિયા.
ચાંદ સૂરજ સમ દિયાન બરતુ હૈ
તા બિચ ઝૂલિ ડગરિયા.
પાંચ પચીસ તીન ઘર બનિયા
મનુઆ હૈ ચૌધરિયા.
મુનશી હૈ કોતવાલ જ્ઞાન કો
ચહું દિસિ લાગી બજરિયા.
આઠ મરાતિબ દસ દરવાજા
નૌ મેં લગી કેવરિયા.
ખિડકી બૈઠ ગોરી ચિતવન લાગી
ઉપરા ઝાંપ ઝોંપરિયાં.
કહત કબીર સુનો ભાઈ સાધો
ગુરૂચરનન બલહરિયાં.
સાધસંત મિલિ સૌદા કરિહૈં
ઝીખ મુરખ અનરિયા.

## ૧૬૭

હે પ્રિયતમ! મારી આ ચૂંદડીમાં (જીવનમાં) ડાઘ પડી ગયો છે.

હે વહાલા, પંચતત્ત્વની બનેલી આ ચૂંદડીમાં સોળ સો ગંડિનાં તો બંધન લાગેલાં છે.

આ ચૂંદડી મને મારા (સંસાર) પિયરમાંથી મળેલી છે. પણ સાસરિયે (પ્રભુપ્રતિ) જતાં જતાં તો મનડાંએ એને બગાડી નાખી!

હવે એને મસળીને ધોવા છતાંયે ડાઘ જતો નથી હે પિયુજી! એ માટે જ્ઞાનનો સાબુ લાવી આપો.

કબીર કહે છે કે આ ડાઘ તો હવે ત્યારે જ છૂટે જ્યારે પ્રિયતમ પોતે જ (કરુણા કરીને પ્રેમથી) આ જીવને અપનાવી લે.

## ૧૬૮

પિયુજી! હું તો તમારી ઊંચી મેડી જોવા નીકળી પડી છું.

એ ઊંચી મેડીને સોનેરી તો કિનાર છે અને ત્યાં નામની અખંડ દોરી લાગેલી છે. ચંદ્ર ને સૂર્ય જેવા ત્યાં દીવા ઝગમગે છે. એની વચ્ચે થઈને ત્યાં જવાનો અટપટો રસ્તો છે

પંચપ્રાણ, પચીસ પ્રકૃતિતત્ત્વો અને ત્રણ ગુણનું આ (દેહરૂપી) ઘર બનેલું છે. તેમાં મનરૂપી મુખી છે અને જ્ઞાનરૂપી પંડિતજી જમાદાર છે. ચારે બાજુ સંસારના ભોગોનું બજાર ભરાયેલું છે

આ દેહમહેલના (સપ્ત ધાતુ અને કેશ મળીને) આઠ ખંડો છે અને એને દસ દરવાજા છે. તેમાંના પહેલા નવ (ઈન્દ્રિયદ્વારો)ને બારણાં છે, જેને યોગી લોકો પ્રાણાયામથી બંધ કરી શકે છે. (દશમું દ્વાર બ્રહ્મરંધ્ર છે.)

આ મહેલની બારીએ બેસીને (જીવરૂપી) ગોરી પ્રિયતમની મેડી તરફ જોવા માંડી તો એને તો ઉપરની બધી જ ઝુંપડીઓ બંધ લાગી.

કબીર કહે છે કે હે સતજન! સાંભળો. સદગુરુના ચરણની તો બલિહારી જ છે. સાધુસંતોને અને સદગુરુને મળીને જ જીવ જીવનને સાર્થક કરતો પ્રભુપ્રાપ્તિનો સોદો કરી શકશે. પણ જે મૂર્ખ અને અનાડી હશે. તેને પસ્તાઈને રોદણાં રડવાનું જ રહેશે.

૧૬૯

રતન જતન કરુ પ્રેમ કે.
તત ઘર સતગુરૂ ઈમરિત નામ જુગત કૈ રાખબ રે,

બાબા ઘર રહલીં બબઈ કહીં લૌં
સૈયાં ઘર ચતુર સયાન ચેતબ ધરવા આપન રે.

ખેલત રહલૌં મેં સુપનિ મઉનિયાં
ઔચક આયે લેનિહાર ચલબ કેસરિયા ઝાર રે,

યહ તો અંધેરી રાત મુસલ ચોરવા
થાતીં સૈયાં કૈ બાન કુબાન સુતૈ લૈં ગોડવા તાન રે,

ચુનચુન કલિયાંમૈ સેજિયાં બિછૌલેં
બિના રે પુરુખવા કૈ નારિ ઝંખલૈ દિનવા રાત રે.

તાલ ઝુરાયા ગૌલે ફૂલ કુમ્હિલાય ગૌલૈં
હંસા ઉડત અકેલ કોઈ નહીં દેખલ રે,

અબ કા ઝંખૌલુ નારિ હિએ ઔઠલુ મનમારિ
એહિ બાટે મોતિયાં હેરાઈલિ રે,

દાસ કબીર ઇહૈ ગાવૈં નિરગુનવા
અબ કી ઉહવાં જાબ તો ફિર નહિ આઉબ રે.

૧૭૦

કાહૌ જૈબો સસુરં ઘર ઐબો
ગાંવ કે લોગ જબ પૂછન લગિહૈ
તબં હમ કા રે બતૈબો.
ખેલ ઘુંઘટ જબ દેખન લગિહૈ
તબ હમ બહુત લજૈબો.

૧૬૯

પ્રેમપૂર્વક આ જીવરત્નનું જતન કર અને સદ્ગુરુનું શરણુ લઈને પ્રભુ-નામરૂપી અમૃત પી અને કાળજીપૂર્વક એને સાચવી રાખ

(સંસારરૂપી) બાપના ઘરમાં રહ્યાં અને અજ્ઞાન બાળકી કહેવાયા પણ પ્રિયતમ પરમાત્માના ધામ માટે તો ચતુર અને શાણા (જ્ઞાની) થવું જોઈએ.

હે જીવ! તું ચેતી જઈને સમજી જા કે પ્રભુનું ધામ એ જ તારુ પોતાનું ઘર છે.

હું તો (સંસારી વિષય પદાર્થોને સંબંધોમાં) સ્વપ્નમા હોઉં તેમ પોતાના તાનમાં મૌન બનીને રમ્યાં કરું છું અને અચાનક સાસરેથી પ્રિયતમ પ્રભુનું તેડુ આવી પહોંચે તો પછી પસ્તાવો કરતાં માથું ધુણાવતાં જવું તો પડશે જ.

આ તો અજ્ઞાનભરી અંધારી રાત છે અને તારી આત્મશક્તિની પૂજીને લૂંટી લેવા (કામ ક્રોધ વગેરે) ચોરા ડંડા લઈને ઊભા છે. એ બધા હથિયાર સજીને પગ પસારીને તારા પ્રિયતમ પ્રભુને ઘેરીને વચ્ચે જ પડેલા છે.

મેં કળીઓ વીણીવીણીને પ્રિયતમ માટે સેજ બિછાવી છે. પણ પુરુષો-ત્તમની પધરામણી વિના આ નારીનાં દિનરાત ઝંખનામાં જ વીતી જાય છે.

આ દેહસરોવર તો સુકાઈ ચાલ્યું. એની આશાના ફૂલો (વિયોગ થવાથી) ચીમળાઈ ગયાં અને એમાંથી આત્મારૂપી હંસલો એકલો જ ઊડી જાય છે. તેને કોઈ જોતું પણ નથી!

આમ પસ્તાવો કરતાં હવે ઝંખ્યા કરવાથી હે નારી! શું વળવાનું છે? હવે તું મન મારીને બેસ અને આ પ્રેમભક્તિની વાટે જ તને મુક્તિરૂપી મોતી મળી રહેશે.

કબીરદાસ કહે છે કે હવે નિર્ગુણ પ્રભુનાં ગુણગાન કરતી રહે કે જેથી હવેને વારે અહી આ મૃત્યુલોકમાંથી પ્રભુનાં ધામ જવાનું થાય ત્યારે ફરી પાછા જન્મમરણના ફેરામાં આવવું જ ન પડે.

૧૭૦

શું શું લઈને હું સાસરિયે જઉં? (પ્રભુના ધામે પહોંચવા હું શી શી તૈયારી કરું?)

ત્યાં ગામના લોકો જ્યારે પૂછવા માંડશે ત્યારે હું શું દેખાડીશ? (પુણ્યનું ભાથું તો બાંધ્યું નથી.)

મારો ઘૂંઘટ ખોલીને જ્યારે મારા અંતઃકરણને પ્રિયતમ જોવા માંડશે ત્યારે તો હું તો શરમાઈ મરીશ. (કેમ કે એમને માટે તો મેં કશી જ તૈયારી નથી કરી.)

કહત કબીર સુનો ભાઈ સાધો
ફિર સાસુર નહિ પૈબો.

૧૭૧

સાંઈ મોર બસત અગમ પુરવાં જહાં ગમન હમાર.

આઠ કુવાં નવ બાવડી સોરહ પનિહાર,
ભરલ ઘયલવા ઢરકિ ગએ રે ધન ઠાઢિ મન માર.

છોટ મોટ ડંહિયાં ચંદન કૈ હો છોટ ચાર કહાર.
જાય ઉતરિહૈ વાહિ દેસવા હો જહાં કોઈ ન હમાર.

ઊંચી મહલિયાં સાહન કૈ હો લગી બિખમી બજાર,
પાપપુન્ન દોઉ બનિયાં હો હીરા લાલ અપાર.

કહ કબીર સુન સાંઈયા મોર યાહિય દેસ,
જો ગયે સો બહુરે ના કો કહત સંદેસ.

૧૭૨

કૌન રંગરેજવા રંગૈ મોર ચુંદરી.

પાંચ તત્ત કૈ બની ચુંદરિયા,
ચુંદરી પહિરિ કૈ લગૈ બડી સુંદરી.

ટેકુઆ તાગા કરમ કૈ ધાગા
ગરે બિચ હરવા હાથ બિચ મુંદરી.

સોરહો સિંગાર બત્તી સો અભરન,
પિયપિય રટત પિયાસંગ ઘુમરી.

કહત કબીર સુનો ભાઈ સાધો
બિન સતસંગ કવત બિધિ સુધરી.

કબીર એટલા માટે જ કહે છે કે હે સંતજન ! આ સાસરે (પ્રભુનેધામ) જવાનુ ફરીફરીને આમ નહીં મળે; તેથી તેને માટે આ માનવજન્મમાં જ તૈયારી કરી લો.

૧૭૧

મારે જ્યાં જવું છે એ અગમપુરીમાં મારા સ્વામીનો નિવાસ છે.

આઠ દિશા રૂપી કુવા અને નવખંડરૂપી વાવડીઓ અર્થાત્ આખુંયે જગત અને સોળ પનિહારીઓ (પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પંચ પ્રાણુ તથા મન) આ જીવનમહેલમાં હોવા છતાં આ શરીરરૂપી ઘડો નાશવંત હોવાથી જ્ઞાનજલ ભરતાં ગબડી પડે છે. (જીવનશક્તિ ખલાસ થઈ જાય છે) અને આ (જીવરૂપી)નારી ઉદાસ થઈને ઉભી રહે છે.

એ પછી તો નાના મોટા સુખડના કકડાની પાલખી (ઠાઠડી) બનાવીને ચાર જણે (ડાઘુઓએ) એને ખભે ઉપાડીને છેક એવા પ્રદેશમાં જઈને ઉતારી કે જ્યાં મારું કોઈ જ સગુંવહાલું પણ ન મળે.

મારા સ્વામીનો મહેલ તો છેક ઊંચે (ઊર્ધ્વ પ્રદેશમાં) છે અને પંથે તો પ્રલોભનોથી ભરેલું વસમું બજાર ભરેલુ છે. ત્યાં પાપપુણ્યરૂપી બે વેપારી વાણિયા બેઠા છે અને (જ્ઞાન-ભક્તિરૂપ) અનેક હીરામાણેક પણ ત્યાં ચમકી રહ્યાં છે.

કબીર કહે છે કે હે સંતો ! સાંભળો. આ જ મારુ (જીવાત્માનુ) સાચું ધામ છે. ત્યાં પહોંચ્યા હોય તે ફરીથી આવતા નથી. તો પછી કોણ ત્યાંનો સદેશ કહી શકશે ?

૧૭૨

કયા રંગરેજે આ મારી ચૂંદડીને રંગી છે? પાંચ તત્ત્વની આ ચૂંદડી બનાવી છે અને એ જ ચૂંદડી પહેરીને જીવરૂપી નારી ખૂબ સુંદર લાગે છે.

આ ચૂંદડીમાં સંકલ્પોના તાણા અને કર્મના વાણા નાખેલા છે. ગળામાં હાર અને હાથે વીંટી ઉપરાંત સોળે શણગાર અને બત્રીસે આભૂષણ પહેરીને પયુપિયુ રટતી આ નારી (ચૈતન્યરૂપ) પ્રિયતમની સાથે ઘૂમતી ફરે છે.

કબીર કહે છે હે સંતજન ! સાંભળો. આ રંગચૂંદડી ઓઢેલી નારી (જીવાત્મા) સત્સગ વિના શી રીતે સન્માર્ગે વળી શકત અને [illegible] શકત.

૧૭૩

યે અખિયાં અલસાની પિય હો સેજ ચલો.

ખંભા પકરિ પતંગ અસ ડોલે, બોલૈ મધુરી બાની,
ફૂલન સેજ બિછાઈ જો રાખ્યો પિયા બિના કુમ્હિલાની.

ધીરે પાંવ ધરો પલંગા પર જાગત નનદ જેઠાની,
કહેત કબીર સુનો ભાઈ સાધો લોકલાજ બિછલાંની,

૧૭૪

જાગુ પિયારી અબ કા સોવ,
રૈન ગઈ દિન કાંહેકો ખોવૈ.

જિન જાગા તિન માનિક પાયા,
તૈં બૌરિ સબ સોય ગઁવાયા.

પિય તેરે ચતુર તૂ મૂરખ નારી
કબહું ન પિય કી સેજ સંવારી.

તૈં બૌરિ બૌરાપન કીન્હો
ભર જોબન પિય અપન ન ચીન્હો.

જાગ, દેખ પિય સેજ ન તેરે
તોહિ છાંડિ ઉઠ ગયે સવેરે.

કહ કબીર સોઈ ધૂન જાગૈ
શબ્દબાન ઉર અંતર લાગૈ.

૧૭૫

આયો દિન ગૌન કૈ હો મન હોત હુલાસ.
પાંચ ભીટ કૈ પોખરા હો જામેં દસ દ્વાર.
પાંચ સખી બૈરન ભઈ હો કસ ઉતરબ પાર.

## ૧૭૩

હે પ્રિયતમ! આ આંખો તો ઊંઘને લીધે ઢળી પડે છે. હવે અંતઃપુરમાં સેજ પર ચાલોને!

ખભો પકડીને પતંગિયાની જેમ ડોલતી (ભક્ત–અભિસારિકા) મધુર વચનો બોલી રહી છે. મેં તો ફૂલોની સેજ બિછાવીને રાખી છે પણ પિયુજીની પધરામણી વિના એ સુકાઈ રહી છે.

હે પિયુ! મારા મહેલમાં ધીરેથી પધારીને પલંગ પર પોઢો. મારી (ઈન્દ્રિયોરૂપી) નણંદ ને જેઠાણી જાગે છે.

કબીર કહે છે, હે સંતજન! સાંભળો. પ્રિયતમના મિલનમાં લોકલાજ તો છૂટી જ ગઈ છે.

## ૧૭૪

જાગ, પ્રિય! તું જાગ તારી (અજ્ઞાનની) રાત તો તેં ગુમાવી, હવે બાકીનો દિવસ તું શાને બગાડે છે?

જે કોઈ (માયાભ્રમ ત્યાગીને) જાગ્રત થઈ જાય છે તેને (પ્રભુમિલનનું) માણેક પ્રાપ્ત થાય છે, પણ તેં ઘેલીએ તો બધું તારી અજ્ઞાનની ઊંઘમાં જ ગુમાવ્યું.

તારો પ્રિયતમ પ્રભુ તો બહુ ચતુર છે પણ એની પ્રિયા તું મૂર્ખ છે. તેં કદી પણ પિયુજી માટે પ્રેમથી સેજ પણ તૈયાર કરી નથી. તેં ઘેલીએ ઘેલાં કાઢવામાં જ બધુ ખોયું અને ભરયુવાનીમાં પણ તેં પોતાના પ્રિયતમને ઓળખી મિલન સાધી ન લીધું!

અરે, ઘેલી! હવે જરા જાણીને જો તો ખરી કે તારો પ્રિયતમ તારા પલંગમાં નથી. તું બેધ્યાન રહી એટલામાં તો તને છોડીને એ સવારના પહોરમાં જ જતો રહ્યો છે!

કબીર કહે છે કે જેના હૃદયના ઊંડાણમાં શબ્દના ઉપદેશનું જ્ઞાનબાણ લાગે છે, તેના જીવનમાં જ પ્રભુમિલનની ધૂન જાગી ઊઠે છે.

## ૧૭૫

આણાનો દહાડો આવી પહોંચ્યો અને મારા દિલમાં આનંદ આનંદ છે.

પાંચ (તત્ત્વરૂપી) કાંઠાની આ (દેહરૂપી) તળાવડી છે. તેમાં દસ દરવાજા છે. આ મારી પાંચ સખીઓ (જ્ઞાનેન્દ્રિય) મારો દુશ્મન થઈ પડી છે, એટલે હવે હું કેવી રીતે સંસારની પાર ઊતરીને પ્રિયતમને મળી શકીશ?

છોટમોટ ડોલિયા ચંદન કૈ હો લાગે ચાર કહાર,
ડોલિયા ઉતારૈ બીચ બનવાઁ હો જહાં કોઈ ન હમાર.

પૈયા તોરિ લાગૌં કંહરવા હૌં ડોલિ ધર છિન બાર,
મિલ લેવૌં સખિયાં સહેલર હો મિલૌં કુલ પરિવાર.

સાહેબ કબીર ગાંવૈં નિરગુન હો સાધો કરિલો બિચાર,
નરમ ગરમ સૌદા કરિ લો હો આગે હાટ ન બજાર.

૧૭૬

ખેલ લે નૈહરવાં દિન ચારિ.

પહિલી પઠૌની તીન જન આયે નૌવા. બ્રાહ્મન બારિ,
બાબુલજી મૈં પૈયાં તોરિ લાગૌં અબ કી ગંવન દે ટારિ.

દૂસરિ પઠૌની આપહિ આયે લેકે ડોલિયા કહાર,
ધરિ બહિયાં ડોલિયાં બૈઠારિન કોઉ ન લાગ ગોહાર.

લે ડોલિયાં જાઈ બન ઉતરિન કોઈ નહિં સંગી હમાર,
કહૈં કબીર સુનો ભાઈ સાધો ઈક ઘર હૈ દસ દ્વાર.

૧૭૭

ડંડિયા ફંદાય ધન ચાલુ રે, મિલિ લેહુ સહેલી.
દિના ચારિ કો સંગ હૈ ફિર અંત અકેલી.

દિન દસ નૈહર ખેલિયે સાસુર નિજ ભરના,
બહિયાં પકરિ પિય લે ચલે તબ ઉજુર ન કરના.

મને પતિઘેર લઈ જવા માટે તો ચંદનકાષ્ઠની બનાવેલી પાલખી (ઠાઠડી) તૈયાર છે અને એને ઊંચકનારા પણ ચાર જણ છે.

મને ઊંચકીને લઈ જતાં એમણે તો જ્યાં મારું કોઈયે ના મળે એવા જંગલમાં પાલખી ઉતારી. મે તો પહેલેથી જ એમને કહ્યું કે, હે પાલખીવાળા! તમારે પગે પડું. બે ઘડી તો થોભી જાઓ. મને મારી સખી સાહેલીઓને અને સગાંવહાલાંઓને ધરાઈને છેલ્લી વાર મળી તો લેવા દો.

કબીર તો નિર્ગુણ પરમાત્માનાં ગુણગાન કરે છે ને કહે છે કે હે સંતજન! જરા ઊંડો વિચાર કરી લેજો. આ દુર્લભ માનવજન્મ પામીને જે કંઈ તેજી મંદીનો સોદો કરીને કમાણી કરી લેવી હોય તે (આ કર્મભૂમિમાં) અહીં જ કરી લેજો. આગળ આવી કમાણી કરવા માટેનું કોઈ જ બજાર નહીં મળે.

## ૧૭૬

ચાર દિન આ સંસાર–પિયરમાં ખેલી લે. સાસરે (પ્રભુધામમાં) જવાના પહેલા તેડા સાથે વાળંદ, બ્રાહ્મણ અને કુમારિકા એ ત્રણ જણા તને ચેતાવવા આવ્યાં. ત્યારે તેં કહ્યું કે, "બાપુ! તમારે પગે પડું. આટલી વખત સાસરે મોકલવાનું માંડી વાળોને!"

પણ બીજા તેડા વખતે તો પ્રાણનાથ પોતે જ પાલખી અને ચાર ઊંચકનારા લઈને આવી પહોંચ્યા અને હાથ પકડીને મને પાલખીમાં જ ચડાવી દીધી. ત્યારે તો મારી ચીસાચીસ કશાયે કામે ન લાગી!

એ પાલખી લઈ જઈને છેક જંગલમાં ઉતારી. ત્યાં તો મારું કોઈ જ સાથી ન રહ્યું.

કબીર કહે છે કે હે સંતજન! સાંભળો. આ દેહરૂપી ઘર તો એક જ છે પણ એમાં પ્રાણને નીકળી જવા માટેના દરવાજા તો દસ છે.

## ૧૭૭

વહુજી! આ ડંડિકાની ડાળીમાં બંધાઈને હવે ચાલો. બધી સાહેલીઓને મળી લો. એ સૌના બંધ તો ચાર દિનના જ છે. પછી અંતે તો સાસરે (પ્રભુધામમાં) એકલા જ જવાનું છે.

આ દસ દહાડા સંસારી પિયરમાં ખેલી લો. પછી સાસરે જ દિન કાઢવાના છે. પ્રિયતમ તેડવા આવીને હાથ ઝાલીને લઈ જાય ત્યારે તું આનાકાની ના કરીશ.

ઈક અંધિયારી કોઠરી દૂજે દિયા ન બાતી,
દે ઉતારિ તેહિ ઘરાં જહાં સંગ ન સાથી.
ઈક અંધિયારી કૂઈયાં દૂજે લેજૂર ટૂટી,
નૈન હમારે અસ દુર માનોં ગાગર ફૂટી.
દાસ કબીરા યોં કહૈ જગ નાહિન રહના,
સંગી હમારે ચલિ ગયે હમહું કો ચલના.

૧૭૮

કરો જતન સખી, સાંઈ મિલન કી.
ગુડિયા ગુડવા સૂપ સુપેલિયા
તજ દે બુધ લરિકૈયાં ખેલન કી.
દેવતા પિત્તર ભુઈયાં ભવાની
યહ મારગ ચૌરાસી ચલન કી.
ઊંચા મહલ અજબ રંગ રંગલા
સાંઈ સેજ વહાં લાગી ફૂલન કી.
તન મન ધન સબ અરપન કર વહાં
સુરત સમ્હારુ પરુ પૈયાં સજન કી.
કહ કબીર નિરભય હોય હંસા
કૂંજી બતા દેઉં તાલા ખુલન કી.

* * *

## મિથ્યાચાર

૧૭૯

દર કી બાત કહૌ દરવેસા, બાદશાહ હૈ કૌને ભેસા.
કહાં કૂચ કહાં કરે મુકામા, કૌન સુરતિ કો કરું સલામા.
મૈં તોહિ પૂછૌં મુસલમાના લાલ જરદ કા તાનાબાના.
કાજી કાજ કરો તુમ કૈસા ઘર ઘર જબ્હ કરાવો બૈસા.

એક તો આ (સંસારરૂપી) અંધારી કોટડી અને તેમાંયે વળી (જ્ઞાનરૂપી) દીવાબત્તી પણ સાથે નથી. આવી દુર્દશામાં જ્યાં કોઈ સાથીનો સથવારોયે ના મળે તેવી જગાએ એ તને ઉતારી દેશે.

આ શરીરરૂપી અંધારો કૂવો છે ને તેમાંયે આ ઇન્દ્રિયોરૂપી બધાં જ દોરડાં તૂટી જઈ જીર્ણ અને નકામાં થઈ પડયાં છે. આ મારી આંખોની દૃષ્ટિ પણ અજ્ઞાનને લીધે ઝાંખી અને ફૂટેલી ગાગર જેવી નકામી થઈ પડી છે.

કબીરદાસ તો કહે છે કે આ જગતમાં રહેવાનું નથી. આપણા બધાયે સાથીઓ ચાલી ગયા છે અને આપણે પણ જવાનું જ છે.

૧૭૮

હે સખી ! હવે તો પિયુમિલનની તૈયારી કરો. શાણી ! હવે આ સંસારના ઢીંગલા ઢીંગલીના અને ઘરઘર રમવાના, સંતાકુકડીના અજ્ઞાન બચ્ચાંના ખેલ તું છોડી દે.

આ દેવદેવીઓ, પિતૃઓ અને ભૂતપ્રેતો વગેરેની ચોર્યાંશી લાખ યોનિઓમાં ભમવાનો જ રસ્તો છે.

તારા પ્રિયતમનો મહેલ તો ઊર્ધ્વલોકમાં છે. એ અલૌકિક રંગે રંગેલો છે. ત્યાં વહાલાંની ફૂલોની સેજ બિછાવેલી છે.

ત્યાં પહોંચી જઈને તું તારું તન, મન, ધન અને સર્વસ્વ વહાલાને પગે પડીને સમર્પણ કરી દે અને એની સાથે એકરૂપ થઈ જા.

કબીર કહે છે કે તું નિર્ભય થઈ જા. હે હંસલા ! હું તને પ્રિયતમના મિલનમંદિરનું તાળું ખોલવાની આ (પ્રેમભક્તિની) ચાવી બતાવી દઉં છું.

## મિથ્યાચાર

૧૭૯

હે દરવેશ ! અંદરના દરબારની તો વાત કરો. બાદશાહ (પ્રભુ) કેવા વેશમાં બિરાજે છે ? એની સવારી ક્યાં ક્યાં ફરે છે ? એનો મુકામ કયા થાય છે ? એની કઈ સૂરતને હું પ્રણામ કરું તે તો કહો.

હું તમને પૂછું છું, હે મુસલમાન ! એનાશું લાલપીળા તાણાવાણા હોય છે ?

હે કાજી ! તમે કેવું કામ કરો છો ? ઘેરઘેર જીવહત્યા થાય તેવું તો તમારા ન્યાયનું કામ છે !

બકરી મુરગી કિન ફુરમાય કિસકે હુકુમ તુમ છુરિ ચલાયા.

દરદ ન જાને પીર કહાવે બેતા પઢિ પઢિ જગ સમુઝાવ.
કહે કબીર એક સય્યદ કહાવૈ આપ સરખા જગ કબુલાવૈ.

દિનભર રોજા ધરત હો રાતિ હતત હો ગાય,
યહ તો, ખૂન વહ બંદગી ક્યોં કર ખુસી ખોદાય.

૧૮૦

ઐસા જોગ ન દેખા ભાઈ, ભૂલા ફિરૈ લિયે ગફિલાઈ,
મહાદેવ કા પંથ ચલાવ ઐસો બડો મહંત કહાવૈ.

હાટબાટ મેં લાવૈ તારિ કચ્ચૈ સિદ્ધન માયા પ્યારી,
કબ દત્તે માવાસી તોરી કબ શુકદેવ તોપચી જોરી.

કબ નારદ બંદૂક ચલાયા વ્યાસદેવ કબ બંબ બજાયા,
કરહિ લડાઈ મતિ કે મંદા, ઈ હૈ અતિથિ કિ તરકસબંદા

ભયે વિરક્ત લોભ મન ઠાના સોના પહિરિ લજાવૈ બાના,
ઘોરી ઘોરી કીન્હ બટોરા, ગાંવ પાય જસ ચલે કરોરા.

તિય સુંદરી ન સોહાઈ સનકાદિક કે સાથ,
કબહુંક દાગ લગવાઈ કારી હાંડી હાથ.

૧૮૧

સોગ બધાવા સમ કરિ જાના, તાકી બાત ઈન્દ્ર નહીં જાના,

આ બકરાં અને મરઘાં મારી ખાવાનું કોણે ફરમાન કર્યું છે? કોના હુકમથી તમે એમના પર છરી ચલાવો છો?

પારકી પીડાને તો તમે જાણતાજ નથી અને પોતે જ મોટા પીર થઈ બેઠા છો!

બસ, પોથાં વાંચી વાંચીને દુનિયાને ઊઠાં ભણાવો છો?

દિવસભર રોજા રાખીને ઉપવાસ કરે અને રાત પડે કે ગાયની હત્યા કરે! આ તો ખૂન જ કહેવાય, તો પછી રોજાની બંદગીથી ખુદા કેવી રીતે ખુશ થાય?

## ૧૮૦

અરે ભાઈ! આવો યોગ તો નથી જોયો. ગાફેલ રહીને તું આમ ભુલાવામાં જ ભમ્યા કરે છે. મહાદેવનો શૈવ પંથ ચલાવે છે અને આવો મોટો મહંત કહેવડાવે છે. હાટેવાટે જઈને સમાધિ ચડાવે છે. આવા કાચા સિદ્ધને આવી બાહ્ય માયા જ પ્રિય લાગે છે.

(મહંતોની સવારીના ઠાઠપર કટાક્ષ કરતાં કહે છે કે) દત્તાત્રેયે ક્યાં કોઈ કિલ્લા તોડીને જીત્યા હતા? શુકદેવજીએ ક્યારે તોપધડાકા કર્યા હતા? નારદ મુનિએ ક્યારે વળી બંદુક ચલાવી હતી? વ્યાસ ભગવાને ક્યારે રણડંકા બજાવ્યા હતા?

હે મદમતિ મૂર્ખ!! (આવો ઠઠારો રાખીને) તું લડાઈ ઝઘડા કર્યા કરે છે. તું તે અતિથિ સંન્યાસી છે કે પછી ધનુર્ધારી લડવૈયો છે?

આમ તો તું વૈરાગી થયો છે પણ મનમાં તો લોભ ભરેલો છે. આ સોનાના અલંકાર પહેરીને તું તારા ભગવા ભેખને લજ્વી રહ્યો છે!

તેં આ ઘોડીઘોડા વસાવ્યાં છે અને ગામમાં પગ મૂકતાં જ તું તો જાણે કરોડપતિ હોય તેમ ચાલે છે!

અરે, સનકાદિક ઋષિમુનિઓની સાથે સુંદર સ્ત્રીનો સંગાથ શોભે જ નહીં. કાળી હાંડલી કોઈક વાર તો હાથ કાળા કરે જ. (તેમ વૈરાગીને નારીનો સંગ કોક વાર કલંકિત તો કરે જ.)

## ૧૮૧

વૈરાગીને (નારીના સંગથી મતિ ફરે છે ત્યારે) દુઃખ થવું જોઈએ એવો પ્રસંગ વધામણી જેવો લાગે છે. શું (અહલ્યા પાસે જતાં) ઇન્દ્રને આ વાતની ખબર ન હતી?

જટા તોરિ પહિરાવ સેલી યોગયુક્તિ કૈ ગરભ દુહેલી.

આસન ઉંઠ એ કૌન બડાઈ જૈસે કાગ ચીલ્હ મંડરાઈ,
જૈસી ભિસ્ત તૈસી હૈ નારી, રાજપાટ સબ ગિનૈ ઉજારી.

જૈસે નરક તસ ચંદનમાના જસ બાઉર તસ રહૈ સયાના,
લપસી લૌંગ ગનૈ ઈકિસારા ખાંડ પરિહરી ફ્રૈકે છારા.

એહિ બિચાર તે બહિ ગયો ગયો બુદ્ધિ બલ ચિત્ત,
દુઈ મિલિ એકૈ હ્વૈ રહ્યો કાહિં બતાઊં હિત્ત.

૧૮૨

સંતો, દેખો જગ બૌરાના.
સાંચ કહો તો મારન ધવૈ જૂઠે જગ પતિયાના.

નેમિ દેખે ધરમી દેખે પ્રાત કરે અસનાના,
આતમ મારિ પખાનહિં પૂજૈં ઉનમેં કછુ ન ગ્યાન.

બહુતક દેખે પીર ઔલિયા પઢૈ કિતાબ કુરાના,
કૈ મુરીદ તદબીર બતાવૌ ઉનમેં ઉહૈ ગિઆના.

આસન મારિ ડિંભ ધરિ બૈઠે મન મેં બહુત ગુમાના,
પીતર પાથર પૂજન લાગે તીરથ ગરવ ભુલાના.

માલા પહિરૈ ટોપી દીન્હે છાપ તિલક અનુમાના,
સાખી સબદ ગાવત ભૂલે આતમ ખબરિ ન જાના.

નારીની સોબત તો જોગીની જટા મુંડાવીને એને અબરસેલુંય પહેરાવી-દે અને યોગની સંયમમૂલક ક્રિયાઓને (યોગીને જ) ત્રાસ લાગે તેવી કરી મૂકે !

એના આસનની સ્થિરતાને ઉડાવી દેવામાં એને મન એવી તે શી મોટી-વાત છે? કાગડો અને સમડી જેમ ચક્કર લઈને શિકાર પર તરાપ મારે તેમ નારી યોગીના આસનને (પ્રલોભનથી) ચલિત કરી દે છે.

...નારી તો (આસક્ત નરને મન) સ્વર્ગસમાન છે. એની (મોહક માયા) આગળ એ રાજપાટ બધું જ વેરાન ગણે છે. એની સારાસાર પારખતી વિવેકશક્તિ હણાઈ જવાથી એને મન ચંદનકાષ્ઠ પણ નરક સમાન લાગે છે.

એ શાણો હોવા છતાં આમ પાગલ જેવો થઈ જાય છે અને લાપસી અને લવંગને સરખા માને છે. આમ મોહવશ થઈને અંતે એ જીવ ખાંડ છોડીને રાખ ફાંકતો થઈ જાય છે !

આમ કામવાસનાને લીધે મતિ અવળી થઈ જવાથી એનાં બુદ્ધિ, બળ અને ચિત્તની શક્તિ બધું જ ખલાસ થઈ જાય છે. સ્ત્રી અને પુરુષ બેય જણાં મળીને માયામય એકરૂપ બની જાય છે; પછી હિતની વાત હું તે કોને કરું ?

## ૧૮૨

સંતો ! આ દીવાની દુનિયા તો દેખો ! હું સાચી વાત સમજાવું છું તો બધા મને મારવા દોડે છે. આ જગતને તો જૂઠામાં જ વિશ્વાસ છે

નિયમ, ધર્મવ્રત પાળતા કેટલાયને મેં જોયા છે જે સવારે નિત્ય સ્નાન કર્યા કરે છે. પણ એ બધાયે (મૂળરૂપ) આત્માને જ પડતો મૂકીને જડ પથરાને પૂજતા ફરે છે. એવા બધાને કંઈ (સત્યનું) જ્ઞાન નથી.

શાસ્ત્રો અને કુરાનનો પાઠ કરતા ઘણાયે સાધુસંતો અને પીર ઓલિયાને મેં જોયા. એ બધા ચેલા બનાવીને ચમત્કારો ને યુક્તિપ્રયુક્તિઓ બતાવતા હોય છે. એમનું જ્ઞાન પણ એવું અપૂર્ણ હોય છે.

કોઈક વળી આસન લગાવીને દંભ કરતા બેઠા હોય છે, પણ તેમના મનમાં તો ખૂબ ઘમંડ હોય છે. કોઈ વળી પિતરો, ભૂતપ્રેત વગેરેને તથા પથરાને પૂજવા માંડે છે, તો વળી કોઈક તીર્થોમાં ભટકતા (ભ્રમમાં પડેલા) હોવા છતાં) ગર્વ કરે છે.

કોઈ વળી માળા અને મુકુટ પહેરીને ચાંલ્લા-તિલક કરે છે અને ધર્મગ્રંથની સાખીઓ અને બોધવચનો કેવળ લલકારવાના ભ્રમમાં ફરે છે. પણ તેમનેય આત્માની ઊંડી સમજણ હોતી નથી. તેથી તેઓ પણ ભુલાવામાં ભટકતા હોય છે.

કહ હિંદૂ મોહિં રામ પિયારા તુરુક કહૈ રહિમાના,
આપસ મેં દોઉ લરિ લરિ મૂએ મરમ ન કાહૂ જાના.

ઘરઘર મંત્ર જે દેત ફિરત હૈ માહિમા કે અભિમાના,
ગુરુવા સહિત શિષ્ય સબ બૂડે અંતે કાલ પછતાના.

કહત કબીર સુનો હો સંતો ઈ સબ ભરમ ભુલાના,
કેતિક કહીં કહા નહિ માનૈ આપહિં આપ સમાના.

૧૮૩

સંતો, રાહ દોઉ હમ ડીઠા.
હિંદૂ તુરક હટા નહિ માનૈ સ્વાદ સબન કો મીઠા.

હિંદૂ બરત એકાદસિ સાધૈ દૂધ સિંઘાડ સેતી,
અને કો ત્યાગૈ મન નહિ હટકૈ પારન કરૈ સગોતી.

રોજા તુરુક નિમાજ ગુજારૈ બિસમિલ બાંગ પુકારૈ,
ઉનકો બિસ્ત કહાં તે હોઈ હૈ સાંઝે મુરગી મારૈ.

હિન્દૂ દયા મેહર કો તુરકન દોનોં ઘટ સોં ત્યાગી,
વૈ હલાલ વૈ ઝટકા મારૈં આગિ દુનોં ઘર લાગિ.

હિંદૂ તુરુકહી એક રહા હૈ સતગુરુ ઈહૈ બતાઈ,
કહહિં કબીર સુનો હો સંતો રામ ન કહેઉ ખોદાઈ.

૧૮૪

રામ ગાઈ ઔરન સમુઝાવ હરિ જાને બિન બિકલ ફિરૈ.

હિંદુઓ કહે છે કે અમને અમારો રામ વહાલો છે અને મુસલમાનો કહે છે કે અમને અમરો અલ્લા રહેમાન પ્યારો છે. આમ ને આમ કરતા એ બન્ને આપસમાં અજ્ઞાનને લીધે લડી મરે છે. એ બેમાંથી કોઈએ પણ પ્રભુનું સાચું રહસ્ય જાણેલું નથી.

પોતાની મોટાઈનું અભિમાન કરતા જે ગુરુ બનીને ઘેર ઘેર મંત્ર દેતા ફરે છે, તેવા બધાયે ચેલા તેમના ગુરુ સાથે પણ ડૂબી મરે છે અને પછી અંતકાળે સૌ પસ્તાય છે.

કબીર કહે છે હે સંતજનો ! સાંભળો. આ બધી ભ્રમની ભૂલવણી છે. હું તે કેટલુંક કહું ? કહેલું કોઈ માનતું નથી કે આ આત્મા પોતે જ પરમાત્મ-સ્વરૂપ છે.

## ૧૮૩

સંતો ! અમે બન્ને પંથ જોઈ લીધા ! હિન્દુ અને મુસલમાન કોઈ સંયમ માટેના નિષેધને ગણકારતા નથી, એ બધાયને સ્વાદનો ચટાકો તો મીઠો જ લાગે છે !

હિંદુઓ એકાદશી વ્રત કરીને દૂધ સાથે સિંગોડાનો ફરાળ ખાય છે. આમ અન્નને તજે છે પણ (વ્રતને દિવસેય) મનને મારી શકતા નથી. પછી (વ્રતને અંતે) તો કુટુંબ સાથે મળીને પારણાં કરે છે !

મુસલમાનો રોજા રાખીને નમાજ પડે છે અને બિસ્મિલ્લાહ કરીને બાંગ પોકારે છે, પણ સાંજ પડતાં જ ખાવા માટે મરઘીની હત્યા કરે છે.. એમને બહિશ્ત (સ્વર્ગ) ક્યાંથી મળે ?

હિન્દુઓએ દયા ધર્મ અને મુસ્લિમોએ રહેમને પોતપોતાના જીવનમાંથી જાણે દેશનિકાલ કરી દીધાં છે ! હિન્દુ માંસાહાર માટે એક ઝાટકે જ પશુ હત્યા કરે છે અને મુસલમાનો પણ ધીરૂધીરે ગળું કાપીને પશુને હલાલ કરે છે. અરે ! આ બન્નેના (પંથરૂપી) ઘરમાં (અજ્ઞાનની) આગ લાગી ગઈ છે !

સદ્‌ગુરુએ આ જ સત્યજ્ઞાન સમજાવી દીધું છે કે હિન્દુ અને મુસલમાનમાં એક જ પરમેશ્વર રહેલો છે.

કબીર કહે છે, હે સંતો ! સાંભળો રામ ના કહો અને ખુદા કહો, તોય તે એકનું એક જ છે.

## ૧૮૪

રામનાં ગુણગાન કરીને જે બીજાને બોધ આપે છે, તે પોતે જ પરમાત્માનાં સ્વરૂપના સત્યજ્ઞાન વિના વ્યાકુળ થઈને ભટકે છે !

જા મુખ બેદ ગાયત્રી ઉચરૈ જાસુ બચન સંસારા તરૈ,
જાકે પાંવ જગત ઊઠિ લાગૈ સો બ્રાહ્મન જીઉ બધ કરૈ.

અપને ઊંચનીચ ઘર ભોજન ઘૃણિત કરમ કરિ ઉદર ભરૈ,
ગ્રહણ અમાવસ ઢુકિ ઢુકિ મગૈં કર દીપક લૈ કૂપ પરૈ.

એકાદસી બ્રતૌ નહિં જાનૈ ભૂત પ્રેત હઠિ હૃદય ધરૈ,
તજી કપૂર ગાંઠિ બિખ બાંધૈ જ્ઞાન ગમાએ મુગધ ફિરૈ.

છીજૈ સાધુ ચોર પ્રતિપાલૈ સંત જનનકી કૂટ કરૈ,
કહ કબીર જિહ્વા કે લંપટ એહિ બિધિ પ્રાની નરક પરૈ.

૧૮૫

રામ ન રમસિ કૌન દંડ લાગા,
મરિ જૈહૈ કા કરહિ અભાગા,

કોઈ તીરથ કોઈ મુંડિત કેસા,
પાખંડ ભરમ મંત્ર ઉપદેસા,

બિદ્યા બેદ પઢિ કરે હંકારા,
અંત કાલ મુખ ફાંકૈ છારા,

દુખિત સુખિત સબ કટુંબ જેંવઈએ
મરન બેર અકસર દુખ પઈએ,

કહ કબીર યહ કલિ હૈ ખોટી,
જોરહ કરવા નિકસ લ ટોટી.

જેના મુખે વેદ અને ગાયત્રીનો ઉચ્ચાર છે, જેનાં જ્ઞાનમય વચનથી સંસાર પાર કરી જવાય છે, જેને આખી દુનિયા ઊભી થઈને પગે પડે છે, તે બ્રાહ્મણો આજે પોતાનાં જીવને અજ્ઞાનવશ થઈને બંધનમાં નાખી રહ્યા છે!

પોતાને ઉચ્ચ ગણવા છતાંય તે નીચને ત્યાં ખાવા જાય છે, ધૃણાજનક કામો કરીને પેટ ભરે છે અને ગ્રહણ તથા અમાસને દિવસે લોકોના ઘરમાં ઘૂસી જઈને ભીખ માગે છે!

આ રીતે હાથમાં દીવો લઈને એ કૂવામાં પડે છે. (જ્ઞાન હોવા છતાંયે અનાચાર આદરે છે.) એને એકાદશીના વ્રતની પણ પૂરી ખબર નથી અને મનમાં એ ભૂતપ્રેતની માનતા રાખે છે!

એ તો (ઉત્તમ પદાર્થ) કપૂર ત્યજીને ઝેરની ગાંઠડી બાંધે છે અને જ્ઞાન ગુમાવીને કેવળ મોહવશ થઈને રખડે છે.

સજ્જનનો સંગ છોડીને એ ચોરની સોબત સેવે છે અને સંતજનોની છેતરપિંડી કરે છે.

કબીર કહે છે કે એવા જીભના લબાડી લોકો આવી રીતે જ હાથે કરીને નરકમાં પડે છે.

## ૧૮૫

તું રામમાં કેમ રમણ કરતો નથી? તને આ શી સજા થઈ છે? અરે, અભાગિયા જીવ! તું મરી જઈશ ત્યારે શું કરીશ?

કોઈ તીર્થ કરે છે, કોઈ કેશ મુંડાવે છે, કોઈ પાખંડીના ભ્રમમાં ભોળવાઈને મંત્રનો ઉપદેશ લે છે, તો કોઈ વળી વેદ વાંચીને શાસ્ત્રનું વિદ્યાધ્યયન કરીને ગુમાન કરે છે. પણ અંતકાળે આ બધું (બાહ્યકર્મ) વ્યર્થ જાણીને રાખ ફાકવાનો વારો આવે છે.

દુઃખેસુખે તું આખા કુટુંબને જીવનભર જમાડે છે પણ મરણ વખતે તું એકલો જ દુઃખી થાય છે.

કબીર કહે છે કે આ (સંસારરૂપી) ક્લેશ મિથ્યા છે. તું (પ્રભુ પાસે) હાથ જોડીને એનું શરણ સ્વીકારી લે, નહિ તો તને નુકસાન થશે.

૧૮૬

હરિ બિનુ ભરમિન બિગૂરચે અંધા,,
જહાં જહાં ગએ અપનપૌ ખોએ તેહિ ફંદે બહુ ફંદા.

યોગી કહૈ યોગ હૈ નીકો દુતિયા ઔર ન ભાઈ,,
ચુડંતિ મુંડિત મૌન જટા ધરિ તિનહું કહાં સિધ પાઈ.

જ્ઞાની ગુની સૂર કબિ દાતા યે જો કહહિં બડ હમ હીં,,
જહાંસે ઉપજે તહં હિ સમાને છૂટિ ગએ સબ તબ હીં.

બાંયે દહિને તજો બિકાર નિજુ હરિપદ ગહિયે,,
કહે કબીર ગૂંગે ગુડ ખાય પૂછે સોં કા કહિયે.

૧૮૭

જસ માંસ નર કા તસ માંસ પશુ કા રુધિર રુધિર એક સારાજી,,
પસુ કા માંસ ભખ સબ કોઈ નરહિ ન ભખૈ સિયારાજી.

બ્રહ્મ કુલાલ મેદિની ભરિયા ઉપજિ બિનસ કિત ગઈયા જી,,
માંસ મછરિયા જો પૈ ખાવૈ જો ખેતન મેં બોઈયા જી.

માટી કો કરિ દેવી દેવા જીવ કાટિ કરિ દેઈયા જી,
જો તેરા હૈ સાંચા દેવા ખેત ચરત કિન લેઈયા જી.

કહત કબીર સુનો ભાઈ સંતો રામનામ નિત લયા જી,,
જો કુછ કિય જિહ્વા કે સ્વારથ બદલ પરારા દેયા જી.

૧૮૮

ભૂલા વે અહમક નાદાન તુમ હરદમ રામહિ ના જાના.

૧૮૬

હરિ વિના ભ્રમમાં પડેલાની દશા ગૂંચવાડામાં પડેલા આંધળા જેવી હોય છે.

આત્મભાન ભૂલીને એવો ભ્રાંતજન જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તેને બહુ જંજાળમાં ફસાવું પડે છે.

યોગીઓ કહે છે કે યોગમાર્ગ જ શ્રેષ્ઠ છે, બીજો કોઈ માર્ગ જ નથી.

અહીં આ ચોટીધારી અને મૂંડિયા,[1] મૌન અને જટા ધારણ કરીને બેઠેલા છે. એમણે વળી સિદ્ધિ કયાંથી મેળવી?

આ બધા જે જ્ઞાની, ગુણવાન, શૂરવીરો, કવિઓ કે દાનેશ્વરી લોકો છે તેઓ અમે જ મોટા છીએ તેમ કહે છે. પણ એ બધા પણ જે અહંકારમાંથી જન્મેલા છે તેમાં જ છેવટે ડૂબીને સમાઈ જાય છે. ત્યારે એમનો એ બધો ગર્વ છૂટી જાય છે.

આમતેમ વિકારોના વમળમાં ભટકવાનું છોડી દઈને પોતાના પરમાત્મ સ્વરૂપને પ્રાપ્ત કરી લઈએ.

કબીર કહે છે કે આ સ્વરૂપાનંદની પ્રાપ્તિ એ તો મૂંગાએ ગોળ ખાધા જેવો અકથ્ય અનુભવ છે, એટલે પૂછે તેને એ વિશે શું કહી શકાય?

૧૮૭

જેવું મનુષ્યનું માંસ તેવું જ પશુનું માંસ હોય છે. અને બધું લોહી પણ સરખું જ હોય છે. એ પશુનું માંસ બધાય ખાય છે પણ માણસનું માંસ તો શિયાળ પણ ખાતાં નથી!

ખેતરમાં વાવેલું હોય તે ઉપરાંત લોકો તો માંસ ને મચ્છી પણ ખાય છે અને માટીનાં દેવદેવલાં બનાવીને એમની આગળ પ્રાણીને કાપીને એનો ભોગ ધરે છે!

અરે! જે તારો સાચો (ચૈતન્યરૂપ) પરમાત્મ દેવતા છે એને જ ખેતરમાં પશુરૂપે ચરતો જોયા છતાં કોઈ કયાં ઓળખે છે?

કબીર કહે છે, હે સંતો! સાંભળો. રામનામ નિત્ય લેતા રહેવું. જીભના સ્વાર્થને ખાતર જીવો આવાં જે કૃત્યો કરે છે, તેમણે એનો બદલો બીજાને દેવો જ પડશે.

૧૮૮

રે નાદાન અહંકારી જીવ! તું ભ્રમમાં ભૂલ્યો છે. તેં શ્વાસેશ્વાસે વસેલા તારા રામને જ ના ઓળખ્યો.

બરબસ, આનિ કૈ ગાય પછારો, ગલા કાટિ જિવ આપ લિયા,
જીતા જિવ મુરદા કરિ ડારૈ તિસકો કહત હલાલ કિયા.

જાહિ માંસ કો પાક કહત હૈં તાકી ઉત્પતિ સુનુ ભાઈ,
રજ બીરજ જો માંસ ઉપાની માંસ ન પાક જો તુમ ખાઈ.

અપનો દોખ કહત નહિં અહમક કહત હમારે બડન કિયા,
ઉનકો ખૂન તુમ્હારી ગરદન જિન તુમકો ઉપદેસ દિયા.

સ્યાહી ગઈ સફેદી આઈ દિલ સફેદ અજહૂં ન હુઆ,
રોજા નેવાજ બાંગ ક્યા કીજૈ હુજરે ભીતર બૈઠ મુઆ.

પંડિત બેદ પુરાન પઢે ઔ મૌલાના પઢૈ કુરાના,
કહ કબીર વે નરક ગયે જિન હરદમ રામહિં ના જાના.

## ૧૮૯

બાબા બે મુઝ હરિ કો નામ, ઔર સકલ તજુ કૌને કામ.

કહાં તબ આદમ કહાં તબ હૌઆ કહાં તબ પીરપેગંબર હૂઆ,
કહં તબ જમીં કહાં અસમાના, કહં તબ બેદ કિતાબ પુરાના

જિન દુનિયા મેં રચી મસીદ જૂઠા રોજા જૂઠી ઈદ,
સાંચ એક અલ્લા કો નામ તાકો નય નય કરો સલામ.

કહું ધૌં ભિસ્ત કહાં તે આઈ કિસકે હેતુ તુમ છૂરી ચલાઈ.
કરતા કિરતિમ બાજી લાઈ હિંદુ તુરક દુઈ રાહ ચલાઈ.

તેં નૂકામી જ, ગાયને લાવીને પકડીને એનું ગળું કાપીને એનો જીવ લીધો. આમ જીવતા જીવનું તેં મડદું કરી નાખ્યુ અને ઉપરથી પાછો એને ધર્મના આદેશ પ્રમાણે તેં હલાલ કર્યું છે એમ કહે છે!

પણ હે ભાઈ! આ જે માંસને તુ પાક ગણે છે તેની ઉત્પતિ કેવી રીતે થઈ તે તો તું સાંભળ. રજ અને વીર્યના સંયોગથી તે માંસ ઉત્પન્ન થયુ છે. એટલે તું જે માંસ ખાય છે તે પણ પવિત્ર તો નથી જ!

તું તારા ઘમંડને લીધે આ હત્યાનો દોષ સ્વીકારતો નથી અને વળી કહે છે કે આ તો અમારા વડવાઓની પ્રણાલિકા છે! અરે! તારી ગરદન પર દોષ આવી પડે છે ત્યારે તને બોધ દેનારનું જ તું ખૂન કરાવવા તૈયાર થાય છો

અરેરે! કાળા કેશવાળી જુવાની વહી ગઈ ને આ પળિયાં આવ્યાં, તોયે તારુ દિલ પવિત્ર ના થયું! આ રોજા નમાજ અને બાંગ શું કામ કર્યા કરે છે? તું તો ખુદ પ્રભુના દરબારમાં જ બેઠેલો છે, તે છતાં (અજ્ઞાનથી) મરી રહ્યો છે!

પંડિતો વેદ અને પુરાણો વાંચ્યા કરે છે અને મૌલવીઓ કુરાન પઢયા કરે છે!

કબીર કહે છે કે જેમણે શ્વાસેશ્વાસે વસેલા (આતમ) રામને જ ઓળખ્યા નથી તે બધા જ નરકની અવગતિ પામે છે.

## ૧૮૯

આવ, રે મારા રામના (આદિ) નામ! તું આવ. બીજું બધું જ હું છોડી દઉં, એ શા કામનું છે?

હે જીવ! (એ આદિયુગમાં જ્યારે કેવલ ચૈતન્યરૂપ નામ પરમાત્મા વિના સૃષ્ટિમાં કંઈ જ ન હતું) ત્યારે તારાં આદમ ને ઈવ કયાં હતા? તારા પીર અને પેગંબર પેદા જ કયાં થયા હતા?

આ ધરતી ને આસમાન પણ કયાં હતા? આ વેદશાસ્ત્રો ને પુરાણોના ભેદ કયાં હતા? આ જે નાશવંત દુનિયામાં મસ્જિદ બનાવી છે અને રોજા અને ઈદ કર્યા છે તે બધું જ મિથ્યા છે.

સાચુ તો એક અલ્લાનું નામ જ છે. એને જ નમીનમીને સૌ વંદન કરો.

જરા કહો તો ખરા કે આ સ્વર્ગ આવ્યું કયાંથી? અને તમે આ છરી કોના માટે ચલાવો છો?

એક જ કિરતારે આ સંસારરૂપી કૃત્રિમ ખેલ રચેલો છે. એ સમજ્યા વિના જ હિંદુ અને મુસલમાને એમના બે પંથોના ભેદ ઊભા કર્યા છે. પણ એ કિરતાર આગળ તો કશાય ભેદ નથી.

કહં તબ દિવસ કહાં તબ રાતી કહં તબ કિરતિમ કી ઉતપાતી,
નહિ વાકે જાતિ નહિ વાકે પાંતિ કહ કબીર વાકે દિવસ ન રાતી.

૧૯૦

આસન પવન કિયે દઢ રહુ રે મન કો મૈલ છાંડિ દે બૌરે.

ક્યા શૃંગી મૂદ્રા ચમકાએ ક્યા બિભૂતિ સબ અંગ લગાયે,
ક્યા હિંદૂ ક્યા મૂસલમાન જાકો સાબિત રહે ઈમાન.

ક્યા જો પઢિયા બેદ પુરાન સો બ્રાહ્મણ બૂઝ બ્રહ્મજ્ઞાન,
કહ કબીર કછુ આન ન કીજૈ રામનામ જપિ લાહા લીજૈ.

૧૯૧

ક્યા નાંગે ક્યા બાંધે ચામ જો નહિ ચીન્હેં આતમરામ:

નાગે ફિરૈ યોગ જો હોઈ, મૂંડિ ભેડ મુક્ત કિન હોઈ,
બિદ રાખે જો ખેલહિ ભાઈ, ખુસરે કૌન પરમગતિ પાઈ.

પઢે ગુને ઉપજૈ હંકારા અધધર બૂડે વાર ન પારા,
કહૈ કબીર સુનો રે ભાઈ, રામનામ બિન કિન સિધિ પાઈ.

૧૯૨

અસ ચરિત દેખ મન ભ્રમૈ મોર,
તાતેં નિસદિન ગુન રમોં તોર.

એની આગળ ક્યાં તારાં આ રાત અને દિવસ અને ક્યાં તારી આ કૃત્રિમ દુનિયાની ઉત્પત્તિના બધા ભેદો ટકી શકવાના છે?

કબીર કહે છે કે પરમાત્માને તો જાતિ કે પંથ કે રાત કે દિવસના કશાયે ભેદ છે જ નહીં.

૧૯૦

અરે પાગલ જીવ! આસન પ્રાણાયામ કરીને શરીરને સ્થિર રાખ અને મનની સર્વ મલિનતાને છોડી દે.

શૃંગીવાદ્ય રાખ્યાથી કે કેશ મુંડાવ્યાથી અને આખે શરીરે ભસ્મ ચોળ્યાથી શું વળવાનું છે?

હિંદુ હોય કે મુસલમાન હોય, પણ જેની સદ્વૃત્તિ સાબૂત ટકી રહે તેને જ ધન્ય છે.

વેદપુરાણ ને ધર્મગ્રંથો વાંચ્યાથી શું વળે? ખરું તો બ્રહ્મનું જ્ઞાન જે સમજે તે જ બ્રાહ્મણ ગણાય.

કબીર કહે છે કે બીજું કશું જ સાધન ના કરશો. બસ, રામનામ જપો અને આ સંસાર જંગ ખેલો.

૧૯૧

જો આતમરામને ઓળખ્યો નહીં, તો પછી નાગાબાવા બનીને રહેવાથી કે મૃગચર્મ વીંટાળ્યાથી શું વળશે?

નાગા ફરવાથી જો યોગ સધાતો હોય તો વનના મૃગને જ મુક્તિ મળી જાયને!

માથુ મુંડાવ્યાથી જો સિદ્ધિ પ્રાપ્ત થતી હોય, તો ઊન કપાવેલાં ઘેટાં કેમ મુક્ત થતાં નથી?

હે ભાઈ! તું આ ટીલાંટપકાં કરી લટકાં કરી રહ્યો છે; તે કહે તો ખરો કે એવાં જ ટપકાંવાળા ઘુવડને કઈ પરમ ગતિ પ્રાપ્ત થાય?

બહુ ભણવા–ગણવાથી પણ અહંકાર ઊપજે છે ને અધવચમાં જ જીવનરૂપી નાવ ડૂબી મરે છે અને ભવસાગર પાર કરાતો નથી.

કબીર કહે છે કે અરે! સાંભળો. રામના નામ વિના કોઈએ સિદ્ધિ મેળવી નથી.

૧૯૨

દુનિયાનાં આવાં ચરિત્રો જોઈને મારું મન તો ભમી ઊઠે છે એટલે જ રાત દિન તારાં જ ગુણગાનમાં તલ્લીન રહું છું.

એક પઢહિં પાઠ એક ભ્રમ ઉદાસ,
એક નિગમ નિરંતર રહૈ નિવાસ.
એક જોગ જુગુત તન હાનિ ખીન,
એક રામનામ સંગ રહત લીન.
એક હોંહિ દીન એક દેહિ દાન
એક કલપિ કલપિ કૈ હોં હરાન.
એક તંત્ર મંત્ર ઔખધિ બાન
એક સકલ સિદ્ધિ રાખ અપાન.
એક તીરથ વ્રત કરિ કાયા જીતિ
એક રામનામ સોં કરત પ્રીતિ.
એક ધૂમ ઘોટિ તન હોય શ્યામ
તેરી મુક્તિ નહીં બિન રામનામ.
સતગુરુ શબ્દ તોહિ કહ પુકાર
અબ મૂલ ગહો અનુભવ બિચાર.
મૈં જરા મરણ તે ભયઉ થિર,
હૈ રામરૂપ યહ કહૈ કબીર.

૧૯૩

સંતો, રામનામ જો પાવૈ.
તો વે બહુર ન ભવજલ આવૈ.
જંગમ તો સિદ્ધિહિ કો ધાવૈ
નિસિબાસર શિવ ધ્યાન લગાવૈ,
શિવ શિવ કરત ગયે શિવ દ્વારા
રામ રહૈ ઉનહૂં તે ન્યારા.
જંગમ જીવ કબીં નહિ મારૈ
પઢૈ ગુનૈ નહિ નામ ઉચારૈ,
કાયહિ કો થાપૈ કરતારા
રામ રહૈ ઉનહૂં તે ન્યારા.

ચારે બાજુ નીરખું છુ તો એક જણ ટુક પાઠ કરે છે, તો વળી બીજો ભ્રમમાં ભૂલો પડયાથી ઉદાસ બેઠો છે. એક કયાંયે જતો નથી ને નિરંતર ઘરમાં જ રહે છે.

કોઈક તો યોગ સાધના કરી કરીને શરીરને સાવ ક્ષીણ કરી મૂકે છે, તો કોઈક વળી રામનામના સત્સંગમાં તલ્લીન રહે છે.

કોઈક દીન બનીને રહે છે, તો કોઈક વળી દાન આપે છે. કોઈ તો કલ્પાંત કરી કરીને હેરાન થઈ રહ્યો છે.

કોઈક મંત્રતંત્ર કરીને રસાયણ બનાવે છે. તો કોઈક પ્રાણાયામ દ્વારા પ્રાણને નિરોધીને સર્વ સિદ્ધિ મેળવે છે.

કોઈક તીર્થયાત્રા અને વ્રતનિયમ કરીને કષ્ટ વેઠીને કાયાનો જય પ્રાપ્ત કરે છે, તો કોઈકને વળી રામનામમાં જ પ્રેમ લાગેલો છે.

કોઈક તો ચલમનો ધૂવાડો પી પીને શરીરે કાળા પડી ગયો છે.

પણ રે જીવ ! રામનામ વિના તારો છુટકારો નથી. સદ્દગુરુનાં બોધવચન તને પોકાર કરીને કહે છે કે હવે તો આ અનુભવ ઉપરથી ઊંડો વિચાર કરીને સૌના મૂળરૂપ પરમાત્માને જ પકડ

કબીર તો આટલું જ કહે છે કે આ તો રામની જ કૃપા થઈ છે, એટલે હું ઘડપણ અને મરણનો કાળ નજીક આવ્યા છતાંયે આમ સ્થિર થઈને બેઠો છુ.

## ૧૯૩

સંતો! રામનામનું રહસ્ય જે પામી ગયો છે તેને ફરી ફરીને ભવસાગરમાં આવવું પડતુ નથી. શૈવ આચાર્યો તે સિદ્ધિની પાછળ દોડે છે અને રાતદિન શિવનું ધ્યાન ધરે છે. શિવ શિવ રટતા એ શિવને દ્વારે પહોંચે છે. પણ રામ પ્રભુ તો એનાથી ન્યારો જ છે

એ શિવભક્ત જીવ હિંસા નહી કરે, ખૂબ શાસ્ત્રગ્રંથો વાંચ્યા કરશે, પણ પ્રભુનુ નામરટણ નહીં કરે આ દેહને જ એ દેવ માને છે. એનાથી પણ પરમાત્મા ન્યારા જ છે.

પંડિત ચારો બેદ બખાને
પઢે ગુનં કછુ ભેદ ન જાને,
સંધ્યા તરપન નેમ અચારા
રામ રહૈ ઉનહૂં તે ન્યારા.
સિદ્ધ એક જો દૂધ અધારા
કામ ક્રોધ નહિ તજૈ વિકારા.
ખોજત ફિરૈ રાજ કો દ્વારા
રામ રહૈ ઉનહૂં તે ન્યારા.
બૈરાગી બહુ ભેખ બનાવૈં
કરમ ધરમ કી જુગુત લગાવૈં.
ઘંટ બજાય કરૈં ઝનકારા
રામ રહૈ ઉનહૂં તે ન્યારા.
જોગી એક જોગ ચિત ધરહીં
ઉલટે પવન સાધના કરહિં.
જોગ જુગુત હો મન મેં ધારા
રામ રહૈ ઉનહૂં તે ન્યારા.
તપસી એક જો તન કો દહઈ
બસ્તી ત્યાગી જંગલ મેં રહઈ.
કંદ મૂલ ફલ કરે અહારા
રામ રહૈ ઉનહૂં તે ન્યારા.
મૌની એક જો મૌન રહ.વૈ
ઔર ગાંવ મેં ધુની લગાવૈં.
દૂધ પૂત ૈ ચહૈ લબારા
રામ રહૈ ઉનહૂં તે ન્યારા.
યતિ એક બહુ જુગત બનાવૈં
પેટ કારને જટા બઢાવૈં.
નિસિ બાસર જો કર હુંકારા
રામ રહૈ ઉનહૂં તે ન્યારા.

પંડિતો ચારે વેદનાં વ્યાખ્યાન કર્યા કરે અને શાસ્ત્રો ભણે ગણે પણ તેઓ એનું સાચું રહસ્ય જાણતા નથી. તે લોકો સંધ્યા, પૂજા, તર્પણ વગેરે જડનિયમોવાળા કર્મકાંડી આચારમાં જ ગુંચવાયેલા હોય છે. પરમાત્મા તો તેવા લોકોથી પણ ન્યારો જ છે.

કોઈક સિદ્ધ કહેવાતા વળી દૂધ પર જ રહે છે. પણ એમના કામ, ક્રોધ વગેરે વિકારો હજીયે છૂટયા હોતા નથી. તેવા સિદ્ધો વળી લોભના માર્યા રાજાના દરવાજા જ શોધતા ફરે છે. એટલે પરમાત્મા તો એમનાથી પણ ન્યારો જ રહે છે.

કોઈ વૈરાગી બાવા અનેક વેશ પલટા કરતા ફરે છે અને બધાને કર્મ ધર્મની અવનવી યુક્તિઓ બતાવે છે. સદાય ઘંટ વગાડયા કરનારા એવા વૈરાગીથી પણ પરમાત્મા દૂર જ રહે છે.

કોઈક યોગી વળી ચિત્તવૃત્તિના નિરોધ દ્વારા પ્રાણાયામથી વાયુની ઊર્ધ્વગતિ સાધીને સાધના કરે છે. યોગની આવી યુક્તિઓ સિદ્ધ કરીને તેઓ મનના પ્રદેશમાં જ અટકી પડયા છે. તેવાથી પણ પ્રભુ તો ન્યારો જ છે.

કોઈક તપસ્વી વળી તપસ્યા કરીને તનને કષ્ટથી તપાવતા, વસ્તી છોડીને છેક જંગલમાં જઈને વસે છે અને ફક્ત કંદમૂળ અને ફળનો જ આહાર કરે છે. એમનાથી પણ પરમાત્મા તો ન્યારો જ રહે છે.

કોઈક વળી મૌનીબાબા થઈને મૂંગા રહે છે અને ગામ વચ્ચે ધૂણી ધખાવીને બેસે છે. એવાનું લબાડીપણું ધનવૈભવ અને પુત્રાદિકના આશીર્વાદ આપતા રહેવાથી ચાલે છે. એવાથી પણ પરમાત્મા દૂર છે.

કોઈક યતિ વળી જાતજાતની યુક્તિઓ અજમાવે છે અને પેટને માટે મોટી જટા વધારે છે. રાતદિવસ એ અહંકાર કર્યા કરે છે. એનાથીયે પરમાત્મા ન્યારો રહે છે.

પકડ઼કર લઈ જિઉ જબહિ કરાહિં
        સુખ તે સબતર ખુદા કહાહિં,
હૌ કુતકા કહૈ હંસ મદારા
        રામ રહૈ ઉનહૂં તે ન્યારા.
કહૈ કબીર સુનો ટકસારા
        સાર શબ્દ હમ પ્રગટ પુકારો,
જો નહિ માનહિં કહા હમારા
        રામ રહૈ ઉનહૂં તે ન્યારા.

૧૯૪

સુનતા નહીં ધુન કી ખબર અનહદ બાજા બાજતા,
રસમંદ મંદિર ગાજતા બાહર સુને તો ક્યા હુઆ?
ગાંજા અફીમો પોસ્તા ભાંગ ઔ શરાબેં પીવતા,
ઇક પ્રેમરસ ચાખા નહીં અમલી હુઆ તો ક્યા હુઆ?
કાસી ગયા ઔ દ્વારિકા તીરથ સકલ ભરમત ફિરે.
ગાંઠી ન ખોલી કપટ કી તીરથ ગયા તો ક્યા હુઆ?
પોથી કિતાબેં બાંચતા ઔરાં કો નિત સમઝાવતા,
ત્રિકુટી મહલ ખોજૈ નહીં બકબક મરા તો ક્યા હુઆ?
કાજી કિતાબેં ખોજતા કરતા નસીહત ઔર કો
મહરમ નહીં ઉસ હાલ સે કાજી હુઆ તો ક્યા હુઆ?
સતરંજ ચૌપટ ગંજિફ઼ા ઇક નર્દ હૈ બદરંગ કી
બાજી ન લાઈ પ્રેમ કી ખેલા જુઆ તો ક્યા હુઆ?
જોગી દિગંબર સેવડા કપડા રંગે રંગ લાલ સે
વાકિફ નહીં ઉસ રંગ સે કપડા રંગે સે ક્યા હુઆ?
મંદિર ઝરોખે રાવટી ગુલશમન મેં રહતે સદા,
કહતે કબીરા હૈ સહી ઘટઘટ મેં સાહબ રમ રહા.

કોઈક લોકો જીવને પકડીને એની હત્યા કરાવે છે અને પાછા મોઢેથી "સૌમાં અલ્લા છે' એમ કહેતા ફરે છે. કોઈક હાથમાં મારવાનો મોટો ડંડો લઈને મદારીના વિચિત્ર વેશે દમદાટી બતાવે છે. એવા દંભીથી તો પરમાત્મા દૂર જ છે.

કબીર કહે છે કે હે સત્યપ્રેમી સંતો! અમે તો પ્રગટ પોકાર કરીને આ (ટકસાર વાણીરૂપે) તત્ત્વનો બોધ સંભળાવ્યો છે; એટલે અમારું કહેલું આ અનુભવજ્ઞાન જે નહીં માને તેનાથી પણ પરમાત્મા ન્યારો જ રહેશે.

## ૧૯૪

અરે! આ અનાહતનાદનાં વાજાં વાગી રહ્યાં છે અને તને એ અખંડ ધૂનની ખબરે પડતી નથી? આખું આ દેહમંદિર રસરૂપ બનીને ગાજી રહ્યું છે તે સાંભળ. બહારનું બધું સાંભળે તેથી શું વળ્યું?

ગાંજો, અફીણ, ભાંગ અને મદિરા તું પીએ છે પણ જો આ દિવ્ય પ્રેમરસ તેં નથી ચાખ્યો તો પછી ગમે તેવો અમલ ઘૂંટનારો હોય તોયે શું થયું?

કાશી, ગયાજી કે દ્વારિકા જેવાં ઘણાંયે તીર્થમાં તું ભલે રખડયા કરે, પણ જ્યાં સુધી મનમાંથી કપટની ગાંઠ છોડી નથી, ત્યા સુધી એવાં તીર્થો કર્યાથી શું વળે?

ધર્મપોથીઓ અને શાસ્ત્રો વાંચ્યા કરે અને બીજાને તે સમજાવ્યાં કરે, પરંતુ ત્રિકુટીના મહેલમા બિરાજતા પરમાત્માની શોધ તે કરી નહિ, તો પછી એમ બકવાટ કર્યા કરવાથી શું વળશે?

કાજી બનીને ધર્મગ્રંથોમાં તું પ્રભુને શોધ્યા કરે છે અને બીજાને ઉપદેશ દીધા કરે છે, પણ તું પોતે જો એવી બ્રહ્મદશા પ્રાપ્ત કરીને સૌના દુઃખ માટે દવારૂપ ના થયો, તો પછી એવા (પોથીપંડિયા) કાજી થવાથી શું વળ્યું?

શેતરંજ, ચોપાટ અને ગંજીપો એ તો પાયમાલ કરનાર પાસાના ખેલ છે. તે જો પ્રભુ સાથે જીવનને હોડમા મૂકીને પ્રેમભક્તિની બાજી ખેલી ન જાણી, તો પછી બીજો સટ્ટો જુગાર ખેલ્યો તેથી શું જા

દિગંબર મુનિ કરતાં ભગવા રંગાવીને પહેરતા જોગીને લોકો મોટા ગણે છે; પણ જો એને પ્રભુના રંગની જાણકારી જ ન હોય તો પછી બહારના વાઘા રંગાવ્યાથી શું વળે?

આ મંદિર, ઝરૂખા, તંબુ, બાગ, બગીચા વગેરેમાં સદા પરમાત્મા રહે છે એમ તું માને છે પણ આ કબીર તને સાચી વાત સંભળાવે છે કે પરમાત્મા તો શ્વાસેશ્વાસે અને ઘટઘટમાં રમી રહ્યો છે.

૧૯૫

જિનકે નામ ના હૈ હિયે,
ક્યા હોગે ગલમાલા ડાલે કહા સુમિરની લિયે ?
ક્યા હોગે પુસ્તક કે બાંચે કહા સંખધુની કિયે ?
ક્યા હોગે કાસી મેં બસિ કે ક્યા ગંગાજલ પિયે ?
હોગે કહા બરત કે રાખે કહા તિલક સિર દિયે ?
કહે કબીર સુનો ભાઈ સાધો જાતા હૈ જમ લિયે.

૧૯૬

અરે, ઈન દોઉન રાહ ન પાઈ.
હિન્દૂ અપની કરૈ બડાઈ ગાગર છુવન ન દેઈ,
વેશ્યા કે પાયન તર સોવેં યહ દેખો હિન્દુઆઈ.
મુસલમાન કે પીર ઔલિયા મુરગી મુરગા ખાઈ,
ખાલા કેરી બેટી બ્યાહૈં ઘરહિ મેં કરૈ સગાઈ.
બાહર સે એક મુર્દા લાએ ધોય ધાય ચઢવાઈ,
સબ સખિયાં મિલિ જેંવન બૈઠી ઘરભર કરેં બડાઈ.
હિન્દુન કી હિન્દુઆઇ દેખિ તુરકન કી તુરકાઈ,
કહૈ કબીર સુનો ભાઈ સાધો કૌન રાહ હ્વૈ જાઈ ?

૧૯૭

અવધૂ ભજન, ભેદ હૈ ન્યારા.
ક્યા ગાયે ક્યા લિખ બતલાયે ક્યા ભરમે સંસારા.
ક્યા સંધ્યા તરપન કે કીન્હે જો નહિ તત્ત્વ વિચારા.
મૂંડ મૂંડાયે જટા રખાયે ક્યા તન લાયે છારા.
ક્યા પૂજા પાહન કી કીન્હે ક્યા ફૂલ કિયે અહારા.
બિન પરચૈં સાહબ હોઈ બૈઠે કૈરે બિષય બ્યોપારા.
કા મરમ ન જાનૈ બાદ કરૈ હંકારા.

## ૧૯૫

જેને હૈયે હરિનું નામ નથી તેણે ગળામાં કંઠી પહેર્યાથી કે હાથમાં માળા લીધાથી શું વળશે?

એ હાથમાં ગ્રંથ લઈને વાંચે કે શંખ વગાડે તેથી શો લાભ?

એ કાશીમાં વાસ કરે અને નિત્ય ગંગાજળનું પાન કરે તોયે શું વળવાનું?

એ વ્રત ઉપવાસ કરે કે લલાટે તિલક કરે તેથી પણ શું વળશે?

કબીર કહે છે કે હે સંતો! સાંભળો. એવા બધાયને પણ જમદૂતો ઉપાડી જ જાય છે.

## ૧૯૬

અરેરે! આ બન્ને જણા પ્રભુનો પંથ પામ્યા નથી!

આ હિંદુઓ પોતાને ઊંચા ગણે છે. અને બીજાને પોતાની માટલીને અડવા પણ દેતા નથી. પણ એ જ લોકો વેશ્યાનાં ચરણોમાં પડયાં રહે છે! આ જુઓ એમનું હિંદુત્વ!

આ મુસલમાનોના પીર ઓલિયાઓને તો જુઓ. મરઘાંનો આહાર કરે છે! એ લોકો માશીની દીકરીને પરણે છે અને ઘરનાં સગાંવહાલાંમાં જ સગપણ કરે છે. બહાર બજારમાંથી કાપેલું મુડદું માંસરૂપે લઈ આવે છે. એને ધોઈ કરીને ચૂલે ચડાવે છે. પછી બધી સખીઓ મળીને એ જમવા બેસે ને તે આખુંયે ઘર પાછા એનાં વખાણ કરે છે!!

જોઈ લીધું મેં આ હિંદુઓનુ હિંદુત્વ અને મુસલમાનોનુ મુસ્લિમપણું!

કબીર કહે છે, હે સંતો સાંભળો, હવે આ બેમાંથી કયા પંથે જઈ શકાય?

## ૧૯૭

હે અવધૂત! ભજનભક્તિનો ભેદ તો ન્યારો જ છે.

ભજન ગાવાથી કે પ્રભુનું નામ લખી બતાવ્યાથી કે સંસારમાં ભમ્યાથી શુ? જો આત્મતત્ત્વનુ ચિંતન ના કર્યું તો પછી સંધ્યા, તર્પણ વગેરે બાહ્ય કર્મ કરવાથી શુ વળવાનુ?

માથું મુંડાવ્યાથી, જટા વધાર્યાથી કે શરીરે રાખ ચોળ્યાથી તેમ જ પથરાની પૂજા કરીને ફળાહાર કરવાથી પણ શું વળવાનું?

માલિક પરમાત્માના પરિચય વિના તું પોતે જ માલિક થઈ બેઠો છે અને વિષયભોગોનો વેપાર કરવા માંડયો છે! તને જ્ઞાન કે ધ્યાનના રહસ્યની કશી જ ગતાગમ તો છે નહી અને પાછો તું ખોટો અહંકાર કરે છે!

અગમ અથાહ મહા અતિ ગહિરા બીજન ખેત નિવારા.
મહા સો ધ્યાન મગન હૈ બૈઠે કાટ કરમ કી છારા.
જિનકે સદા અહાર અંતર મેં કેવલ તત્ત વિચારા.
કહત કબીર સુનો કહો ગોરખ તરૈ સહિત પરિવારા.

૧૯૮

મન ના રંગાએ, રંગાએ જોગી કપરા.
આસન મારિ મંદિર મેં બૈઠે
નામ છાંડિ પૂજન લગે પથરા.
કનવા ફેટાય જોગી જટવા બઢૌલે
દાઢિ બઢાય જોગી હોઈ ગેલે બકરા,
જંગલ જાય જોગી ધુનિયા રમૌલે
કામ જરાય જોગી બની ગૈલે હીજરા.
મથવા મુંડાય જોગી કપડા રંગૌલે
ગીતા બાંચકે હોઈ ગૈલેં લબરા.
કહત કબીર સુનો ભાઈ સાધુ
જમ દરવજવાં બાંધલ જૈબે પકરા.

૧૯૯

સાધો, ભજનભેદ હૈ ન્યારા.
કા માલા મુદ્રા કે પહિરે ચંદન ઘંસે લિલારા,
મૂંડ મુંડાયે જટા રખાયે અંગ લગાયે છારા.
કા પાનો પાહન કે પૂજે કંદ મૂલ ફેરહારા.
કહા નેમ તીરથ બ્રત કીન્હે જો નહિં તત્ત બિચારા.
કા ગાએ કા પઢિ દિખલાએ કા ભરમેં સંસારા,
કા સંધ્યા તરપન કે કીન્હે કા ષટકર્મ અચારા.

જે અગમ, અગાધ અને મહાગહન છે તેવા બ્રહ્મતત્ત્વરૂપી-બીજને તે પોતાના હૃદય-ક્ષેત્રમાં વાવ્યું નથી. પણ સાચા ભકતો તો કર્મની મલિનતા નિવારીને એ પ્રભુના ધ્યાનમાં જ તલ્લીન થઈને બેઠા હોય છે.

કબીર કહે છે, અંતરમાં અખંડ ચાલતું તત્ત્વચિંતન એ જ હંમેશાં જેનો અધ્યાત્મપોષાક આહાર છે, તેવા જ ભકતજનો, હે ગોરખ! કુટુંબ પરિવાર સહિત આ ભવસાગર તરી જાય છે.

## ૧૯૮

મન તો રંગ્યું નહીં, જોગીડા! તેં તો કપડાં જ રંગ્યાં ને?

મંદિરમાં આસન લગાવીને બેઠો અને નામસ્મરણ છોડીને પથરાની તેં પૂજા કરવા માંડી!

અરે જોગી! કાન ચીરાવીને કુંડળ પહેરીને જટા અને દાઢી વધારીને તું તો બકરો જ બની ગયો ને?

જંગલમાં જઈને તેં ધૂણી ધખાવી અને કામદેવને જલાવી દઈને તું તો હિજડો જ બની ગયો ને?

હે જોગી, માથું મુંડાવીને તેં કપડાં રંગાવ્યાં અને ગીતા વાંચીને તું તો જૂઠો લબાડી જ થઈ ગયો ને?

કબીર કહે છે કે હે સંતજન! સાંભળો. જમરાજાને દરવાજે (આ બધાં વિપરીત કર્મોના લીધે) તું પકડાઈને બંધાઈ જઈશ.

## ૧૯૯

હે સંતજન! ભજનભક્તિનો ભેદ તો અનોખો જ છે.

માળા કે મુદ્રિકા પહેરવાથી અથવા લલાટમાં ચંદનતિલક કર્યાથી કે પછી માથું મુંડાવ્યાથી કે મોટી જટા વધાર્યાથી ને શરીરે રાખ ચોળ્યાથી શું?

પથ્થરને પૂજવાથી અને કંદમૂળ ને ફળનો આહાર કરવાથી તેમ જ તીર્થ, વ્રત, નિયમ વગેરે કરવાથી શું વળશે?

જો આત્મતત્ત્વનું ચિંતન નથી કર્યું તો એ બધું જ વ્યર્થ છે.

ભજન કીર્તન કરવાથી કે ગાવાથી કે કથા વાર્તા વાંચી સંભળાવવાથી અથવા સંસારમાં ભ્રમણ કર્યા કરવાથી શો લાભ? સંધ્યા-તર્પણ વગેરે કર્મકાંડી ષટકર્મ કરવાથી પણ શું?

જૈસે બધિક ઓટ ટાટીકે હાથ લિયે બિખચારા,
યોં બકધ્યાન ધરૈ ઘટ ભીતર અપને અંગ બિકારા.

હૈ પરઘૌ સ્વામી હોઈ બૈઠેં કરૈ વિષય વ્યવહારા,
જ્ઞાન ધ્યાન કો મર્મ ન જાનૈં બાદ કરૈ નિઃકારા.

ફૂંકે કાન કુમતિ અપને સે બોઝ લિયે સિર ભારા,
બિન સતગુરુ ગુરુ કેતિક બહિગે લોભ લહર કી ધારા.

ગહિર ગંભીર પાર નહિ પાવૈ ખંડ અખંડ સે ન્યારા.
દ્રષ્ટિ અપાર ચલન કો સહેજૈ કટૈ ભરમ કે જારા.

નિર્મલ દ્રષ્ટિ આતમા જાકી સાહબનામ અધારા,
કહેત કબીર વહી જન આવૈ તોં મૈં તજૈ વિકારા.

૨૦૦

ભેખ લો દેખકે કોઈ ભૂલો મતિ
ભેખ પહેરિ કોઈ સિદ્ધ નાહીં,
કોણુ ઔ ક્રોધ મદ લોભ નાહિંસને
સીલ ઔ સાંચ સંતોખ નાહીં.

કપટ કે ભેખતે કાજ સીઝૈ નહીં
કપટ કે ભેખ નહિ રામ રાજી,
કહત કબ્બીર ઈકિ સાંચ કરની બિના
કાલ કી ચોટ સિર ખાયગા જી.

* * *

જેમ શિકારી પડદાની ઓથે ઊભો રહીને હાથમાં ઝેરી ચારો લઈને શિકારને મારવા તાકે છે; તેમ તું પણ બગલા જેવું ઢોંગી ધ્યાન ધરે છે. તારા દિલમાં અને અંગેઅંગમાં તો વિકારો ભરેલા છે.

તું તો ખોટાખોટા પોતાનો પરિચય આપીને પોતે જ પ્રભુ બની બેઠો છે, અને તે વિષયભોગનો વેપાર કરવા માડયો છે? તને જ્ઞાન ધ્યાન કે કશાયના રહસ્યનું ભાન નથી અને તોયે તું નિરાકારની ચર્ચા કરે છે! તારા પોતાના કાનમાં કુબુદ્ધિએ ફૂંક મારી છે એટલે તું તારે માથે જ બધો બોજો ઉપાડી રહ્યો છે.

લોભના પ્રવાહના આ તરંગોમાં સદ્‌ગુરુ કર્યા વિના, ગુરુ બની બેઠેલો તું આ બધો કર્મભાર ઉપાડતો કેટલેક સુધી જઈ શકીશ?

એ પરમાત્મતત્ત્વ તો અત્યંત ગહન અને ગંભીર છે એ ખંડ–અખંડથી નિરાળું જ છે. એનો પાર કોઈ પામતું નથી. દૃષ્ટિ જો સ્થૂલ સીમાની પાર જોતી થાય અને વર્તનમાં સહજભાવ પ્રકટે તો ભ્રમની બધીયે જંજાળ કપાઈ જાય.

કબીર કહે છે કે જેને નિર્મળ આત્મદૃષ્ટિ લાધી છે અને પ્રભુનામનું રટણ એ જ જેનો આધાર છે તેવા લોકો જ મારું–તારું એવા વિકારોનો ત્યાગ કરીને પરમાત્માની સમીપ આવે છે.

૨૦૦

આ ભેખને બરબર દેખી લેજો.

બહારના આવા ભેખથી કોઈ સિદ્ધ ગણાતુ નથી એટલું સમજી લઈને કોઈ ભૂલમા ના પડશો.

કામ, ક્રોધ, મદ, લોભ વગેરે વિકારો તો શમ્યા નથી! શીલ, સત્ય અને સંતોષ રૂપી સદ્‌ગુણો તો છે જ નહીં!

આવા કપટી ભેખ લીધાથી ખરું કાર્ય સિદ્ધ થતુ નથી; તેમ જ આવા કપટી વેશથી પરમાત્મા પણ પ્રસન્ન થતા નથી.

કબીર કહે છે કે એક માત્ર સાચી કરણી વિના, તારે માથે કાળના ફટકા જ ખાવાના રહેશે.

* * *

## સંસાર અસારતા

૨૦૧

બિનસૈ નાગ ગરુડે ગલિ જાઈ
બિનસૈ કપટી ઔ સત ભાઈ.

બિનસૈ પાપ પુન્ન જિન કીન્હા
બિનસૈ ગુન નિરગુન જિન ચીન્હા.

બિનસૈ અગ્નિ પવન અરુ પાની
બિનસૈ સૃષ્ટિ જહાં લૌં ગાની.

વિષ્ણુ લોક બિનસૈ છિન માંહી
હો દેખા પરલય કી છાંહી.

મચ્છ રૂપ માયા ભઈ યમરા ખેલ અહેર,
હરિ હર બ્રહ્મ ન ઊબરે સુરનર મુનિ કેહિ કેર.

૨૦૨

ગએ રામ ઔ ગે લછમના સંગ ન ગએ સીતા અસ ધના.

જાત કૌરવન્હ લાગ ન બારા, ગએ ભોજ જિન સાજલ ધારા,
ગે પાંડવ કુંતીસી રાની, ગે સહદેવ સુમતિ જિન ઠાની.

સર્વ સોન કૈ લંક ઉઠાઈ, ચલત બાર કુછ સંગ ન લાઈ,
કુરિયા જાસુ અંતરિછ છાઈ ચલત બાર કછુ સંગ ન લાઈ.

મૂરખ માનુખ અધિક સંજોવૈ અપના મુવલ ઔર લગિ રોવૈ,
ઈ ન જાન અપનો મરિ જૈબે ટકા દસ બિઢૈ ઔર લૈ ખબૈ.

# સંસારની અસારતા

## ૨૦૧

નાગનો નાશ થાય છે અને ગરૂડનો પણ નાશ થાય છે. કપટી જૂઠો તેમ જ સત્યવાદી પણ નાશ પામે છે.

જેણે પાપ કર્યાં હોય તેનો અને પુણ્ય કર્યાં હોય તેનોય નાશ થાય છે. સદ્‌ગુણના સાધકો અને નિર્ગુણના આરાધકોનો પણ નાશ થાય છે.

અગ્નિ, પવન અને પાણી જેવાં પ્રકૃતિનાં તત્ત્વોનો પણ વિનાશ થાય છે આ સૃષ્ટિનો આ બધો જ દૃશ્ય વિસ્તાર નાશ પામે છે.

અરે, વિષ્ણુલોકનો પણ ઘડીકમાં વિનાશ થાય છે. પ્રળયનો પડછાયો પડતાં જ સૌનો સંહાર થાય છે.

આ સંસારની માયાએ ચંચળ માછલીનું રૂપ ધારણ કર્યું છે અને યમરાજ એનો શિકાર ખેલી રહ્યા છે. આ સંહારરૂપી શિકાર ખેલના સપાટામાંથી હરિ,હર અને બ્રહ્મા પણ ઊગરી શકયા નથી, તો પછી સુર, નર અને મુનિઓ તો શી વિસાતમાં ?

## ૨૦૨

રામ ગયા અને લક્ષ્મણ પણ ગયા. સીતા એવી સતી હતી કે પતિની સાથે ન ગઈ. (પણ એમના પહેલાં જ સૌભાગ્યસહ સ્વર્ગમાં ચાલી ગઈ.)

કૌરવોને જતાં વાર ન લાગી, ધારાવતી નગરીને શોભાવનાર રાજા ભોજ પણ વિદાય થયા !

પાંડવો અને કુંતી જેવાં મહારાણી પણ ગયાં. ત્રિકાળના જ્ઞાનથી જેની બુદ્ધિ સ્થિર થયેલી હતી તેવા સહદેવ પણ ચાલ્યા ગયા.

સોને મઢેલી લંકાનો રાજભાર રાવણે ઉપાડેલો પણ જતી વખતે તો કશુંય તેની સાથે ગયું નહીં.

આકાશમાં જેની કુટિર છે, જે ઊર્ધ્વલોકમાં નિવાસ કરે છે, તેમનું પણ કશુંયે પરલોક જતી વેળા તેમની સાથે ગયું નહીં.

મૂર્ખ મનુષ્ય ખૂબ સામગ્રીનો દઠારો ભેગો કરે છે અને મૃત્યુ વખતે પછી બીજાને માટે રડે છે ! પણ તે આટલું જાણતો નથી કે એ જેને પોતાનાં ગણે છે તે બધાં પણ મરવાનાં જ છે અને જીવે છે ત્યાં લગી દસ પૈસા ભેગા કરશે અને થોડા દહાડા વધુ ખાશે પીશે પણ અંતે તો તેય જવાના જ !

અપની અપની કરિ ગએ લગી ન કેહુકે સાથ,
અપની કરિ ગયો રાવના અપની દશરથ નાથ.

૨૦૩

માનુખ જન્મ ચૂકે જમ માઝી એહિ તનકેર બહુત હૈ સાંઝી.

તાત જનતિ કહે હમરો બાલા સ્વારથ લાગિ કીન્હ પ્રતિપાલા.
કામિની કહે મોર પિય આહિ બાઘિની રૂપ ગરાસે ચાહી.

પુત્ર કલત્ર રહે લવ લાએ જંબુક નાંઈ રહી મુંહ બાએ.
કાક ગીધ દોઉ મરન બિચારે સ્યાર સ્વાન દોઉ પંથ નિહારે.

ધરતી કહૈ મોહિ મિલિ જાઈ, પવન કહૈ મૈં લેબ ઉડાઈ.
અગ્નિ કહૈ ઈહિ તન જોરોં સ્વાન કહૈ મૈં જરત ઉબારોં.

જેહિ ઘર કો કહૈ ગંવારે સો બૈરી હૈ ગલે તુમ્હારે.
સો તન તુમ આપન કૈ જાનિ વિષય સરૂપ ભૂલિ અજ્ઞાની.

ઈતને તન કે સાંઝિયા જન્મોભર દુઃખ પાય,
ચેતન નાહીં બાવરે મોર મોર ગોહરાય.

માયાને મારી મારી કરનારા બધાએ એને મૂકીને જ ચાલ્યા ગયા ! એ કોઈનીયે સાથે થઈ નથી. એને મારી મારી કરતો રાજા રાવણ ચાલ્યો ગયો અને રાજા દશરથ પણ એમ જ ચાલ્યા ગયા !

૨૦૩

મનુષ્ય જન્મ પૂરો થાય એટલે એને લઈ જનાર નાવિક જેવો જમરાજ છે.

જીવતાં આ શરીર પર હક કરનારા તો અનેક ભાગીદારો છે. માબાપ કહે છે કે અમારો દીકરો છે, પણ એમણેય સ્વાર્થ માટે એનું પાલન પોષણ કર્યું હોય છે.

પત્ની કહે છે કે એ મારો પતિ છે પણ એ પણ વાઘણ રૂપ છે. એ સદાયે એનો કોળિયો કરવા માગતી હોય છે.

પુત્ર અને પત્ની પણ (સ્મશાનમાં) પૂળો મૂકીને શિયાળવાંની જેમ મોઢાં વકાસીને અળગા થઈ ઊભાં રહે છે.

સ્વાર્થી કાગડા અને ગીધડાં એ બન્ને જીવના મરણનો જ વિચાર કરતાં ટાંપી રહ્યાં હોય છે. શિયાળ અને કૂતરાં પણ એની જ વાટ જોતાં રહે છે.

જે પંચ મહાભૂતના સુમેળથી શરીરની રચના થયેલી છે તેમાંથી ધરતી કહે છે કે મારો અંશ મારામાં મળી જશે, તો પવન કહે છે કે હું એને ઉડાવીને મારામાં મેળવી લઈશ. તેજરૂપ અગ્નિ કહે છે કે આ શરીરને તો હું જ સળગાવી દઈશ. તો વળી કૂતરાં કહે છે કે અમે જ એને બળતાં, એમાંથી કાઢીને બચાવી લઈશું !

હે મૂર્ખ ! જે ઘર, કુટુંબને તે પોતાનું કહેલું તે કુટુંબના જ બધા આજે તારા વેરી થઈને તારે ગળે વળગ્યા છે !

આ શરીરને તું તારું પોતાનું માને છે પણ હે અજ્ઞાની જીવ ! તું ભૂલી જાય છે કે એ તો વિષય-ભોગનું સ્વરૂપ જ છે. આત્મસ્વરૂપને ભૂલીને તેં તો વિષય-ભોગના ભ્રમમાં ખત્તા ખાવાની ભારે ભૂલ કરી છે.

આ શરીર પર હક કરનારા આટલા બધા ભાગીદારો છે. તેથી જ તું જીવનભર દુઃખી દુઃખી થયા કરે છે.

અરે મૂર્ખ ! આ શરીર તો ચેતનરૂપ છે જ નહી અને તેમ છતાં તું એને જ મારું મારું કહીને બૂમો પાડયાં કરે છે !

૨૦૪

ભૂલા લોગ કહૈ ઘર મેરા,
જા ઘરવા મેં ફૂલા ડોલૈ સો ઘર નાહીં તેરા.

હાથી ઘોડા બૈલ બાહના સંગ્રહ કિયો ઘનેરા,
બસ્તી મેં સે દિયો ખદેરા જંગલ કિયો બસેરા.

ગાંઠી બાંધી ખરચ ન પઠયો બહુરિ કિયો નહિં ફેરા,
બીબી બાહર હરમ મહલ મેં બીચ મિયાં કા ડેરા.

નૌ મન સૂત અરુઝિ નહિં સૂઝૈ જનમ જનમ અરૂઝેરા,
કહત કબીર સુનો હો સંતો યહ પદ કરો નિબેરા.

૨૦૫

જો દેખા સો દુખિયા દેખા તનુ ધરિ સુખી ન દેખા,
ઉદય અસ્ત કી બાત કહત હૌં તાકર કરહુ બિબેકા.

બાટે બાટે સબ કોઈ દુખિયા કયા ગિરહી બૈરાગી,
શુકાચાર્ય દુખહિ કે કારન ગર્ભૈ માયા ત્યાગી.

જોગી દુખિયા જંગમ દુખિયા તાપસ કો દુખ દૂના,
આસા તૃષ્ણા સબ ઘટ બ્યાપૈ કોઈ મહલ નહિં સૂના.

સાંચ કહૌં તો સબ જગ ખીજૈ જૂઠ કહ્યો નહિં જાઈ,
કહ કબીર તેઈ ભે દુખિયા જિન યહ રાહ ચલાઈ.

## ૨૦૪

ભ્રમમાં ભૂલેલા લોકો જ કહે છે કે આ (દેહરૂપી) ઘર મારું છે.

પણ અલ્યા, જે ઘરમાં તું આમ ફૂલ્યોફાલ્યો મહાલે છે તે ઘર ખરેખર તારું નથી.

તેં આ હાથી, ઘોડા અને બળદગાડીનો ખૂબ સંગ્રહ તો કર્યો છે, પણ અંતે તો તને બધાએ વસ્તીમાંથી તગેડી મૂકશે અને તારે જંગલમાં વસવા (સ્મશાનમાં) જવું જ પડશે।

તેં ધનની ગાંઠડી બાંધી પણ તેમાંથી તને (આગળની વારે) ખર્ચવા તો સાથે લઈ જવાનું કંઈ મળ્યું નહીં. અને એ ધન ભોગવવા બીજો ફેરો કરવા મળ્યો નહિ. બીબી (ચંચળવૃત્તિ) તો બહાર ભટકે છે. ખાવિંદનું (પ્રભુનું) ધામ ભીતર ગગન મહેલમાં છે પણ આ જીવ તો અધવચ પડ્યો છે।

આ (પંચતત્વ, શીલ, દિશા, મન અને આત્મા રૂપી નવ કોયો) નવ મણ સૂતરના ગુંચવાડામાંથી કંઈ ઉકેલ સૂઝયા નથી. આ ગુંચવાડો તો જનમ-જનમનો છે.

કબીર કહે છે કે હે સંતો! સાંભળો આ ભ્રમિત સ્થિતિનો કંઈક ઉકેલ તો કાઢો.

## ૨૦૫

આ દેહ ધારણ કરીને કોઈનેય મેં સુખી ન દીઠો. જે જોયા તે દુખિયા જ દેખાયા.

આ ઉદય અને અસ્તની (જન્મ અને મૃત્યુની) વાત હું કહું છું તેનો વિવેકપૂર્વક જરા વિચાર કરો. રસ્તે ઘાટે બધા જ દુઃખી છે; તેમાં શું ગૃહસ્થ ને શું વૈરાગી!

દુઃખને લીધે જ તો શુકદેવજીએ ગર્ભવાસમાંથી જ માયાનો ત્યાગ કર્યો હતો મોટા મોટા યોગીઓ અને આચાર્ય મહાત્માઓ પણ દુઃખી છે. તપસ્વીઓને તો બમણું દુઃખ હોય છે. આશા અને તૃષ્ણા તો બધાંના તનમનમાં ફેલાયેલી હોય છે. કોઈ દેહમહેલ એના વિનાનો સૂનો રહેતો નથી.

સાચુ કહીએ તો આખી દુનિયા ખીજાય છે અને (અમારાથી) જુઠું તો કહેવાતું જ નથી.

કબીર કહે છે કે જેમણે (આ આત્મજ્ઞાનનો) માર્ગ કાઢ્યો છે તે પણ દુખી તો થતા છે. (કારણ કે કષ્ટ વિના સિદ્ધિ જ નથી, અને કર્મફળ ભોગવવાનાં રહે છે.)

૨૦૬

અબ કહાં ચલે અકેલે મીતા; ઉઠિ કિન કરહું ઘરહું કી ચિંતા.

ખીર ખાંડ ઘૃત પિંડ સંવારા સો તન હૈ બાહર કરિ ડારા,
જેહિ સિર રચિ બાંધ્યો પાગા, સો સિર રતન બિદારહીં કાગા.

હાડ જરે જસ લકડી ઝૂરી, કેસ જરૈ જસ તૃન ન કૌ કૂરી,
આવત સંગ ન જાત કી સાથી કાહ ભયો દલ સાથે હાથી.

માયા કો રસ લેઈ ન પાયા અંતર જમ બિલાર હ્વૈ ધાયા,
કહ કબીર નર અજહું ન જાગા, યમ કો મોગરા ધમ સિર લાગા.

૨૦૭

રામનામ ભજુ રામનામ ભજુ ચેતિ દેખ મનમાંહી હો,
લચ્છમ કરોર જોરિ ધન ગાડે ચલે ડોલવત બાંહી હો.

દાઉ દાદા ઔ પરપાજા ઉહ ગાડે ભુંઈ ભાંડે હો,
અંધ રે ભયે હિયૌ કી ફૂટી તિન કાહેં સજ છાંડે હો.

ઈ સંસાર અસાર કો ધંદા અંતકાલ કોઈ નાહી હો,
ઉપજત બિનસત બાર ન લાગે જ્યોં બાદર છાંહી હો.

નાતા ગોતા કુલ કુટુંબ સબ તિનકી કવન બડાઈ હો,
કહ કબીર ઈક રામ ભજે બિન બૂડી સબ ચતુરાઈ હો.

## ૨૦૬

અરે દોસ્ત ! હવે આમ એકલો જ ક્યાં ચાલ્યો ? આમ એકાએક ઊઠીને ચાલ્યો જાય કે તો પછી (તારા માનેલા) આ (દેહરૂપી) ઘરની ફિકર હવે કોણ કરશે?

દૂધ, ઘી, ખાંડ વગેરેથી તેં જે આ દેહપિંડનું લાલનપાલન કરેલું, પ્રાણ નીકળી જતાં તે જ શરીરને બધાએ મળીને ઘર બહાર કાઢી મૂક્યું.

જે મસ્તક પર તેં છટાદાર પાઘડી બાંધેલી એ જ મસ્તકની રતન જેવી આંખોને હવે કાગડા કોચી ખાશે !

આ હાડકાં પણ, સૂકાં લાકડાંની જેમ ભડભડ સળગી જશે. આ વાળ તો રૂના ઢગલાની જેમ બળી જશે. સાથે ચાલનારા સાથીદારો પણ કોઈ (અંતકાળ પછી) સાથ કરતા નથી, પછી તેં હાથી શણગારીને અંતિમ સવારી કાઢી હોય તોયે શું ?

માયાનો રસાસ્વાદ પણ તું ધરાઈને માણી શક્યો નથી કેમ કે અંતરમાં ઉંદરની જેમ તને યમરૂપી બિલાડાની તરાપનો હંમેશ ડર રહ્યા કર્યો છે.

કબીર કહે છે કે હે મનુષ્ય ! આ યમના હથોડાનો ફટકો માથે લાગવા છતાં હજી પણ તું કેમ જાગતો નથી ?

## ૨૦૭

અરે જીવ ! રામનામ જપી લે. ચેતી જઈને મનમાં સમજીને રામનામ જપી લે.

લાખો અને કરોડો રૂપિયા ભેગા કરી તેં એ ધન દાટી રાખ્યું છે અને તું હાથ હલાવતો મહાલી રહ્યો છે, પણ તું ચેતી જા. (એ બધું અંતે છોડવાનું છે.)

તારા બાપદાદાઓ અને વડવાઓએ જમીનમાં દેગડાં ભરી ભરીને ધન દાટ્યું હશે, પણ તે લોભથી આંધળા થયેલા એટલે એમની બુદ્ધિ બહેર મારી ગયેલી. એમણે તો બધું ય તૈયાર કરીને રાખેલું તે પણ તેમને શા માટે છોડીને જવું પડયું હશે, તે તું જ વિચારી જો.

આ સંસાર તો સાર વિનાનો ધંધો છે. અંતકાળે તો કોઈ કોઈનું નથી. એને ઉત્પન્ન થતા અને નાશ પામતાં વાદળીના ચંચળ પડછાયાની જેમ વાર નથી લાવતી

ન્યાત, જાત, ગોત્ર કે કુળ-કુટુંબ એ બધાંમાંથી કશાયની મોટાઈ કંઈ જ કામની નથી.

કબીર કહે છે કે એક માત્ર રામના ભજન વિના જીવની બધી જ ચતુરાઈ ડૂબી ગઈ સમજો.

૨૦૮

ઐસન દેહ નિરાપન બૌરે મુએ છુએ નહીં કોઈ હો,
ઠંઠક ડોરવા તોર લે આઈન જો કટિક ધન હોઈ હો.

ઊરધ સ્વાસા ઉપજત ત્રાસા હંકારાઈન પરિવારા હો,
જો કોઈ આવૈ બેલ ચલાવૈ પલ ઈઠ રહન ન હારા હો.

ચંદન સૂર ચતુર સબ લેપૈ ગલ ગજમુક્તા હારા હો,
ચોચન ગીધ મુએ તન લૂટૈ જંબૂક ઓદર ફારા હો.

કહત કબીર સુનો હો સંતો જ્ઞાનહીન મતિહીના હો,
એક એક દિન યહ ગતિ સબહિ કી કહા રાવ કા દીના હો.

૨૦૯

ફૂલા ફૂલા ફિરૈ જગત મેં રે મન કૈસા નાતા રે.

માતા કહે યહ પુત્ર હમારા બહિન કહૈ બિર મેરા.
કહે ભાઈ યહ ભુજા હમારી નારી કહે નર મેરા.

પેટ પકરિ કૈ માતા રોવૈ બાંહ પકરિ કૈ ભાઈ,
લપટિ ઝપટિ કૈ તિરિયા રોવૈ પથ અકેલા જાઈ.

જબ લગ જીવૈ મતા રોવ બહિન રોવૈ દસ માસા,
તેરહ દિન તક તિરિયા રોવૈ ફેર કરે ઘરબાસા.

ચાર ગજી ચરગજી મંગાયા ચઢા કાઠ કી ઘોરી,
ચારો કોને આગ લગાયા ફૂંક દિયા જસ હોરી.

હાડ જલે જસ લાકડી કેસ જરૈ જસ ઘાસા,
સોના ઐસી કાયા જરિગૈ કોઈ ન આયા પાસા.

૨૦૮

અરે, બાવરા! આ દેહ કેવો પરાયો છે તે તો તું જો. મૃત્યુ થતાં જ એને કોઈ અડકતું પણ નથી.

જો તારી કંઈક માલમિલકત હશે, તો તે માટે તાકનારા બધાં જ તારે માટે (ઠાઠડી બાંધવા) ડંડાદોરી લઈ આવશે. અંતકાળે શ્વાસ લેતાં પણ તને ત્રાસ થાય છે તેવે વખતે પણ સ્વાર્થી સગાંવહાલાં સૌ કોલાહલ કરતાં હોય છે. જે કોઈ એ વખતે આવી પહોંચે છે તે (સ્મશાનયાત્રા કાઢવા માટે) ઝટ કરો, ઝટ કરો એમ કહે છે. છેલ્લા શ્વાસ પછી એક પળ પણ તારાથી વધારે રહી શકાવાનું નથી.

આ દેહને શાણા ગણાતા મનુષ્યો પણ ચંદન વગેરેના સુગંધિત લેપથી શણગારે છે અને વળી ગળામાં મોતીનો હાર પણ પહેરે છે પરંતુ મરણ થતાં જ એ લાડ લડાવેલા શરીરને ગીધડાં ચાંચ મારીને ચૂંટી ખાય છે અને શિયાળવાં એનુ પેટ ચીરી નાખે છે.

કબીર કહે છે કે હે સંતો, સાંભળો જ્ઞાન અને બુદ્ધિ વિનાના, હે લોકો! ચેતી જાઓ કે તમે રાજા હો કે રંક પણ કોઈને કોઈ દહાડો તો બધાયની આ ગતિ જ થવાની છે.

૨૦૯

અરે મન! આમ શું ફૂલણજી થઈને જગતમાં મહાલે છે? આ બધો સંસારી નાતો કેવો છે તે તું સમજે છે?

મા કહે છે કે આ મારો પુત્ર છે અને બહેન કહે છે કે આ મારો વીરો છે. ભાઈ કહે છે કે આ તો મારો જ હાથ છે અને પત્ની કહે છે કે આ મારો પતિ છે.

અંતકાળે તારા મૃત્યુ પછી પેટ પકડીને માતા કલ્પાંત કરે છે અને હાથ ઝાલીને ભાઈ રડે છે. કોટે વળગીને પત્ની પણ કકળાણ કરે છે, તો પણ અંતે એ (જીવરૂપી) હંસલો તો બધાંયને છોડીને એકલો જ ચાલ્યો જાય છે.

તારા ગયા પછી જીવે ત્યાં સુધી જનેતા રડે છે; બહેન દસ મહિના રડે છે તેર દહાડા સુધી પત્ની રોક્કળ કરે છે અને પછી તે પોતાનું ઘર સંભાળીને બેસી જાય છે.

કફન માટે ચાર વાર કાપડ મંગાવ્યું છે. તે ઓઢીને ચિતારૂપી લાકડાંની ઘોડી પર (જીવનો દેહ) ચડી જાય છે. ચારે ખૂણે ચિતાની આગ સળગાવીને બધા મળીને તને હોળીની જેમ ફૂંકી મારે છે. ત્યારે આ હાડકાં લાકડાંની જેમ સળગી જાય છે અને ઘાસની જેમ આ વાળ પણ બળી જાય છે. અંતે તો કંચન જેવી આ તારી કાયા ખાખ થઈ જશે, પણ કોઈ તારી પાસે નહી આવે..

ઘર કી તિરિયા રોવન લાગી ઢૂંઢ ફિરી ચહું દેસા,
કહત કબીર સુનો ભાઈ સાધો છાંડો જગ કી આસા.

૨૧૦

રહના નહિં દેસ બિરાના હે

યહ સંસાર કાગદ કી પુડિયાં બૂંદ પડે ઘુલ જાના હૈ.
યહ સંસાર કાંટ કી બાડી ઉલઝ પુલઝ મરિ જાના હૈ.
યહ સંસાર ઝાડ ઔ ઝાંખર આગ લગે બરિ જાના હૈ.
કહત કબીર સુનો ભાઈ સાધો સતગુરુ નામ ઠિકાના હૈ.

૨૧૧

જિયારા, જાવગે હમ જાની.

પાંચ તત્ત કો બનો પિંજરા તામેં બસ્તુ બિરાની,
આવત જાવત કોઈ ન દેખો ડૂબિ ગયો બિન પાની.

રાજા જૈહૈં રાની જૈહૈં ઔ જૈહૈં અભિમાની,
જોગ કરંતે જોગી જઇહૈં કથા સુનંતે જ્ઞાની.

પાપ પુન્ન કી હાટ લાગી હૈ ધરમ દંડ દરબાની,
પાંચ સખી મિલ દેખન આઈ એકસે એક સયાની.

ચંદો જઈહૈં સુરજૌ જઇહૈં જઇહૈં પવનો પાની,
કહૈ કબીર એક ભક્ત ન જઇહૈં જિનકી મતિ ઠહરાની.

તારી પત્ની તને શોધતી ચારે બાજુ ફરતી રડયાં કરશે પણ તે તારી સાથે આવવાની નથી.

કબીર કહે છે કે હે સંતો! સાંભળો. આ સ્વાર્થી જગતની તમે આશા જ છોડી દો.

૨૧૦

આ દેશ તો પારકો છે. અહીં કાયમ રહેવાનું નથી!

આ સંસાર તો કાગળનાં પડીકાં જેવો ક્ષણભંગુર છે, એમાં તો પાણીનું ટીપું માત્ર પડતાં જ તે લોચવાઈ જશે.

આ સંસાર તો કાંટાની ઝાડી છે. તેમાં તો અટવાઈ ગૂંચવાઈને અંતે મરવાનું છે.

આ સંસાર તો ઝાડઝાંખરાંનું જંગલ છે. એમાં દવ લાગે એટલે અગ્નિએ બળી મરવાનું છે.

કબીર કહે છે હે સંતજનો! સાંભળો. એમાં તો સદ્ગુરુ પરમાત્માનું નામ એ જ ઉદ્ધારનું સાચું ઠેકાણું છે.

૨૧૧

હે જીવડા! તું જવાનો જ. એ હું જાણું છું. પંચતત્ત્વનું આ પિંજરું રચેલું છે અને તેમાં પારખી અગમ્ય(આત્મરૂપ) વસ્તુ સમાઈ છે. એને આવતાં ને જતાં કોઈ પણ જોઈ શકતું નથી. પાણી વિના જ એ કદાચિત્ ડૂબી જાય છે. તે પણ સમજાતું નથી.

આ જગતમાંથી રાજા જશે ને રાણી પણ જશે. તેમ જ અભિમાન-કરનારા અધિપ મોટા જશે. યોગ સાધનારા યોગી મુનિ જશે અને કથા સાંભળતા જ્ઞાની બેઠા પણ એમ જ જવાના.

સંસારમાં તો પાપ અને પુણ્યનું મોટું બજાર ભરાયું છે અને ધર્મ-રાજનો દંડ ત્યાં ચોટી રહે છે. ચતુરાઈમાં એટલી ખોટ પડી જાય એવી પાંચ ઇન્દ્રિયરૂપી સાહેલીઓ આ સંસારબજારમાં તારી સાથે મહાલવા આવી છે. પણ અંતે આ દુનિયાના બજારમાંથી સૌએ જવાનું છે. આ [illegible] ને [illegible] તેમ જ આ પવન ને પાણી એ બધાંને. અંતે નાશ તો થવાનો જ છે.

કબીર કહે છે કે જેની બુદ્ધિ સ્થિર થઈ છે તેનો માત્ર (નિરંજન) નામ. જ નાશ નહીં પામે.

## ૨૧૨

મન તૂં ક્યોં ભૂલા રે ભાઈ, સુધબુધ તેરી કહાં હેરાઈ.

જૈસે પંછી રૈન બસેરા, બસે બિરછ પર આઈ;
ભોર ભએ સબ આપુ આપુકો જહાં તહાં ઉડિ જાઈ.

સુપને મેં તોહિ રાજ મિલ્યો હૈ હાકિમ હુકુમ દોહાઈ,
જાગિ પર્યો તબ લાવ ન લશ્કર પલક ખુલે સુધિ પાઈ.

માતા પિતા બંધુ સુત તિરિયા ના કોઈ સગો સગાઈ,
યહ તો સબ સ્વારથ કે સંગી ઝૂઠી લોક બડાઈ.

સાગર માહિં લહર ઉઠત હૈ ગનિતા ગની ન જાઈ,
કહત કબીર સુનો ભાઈ સાધો દરિયા લહર સમાઈ.

## ૨૧૩

માનત નહિ મન મોરા સાધો, માનત નહિ મન મોરા રે,
બાર બાર મેં કહિ સમુઝાવોં જગ મેં જીવન થોરા રે.

યા કાયા કો ગરબ ન કીજૈ ક્યા સાંવર ક્યા ગોરા રે,
બિના ભક્તિ તન કામ ન આવૈ કોટિ સુગંધ ચભોરા રે.

યા માયા લખકે મત ભૂલો ક્યા હાથી ક્યા ઘોરા રે,
જોરિ જારિ ધન બહુત બિગૂચે લાખન કોટિ કરોરા રે,

દુબિધા. દુરમતિ ઔ ચતુરાઈ જનમ ગયો ન બૌરા રે,
અજહૂં આનિ મિલા સતસંગતિ સતગુરૂ માન નિહોરા રે.

ખેત ઉઠ ઈ પરત ભુંઈ ગિરિ ગિરિ જ્યોં બાલક બિન કોરા રે,
કહત કબીર ચરન ચિત રાખો જ્યોં સૂઈ બિચ ડોરા રે.

## ૨૧૨

અરે મન ! તું આમ કેમ ભૂલ્યું ? ભાઈ ! તારી સુધબુધ બધી ક્યાં ગુમ થઈ ગઈ ?.

જે રીતે રાતવાસો કરવા માટે પંખીડાં ઝાડ પર આવે છે અને સવાર થતાં જ બધાં પોતપોતાને સ્થાને ઊડી જાય છે તે જ રીતે મળેલો જીવોનો આ સંસારમેળો છે.

તું એમ જ જાણી લે કે તને સ્વપ્નામાં આ રાજપાટ મળ્યું છે અને સત્તાધીશ બનીને હુકમ ચલાવી તું તારી આણ બધે વર્તાવે છે. પણ તું જ્ઞાન પામીને જાગી જશે તો, આ બધુ લાવલશ્કર કે બીજું કંઈ જ તને નહીં દેખાય. જ્ઞાન દૃષ્ટિ ખુલતાં જ તને (સંસાર સ્વપ્નનો ભ્રમ ભાંગતાં) સત્યનુ ભાન થઈ જશે.

માતા, પિતા, ભાઈ, પુત્ર કે પત્ની–કોઈ પણ સગપણ સાચું નથી. આ તો બધાયે સ્વાર્થનાં જ સગા છે, અને લોકોનાં વખાણ પણ મિથ્યા છે.

મહાસાગરમાં અનંત મોજાં ઊછળે છે. તે કંઈ ગણ્યાં ગણાતાં નથી. તેમ આ સંસાર સાગરમાં અનંત જીવ જન્મે છે અને મરે છે. તે ગણ્યાં ગણાતાં નથી.

કબીર કહે છે કે હે સંતજનો ! સાંભળો. આ (ચૈતન્યરૂપ) મહાસાગરનાં મોજાં (જેવા જીવો) પાછા એમાં જ સમાઈ જાય છે. બ્રહ્મમાંથી જીવ ઉત્પન્ન થાય છે અને તેમાં જ વિલીન થાય છે.

## ૨૧૩

સંતજી ! આ મારું મન તો માનતું જ નથી. ફરી ફરીને હું એને સમજાવી કહું છું કે જગતમાં થોડા જ વખત માટે તારી આ જિંદગી છે.

આ કાયા કાળી હોય કે ગોરી, પણ તું એનો ગર્વ ન કર. ભક્તિ વિના આ દેહનું બીજું કશું જ કામે લાગવાનું નથી; પછી ભલેને એને અનેક સુગંધિત દ્રવ્યોથી તરબોળ કરીને રાખો !

અસંખ્ય હાથી કે ઘોડાના માલિક બની એ માયા જોઈને તું એમાં ભરમાઈશ નહીં. કેટલાયે જણ લાખો ને કરોડો (રૂપિયા) ભેગા કરીને એની જંજાળમાં ફસાઈ પડ્યા છે !

અરે બાવરા ! દ્વિધા, શંકા, કુબુદ્ધિ- અને કપટની ચતુરાઈ બતાવવામાં જ તારો જન્મારો વહી ગયોને ? હજી પણ સાવધાન થઈ જઈને આવી જા અને સત્સંગ સેવીને સદ્‌ગુરુનું શરણ સ્વીકારી લે, એનો ભરોસો રાખ.

જેમ નાનું બાળક જમીન પર ઊભું થવા મથે છે પણ આધાર વિના વારંવાર જમીન પર પટકાઈ પડે છે, તેવી તારી સ્થિતિ છે. માટે પ્રભુનો આધાર શોધ.

કબીર કહે છે કે સોયમાં દોરો પરોવેલો હોય તે જ રીતે તું પ્રભુ-ચરણમાં તારા ચિત્તને પરોવીને તલ્લીન રાખ.

૨૧૪

અલક સબ રન કા સપના, સમઝ મન કોઈ નહિ અપના.
કઠિન યહ મોહ કી ધારા બહા સબ જાત સંસારા.
ઘડા જો નીર કા ફૂટા પતા જો ડાર સે ટૂટા.
અઈસ નર જાતિ જિંદગાની અબહું લગ ચેત અભિમાની.
ભુલો મત દેખ તન ગોરા, જગત મેં જીવના થોરા.
તજો મદ લોભ ચતુરાઈ રહો નિહસંક જગમાંહી.
નિકસ જબ પ્રાન જાવેંગે કોઈ નહિ કામ આવેંગે.
સજન પરિવાર સુત દાર ઉસી દિન હોંએંગે ન્યારા.
આઈસ નર જાન યહ દેહા લગા લે નામ સે નેહા.
કટૈ જમ જાલ કી ફાંસિ કહૈ કબીર અબિનાસી.

૨૧૫

કા માંગોં કછુ થિર ન રહાઈ,
દેખત નૈન ચલો જાઈ.
ઈક લખ પૂત સવ લખ નાતી
તેહિ રાવન ઘર દિયા ન બાતી.
લંકાસી કોટ સમુદ્રસી ખાઈ
તેહિ રાવન કી ખબરિ ન પાઈ.
સોને કૈ મહેલ રૂપૈ કૈ છાજા
છોડિ ચલે નગરી કે રાજા.
કોઈ કર મહલ કોઈ કર ટાટી
ઊડિ જાય હંસ પડિ રહ માટી.
આવત સંગ ન જાત સંગાતી
કહા ભએ દલ બાંધે હાથી.
કહૈ કબીર અંત કી બારી
હાથ ઝારિ જ્યોં ચલ જુઆરી.

* * *

૨૧૪

આ સમગ્ર સંસાર રાતના સ્વપ્ના જેવો છે.

રે મન ! તું સમજી જ લે કે આ કોઈજ પોતાનું નથી. આ મોહનો પ્રવાહ એવો તો જોરાવર છે કે તેમાં આખોયે સંસાર તણાતો જાય છે.

પાણીનો ઘડો ફૂટી જાય અને ડાળ ઉપરથી પાન ખરી પડે તેવી જ રીતે આ જિંદગી પણ ચાલી જાય છે. તેથી હે અભિમાની જીવ ! હવે તો તું ચેતી જા. ગોરું શરીર નીરખીને તું ભ્રમમાં ના પડીશ. જગતમાં આ જિંદગી થોડા જ વખતની છે. તું મદ, લોભ અને કપટચાતુર્ય છોડી દે અને જગતમાં તદ્દન નિઃશંક, નિર્ભય થઈને રહે.

જ્યારે તારા આ પ્રાણ નીકળી જશે ત્યારે કોઈ તારા કામમાં આવવાનું નથી. સગાં, કુટુંબીજનો, પુત્ર, પુત્રી કે પત્ની એ બધાંયે એ જ દિવસે તારાથી અળગા થઈ બેસશે.

હે માનવ જીવ ! આ દેહને આવો નાશવંત જાણી લઈને પ્રભુનામથી તું પ્રીત જોડી લે.

કબીર કહે છે કે જો તું વેળાસર આમ કરીશ તો અવિનાશીની કૃપાથી ફસાવનારી જમડાની જાળનો નાશ થઈ જશે.

૨૧૫

શું માગું ? અહીં તો કશું જ સ્થિર નથી. આખ આગળથી જ બધું યે ચાલ્યું જાય છે !

લાખ પુત્રો અને સવા લાખ પૌત્રો જે રાવણના હતા, તેને ત્યાં કોઈ પણ દીવો પ્રગટાવનાર રહ્યું નહિ.

લંકા જેવો ગઢ અને આસપાસની સમુદ્ર જેવી મોટી ખાઈ હોવા છતાંયે કોઈનેય રાવણ ક્યાં ચાલ્યો ગયો તેની ખબરે પડી નહીં.

સોનાના મહેલ અને રૂપાનાં છાપરાં પણ એમ ને એમ છોડીને નગરના રાજામહારાજાઓ પણ ચાલ્યા ગયા.

કોઈનો મહેલ હોય કે કોઈનું પાટિયાનું ઝૂપડું હોય, પણ એ બધું યે મૂકીને હંસલો તો અંતે ઊડી જ જાય છે અને(માટીરૂપ) દેહપિંજર પડી રહે છે.

સાથે આવનારા પણ કોઈ સાથે આગળ જતા નથી. મોટું લશ્કર ગમ્યું હોય અને હાથીઓ ઘર આગળ બાંધ્યા હોય તેથી શું થઈ ગયું ?

કબીર કહે છે કે આ જીવ તો બધું યે ગુમાવી બેસનાર જુગારીની જેમ અંતે ખાલી હાથ ખંખેરીને એકલો જ જનાર છે.

## અંતિમ દશ્ય

૨૧૬

સુગવા પિંજરવા છોરિ ભાગા.
ઈસ પિંજરે મેં દસ દરવાજા, દસ દરવાજે કિવરવા લાગા.
અંખિયન સેતી નીર બહન લાગ્યો
અબ કસ નાહિ તું બોલત અભાગા.
કહત કબીર સુનો ભાઈ સાધો
ઊડિ ગયો હંસ તૂટિ ગયો તાગા.

૨૧૭

કૌન ઠગવા નગરિયા લૂટલ હો.
ચંદન કાઠ કૈ બનત ખટોલના તાપર દુલહિન સૂતલ હો.
ઊઠો સખી મોર માંગ સંવારો દુલહા મોસે રૂસલ હો.
આએ જમરાજ પલંગ ચઢિ બૈઠે નૈનન આંસુ ટૂટલ હો.
ચારિ જને મિલિ ખાટ ઉઠાઈન ચહુંદિસિ ધૂંધૂં ઊઠલ હો.
કહત કબીર સુનો ભાઈ સાધો, જગ સે નાતા છૂટલ હો.

૨૧૮

હમ કો ઓઢાવે ચદરિયા, ચલતી બિરિયા.
પ્રાન રામ જબ નિકસન લાગે
ઊલટ ગઈ દોઉ નૈન પુતરિયા.
ભીતર સે જબ બાહર લાએ
છૂટ ગઈ સબ મહલ અટરિયા.
ચાર જને મિલિ ખાટ ઉઠાઈન
રોવત લે ચલે ડગર ડગરિયા.
કહત કબીર સુનો ભાઈ સાધો
સંગ ચલી વહ સૂખી લકરિયા.

* * *

# અંતિમ દૃશ્ય

## ૨૧૬

પિંજરું (શરીર) છોડીને પોપટ (પ્રાણ) તો ભાગ્યો !

આ પિંજરાને (ઇન્દ્રિયરૂપી) દસ દરવાજા છે અને એ દસે દરવાજે કમાડ લાગેલાં છે.

અંતકાળે આંખોમાંથી તો આંસુની ધારા વહેવા લાગે છે. હે અભાગિયા જીવ ! હવે તું કેમ કંઈ બોલતો નથી ?

કબીર કહે છે, હે સંતો ! સાંભળો. હંસલો તો ઊડી ગયો અને જિંદગીનો તાર (દેહથી) તૂટી ગયો પછી એ શું બોલે ?

## ૨૧૭

કોઈ ઠગારો આ (સંસાર) નગરીને લૂટી રહ્યો છે !

ચંદનના કાષ્ઠની પાલખી બનાવી છે અને એની ઉપર નવવધૂને પોઢાડી છે. (વિદાય લેતાં એ જીવ કહે છે) સહિયરો ! ઊઠો અને મારી સેંથી સરખી કરો. મારા પ્રિયતમ મારાથી રિસાઈ ગયા લાગે છે.

આ જમરાજા આવીને પલંગ પર ચડી બેઠા છે. આંખોમાંથી તો આંસુની ધારો તૂટી પડે છે.

ચાર જણાએ મળીને એ પાલખી ઉપાડી ત્યાં તો ચારે બાજુથી (સગાં વહાલાંના) કલ્પાંતના પોકારો જાગી ઊઠે છે અને ચિતામાં અગ્નિ જ્વાળાઓ વચ્ચે શબ બળે છે.

કબીર કહે છે, હે સંતો ! સાંભળો આ રીતે જ જીવનો આ સંસારનો નાતો છૂટી જાય છે.

## ૨૧૮

અરે ! વિદાયની વેળાએ મને આમ ચાદર કેમ ઓઢાડો છો ?

જ્યારે દેહમંદિરમાંથી આતમરામ નીકળવા લાગ્યા ત્યારે આંખોની પૂતળીઓ પણ ઊંધી થઈ ગઈ ! ઘરમાંથી જ્યારે(નિષ્પ્રાણ દેહને) બહાર કાઢી લાવ્યા ત્યારે તો મહેલ મેડીની માયા પણ છૂટી ગઈ !

ચાર જણાએ મળીને ખાટલી ઉપાડી અને રોકકળ કરતાં કરતાં બધા શેરીએ શેરીએ ફેરવતા એને સ્મશાનમાં લઈ ગયા

કબીર કહે છે, હે સંતો ! સાંભળો. અંતે તો એ પાલખી (ઠાઠડી)ની સૂકી સાંઠીઓ જ જીવની સાથે છેવટ સુધી રહી !

* * *

## અહંભાવ

### ૨૧૯

રમૈયા કી દુલહિન લૂટા બજાર.

સુરપુર લૂટા નાગપુર લૂટા તીન લોક મચા હાહાકાર,
બ્રહ્મા લૂટે મહાદેવ લૂટે નારદમુનિ કે પરી પિછાર.

શૃંગી કી ભિંગી કરી ડારિ પારાસર કે ઉદર બિદાર,
કનફૂંકા ચિદકાસી લૂટે, લૂટે જોગેસર કરત બિચાર,

હમ તો બચિગે સાહેબ દયા સે સબ્દ ડોર ગહિ ઉતરે પાર,
કહત કબીર સુનો ભાઈ સાધો ઇસ ઠગની સે રહો હુસિયાર.

### ૨૨૦

જબ હમ રહલ રહા નહિ કોઈ હમરે માંહ રહલ સબ કોઈ.

કહહુ સો રામ કૌન તોર સેવા સો સમુઝાય કહૌ મોહિ દેવા.

ફુર ફુર કહો, મારુ સબ કોઈ જૂઠે જૂઠા સંગતિ હોઈ.

આંધર કહૈ સબૈ હમ દેખા તહં દિઠિયાર બૈઠિ મુખ પેખા.

એહિ બિધિ કહૌં માનુ સબ કોઈ જસ મુખ તસ જો હૃદયા હોઈ.

કહત કબીર હંસ મુકુતાઈ હમરે કહિલે છુટિહૌં ભાઈ.

# અહંભાવ

## ૨૧૯

મારા રામજીની માયાએ તો આખું બજાર લૂટયું. એણે તો સુરપુરી અને નાગલોકની નગરીને પણ લૂંટી લીધી છે એટલે ત્રણે લોકમાં એના નામનો હાહાકાર મચી ગયો છે.

એણે તો બ્રહ્માને અને મહાદેવજીને પણ લૂટયા છે અને નારદમુનિની પાછળ પણ એ પડી હતી. શૃંગીઋષિને તો એણે શેષ કરી નાખ્યા અને પરાશરનું પેટ ચીરી નાખ્યું!

કાનમાં મંત્ર ફૂંકીને દીક્ષા આપનારા અને કૈક બ્રહ્મજ્ઞાનીઓને એણે લૂટયા છે. ધ્યાનમગ્ન મોટામોટા યોગીશ્વરોને પણ એણે લૂટી લીધા છે.

પ્રભુની કૃપાથી આપણે તો બચી ગયા અને ગુરૂ-ઉપદિષ્ટ બ્રહ્મમાર્ગની દોરી પકડીને પાર નીકળી ગયા.

કબીર કહે છે કે હે સંતો! સાંભળી લો. આ ધુતારી માયાથી સદા સર્વદા સાવધાન રહો.

## ૨૨૦

જ્યારે (બ્રહ્મસ્વરૂપ) કેવળ 'હું' હતું ત્યારે બીજું કશું જ બ્રહ્માંડમાં ન હતું અને સર્વસ્વ એ વિરાટ 'હું' માં જ સમાયેલું હતું.

એવા (બ્રહ્મસ્વરૂપ) રામ! તમારી સેવા શાને કહી શકાય? હે ભગવાન! મને સમજાવીને કહો. તમે મને સાચેસાચું કહો. બીજા બધા તો જાન લેનારા છે. મિથ્યાના સંગમા બધું મિથ્યા જ થઈ જાય છે. અહી આંધળો કહે કે મેં બધુંયે જોયું છે; પણ જ્યારે દેખતાએ એનુ અંધ મોઢું જોઈ લીધું એટલે એનો ભ્રમ ભાંગ્યો.

જેવું હૃદયમાં હોયે તેવું જ જો બોલાય તો સૌ કોઈ તેને માને. એટલે એવી વાત કહો જે તમે હૃદયથી સાચી જ માનતા હો. તેને સૌ કોઈ માનશે જ.

કબીર કહે છે કે જો આ જીવ હંસલાની જેમ વિવેકદષ્ટિપૂર્વક શ્રેષ્ઠ પદાર્થ રૂપ મોતી જ ચરતો રહે અને અમારા કહ્યા પ્રમાણે કરે તો હે ભાઈ! એને જરૂર મુક્તિ મળી જાય.

૨૨૧

હમ ન મરૈં મરિ હૈં સંસાર હમકો મિલા જીઆવનહારા.

અબ ના મરૌં મોર મન માના સોઈ મુઆ જિન રામ ન જાના.

સાકત મરૈ, સંતજન જીવૈ ભરિભરિ રામરસાયન પીવ.
હરિ મરિહૈં તો હમહૂં મરિહૈં હરિ ન મરૈં હમ કાહેકો મરિ હૈં ?

કહ કબીર મન મનહિં મિલાવા અમર ભયે સુખસાગર પાવા.

૨૨૨

જંહવાસે આયો અમર વહ દેસવા.

પાની ન પૌન ન ધરતી અકસવા,
ચાંદ ન સૂર ન રૈન દિવસવા.

બ્રાહ્મન છત્રિ ન શુદ્ર બયસવા,
મુગલ પઠાન અરુ સૈયદ સેખવા.

આદિ જોતિ નહીં ગૌર ગણેસવા,
બ્રહ્મા વિષ્ણુ મહેસ ન સેસવા.

જોગી ન જંગમ મુનિ દરવેસવા,
આદિ ન અંત ન કાલ કલેસવા.

દાસ કબીર લે આએ સંદેસવા,
સાર સબ્દ ગહિ ચલુ વોહિ દેસવા.

૨૨૧

અમે મરનાર નથી. અમે તો અમર થઈને (મુક્તાવસ્થા પામીને) રહીશુ. આ સંસારના જીવો જન્મમરણનાં ફેરા ખાધા કરશે. અમને તો જીવાડનાર, અમરપદ દેનાર ગુરુ (પરમાત્મા) મળી ગયા છે.

મને તો ખાતરી થઈ ગઈ છે કે આત્મરૂપ આપણે મરનાર નથી. જેણે પ્રભુને જાણ્યા નથી તે જ મરે છે.

આ જડ ઉપાસના કરનારા શાક્ત લોકો મરવાના, પણ પ્રભુમય થઈ રહેનારા સંતો તો જીવવાના. તેઓ પ્રભુ–પ્રાપ્તિના, પ્રભુપ્રેમમાં ભરપૂર આનંદ માણ્યાં કરવાના.

જો પરમાત્મા મરે તો આપણે આત્મસ્વરૂપ પણ મરીએ, પરંતુ જો પરમાત્મા જ ના મરે તો પછી આપણેય શા માટે મરીએ? (પ્રભુની સાથે તદ્રુપ થઈને અમે પણ એમની જેમ અજરામર થઈ જઈએ.)

કબીર કહે છે કે આ મન પોતાના જ મૂળસ્વરૂપ આત્મામાં વિલીન થઈ જાય એટલે અમર જ થઈ ગયા અને શાશ્વત સુખનો સાગર પામી ગયા એમ સમજો

૨૨૨

જ્યાંથી આ જીવાત્મા આવ્યો છે એ દેશ તો અમર છે.

ત્યાં તો પાણી કે પવન, ધરતી કે આકાશ, સૂરજ કે ચંદ્ર અને રાત કે દિવસ જેવું કશું જ નથી.

ત્યાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, કે શુદ્રના વર્ણભેદ અથવા મોગલ અને પઠાણ, સૈયદ ને શેખ જેવા જાતિભેદો પણ નથી.

ત્યાં નથી આદિ જ્યોતિ કે નથી ગૌરી, ગણેશ, બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ કે શેષનાગ સમા કોઈ દેવી દેવતા.

ત્યા યોગી, મહાત્મા, મુનિ કે ફકીર નથી તેમ જ ત્યાં આદિ કે અંતનો કાળક્રમ કે કાળનો મૃત્યુકલેશ પણ ત્યાં નથી.

કબીરદાસ એ અમરદેશનો સંદેશ લઈને અહીં (મૃત્યુલોકમાં) આવ્યા છે, માટે સારરૂપ સત્યનું જ્ઞાન ઝીલી લઈને એ અમર (પરમાત્માના) પ્રદેશમાં બધાય ચાલો.

૨૨૩

ઝીની ઝીની બીની ચદરિયા.

કાહે કૈ તાના કાહે કૈ ભરની કૌન તાર સે બીની ચદરિયા ?

ઈંગલા પિંગલા તાના ભરની સુષુમન તાર સે બીની ચદરિયા.

આઠ કંવલ દલ ચરખા ડોલૈ પાંચ તત્ત ગુન તીની ચદરિયા.

સાંઈ કો સિયત માસ દસ લાગે ઠોક ઠોક કે બીની ચદરિયા.

સો ચાદર સુર નર મુનિ ઓઢે ઓઢિ કે મૈલી કીની ચદરિયા.

દાસ કબીર જતન સે ઓઢી જ્યોં કી ત્યોં ધર દીની ચદરિયા.

૨૨૪

તોર હીરા હેરાઈલ વા કચરે મેં.

કોઈ પૂરબ કોઈ પચ્છિમ ઢૂંઢૈ
કોઈ ઢૂંઢે પાની પથરે મેં.

સુર નર મુનિ અરુ પીર ઔલિયા
સબ ભૂલલ બાટે નખરે મેં.

સાહબ કબીરા હિયા યત પરખૈ
બાંધ લિહલૈ લંગોટી કે અંચરે મેં.

૨૨૫

ધૂંધમઈ કા મેલા નાહી નહીં ગુરુ નહિ ચેલા.

સકલ પસારા જેહિ દિન માંહિ જેહિ દિન પુરુખ અકેલા,
ગોરખ હમ તબકે બૈરાગી હમરિ સુરતિ નામ સે લાગી.

## ૨૨૩

આ દેહરૂપી ચાદર તો કેવી ઝીણી ને મુલાયમ વણેલી છે!

એ વણવામાં તાણો શેનો છે, કાંઠલો કયો છે અને કેવા કેવા તારથી આ ચાદર વણેલી છે તેની તને ખબર છે?

અરે! એમાં તો ઈડા નાડીનો તાણો અને પિંગલા નાડીનો કાંઠલો કરીને સુષુમ્ણાના તારથી (કુશળ કારીગરે) આ ચાદર વણેલી છે.

અષ્ટ ચક્રોરૂપી કમળદળના રેંટિયા એમાં ફર્યા કરે છે અને પંચતત્ત્વ તથા ત્રણ ગુણોનો એમાં વણાટ ગૂંથેલો છે.

એના માલિક (પરમાત્મા)ને એ સીવતાં દસ મહિના લાગ્યા છે. એમણે ઠોકી ઠોકીને ખૂબ કાળજીપૂર્વક આ ચાદરને પોતદાર ને ઘટ બનાવી છે.

(પ્રભુએ દીધેલી) આ ચાદર તો દેવ, માનવ, ઋષિ, મુનિ બધાયે ઓઢી છે અને ઓઢવાની સાથે જ સૌએ એને (કુકર્મથી) મેલી કરી દીધી છે.

કબીરદાસે તો એવી કાળજીથી ઓઢી છે કે એને ક્યાંયે ડાઘ નથી લાગ્યો. મારા માલિકે એ જેવી અને આપી હતી તેવી જ શુદ્ધ ને નિર્મળ રાખીને પાછી તે પ્રભુને સોંપી દીધી છે.

## ૨૨૪

અરે! તારો(આત્મરૂપ)હીરો.તો (માયામોહના) કચરામાં ખોવાઈ ગયો છે!

કોઈ પૂર્વમાં તો કોઈ પશ્ચિમમાં એ શોધી રહ્યા છે. કોઈ વળી એને પાણીમાં તો કોઈ પથરામાં શોધે છે.

સુર, નર, મુનિ અને પીર-ઓલિયા લોકો પોતપોતાના પંથના વાડા અને ઠાઠમાઠનાં નખરાંમાં અટવાઈ પડયા છે. તેથી તેને શોધી નથી શકતા. કબીરનું હૃદય એ હીરાને ઓળખે છે એટલે એને (કાળજાની કોરની જેમ સાચવીને) પ્રાણના પાલવમાં જ બાંધી લીધો છે.

## ૨૨૫

ત્યારે તો આ સંસારરૂપી દ્વંદ્વોના ગુંચવાડામાં મેળો જ નહતો અને ગુરૂ કે ચેલા પણ નહતા.

જે દિવસે આ સૃષ્ટિનો વિસ્તાર થયો ત્યારે તો એકલા પરમાત્મ પુરૂપ જ વિદ્યમાન હતા. હે ગોરખનાથ! આપણે તો છેક એ આદિકાળના વૈરાગી છીએ. આપણી લગની તો અખંડ પ્રભુનામ સાથે જ લાગેલી છે.

બ્રહ્મા નહિ જબ ટોપી દીન્હા વિષ્ણુ નહીં જબ ટીકા,
શિવ સક્તિ કે જન્મો નાહીં જબૈ જોગ હમ સીખા.

સતજુગ મેં હમ પહરિ પાંવરિ ત્રેતા ઝોરિ ઝંડા,
દ્વાપર મેં હમ અડબંદ પહિરા કલઉ ફિરૌં નવ ખંડા.

કાસી મેં હમ પ્રગટ ભએ હૈ રામાનંદ ચેતાએ.
સમરથ કો પરવાના લાએ હંસ ઉબારન આએ.

સહજૈ સહજૈ મેલા હોએગા જાગિ ભક્તિ ઉતંગા,
કહૈ કબીર સુનો હો ગોરખ ચલો સબ્દ કે સંગા.

૨૨૬

પઢિ પઢિ પંડિત કરી ચતુરાઈ,
નિજ મુકતિ મોહિ કહહુ બુઝાઈ.

કહું બસ પુરુખ કંવન સો ગાઉં.
સો મોહિ પંડિત સુનાવહુ ગાઉં.

ચાર બેદ બ્રહ્મા નિજ ઠાના
મુક્તિ કે મર્મ ઉનહુ નહિ જાના.

દાન પુન્ન ઉન બહુત બખાના
અપને મરન કી ખબર ન જાના.

એક નામ હૈ અગમ ગંભીરા,
તંહવા અસ્થિર દાસ કબીરા.

* * *

જ્યારે બ્રહ્માજીએ (સર્જક સત્તારૂપે) મુકુટ પહેર્યો નહતો, વિષ્ણુએ જ્યારે તિલક નહોતું કર્યું અને શિવશક્તિ તો પ્રગટયાં પણ નહતાં ત્યારનો અમે તો આ યોગ શીખ્યા છીએ.

સતયુગમાં અમે (સત્ સુકૃત નામે) પાઘડી પહેરતા, ત્રેતાયુગમાં અમે (મુનીન્દ્ર નામે) ઝોળી અને ઝંડો ધારણ કરતા, દ્વાપરયુગમાં અમે (કરુનામ-કરુણામય–નામે) કૌપીન પહેરતા અને કળિયુગમાં (કબીર નામે) નવખંડમાં ફરતા રમતારામ છીએ.

કાશીમાં અમે જન્મ લઈ લીધુ છે, પ્રગટ થયા છીએ સદ્ગુરુ રામાનંદે અમને (આત્મજ્ઞાન) ઉપદેશ આપી જાગ્રત કર્યા છે. અમે તો સમર્થ સ્વામી પરમાત્માનો (નિજસ્વરૂપ આત્માનો પરવાનો સાથે લઈને આવ્યા છીએ અને આ સૌ (જીવાત્મારૂપી) હંસલાના ઉદ્ધારના કાર્ય માટે આવ્યા છીએ.

આમ સહજ આત્મસ્વરૂપનું સર્વત્ર વ્યાપી સહજ (પરમાત્મા) સાથે મિલન સધાયું કેમ કે ઉત્કટ પ્રકારની ભક્તિ જાગ્રત થયેલી છે.

કબીર કહે છે કે હે ગોરખ! સાંભળો અને સદ્ગુરુના શબ્દ (આત્મ-સ્વરૂપ)નો બોધ સમજીને એ પ્રમાણે જ ચાલો.

## ૨૨૬

પોથાં વાંચી વાંચીને પંડિત ડહાપણ દેખાડે છે, પણ પોતાની મુક્તિ કેમ થાય તે તો મને સમજાવીને કહો!

હે પંડિત! એ પરબ્રહ્મ પુરુષ ક્યાં વસે છે અને એ ગામ કયું તે તો મને ગાઈ સંભળાવો.

બ્રહ્માએ સ્વયં પોતાને કંઠેથી ચાર વેદો સર્જ્યા છે તો પણ એમનેય આ મુક્તિનો મર્મ સમજાયો નથી.

જેમણે દાન પુણ્યની ઘણી સ્તુતિ કરી છે તેમને પણ પોતાના મરણની ખબર પડી શકી નથી.

અગમ અને ગહન તો એક પ્રભુજીનું નામ જ છે. કબીરદાસ તો એમાં જ તલ્લીન થઈને મસ્ત છે.

* * *

## ષોડશોપચાર સાત્ત્વિક પૂજા

### ૨૨૭

અગર ચંદન ઘસિ ચૌકં પુરાવા સત્ત સુકૃત મન ભાવા.
ભર ઝારી ચરણામૃત કીન્હા હંસન કો બતરાવા.
પૂરન મૌજ ઔર રખવારા સતગુરૂ શબ્દ લખાવા.
લૌંગ લાયચી નરિયર આરતિ ધોતી કલસ લેસાવા.
શ્વેત સિંહાસન અગમ અપારા સો અતિ બર ઠહરાયા.
છાંડે લોક અમૃત કી કાયા જગ મેં જોલહે કહાયા.
ચૌરાસી કી બંદી છુડાયા નિરઅચ્છર બતલાયા.
સાધુ સબૈ મિલિ આરતિ ગાવ સુકૃત ભોગ લગાયા.
કહે કબીર સબ્દ ટકસારા જમસોં જીવ છોડાયા.

### ૨૨૮

પૂરનમાસી આદિ જો મંગલ ગાઈએ,
સતગુરુ કે પદ પરસિ પરમપદ પાઈએ.

પ્રથમૈ મંદિર ઝરાઈ કે ચંદન લે આઈએ.
નૂતન વસ્ત્ર અનેક ચંદોવ તનાઈએ.

તબ પૂરન ગુરુ હેતુ અસન્ન બિછાઈએ,
રુરન પરછાલિ તહાં બૈઠાઈએ.

# ષોડશોપચાર સાત્ત્વિક પૂજા

## ૨૨૭

જીવનના ચોકમાં સત્ય અને સત્યકૃત્યનાં મનપસંદ અગરુ અને ચંદનના સાથિયા પૂર્યા. ઝારી ભરીને ચરણામૃત લીધું અને (આત્મારૂપી) હંસલાને તે આપ્યું.

સદ્ગુરુના જ્ઞાન-ઉપદેશથી સમજાઈ ગયું કે જીવાત્મા પૂર્ણ આનંદ રૂપ છે અને પરમાત્માનો જ અંશ છે અને એનો રક્ષક પણ એ જ પરમાત્મા છે.

પછી લવંગ, ઈલાયચી, નારિયેળ, આરતી, ધોતિયું, વસ્ત્ર અને કળશ વગેરે પૂજનની સામગ્રી ભેગી કરીને મૂકી.

(નિર્મળ અંતઃકરણ રૂપી) અગમ અને અપાર એવું શ્વેત સિંહાસન જ પ્રભુને પધરાવા અતિ ઉત્તમ છે એમ નક્કી કર્યું.

આ મૃત્યુ લોકની પરવા છોડીને (આવી આરાધનાથી) કાયાને અમૃતમય કરી દીધી, છતાંય જગતે તો આ જીવને હલકો વણકર કહ્યો !

ચોર્યાસી લાખ યોનિઓના જન્મમરણના ફેરાના બંધનમાંથી જીવને (આત્મજ્ઞાનથી) છોડાવ્યો અને એને અક્ષરાતીત પદનાં દર્શન કરાવ્યાં.

સૌ સંતો મળીને પરમાત્માની આરતી ગાય છે અને સત્કૃત્યોનો થાળ ધરાવે છે.

કબીર સત્યના વિશુદ્ધ જ્ઞાનની (ટકસાર) વાણી સંભળાવતાં કહે છે કે આવી (સાત્ત્વિક) પૂજા દ્વારા જ જીવ યમપાશથી મુક્ત થાય છે.

## ૨૨૮

પૂર્ણિમાને દિને આરંભમાં જ આદિમંગલ ગીત ગાઈએ અને સદ્ગુરુ દેવનાં ચરણ કમળને સ્પર્શીને પરમપદ પ્રાપ્ત કરીએ.

સૌથી પહેલાં તો જીવન રૂપી મંદિરને વાળી ઝૂડીને સ્વચ્છ કરીને એમાં ચંદનના ચોક પૂરીએ અને નવાં નવાં સુંદર વસ્ત્રોના ચંદરવા લગાડીએ.

એ પછી પૂર્ણ પરબ્રહ્મ સ્વરૂપ સદ્ગુરુ દેવ માટે આસન બિછાવીએ અને એમનાં ચરણ પખાળીને એમને ત્યાં પ્રેમથી પધરાવીએ.

ગજમુક્તાન કી ચૌકસુ તહાં પુરાઈએ,
તાપર નરિયર ધોતી મિઠાઈ ધરાઈએ.

કેરા ઔર કપૂર બહુત બિધ લાઈએ,
અષ્ટ સુગંધ સુપારી પાન મંગાઈએ.

પલ્લવ કલસ સંવારિ સુજ્યોતિ બરાઈએ,
તાલ મૃદંગ બજાઈ કે મંગલ ગાઈએ.

સધુ સંગ લૈ આરતિ તબહિ ઉતારિએ,
આરતિ કરિ પુનિ નિરવર તબહિં ભરાઈએ.

પુરુખ કો ભોગ લગાઈ સખા મિલિ ખાઈએ,
યુગ યુગ છુધા બુઝાઈ તો પાઈ અઘાઈએ.

પરમ અનંદિત હોઈ તો ગુરુહિ મનાઈએ,
કહ કબીર સતભાય સો લોક સિધાઈએ.

ઈતિ

દ્વિતિય ખંડ શબ્દાવલી સમાપ્ત.

ત્યાં સુંદર ગજમૌક્તિકોના સાથીઆ પુરાવીએ અને તેની ઉપર શ્રીફળ, ઘોતિયુ અને મીઠાઈનુ નૈવેદ્ય ધરાવીએ. તે ઉપરાંત ભાતભાતની, કેળાં કપૂર અને અષ્ટપ્રકારની અત્તર વગેરે સુગંધી અને મુખવાસ માટે પાનસોપારીની સામગ્રી પણ ધરાએ.

પછી આસોપાલવ વગેરેથી કળશને શણગારીને સુંદર દીપકજ્યોત પ્રગટાવીએ. તે પછી કરતાલ અને મૃદંગ વગાડીને મંગળગીત ગાઇએ અને સૌ ભક્તજનોની સાથે મળીને પ્રભુની આરતિ ઉતારીએ.

આરતિ કરીને ફરીથી શ્રીફળ ધરાવીને પૂજનની મંગળ પૂર્ણાહુતિ કરીએ.

આમ પુરુષોત્તમ પરમાત્માને નૈવેદ્ય ધરાવીને બધાએ ભક્તમિત્રો મળીને પ્રસાદ લઈએ.

આ રીતે જીવાત્માની જુગજુગની પ્રભુમિલનની ભૂખ મટી જાય એટલે શાંતિ પામીને સૌ સંતુષ્ટ થઈએ.

સૌ પરમ આનંદ અનુભવીએ અને સદ્‌ગુરુદેવને પ્રસન્ન કરીએ.
કબીર કહે છે કે ચાલો, આમ સદ્‌ભાવથી સૌ સત્યલોકમાં જઈએ.

ઈતિ

**દ્વિતિય ખંડ શબ્દાવલી સમાપ્ત**

# શબ્દ–કોશ

અકહ–અવર્ણનીય
અકારથી–વ્યર્થ
અઘટ–સૂક્ષ્મ, આધાર વગર
અઘાના–તૃપ્ત થવું
અઘાય–ધરાઈને
અચવાના–આચમન કરવું
અછૈ–અક્ષય
અજ–બ્રહ્મ
અજરાયલ–દઢ, સ્થાયી
અજોખ–અતુલ્ય
અધર–નિરાલમ્બ
અનખ–ગ્લાનિ, ખિન્નતા
અનત–બીજે
અબદી–ન્યાય અને વિવેકયુક્ત
અમલ–કેફ, નશો, અફીણ
અયાના–અજ્ઞાન
અરજ–પહોળાઈ
અરથ–માટે
અરુઝાવૈ–ગૂંચવે
અલૂખ–અગોચર
અલમીના–નીલ જ્યોતિ
અસ્થૂલ–સૂક્ષ્મ, સ્થૂલ
અહમક–અહંકારી
અહેરા–શિકારી
અહૈ–છે
આગરી–ઉત્તમ
આગિલ–આગળનો
આછત–વિદ્યમાન હોવું
આછે–ઉત્તમ
આતશ–અગ્નિ
આન–બીજું
આપા–પોતાપણું, અભિમાન
આભરણ–ઘરેણાં
આંચ–દાહ
આંધર–આંધળો
ઉકઠા–શુષ્ક
ઉજાર–નિર્જન, વેરાન
ઉજૂર–વાંધો, આનાકાની
ઉજરે–ઉજ્જ્વળ, નિર્મલ
ઉતલા–ઉતાવળીયો, ચંચળ
ઉદક–જળ
ઉનમનિ–સહજાવસ્થા, બ્રહ્મ
ઉનમાન–અનુમાન
ઉની–અધૂરું
ઉપાને–ઉત્પન્ન થયા
ઉબરિય–ઉદ્ધાર થાય
ઉબારના–તારવું
ઉરધ–ઊંધો
ઉલફત–પ્રેમ
એપન–પીળા ચોખા
એંચહુ–ખેંચી લે
એંચાતાન–ખેંચતાણ
ઓટ–પાછળ
ઓટા–અદૃશ્ય

ઓઢન–ઢાલ
ઓદી–ભીની
ઓસ–ઝાકળ
ઔબરૈ–ઉગરે છે
ઔરસ–સાચો, ખરો
અંચરા–પાલવ, છેડો
અંડ–બ્રહ્માંડ, વિશ્વ
અંતર–ભેદભાવ
અંદેસા–શંકા, અંદેશો
કતરની–કાતર
કથો–કહો
કરક–વેદના
કરધનિયા–કંદોરો
કરગસ–કર્કશ, કઠોર
કરવટ–પાસું
કલ–શાંતિ
કલત્ર–પત્ની
કલપ–યુગ, કલ્પ
કલિ–ઝઘડો, કલહ
કલિંગ–કલીઁ
કસત–કસાતાં
કહર–અપાર
કહરવા–ડોલી ઉપાડનાર
કહાર–ભોઈ, ડોલી ઉપાડનાર
કંડહાર–નાવિક
કંવલા–કમળ
કાકર–કોણે
કાનિ–લોકલાજ, મર્યાદા, પ્રતિષ્ઠા, જ્ઞાન
કાલ્હ–કાલે
કાંજી–છાસ, ફાટી ગયેલું દૂધ
કિતેબ–કુરાન, કિતાબ
કિનકા–દાણો
કિરતિમ–કૃત્રિમ
કિંગરી–નાની સારંગી
કુટકી–છોડ
કુતકા–ડંડો
કુમિલાની–કરમાઈ ગઈ
કુફુલ–તાળું
કુરિયા–કુટિર
કુરંગી–ખરાબ રંગનો
કુલફત–કષ્ટ, ચિંતા
કુલુફ–તાળું
કુલાલ–કુંભાર
કુંજી–ચાવી
કુંઈયાં–કૂપ
કૂકરી–કૂતરી
કૂક–ધ્વનિ
કૂકહી–કુમુદિની
કૂટી–ઢગલો
કૂર–મૂર્ખ, નીચ
કેરા–કેળ
કેલિ–ક્રીડા, આનંદ
કેંચુકિ–કાંચળી
કેંચુલી–કાંચળી
કોરા–ખોળો, આધાર
કોસ–લગભગ બે માઈલનું અંતર
ખપૈ–મરે
ખરતુઆ–ઘાસ
ખલક–દુનિયા
ખલી–ખોળ
ખાલ–ચામડી
ખાલા–માસી
ખાલિક–પરમાત્મા, સ્વામી
ખાંચ–રોપલો

ખેડા—નાનું ગામ, કાચું ઘર
ખેદી—હરાવ્યું
ખેહ—ભસ્મ, ધૂળ, નષ્ટ
ખોજી—શોધનાર
ખોડસ—સોળ, ષોડશ
ખોરા—કટોરો
ખોરિ—સાંકડી ગલી, દોષ, ખોડ
ખોવો—માવો
ગજી—જાડું કાપડ
ગની—ધનાઢ્ય
ગનીમ—શત્રુ
ગમ—જ્ઞાન, દુઃખ
ગરાસૈ—ગ્રાસ
ગરુઆ—ગુરુ, મહાન, ભારે
ગરુઆઈ—મોટાઈ
ગહે—ગ્રહણ કરે
ગંડાસ—દાતરડું
ગંધી—અત્તર વેચનાર
ગાજ—વીજળી
ગાડ—ખાડો
ગાડર—ઘેટાં
ગાની—જ્ઞાની
ગાનું—ગામ
ગાંસ—ગાંઠ
ગાંસના—દોડીને પકડવું
ગિરગિટ—કાચંડો
ગિરહી—ગૃહસ્થ
ગુડ—ગોળ
ગુડિયન—ઢીંગલીનું
ગુષ્ટિ—ગોષ્ઠિ
ગેલ—રસ્તો
ગેંદ—દડો

ગૈલ—કેડી
ગૈટર—હાથી, નીલ ગાય
ગોબરૈરા—છાણનો પોદળો
ગોડ—પગ
ગોય—ગુપ્ત
ગોહાર—પોકાર, ચીસ
ગોહરાઈ—પોકારીને
ગોહરાના—પોકારવું
ગોયમ્—જાણે કે
ગૌન—ગમન, સાસરે જવું, આણું
ઘટ—શરીર, ઘડો
ઘન—ઘણું, મોટો હથોડો
ઘાની—ઘાણી
ઘૂસ—રૂશ્વત
ઘૈલા—માટલું
ઘોટ—ઘસીને
ઘ્રાન—સુગંધ
ચબેના—ચવાણું
ચહોરૈ—સારી રીતે કાપે
ચંચ—ચાંચ
ચાવ—ઈચ્છા
ચિક—નેતર કે વાંસની સળીઓનો પડદો
ચિકુર—વાળ
ચિઉંટી—કીડી
ચિતવૈ—જોવું
ચિતાઈ—બતાવશે
ચીખ—ચાખ્યા
ચીન્હૈ—ઓળખે
ચીલ્હ—સમડી
ચૂક—ખામી
ચૂન—ચણ
ચેરી—દાસી
ચોજ—ઉપહાસ

ચોટો–તમાચો
ચોલના–દેહ
ચોંપ–ચાનક
છકે–મસ્ત
છપા–પ્રહાર, દુઃખ
છાક–નશો, મસ્તી
છાનનહાર–તારવનાર, ગાળનાર
છાર–ક્ષાર, ધૂળ
છારા–ભસ્મ
છાલ્લાં–ફોલ્લાં
છિન–ક્ષણ
છીર–દુધ, ક્ષીર
છુધા–ક્ષુધા, ભૂખ
જકત–જગત
જન–હરિજન
જનિ–નહિ
જબહ–પશુ–પક્ષીનાં ગળાં કાપી હત્યા કરવી.
જરત–જૂના
જરદ–પીળી
જરા–ઘડપણ
જરાય–પ્રકાશિત કરીને
જહંડિયા–ઠગાયા છે.
જંગમ–દાક્ષિણાત્ય લિંગાયત શૈવ સમ્પ્રદાયના–આચાર્ય
જંજાર–જંજાળ
જંતરી–વાદ્ય
જંત્ર–વાદ્ય
જંબુક–શિયાળ
જંહવાસે–જ્યાંથી
જાઈ–સરજ્યું
જાકર–જેના
જાત–કુલીન
જામ–પહોર, યામ

જારી–વ્યભિચારી
જાંચઈ–માગે છે.
જિમીં–જમીનમાં
જીજિયે–જીવીએ
જુગત–યુક્તિ
જુડાય–શાંત થાય
જુલહરી–વણકરની સ્ત્રી.
જૂન–સમય
જેવન–જમવું
જેવરી–દોરડું
જોઈ–પત્ની
જોઈયાં–યૌવના
જોન–યોનિ
જોલહ–વણકર
જોસિ–ક્ષીણ, પ્રકાશ
જોરુ–લશ્કર
ઝક–ધૂન
ઝાર–ખંખેરીને, ફૂટીને
ઝાંઈ–પડછાયો
ઝાંપ–ઢાંકીને
ઝાંપિ–બંધ કરીને
ઝિંગા–ગાજતો
ઝૂરી–સૂકી
ટંકસાર–ટંકશાળ
ટાટી–પડદો
ટાંકી–ટાંકણું
ટાંડા–વેચવાનો માલ
ટીંડી–તીડ
ટેસૂ–પલાશ, કેસૂડો
ટોટા–ખંડિત, અધૂરું
ઠાઉં–સ્થાન, ધામ
ઠાડિ–ઉભા રહીને
ઠાંવ–સ્થાન

ઠૌર—સ્થાન, ધામ
ડગરી—શેરી
ડહકિન—ડગામણી
ડંકે—ડંકો, ડાકલું
ડિંભ—નાનું બાળક
ઢાક—પલાશ, અષાઢક
ઢારસ—હિંમત
ઢિંગ—નજીક, પાસે
ઢિંગર—પ્રિયતમ
ઢેંઢી—ડોડો
તત—તત્ત્વ
તતવેતા—તત્ત્વવેત્તા
તબાહી—બરબાદી
તમારિ—સૂર્ય
તર—નીચે
તસબી—ઈશ્વરની આરાધના
તહં—લગ ત્યાં સુધી
તાકર—તેની
તાતા—ગરમ
તાલ—તાળું
તિનકા—તણખલું
તિયા—સ્ત્રી
તિરકુટી—ત્રિકુટી, ભમ્મરનો વચ્ચેનો ભાગ
તુપક—બંદુક
તૂલ—રૂ
તૃખા—તરસ
તોર—તારું
થહારાય—ધ્રુજે
થાહ—ઊંડાણ, હદ
થોથાં—છોતરાં
થોથી—ખાલી, નિરસાર
દમામા—ડંકો, નગારું
દર્બ—દ્રવ્ય
દર—અંદર
દરવેસા—ફકીર
દરાર—તડ
દરેરા—દબાવ
દવાલુ—દયાળુ
દાવ—વારો
દિદાર—દર્શન
દુઆર—દ્વાર
દુઈ—બે, દ્વિધા
દુચિતાઈ—દુશ્ચિન્તા
દુતિ—પ્રકાશ
દુતિયા—બીજો, દ્વિતીય
દુની—દુનિયા
દુરંતર—મુશ્કેલ
દુલહા—વર
દુલહિન—વધુ
દુલીચા—ગાલીચો
દુહેલરા—દુઃખદાયી
દુહેલા—દુઃસાધ્ય, કઠણું
દૂધ—પૂત ધન અને સમ્પત્તિ
દૂબ—ઘાસ, દુવા
દૌ—આગ, દવ
દૌર—ફેર, ચક્કર
ધન—વધૂ, નાયિકા
ધની—માલિક, ધણી
ધરની—પૃથ્વી
ધાન—પસારે
ધાપૈ—સન્તોષાય
ધાવ—દોડ
ધીમર—માછીમાર
ધુર—સર્વોચ્ચ સ્થાન
ધુંધઆય—ધુમાડો કરે

ધૂપ–તડકો
નગ–પહાડ, નગીનો, મોતી
નર્દ–સોગઠાં
નવન–નમવું
નાઉ–નામ
નાગિની–કુંડલિની શક્તિ
નાતા–સમ્બન્ધ
નાવરી–હોડકી
નાંવ–નામ
નિકસનહાર–નીકળી જનારું
નિગમ–વેદ
નિચ્ચોડ–સાર
નિધાન–નિધિ, કોશ
નિનારા–ન્યારું
નિપટ–તદ્દન
નિપંગ–નિર્મલ
નિબાર–નિવારણ કરવું
નિબેરા–શોધી
નિમિખ–ક્ષણ, નિમિષ
નિયરાના–નજીક
નિઃતત–સૂક્ષ્મ
નિરાજિયા–અજેય
નિરતિ–બહિર્મુખી પ્રવૃત્તિમાંથી નિવૃત્તિ, તલ્લીનતા, નિરંતર રતિ, પ્રેમની અતિશયતા
નિરતો–નૃત્ય
નિરવાર–ત્યાગવું, ટાળવું
નિરવારના–નિવારણ કરવું
નિરવાના–નિર્ણય કર્યો, ખુલાસો કર્યો, નિર્વાણ
નિરાટ–વિશુદ્ધ
નિરાપન–પારકું
નિવાજ–કૃપાલુ
નિવાજઈ–દયા કરશે
નિવેર–અનોખું

નિસાફ–ઈન્સાફ
નિહાલ–ન્યાલ
નિહોર–યાચના
નિહોરા–ભરોસો
નીબ–લીમડાનો વૃક્ષ
નીલ–ગળી
નૂર–સૌન્દર્ય, તેજ
નેક–જરા
નેજા–ભાલો, વાંસડો
નેત–નેતિ
નેરા–નજીક
નેવર–ઝાંઝર
નૈયર–પિયર
નૈહર–પિયર
નોવા–હજામ, નાઈ
ન્યાવ–ન્યાય
પખ–પક્ષ
પખાન–પથ્થર, મોતી
પગરા–પ્રભાત
પગરી–પગ, પગથિયું
પચૈ–પરિચયથી
પછોરના–ફૂટવું
પછોરિ–સાફ કરેલું અનાજ
પટ–પડદો
પટન–નગર, પટ્ટન
પઠૌની–સંદેશો મોકલવાની ક્રિયા
પતા–જ્ઞાન
પતિયા–પત્ર
પતિયાય–પ્રતીતિ કરવી, વિશ્વાસ રાખવો
પન–મૂલ્ય, દામ
પપિહા–બપૈયા, ચાતક
પયાન–પ્રયાણ
પયાર–પરાળ

પરબેસ-પ્રવેશ
પરતીત-પ્રતીતિ
પરમોધા-પ્રબોધ્યું, જ્ઞાન આપ્યું
પરતછ-પ્રત્યક્ષ
પરવાના-પતંગિયું
પરસત-સ્પર્શ કરે છે.
પરિહરી-છોડીને
પરિથમ-પ્રથમ
પરાં-પરમ દિવસે
પરાહ-વાહન
પલક-ક્ષણ
પલા-છેડો
પહં-પાસે
પાંખર-લોઢાની ઝૂલ, કાઠડું
પાગા-પાઘડી
પાગિ-ઓતપ્રોત
પાત-પંક્તિ, કતાર
પાટ-રેશમી વસ્ત્ર
પાતી-પંક્ત, હાર
પારચૈ-પરિચય
પારના-નાખવું
પાલ-ત્રાજવાનું પલ્લું
પાલ-હિમ
પાવ-પા
પાવક-અગ્નિ
પાવન-મેળવવા માટે
પાસંધ-બરાબર તોલવા માટેનાં કાટલાં
પાહુર-મહેમાન; પથિક
પાહુના-મહેમાન
પાંડર-શ્વેત
પિકરી-પુણી
પિછોરા-પછેડી
પિયરવા-પ્યારા
પિરાની-દુખવા લાગ્યા
પિંજર-શરીર
પીડા-પીડા, પીર
પીયૂષ-અમૃત, પિયુષ
પુહુમી-પૃથ્વી
પુહના-પરોવવું
પૂતલી-કીકી
પુરજા-ટુકડા
પૂરિયા-પડીકું
પુહુપ-પુષ્પ
પૈઠ-બજાર, હાટ
પૈતરી-જોડા
પૈડા-પગથિયું
પૈંડ-પગલું
પૈહોં-પામશો, જાણશો
પોખરા-તળાવ
પોત-કપડાં
પોટ-પોટલું
પોસ્તા-અફીણનો ડોડો
પોંછ-પૂંછડી
પૌડી-સીડી
ફટકિ-સૂપડે ઝાટકી
ફરક-પીડા
ફહમ-ચિંતન
ફાંદિયા-ફસાયા
બકસાઈએ-માફી માગી લઈએ
બકસના-ક્ષમા કરવી
બકસત-બકે છે, કહે છે
બકુલ-બગલું
બખરી-વખાર
બગૂલા-વંટોળ
બટપાર-ડાકૂ
બટેરા-નાનું પક્ષી
બટાહિયા-મુસાફર
બદની-કહેવાનું

બઢૌ–વડું
બદરંગ–બરબાદી
બધલ–વધ કર્યો
બધાવા–વધામણી
બનક–ઠાઠમાઠ
બનરાજિ–શરીર ષડ્ચક્ર
બનિજ–સોદો, વેપાર
બપના–વચન, વાણી
બપુ–શરીર
બાપુરા–બાપડો, બિચારો
બયસ–ઊંમર
બર–શ્રેષ્ઠ
બરજિયા–અટકાવ્યો
બરાત–જાન
બરાતી–જાનૈયા
બરૌ–પાગલ
બલકવૌ–બાળકો
બલંદ–મોટો
બવન–ઉલ્ટી, વમન
બહન–પાણી, હવા
બહિયાં–બાવડું
બહુરિ–ફરી
બહોર–ફેરો
બહોરિ–ફરી
બરાઈકે–બબડીને
બાંગના–રખડવું
બાજ–વાદ્ય
બાંઝ–વંધ્યા
બાટ–વાટ, માર્ગ
બાટી–પિંડ
બાહુરા–પાછો આવનાર
બાડર–પાગલ, ગાંડો
બાદ–અકવાદ
બાંદી–ચાકરડી
બાન–ટેવ
બાનિ–કાન્તિ
બાબુલ–પિતા
બમ્મી–બખોલ
બાંબી–રાફડો
બારી–છોકરી
બારિયાઈ–જબરજસ્તી
બારો–બાળક
બાલમ–પ્રિયતમ, પ્રાણવલ્લભ
બાલી–ડોડો
બાસર–દિવસ
બાહનહાર–બાણ મારનાર
બિઆહલ–પરણેલ
બિઆય–પેદા કર્યા
બિખ–વિષ
બિખમી–વિષમ
બિગુરચન–ગૂંચવણ, ભ્રમ
બિગૂચના–ફસાવું
બિછુરત–અલગ થાય, જુદા થાય
બિછોર–વિયોગ
બિંદા–પુત્ર
બિનસ–નષ્ટ
બિનસૌ–નષ્ટ થાય છે
બિરવા–વૃક્ષ
બિરંચિ–બ્રહ્મા
બિરાની–પારકી
બિરાને–પારકા, અપરિચિત
બિલંબિએ–રોકાઈ એ
બિલસત–શોભા દે છે, સુંદર લાગે છે.
બિલાય–વિલુપ્ત, વિલીન
બિહંડના–તોડવું
બિહાન–સવાર, આવતી કાલ
બિહાના–વિતાવવું
બીરા–ભાઈ, વીરો
બુદબુદા–પરપોટો

બુઝૈ-વાવે
બુહારના-સાફ કરવું
બૂઝ-જ્ઞાન
બૂઝત-સમજે છે
બૂઝના-પૂછવું, જાણવું
બેઝા-નિશાન
બેડે-વહાણ, તરાપો
બેતુલ-અસતુલિત, મૂર્ખ
બેના-વાંસ
બેર-બોરડી
બેરા-બેડો, તરાપો
બેલરી-વેલ
બૈન-વાણી, શબ્દ
બૈરાટ-વિરાટ
બૈસંદર-અગ્નિ
બોરી-કોથળો
બોહિત-મોટી હોડી, વહાણ
બોદ્ધ-જ્ઞાન, બુદ્ધિ
બોરી-ગાંડી
ભજના-પ્રાપ્ત કરવું
ભરની-કાંઠલો
ભરમે-ભટકવુ
ભસકત-ખાય છે
ભાના-ભાનુ, સૂર્ય
ભાંડ-વિદૂષક, ભવાયો
ભાંવર-મંગળફેરા
ભિદા-ભેદીને
ભિસ્ત-સ્વર્ગ, બહિશ્ત
ભીટ-કાંઠા
ભીમ-મહાદેવ
ભુવંગ સર્પ
ભુવંગમ-ગાંડો
ભૂઈ-ભૂમિ. પૃથ્વી
ભૂસન-ભસવું
ભૂંજના-બાળવું
ભેડી-ઘેટું
ભેદી-જાણકાર
ભેવ-ભેદ, રહસ્ય
ભૌચક-આકળવિકળ
મકસૂદ-ધ્યેય
મડૈયા-મઢૂલી
મતા-ધર્મ, જ્ઞાન, બુદ્ધિ
મતિ-નહિ
મધુપ-ભ્રમર
મન-મણ
મનસા-ઈચ્છાથી
મરાતિબ-ખંડ, માળ
મલય-સફેદ ચંદન
મવાસ-ગઢ, કિલ્લો
મસકીન-દીન, ગરીબ
મસી-શાહી
મસ્કલા-સૂડી, ચપ્પુ સજાવવાનુ યંત્ર
મહતારી-માતા
મહબૂબ-પ્રિયતમ
મહમંત-મદમસ્ત
મહૂરત-ક્ષણમાં, ઘડીકમા
મંઝાર-માં, અંદર, મધ્યે
માઝી-ખલાસી
માનિ-પ્રતિષ્ઠા, માન
માહુર-ઝેર
માંડના-સેવા પૂજા કરવી
માંઝ-અંદર
મિરગ-મૃગ
મિરતક-મૃતક
મીચ-મૃત્યુ
મીતા-મિત્ર
મીના-યુક્તિ. મીનાકારી

મીરા–સર્વશ્રેષ્ઠ, ઉપરી
મુક્તાહલ–મોતી, મુક્તાફળ
મુખબિરી–જાસૂસી
મુગુધ–મુગ્ધ
મુરશિદ–ગુરુ, ઉપદેશક
મુરીદ–શિષ્ય
મુસવા–ઉંદરડું
મૂડ–માથું
મૂસના–ચોરવું
મેડ–શેઢો
મેઢા–ઘેટું
મેલા–મિલન
મેર–માળાનો શરૂઆતનો મણકો
મેહર–કૃપા
મૈકા–પિયર
મોગરા–હથોડો
મોટ–પોટલી
મોટરી–નાની પોટલી
મોસાફ–નમાજ
મૌર–મોડ
મૌરિયા–આંબા પર મોર આવ્યો
રત–તલ્લીન
રબી–વસંત ઋતુ
રબાબ–સારંગી જેવું તંતુવાદ્ય
રમના–વ્યાપવું, આનંદિત થવું
રસરી–દોરડું
રહટ–રેંટ
રંચક–જરા, થોડું
રારી–તકરારી
રાસ–ઢગલો, સમૂહ
રીતઈ–ખાલી થાય છે.
રૂખડા–ઝાડ
રેખ–નિશાન, રેખા
રેખરા–સુકાએલ
રેંડા–એરંડા
રોડા–મોટું ઢેફું કે પથ્થર
રોસનાઈ–પ્રકાશ
રોહ–માર્ગ
રૌસ–રીતભાત, પરંપરા
લખરાવ–મોટો બગીચો
લગિ–સુધી, પાસે
લલની–પાંજરુ
લવ–લગની
લાઈ–લગાડી, આગ
લાગ–વળગી રહેવું
લાર–સાથે
લાલ–લાલસા
લુકાના–સંતાવવું
લેખ–દૃશ્ય જગત
લેજૂર–પાણી ખેંચવાનું દોરડું
લેહંડા–સમૂહ, ટોળું
લૈ–લગની
લોઈ–લોકો, જવાળા, ભડકો
વટાઉઆ–યાત્રી
વન–શરીર
વાર–દ્વાર
વાસ–ભવન, શરીર
વિલબી–લટકી ગયા
વિલંબવુ–રોકાવું
વ્યોહાર–વ્યવહાર
શબ્દ–વ્યક્તિ, બ્રહ્મ, બ્રહ્મજ્ઞાન
શ્રીંગ–શ્રી
સકેલ–સંકેલવું
સત–તત્ત્વ

સતુઆ-સત્ત, સાતમો
સપચે-બળે
સયાન-ડાહ્યો
સરધા-શ્રદ્ધા
સરવન-શ્રવણ
સરગુણ-સગુણ, સર્વગુણ
સરબંગી-સર્વઅંગી સમગ્ર દેહરૂપે
સદહર-સદા લીલુ
સરાય-ધર્મશાળા
સરૈ-પાર પડે
સલોના-મીઠાવાળો
સહેલા-મિત્ર
સંખ-સંખ્યા
સંચ-રક્ષણ
સંધારા-સંહાર્યો, માર્યો
સંબલ-ભાથું, આધાર
સક્તિ-શક્તિ, ધૂર્ત
સાકિન-નિવાસી, બ્રહ્મ
સાખ-ડાળ
સાજલ-શોભામય
સાજન-પ્રિયતમ
સાની-ભળેલો, રંગદોળાને
સાપર-સાગર
સાર-સારવાર
સાલના-ખૂંચવું
સાસુર-સાસરે
સાંહસાહ-બાદશાહ
સાંઝી-ભાગીદાર
સાંટ-વેચાણ
સિકલીગર-સરાણિયો
સિગરો-બધો
સિયાર-ગુરુનો શબ્દ
સિરાની-પૂરી થઈ
સિરાહી-વીતે છે.
સિલિહિલી-ચીકણી અને ભીની, લપસણી
સિષ-શિષ્ય
સિસકના-ડુસકા ભરવા
સિહલે-આકર્ષિત
સિંધારા-સિંદૂરનો ડબો
સિંહ-મન
સીપ-છિપલું
સીરા-ઠંડું
સુપચ-ચાંડાલ
સુપનિ-સ્વપ્નમાં
સુગવા-પોપટ
સુરત-ધ્યાન
સુરતિ-આત્મતત્વ, અંતર્મુખી પ્રવૃત્તિ, પ્રેમ,-રતિ
સુહેલના-મંગલગીત, સ્તુતિ
સૂકર-ડુક્કર
સૂત-કલ્યાણ, સારો, સુંદર
સૂપ-સૂપડું
સૂમ-કંજૂસ
સેત-શ્વેત, સફેદ
સેમર-શીમળાનું ઝાડ, શાલ્મલિ
સેવ-સેવા, સાધના
સેહરા-કલગી
સેંતમેંત-મફત
સૈજરિયા-પથારી
સૈન-ઈશારો, ઈંગિત
સોગ-દુઃખ, શોક
સોનહા-કુતરા જેવું જંગલી જાનવર
સૌદન-ક્ષાર, ખારો
હરદિ-પીળી
હરમ-રણવાસ

હરવા–હાર
હવસ–ઇચ્છા
હાજત–જરૂર
હિરાય–અલોપ થાય
હિરિંગ–હ્રીઁ
હુબાબ–પરપોટો
હેરા–જોયું, શોધ્યું
હેરાના–સુધબુધ ગુમાવવી
હેરિયા–ગુમાવ્યું, ખોયું
હ્યાં–ત્યાં

× × ×